॥ श्रीगुरु ·त्तात्रेयाय नमः ॥

# લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ,

અને

# રમાબાઈનું ચરિત્ર.


श्रीमत् परमहंस परिव्राजकाचार्य वासुदेवानंद
सरस्वती भगवत् पाद पूज्य गांडा
ब्रह्मचारी विरचित.





છપાવી પ્રસિદ્ધ કરનાર.

કલ્યાણજી નીચ્છાભાઇ દેશાઇ

ઓફીસ ખડકી—ભરૂચ.

સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.

શ્રી "જ્ઞાનોદય" છાપખાનું—ભરૂચ.

કીંમત રૂા. ૧—૦—૦ (પોસ્ટેજ જુદું).













ભરૂચ—" શ્રી જ્ઞાનોદય પ્રીન્ટિંગ પ્રેસ " માં
ઇચ્છાલાલ અમૃતલાલ મામલતદારનાએ
છાપ્યું.



# પ્રસ્તાવના.

—***✽**—

અમારા તરફથી "લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ" નો એક નાનો ગ્રંથ બહાર પડેલો છે, તેમાં છેલ્લે માતુશ્રી રમાબાઇનું ચરિત્ર છે, તે માતુશ્રીનું સવિસ્તર આખ્યાન આ ગ્રંથમાં આવેલું છે. તે વાંચવાથી સાંપ્રતકાળમાં પણ અવતારી પુરૂષો ધર્મનું રક્ષણ કરી શ્રદ્ધાવાનને કેવી રીતનું ફળ આપે છે તે પ્રત્યક્ષ જણાય છે. આથી પ્રાચીન શાસ્ત્રો ઉપરની શ્રદ્ધા દૃઢ થાય છે. આ વિષે આસ્તિક શ્રદ્ધાવાનને વધારે કહેવાની જરૂર નથી.

"પુરૂષ ધર્મ નિરૂપણ" નામના ગ્રંથની સાથે પારાયણમાં જે લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ ગ્રંથ છે, તે આ ગ્રંથ છે.

લી.
કર્તા.



# શુદ્ધિ પત્રક.



| પૃષ્ટ. | લાઇન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧ | ૧૪ | पर्ति | यर्ति |
| ૨૪ | ૫ | થયો છે | થવાનો છે |
| ૩૨ | ૨૬ | મરનાર દાહ | મરનારનું દાહ |
| ૩૩ | ૧૨ | લગ્ન થવા અગાઉ જેનુ | સમાવર્ત્તન થવા અગાઉ જે બ્રહ્મચારીનું |
| ૩૯ | ૪ | રેચક કરી પ્રાણુાયામ | રેચક પ્રાણુાયામ |
| ૪૧ | ૨ | સેવા માંડી | સેવા કરવા માંડી |
| ૪૨ | ૨ | જાણી પોતાના | જાણી અનસૂયા માતાએ પોતાના |
| ૪૯ | ૭ | થયા રેણુકા | થયા અને રેણુકા |
| ૬૦ | ૨૮ | હે માતા | હે રાજા |
| ૬૨ | ૩૦ | કરાવતી | કરાવતી હતી |
| ૭૦ | ૧૫ | તપરામ | જયરામ |
| ૭૧ | ૪ | મંત્ર | જંત્ર |
| ૭૨ | ૨ | હુડળીના | હુડપીના |
| ૭૭ | ૧૬ | કુરૂમગડા | કુરૂમગઢે |
| ૮૨ | ૧૯ | કન્યા | કન્યાએ |
| ૮૪ | ૧૭ | આવ્યા એક | આવ્યા ત્યાં એક |
| ૯૦ | ૧૮ | ઘોરાશાસ્ત્રીબુવાને | ઘોરાશાસ્ત્રી શાસ્ત્રીબુવાને |
| ૯૩ | ૧૬ | છે તેમને | છે તે વખતે તેમને |
| ૯૯ | ૧૮ | એવી બાબતમાં | એવા વખતમાં |

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | ૯ | કહેવાથી | ના કહેવા છતાં |
| ,, | ,, | માણુસોના કહેવાથી | માણુસોના નાકહેવા છતાં |
| ૧૦૧ | ૩૨ | કુરૂડવાડી | કુરૂડુવાડી |
| ૧૦૫ | ૧૬ | ઉપરના દૃષ્ટાંતનો ભાવાર્થ એવો છે કે | માટે |
| ૧૦૭ | ૯ | અને | આ |
| ,, | ,, | વાર્ણીમાં એવી રીતના | વાણીઆ જેવા |
| ૧૦૯ | ૩૧ | હોરૂં | હોવું |
| ૧૧૦ | ૧ | સ્તુતિ | એ સ્તુતિ |
| ૧૧૮ | ૨૬ | દોષના | ૦ |
| ૧૨૧ | ૧૫ | એને માટે | અને |
| ૧૨૬ | ૮ | આવવી | આવતી |
| ૧૨૮ | ૧૭ | દેવની | શાસ્ત્રીબુવાની |
| ૧૩૦ | ૪ | હુતો | છે |
| ૧૪૫ | ૨૯ | કરેકે | દરેકે |
| ૧૫૯ | ૧૪ | કર્યાં | ૦ |
| ૧૬૮ | ૧૧ | દેવો | તેઓ |
| ૧૭૩ | ૨ | દિનપરદિન | તેથી |
| ૧૭૬ | ૮ | અધાદતલ | આપાદતલ |
| ,, | ૧૫ | मिरंन | मिर्दंन |
| ૧૭૮ | ૧૮ | निर्दयत्वे | निर्दयत्वं |
| ,, | ૨૧ | सर्वपाया | सर्वमाया |
| ૧૭૯ | ૧૫ | दिककला | दिकल्पोक्तफला |
| ૧૮૦ | ૩ | परिहाराथम | परिहारार्थम |
| ૧૮૧ | ૫ | पुंसापत्वार | पुंसोयत्पार |
| ૧૮૨ | ૧૩ | मैलेयो | मैत्रेय |
| ૧૮૩ | ૩ | त्पतधः | त्पतत्यधः |
| ,, | ૭ | विधवा | विधवया |

| | | | |
|---|---|---|---|
| ૧૮૫ | ૩૧ | અશસ્ત્રો | અશસ્ત્રે |
| ૧૮૬ | ૨૫ | હલાવવાને સમર્થ | હલાવવાને અસ-<br>મર્થ |
| ,, | ૩૦ | અને | ૦ |
| ૧૮૭ | ૨ | અઘ:પાત | અધ:પાત |
| ,, | ,, | અઘ:પાત | અધ:પાત |
| ૧૯૧ | ૧૩ | यावत: | यावंत: |
| ,, | ,, | धान्यन | धान्मन |
| ,, | ૧૬ | ठय | रुपं |
| ,, | ૨૧ | પરમાનંદદ્ધિ | પરમાનંદાદ્ધિ. |
| ૧૯૨ | ૪ | भिन्न | भिन्नं |
| ૧૯૬ | ૮ | मंचि मकुन | मी चमकुन |
| ,, | ૧૫ | स्वानंदान | स्वानंदाने |
| ,, | ૧૬ | सजीचा | अजीचा |
| ૨૦૪ | ૧૧ | નાથ | હે નાથ |
| ૨૦૫ | ૧૧ | માતાપિતાને કહી | માતાપિતાને<br>ન કહી |
| ૨૧૬ | ૨૬ | આપના | તમામ |
| ૨૩૨ | ૨૨ | કિનારે સ્વામીમહારાજને | કિનારાના |
| ૨૩૬ | ૨ | કરી | કરવાથી |
| ૨૩૮ | ૧૮ | एकदागं | एकदागंगं |
| ,, | ૨૧ | कमलायरी | कमलावरी |
| ૨૪૪ | ૧૬ | (ગોમૂત્રિકા) | ૦ |
| ,, | ૨૧ | | ( ગોમૂત્રિકા ) |
| ૨૪૫ | ૬ | धर्मदं | धर्मदे |
| ૨૪૬ | ૧૩ | બ્રાહ્મણ હતો | બ્રાહ્મણ સ્વામી<br>મહારાજ પાસે<br>આવ્યો હતો |
| ૨૪૭ | ૩ | તું | અરે ! તું |

| | | | |
|---|---|---|---|
| ૨૪૮ | ૧૬ | સ્ટાંપ | સ્ટાંપમાં |
| ૨૫૩ | ૧૩ | ચીખલદેમાં | ચીખલદામાં |
| ૨૫૪ | ૨૦ | આવી પ્રાર્થના | આવી સ્વામી મહારાજને પ્રાર્થના |
| ૨૫૬ | ૨૩ | त्सर्वंममा | सर्वंममा |
| ,, | ૩૦ | कः | कं: |
| ૨૫૭ | ૨૯ | ખવતે | વખતે |
| ૨૭૬ | ૨૩ | વૈજનાથ પચીશ | વૈજનાથને અહીંથાં પચીશ |
| ૨૭૯ | ૭ | મહારાજ દયા | મહારાજને દયા |
| ૨૮૯ | ૨૬ | એ દેખાતું | એમ દેખાતું |
| ૩૦૧ | ૬ | આગળ | પાછળ |
| ૩૧૧ | ૨૨ | अज्ञोहमा | अज्ञोहमी |
| ૩૧૩ | ૧ | તમારૂ શરીર | ૦ |
| ૩૨૫ | ૨ | બ્રહ્મણપુત્રો | બ્રહ્મણના પુત્રો |
| ૩૩૩ | ૯ | બિબિ | બિંબિ |
| ૩૫૦ | ૧૧ | રામપુર | રાયચુર |
| ૩૫૫ | ૩૧ | પઠણુથી | પૈઠણુથી |



॥ श्रीगुरु दत्तात्रेयाय नमः ॥



# લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ.



શ્રી ગણેશાય નમઃ શ્રી સરસ્વત્યૈ નમઃ શ્રી કુળદેવતાય નમ: શ્રી ગુરૂભ્યો નમઃ શ્રી સાવિત્રિપતયે નમઃ શ્રી લક્ષ્મીપતયે નમઃ શ્રી શામ્બશિવાય નમઃ શ્રી અનસૂયાત્રિનંદનાય નમઃ શ્રી માતૃપિતૃભ્યો નમઃ શ્રી સદ્દગુરૂ વાસુદેવાનંદ સરસ્વતી ભગવાનના ચરણારવિંદમાં શિર સાષ્ટાંગ નમસ્કાર કરી ગાંડા નામના બાળકે આ " લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ " લખવાનો આરંભ કર્યો છે.



હવે જે સ્ત્રીઓને ચારે મુકિતની પ્રાપ્તિ કરવી હોય તેમણે આ ગ્રંથને વાંચી વિશેષ ખુલાસા માટે સ્ત્રીધર્મ-નિરૂપણમાં જોવું.

ગર્ભિણી સ્ત્રીએ ઘોડા, ગાડી, ખાંડણી, સાંબેલુ, રાખોડી આદિકપર બેસવું, ઉંચે ચઢવું, જળમાં ડુબકી મારી નહાવું, વસ્તી વિનાના ઘરમાં રહેવુ, ઝાડ નીચે બેસવું, ટંટો કરવો, અંગને મરોડવું, ઉતાવળું ચાલવું, તમોગુણી અને ભારી પદાર્થો ખાવા, સંધ્યાકાળે ભોજન, મૈથુન, શોક, શરીરમાંથી લોહી કાઢવું. દિવસે ઉંઘવું, રાત્રિએ જાગરણ કરવું, રાખોડી, કોલસા અગર નખવડે જમીનપર રેખા કાઢવી, ખોટું બોલવું, અપશબ્દ બોલવા, બહુ હસવું, કચ્છ માર્યા વિના ચાલવુ, ક્ષુદ્ર

કેશ મૂકવા અને ઉભા આસને બેસવું; એમાંથી કોઇ પણ કામ કરવું નહિ. એમાંથી કોઇ પણ ભૂલ થાય તો બાળક હીન અંગ વાળો અથવા રોગી થાય છે. ગર્ભિણી સ્ત્રીએ પવિત્રતા રાખવી, દાન કરવાં, વડીલોની સેવા કરવી, હળદી કંકુ લગાડવાં, કાજળ આંજવું, પાન ખાવાં, સારાં પવિત્ર વસ્ત્ર અને અલંકાર ધારણ કરવા, સગર્ભા સ્ત્રીએ ચોથે, છઠ્ઠે તથા આઠમે માસે યાત્રા કરવા જવું નહિ, તેમ પરગામ પણ જવું નહિ આષાઢ માસ હોય તો કોઇ પણ જગ્યાએ જવુ નહિ. ગર્ભિણી સ્ત્રી માગે તો સારા પદાર્થ ખાવાને આપવા. ગર્ભિણી સ્ત્રીને અગ્ર ગર્ભ રહ્યા પછી પુંસવન, અનવલોભન, સીમંતોન્નયન એ ત્રણ સંસ્કાર કરવા. એ સંસ્કાર નહિ કરવાથી પ્રજા આસુરી મંદબુદ્ધિની થાય છે. ૨

ગર્ભિણીને પ્રસવ થયા પછી બાળકના રક્ષણ માટે દશ દિવસ સુધી ( શાન્તિસૂકતાદિકના ) જપ કરાવવા. જાત કર્મ કરાવી દાન આપવું. પાંચમે તથા છઠ્ઠે દિવસે જન્મદા નામની દેવીનું પૂજન કરાવવું. દશમે દિવસે બળીદાન અને પોતાના સ-બંધીનાં સ્ત્રી બાળકોને જમાડવાં. જન્મ વખતે દુષ્ટ ગ્રહ આવ્યા હોય તો શાન્તિ કરાવવી. ૩

માતાએ બાળકને ઉછેરવામાં બહુજ કાળજી રાખી તેને પીડા નહિ થાય તે પ્રમાણે સાત્વિક ખોરાક ખાવો, કદાચ બાળકને રોગાદિકની અડચણ થાય તો દવાઓ આપવી. ૪

પુત્ર કન્યાના નામ સંસ્કાર બ્રાહ્મણે અગીઆરમે અગર બારમે દિવસે, ક્ષત્રિએ તેરમે અથવા સોળમે દિવસે, વૈશ્યે સોળમે અગર વીશમે દિવસે અને શૂદ્રે બાવીશમે અગર માસને અંતે કરાવવા. નામ સંસ્કાર સવારમાં કરાવવા. કન્યાને પારણામાં સુવા-ડવાનો તેરમો દિવસ અને પુત્રને બારમો દિવસ શુભ છે. પ્રસુતિ સ્ત્રીએ ચાલીસ દિવસ ગયા પછી જળાશય આદિકને અડકવું, કેટલાક પચાસ દિવસ પછી પણ અડકે છે; માટે જેનો જેવો નિયમ હોય તે પ્રમાણે વર્તવું, ત્રીજે માસે સૂર્યની પૂજા કરી બાળકને સૂર્યનું દર્શન કરાવવું, ચોથે માસે બાળકને ઘરની બહાર અગર ગામની બહાર લઇને જવું, પાંચમે માસે મંગળનું બળ સારૂં હોય તો બાળકને પૃથ્વીપર બેસાડવું, પુત્રને છઠ્ઠે, આઠમે, દશમે માસે અગર વર્ષને અંતે; અને કન્યાને પાંચમે, સાતમે, અગર

નવમે માસે અન્નપ્રાશન સંસ્કાર કરાવવો. બાળકના કાન દશમે, બારમે અગર સોળમે દિવસે અથવા છઠ્ઠે, આઠમે, દશમે અગર બારમે માસે અથવા પહેલે અગર ત્રીજે વર્ષે વિંધવા, એ વખતે પ્રથમ લાખવડે ચિહ્ન કરી બ્રાહ્મણ અને વૈશ્યને માટે રૂપાની, ક્ષત્રિને માટે સોનાની, અને શૂદ્રને માટે લોખંડની આઠ આંગળ લાંબી સોય કરાવી કાનને વિંધવા. બાળકની જન્મગાંઠ કરવી તેમાં જે દિવસે જન્મ થયો હોય તે દિવસ લેવો, તેમાં પ્રથમ વર્ષમાં મહિને મહિને જન્મગાંઠ પુત્રની કરવી, અને પૂજાવિધિ કરી યથાશકિત બ્રાહ્મણ જમાડવા. પુત્રનું ચૌલકર્મ પહેલે, બીજે, ત્રીજે અથવા પાંચમે વર્ષે કરાવવું. કન્યાનું ચૌલકર્મ જેમની ન્યાતમાં કરાવતા હોય તેમણે અવશ્ય કરાવવું. જે લોકો કન્યાનું ચૌલકર્મ નહિ કરાવતા હોય તેમણે કન્યાના લગ્ન વખતે એ સસ્કારના લોપનું પ્રાયશ્ચિત્ત આપવું. એ તમામ સંસ્કાર વખતે માતા પિતા અને પોતાના કુટુંબનાઓને નિયમ પાળવાના છે એને માટે સ્ત્રીધર્મ નિરૂપણમાં અગર ધર્મસિન્ધુમાં જોવું અને તે પ્રમાણે નિયમો પાળવા. ૫

માતાએ ધાવતુ બાળક હોય ત્યાં સુધી ખાવાને બરાબર પથ્ય પાળવું. અન્નપ્રાશન સસ્કાર સુધી બાળક શિશુ કહેવાય છે, એવા શિશુથી રજસ્વલા,ઢેડ,ભંગી આદિકનો સ્પર્શ થાયતો બાળકપર જળ છાંટવાથી શુદ્ધિ થાય છે. ત્રણ વર્ષ સુધી બાળ કહેવાય છે. એવાથી રજસ્વલાદિકનો સ્પર્શ થાય તો માર્જન કરાવી ત્રણ આચમન કરાવવાં ત્રણ વર્ષથી આઠ વર્ષ સુધી કુમાર કહેવાય છે. તેવાથી રજસ્વલાદિકનો સ્પર્શ થાય તો સ્નાન કરાવવું. માતાએ બાળકને માંખણ આદિક લગાડી સૂર્ય ઉદયની પૂર્વે માથાના વાળ ઓળી સ્નાન કરાવવું, કન્યા હોય તો કપાળે કંકુ લગાડવું અને પુત્ર હોય તો કપાળે ભસ્મ લગાડવી. ચાર પાંચ વર્ષની કન્યા થાય કે દેવસેવાનાં વાસણ માંજવાં, વાસીદું કાઢવું, ઘરના ઉંબરા ધોવા અને આંગણાંને સાફ કરાવી તેમાં સાથીઆ પુરવાને શીખવવું. દેવની પાસે વાસણ ગોઠવાવવાં તથા દેવસેવાની જગ્યાએ આસન ગોઠવાવવું અને રસોઇ વખતે પોતાની પાસે રાખી જોઇતું કરતું મંગાવવું, જમવા બેસવાને આસન ગોઠવાવવાં, પાણીના લોટા પંચપાત્ર સહિત ભરાવી આસનની ડાબી તરફ ગોઠવાવવા,

અને મીઠુ ચટણી આદિક મૂકતાં શીખવવુ. જેમ જેમ ઉમ્મર વધે તેમ તેમ કામ વધારતા જવુ. વખત મળે તેમાં વાંચતાં ભરતાં શીખવવું અને શૌચાદિક વિધિ શીખવવો. શૌચ વખતે ગુહ્ય ઇંદ્રિયને પાંચ વાર મટોડી લગાડી ધોવી ત્યાર પછી ગુદાને ત્રણવાર મટોડી લગાડી ધોતાં શીખવવુ. હાથને પાંચ વાર અને પગને એક એક વાર મટોડી લગાડી ધોવાને શીખવવુ, અને છ કોગળા કરી ત્રણ આચમન કરતાં શીખવવું. પોશાબ વખતે ગુહ્યેંદ્રિયને બે વાર હાથને બે વાર અને પગને એક એક વાર મટોડી લગાડી ધોવાને શીખવવું, અને તુરત છ કોગળા કરી ત્રણ આચમન કરવાને શીખવવુ. પહેરેલુ વસ્ત્ર સ્નાન કર્યા પછી પહેરવા દેવું નહિ સ્નાન કર્યા વિના બાળકને ખાવા આપવુ નહિ. આ પ્રમાણે પુત્રને પણ શીખવવું. દરરોજ ઇષ્ટદેવના જપ કરવાને શીખવવું. બાળકને સસ્કારનું તથા હીન જાતિનું અન્ન જળ ખાવા પીવા દેવું નહિ. કાંદા, લસણ, વાસી અન્ન, અજીઠુ અન્ન, રજસ્વલાના સ્પર્શ થએલું અન્ન, મદ્ય, માંસ એ મહા દોષિત છે માટે એ પદાર્થ ખાવા દેવા નહિ; કારણ કે જે પ્રમાણે આહાર શુદ્ધ હોય તે પ્રમાણે બાળકમાં ગુણ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. બાળકને કોઇ દિવસ ઘરમાં થુકવા દેવુ નહિ. પુત્રને પાંચમે વર્ષે ઉત્તરાયણમાં અક્ષર લખાવવાનો આરંભ કરવો. તે વખતે પૂજા આદિક કરી મીઠાઇ વહેંચવી, એને માટે સ્ત્રીધર્મનિરૂપણમાં અથવા બીજા ગ્રંથમાં જોવું. બાળકને અપશબ્દ બોલવા દેવા નહિ; તેમ માતા પિતાએ પણ બોલવા નહિ. બાળકને નમ્ર વાણીએ બોલતાં શીખવવું. કોઇ પણ પ્રાણીની હિંસા કરવા દેવી નહિ. કન્યા પાંચ વર્ષની થાય કે સવારમાં સૂર્ય ઉદયથી પ્રથમ ઉઠી પોતાના મેળે સ્નાન કરે એ પ્રમાણે શીખવવું, સ્નાન કરવાની પૂર્વે તેલ લગાડી માથાના વાળ પોતાને હાથે બરાબર કરતાં શીખવવું. કપાળે સૌભાગ્ય માટે કંકુ હલદિ આદિક લગાડતાં શીખવવું, છ સાત વર્ષની થાય કે પોતાનાં વસ્ત્ર ધોતાં શીખવવુ, તેના સાથે વસ્ત્રની બરાબર ગડી વાળતાં શીખવવું. ઘરને લીંપાવવું, વાસણ મંજાવવાં, પાણી ભરાવવુ, દળાવવું, ખંડાવવુ, મરામસાલો તૈયાર કરાવવો, વિગેરે તમામ કામ ધીમે ધીમે શીખવવું, આઠ વર્ષની

કન્યા થાય કે રાંધતા પીરસતાં શીખવતા જવું, અને વિવેક વિચાર શીખવવો. પુત્રને પણ આચાર વિચાર શીખવતા જવું. ૬

બ્રાહ્મણે પુત્રને ગર્ભથી પાંચમે અથવા આઠમે વર્ષે જનોઇનો સંસ્કાર કરાવવો એ ઉત્તમ છે. પંદર વર્ષ સુધીમાં જનોઇ અપાય તો પ્રાયશ્ચિત નથી; ત્યાર પછી પ્રાયશ્ચિત કરાવવું. કન્યાના લગ્ન આઠ વર્ષથી અગીયાર વર્ષ પુરાં થતાં સુધીમાં કરવા અગીયારમું વર્ષ પુરૂં થયા પછી કન્યાને પરણાવવાથી માતા પિતાને કન્યાદાનનું ફળ મળતું નથી; એટલુંજ નહિ પરન્તુ તે કન્યાનાં માતા પિતા અને ભાઇઓને ચંડાળત્વની પ્રાપ્તિ થાય છે અને તે કન્યા શૂદ્રિ કહેવાય છે તથા તેને પરણનાર શૂદ્રિપતિ કહેવાય છે. વખત પર કન્યાનું દાન કરનાર નહિ હોવાથી તે મોટી વયની થાય તો તેને પરણાવવામાં દોષ નથી. કન્યા કરતાં કન્યા સાથે પરણનાર વરની ઉમ્મર સાત આઠ વર્ષ મોટી જોઇએ કન્યાના સારા કુળના પુત્ર સાથે લગ્ન કરવાં. પાંત્રીશ વર્ષથી વધારે વયનાની સાથે લગ્ન કરવાં નહિ. કન્યાને મંગળ આદિક ગ્રહોના કારણથી વૈધવ્ય દોષ આવતો હોય તો દેવ વિવાહ કરી પછીથી કન્યાનું લગ્ન કરવું. લગ્ન વખતે કન્યાને ગુરૂબળ શ્રેષ્ઠ જોઇએ અને વરને રવિબળ શ્રેષ્ઠ જોઇએ. મને કરી દીધેલી, વાણીવડે દીધેલી, વિવાહ હોમ પર્યંત સંસ્કાર થયેલી, સપ્તપદિ થઇ ગયેલી, બીજા પુરૂષે ભોગવેલી અને એક ગોત્રની કન્યાને વરનાર આલોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે. પોતાની કન્યા જેના પુત્રને આપી હોય તેની કન્યા પોતાના પુત્ર માટે લેવી નહિ. એક ગોત્ર ને સમાન પ્રવરવાળા સાથે પોતાની કન્યા પરણાવવી નહિ; સમાન પ્રવર માટેનો ખુલાસો ધર્મસિંધુ ગ્રંથમાં જોવો. જો પરણે તો પરણનાર પોતાની બહેન સાથે પરણ્યો કહેવાય છે અને ગમન કરે તો પોતાની માતા સાથે ગમન કર્યા બરોબર છે તથા તેને પ્રજા ઉત્પન્ન થાય તે ચંડાળ કહેવાય છે. એવી રીતની ઉત્પન્ન થયેલી પાંચમી વર્ણસંકર જાતિ છે. માટે એવી પ્રજાના સંસ્કાર નહિ કરતાં ચંડાળને ત્યાં તે પ્રજાને મૂકી આવવી, કારણ યમસ્મૃતિમાં કહ્યું છે કે સંન્યાસીએ પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલો, તેમજ ઉચ્ચવર્ણની સ્ત્રીએ વ્યભિચાર કરાવી નીચવર્ણનાના પાસે ઉત્પન્ન કરાવેલો, અને પોતાના સગોત્રના સ્ત્રીને પરણી તેના ઉત્પન્ન કરેલો એ ત્રણ

પુત્રો ચંડાળ છે, માટે એવાનો ત્યાગ કરવો. મોટા ભાઇનું લગ્ન થય વિના નાના ભાઇનું લગ્ન કરવું નહિ; તેજ પ્રમાણે મોટી બહેનનું લગ્ન થયા વિના નાની બહેનનું લગ્ન કરવું નહિ દત્તકે બન્ને પિતાનાં ગોત્રો વર્જ્ય કરવાં. ક્ષત્રિ અને વૈશ્યનાં ગોત્રો તેમના પુરોહિતથી ગણાય છે. કોઇએ કન્યાના પૈસા લઇ કન્યા પરણાવવી નહિ કન્યાના પૈસા લેનાર ચમારના પણ ચમાર છે, એવાનો સ્પર્શ થાય તો તુરત સ્નાન કરવું. તેજ પ્રમાણે પુત્રના પણ પૈસા માગવા નહિ. વરકન્યાના વિવાહ જોડતી વખતે પ્રથમ વાગ્દાન કરવું.

વિવાહ આઠ પ્રકારના છે તેનાં નામ—બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ એ પ્રમાણે છે. લગ્નને દિવસે સીમાન્તપૂજન ( કલવો ખવરાવવો તે ) કરવું. વરવાળાએ કન્યાને માટે વસ્ત્રાલંકાર પોતાને ઘરથી અવશ્ય કરીને લઇ જવા. કન્યાને લગ્ન વખતે તેમ બીજી વખતે હાથીદાંતનો ચુડો નહિ પહેરાવતાં બંગડી પહેરાવવી. ચુડો પહેરાવવાની જરૂર હોય તો લાકડાનો પહેરાવવો, કારણ કે હાથીદાંતના ચુડાનો શાસ્ત્રમાં નિષેધ છે. લગ્ન વખતે વરકન્યાને ઉભાં રાખી એક બીજાને પુષ્પના હાર પહેરાવવા. જેમનામાં એક બીજા ઉપર થુકવા આદિકનો રીવાજ હોય તેમણે તે પ્રમાણે કરવું નહિ. ત્રણ રાત્રિ પર્યંત વરકન્યાએ અલુણું ખાવું, જમીનપર સુંવું અને બ્રહ્મચર્ય પાળવું. વિવાહ થયા પછી સોળ દિવસમાં ઘરમાં વધુ પ્રવેશ કરાવવો. સોળ દિવસ પછી માસ પર્યંતમાં વધુ ( વહુ ) પ્રવેશ કરાવવો હોય તો એકી દિવસમાં કરાવવો; ત્યાર પછી કરાવવો હોય તો એકી માસમાં કરાવવો અને ત્યાર પછી કરાવવો હોય તો એકી વર્ષમાં કરાવવો. સોળ દિવસ પછી બેકી દિવસ, બેકી માસ અને બેકી વર્ષમાં વધુ પ્રવેશ કરાવે તો વૈધવ્યનાં અથવા દુઃખથી પ્રાપ્તિ થાય છે. પાંચ વર્ષ પછી સમ વિષમનો દોષ લાગતો નથી. બીજી વખત વધુ પ્રવેશને માટે ચાતુર્માસ, બેકી વર્ષ અને પ્રતિ શુક્રાદિ દોષ વર્જ્ય કરવા. લગ્ન થયા પછી પહેલા વર્ષમાં કન્યા આષાઢ માસમાં પતિને ઘેર રહે તો સાસુનો, ક્ષય માસમાં રહે તો પોતાના શરીરનો, જ્યેષ્ટ માસમાં જેઠનો, પોષ માસમાં સસરાનો અને અધિક માસમાં રહે તો પોતાના પતિનો નાશ કરે છે. ચૈત્ર માસમાં પિતાને ઘેર રહે તો પોતાના પિતાનો

નાશ કરે છે. કન્યાને પ્રજા ઉત્પન્ન નહિ થઇ હોય ત્યાં સુધી તેને ઘેર માતા પિતાએ જમવુ નહિ. સ્ત્રી વિધવા થયા પછી તેનાથી બીજી વાર લગ્ન કરી શકાતું નથી. એ બાબતનો અને વિવાહ આ-હિક તમામ બાબતનો યથાવિધિ ખુલાસો સ્ત્રીધર્મ નિરૂપણમાં કરેલો છે માટે દરેકે ત્યાં જોવુ. ૭

બ્રાહ્મણ સિવાય બીજી વર્ણ કોઇ દિવસ બ્રાહ્મણ થઇ શકતી નથી. કેટલાક વિશ્વામિત્ર અને વાલ્મિકનું દૃષ્ટાંત આપે છે, તેમાં વાલ્મિક પોતે બ્રાહ્મણજ હતા, અને વિશ્વામિત્રે પોતાના શરીરને બાળી મૂકી તપોબળે નવુ શરીર ઉત્પન્ન કર્યું ત્યારેજ બ્રાહ્મણ કહેવાયા. કલિયુગમાં બ્રાહ્મણથી અન્ય વર્ણની કન્યા લેવાય નહિ. તેમજ અન્ય જાતિવાળા સાથે ખવાય પણ નહિ, એને માટે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવું.

કલિયુગમાં બ્રાહ્મણમાં દશ ભેદ છે, તે નીચે પ્રમાણે:— દેવ, મુનિ, દ્વીજ, ક્ષત્રિ, વૈશ્ય, શૂદ્ર, પશુ, વર્ણસંકર, મ્લેચ્છ અને દશમા ચંડાલ છે. એમાં શૂદ્ર સુધાના સાથે સંન્યાસી આદિકે વેહેવાર રાખવો. એ સિવાય બીજા સાથે ભિક્ષા આદિનો સંબંધ રાખવો નહિ. કલિયુગમાં બ્રાહ્મણ સિવાય બીજી વર્ણને શ્રુતિ સ્મૃતિનો અધિકાર નથી. એ બાબતનો ખુલાસો સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવો. ૮

કન્યાએ લગ્ન થઇ ઋતુકાળ પ્રાપ્ત થાય ત્યાં સુધી સાસરાને ઘેર સાસુ સસરાની આજ્ઞામાં રહેવું એ તેનું બ્રહ્મચર્ય વ્રત ગણાય છે. એ વખતે કન્યાએ કેવી રીતે વર્તવું તેને માટે કહેવામાં આવે છે—કન્યાએ જલદી ઉઠી ધ્યાનથી પતિને નમસ્કાર કરવો અને આરસામાં પોતાનુ મોં જોવું, કપાળે કંકુ ભુંસાઇ ગયું હોય તો લગાડવું, પછી ત્રણ કોગળા કરી ત્રણ આચમન કરવાં અને પોતાના સૌભાગ્યની વૃદ્ધિ માટે ઇશ્વરની પ્રાર્થના કરવી. શૌચાદિક જઇ ગુહ્ય ઇન્દ્રિયને પાંચ વાર અને ગુદાને ત્રણ વાર મટોડી લગાડી ધોઇ કચ્છ મારી ચાલવું. સાહ્લાનો કચ્છ ન મરાય તો અંદરના ચણીયાનો કચ્છ મારવો. કચ્છ માર્યા વિના ચાલવું નહિ. પછી સારા જળવતી પાંચ વાર મટોડી લગાડી હાથ અને એકએક વાર મટોડી લગાડી પગ ધોવા અને છ કોગળા કરી તુરત દાતણ કરવું.

દાતણ કરી ત્રણ આચમન કરી કપાળે કંકુ લગાડવું અને સૂર્યને નમસ્કાર કરી ઘરનાં માંજવાનાં વાસણો બહાર મૂકી ઘર તથા આંગણાને વાળી કાઢવું અને રસોડા વિગેરેને લીંપી આંગણામાં છાણ પાણી છાંટવું, પછી વાસણ માંજવા, ગાય આદિક હોય તો તે જગ્યાને સાફ કરવી પતિ ઉઠે કે તુરત તેમને નમસ્કાર કરવા. તેજ પ્રમાણે સાસુ સસરાને પણ નમસ્કાર કરવા. પતિ આદિકને માટે શૌચ જવાને પાણી મટોડી વિગેરે તૈયાર કરી મૂકવું. દાતણ કરવાને પાણીનો લોટો તથા દાતણ છુંદીને ઘરના આગલા ભાગમાં મૂકી આપવું પછી કન્યાએ પોતાના વાળને તેલ લગાડી સાફ કરી વસ્ત્ર સહિત સ્નાન કરવું. કોઇ દિવસ નગ્ન નહાવું નહિ. સ્નાન કરતાં વસ્ત્ર કોરૂં રહેવા દેવું નહિ. સ્તન તથા ગુહ્ય ઇન્દ્રિય કોઇને બતાવવી નહિ. એ પ્રમાણે પતિવ્રતનું રક્ષણ કરવું પહેરેલું વસ્ત્ર પહેરવું નહિ. વસ્ત્ર પહેરી કચ્છ મારી ચાલવું. કચ્છ રહિત ચાલવાથી ડગલે ડગલે સુરાપાન પીવા બરાબરનું પ્રાયશ્ચિત લાગે છે. બારીક વસ્ત્ર પહેરી સ્નાન કરવું નહિ વસ્ત્ર પહેરી કાચળી આદિક પહેરવાં અને ત્રણ આચમન કરી તુરત કપાળે કંકુ લગાડવું, આંખમાં કાજળ આંજવું અને ઉંબરા તથા આંગણામાં સાથીયા પુરવા. પોતાના પતિ આદિકનાં વસ્ત્રની ગડી કરી તેમની સંધ્યા કરવાની જગ્યાના આસનપર મૂકી આપવાં. પોતાના પતિ આદિકને સ્નાન કરવું હોય તો સ્નાન કરવાની જગ્યા પર પાત્રમાં ઉનું તથા ઠંડું જળ મૂકી આપવું અને સંધ્યા વિગેરેનાં પાત્રાદિક ને સંધ્યા કરવાની જગ્યાએ ગોઠવી આપવાં, તેમાં પાણીનો લોટો પવાલું, પંચપાત્રી, તરભાણી, ભસ્મ, ગૌમુખી, પૂજા માટે એક પાત્રમાં ચંદન, પુષ્પ, અક્ષત, અબીલ, ગુલાલ, કંકુ, હળદર, ઉદબત્તી, ઘીનો દીવો, દેવને માટે પંચામૃતમાં દૂધ, દહીં, ઘી, મધ અને સાકર, આરતિ માટે કપુરાદિક, તુલસી, બીલ્વપત્ર. દુર્વા, નૈવેદ્ય માટે ફળાદિક મૂકી આપવાં અને પતિની પૂજા કરી નમસ્કાર કરવો. દરેકના સાથે બહુજ મંજુલ શબ્દથી બોલી સર્વની પ્રીતિ સંપાદન કરવી. એ પ્રમાણે પિતાને ઘેર પણ વર્તવું ૯

ઘરની વ્યવસ્થા થયા પછી રસોઇ માટે તમામ જોઇતો સામાન કાઢી સાફ કરવો. સાફ કરતાં કોઇ પણ વસ્તુને ફુંક મારવી નહિ. રસોઇને માટે બને તો તાજું જળ લાવી ગાળીને

ઉપયોગમાં લેવું. શૂદ્રાદિકના હાથનું જળ વાપરવું નહિ. રસોઇ કરતાં કોઇ પણ પદાર્થને તેમજ અગ્નિને મોંવતી ફુંક મારવી નહિ. અગ્નિને ભુંગળીવતી ફુંક મારવી. રસોઇ કરતાં પિશાબ કરવા જવુ પડે તો પિશાબનો છાંટો વસ્ત્રને નહિ લાગે તે પ્રમાણે પિશાબ કરી મૃતિકાવતી ગુહ્ય ઇન્દ્રિયને સાફ કરી મૃતિકા લગાડી હાથ પગ ધોઇ છ કોગળા કરી ત્રણ આચમન કરી રસોડામાં આવવું. શૌચ ગયા હોય તો સ્નાન કરવું. રસોઇ આદિકમાંથી વખત મળે તો પોતાના ઇષ્ટદેવના જપ કરવા. રસોઇ કરતાં ક્રોધ, દ્વેષ, કરવો નહિ. રસોઇ તૈયાર થાય કે વડિલોને ખબર આપવી અને વૈશ્વદેવ માટે સામગ્રી તૈયાર કરવી. જમવાની જગ્યાપર પાટલા મૂકી લોટા ભરી મૂકવા અને વૈશ્વદેવનો કુંડ લીંપી તૈયાર રાખવો. વૈશ્વદેવની જગ્યાએ કુંડ, દર્ભ, અક્ષત, પુષ્પ, છાણાં, બારીક બારીક લાકડાં અને ભુંગળી મૂકી વૈશ્વદેવ માટે ભાત અને અગ્નિ પતિ માગે કે આપવો અને દેવને માટે થાળ અને ગૌગ્રાસ તૈયાર કરવો. વૈશ્વદેવ થઇ રહે કે બલિહરણ આદિક લઇ લેવું. એ વખતે બ્રહ્મચારી, સંન્યાસી ભિક્ષા માટે આવે તો મધુકરી ભિક્ષા આપવી. તેમાં ઘરમાં જે જે વસ્તુ જમવાને કરેલી હોય તેમાંથી થોડી થોડી તમામ વસ્તુ આપવી. કાંદા, લસણ, ગાજર, તડબુચ આદિ નિષેધ વસ્તુ આપવી નહિ. બને તો સંન્યાસી આદિકને ઘેર બોલાવી લાવી જમાડવા. જમવામાં સોનારૂપાનાં પાત્ર તથા ખાખર, કમળ, મહુડો, જાંબુ, ફણુસ, આંબો, ચંપો, ઉંબરો અને કેળનાં પત્ર ઉત્તમ છે, પીતળનાં પાત્ર મધ્યમ છે, કલાઇનાં અગર કલાઇ લગાડેલાં વાસણ વાપરવાં નહિ. પીરસતાં ચટણી, અથાણાં, રાયતાં, પાપડ, મીઠું અને પકવાન જમનારના ડાબા હાથ તરફ પીરસવું. શાકભાજી જમણા હાથ તરફ પીરસવું. પાત્રની બહાર ખાટી દાળ, દૂધપાક આદિક પડીયામાં પીરસી પાત્રની વચમાં ભાત પીરસી ભાતની બાજુપર મોળી દાળ પીરસવી. ઘીનો પડીયો પત્રાળીમાં નહિ મૂકતાં પાત્રની બહાર મૂકવો. જમતાં જે વસ્તુ માગે તે પીરસવી. જમનારને તથા પાત્રને અડકાય નહિ તે પ્રમાણે ઉંચેથી પીરસવું. ભાતાદિકનું ઢેપું ન ન મૂકતાં છુટો કરી પીરસવો કે જેથી વેરાય નહિ. જમનારને અગર પાત્રને પીરસતાં અડકાય તો તે અન્નનો ત્યાગ કરી ત્રણ

કોગળા કરી હાથ પગ ધોઇ ત્રણ આચમન કરી રસોડામાં જવું. પતિ જમી રહે કે પાન સોપારી તૈયાર કરવું તથા પાણીનો લોટો પંચપાત્ર સહિત પતિને માટે મૂકી આપવો અને સ્ત્રીએ પતિની આજ્ઞા લઇ ભોજન માટે બેસવું. ભોજનમાં પતિનો અજુઠો પ્રસાદ પ્રથમ ભક્ષણ કરવો. આચમન કરી જમવાનો આરભ કરવો. પલાંઠી વાળીને જમવા બેસવું. જમતાં હાથનો થેલો મારવો નહિ. જમી રહ્યા પછી આચમન કરીને ઉઠવું અને ઘરની બહાર જઇ મોં ધોવું; જમેલા પાત્રમાં કે ઘરમાં મોં ધોવું નહિ. ડાબે હાથે જમતાં લીધેલી વસ્તુ અજુઠી કહેવાય છે. સ્ત્રીએ ઘરનાં તમામ માણુસને ભોજન કરાવી પછીથી જમવું. પાટલાપર બેસી જમવું નહિ. જમતાં જમતાં કોઇને અડકવું નહિ. શૂદ્રના જમ્યા પછીનું અન્ન જમવું નહિ. શૂદ્રને જમાડવા પડે તો ઘરની બહાર બેસાડી બીજા પાસે પીરસાવવું. પુરૂષની સામે બેસી સ્ત્રીઓએ જમવું નહિ. મુખશુદ્ધિ સિવાયની કોઇપણ વસ્તુ ખાધી હોય તો છ કોગળા કરી ત્રણ આમમન કરવાં. એક હાથમાં અન્ન લઇ બીજે હાથે ખાવું નહિ. ત્રાંબાના પાત્રનું દૂધ, દહીં, કાંસાના પાત્રમાં શેરડીનો રસ, ગોળની સાથે મેળવેલું આદું તથા દહીં ખાવું નહિ. સમુદ્ર મીઠું તથા સીંધવ સિવાય બીજા ખાર ખાવા નહિ. ભોજન કરતાં અપાનવાયુ સરવા દેવો નહિ. જમતાં આશૌચ આવે તો મોંમાંનો કોળીઓ થુંકી નાંખી આચમન કરવાં, જમવું નહિ. વાયલી ગાયનું દૂધ દશ દિવસ સુધી ખાવું નહિ. કાંદા, લસણ, ગાજર, તડબુચ આદિ નિષેધ પદાર્થ ખાવા નહિ. સ્ત્રી પીરસતાં રજસ્વલા થાય તો હાથમાંના અન્નનો ત્યાગ કરી બહાર નીકળી જવુ. રસોઇ કરતાં પણ એજ નિયમ જાણવો. જમતાં રજસ્વલા થાય તો મોંમાંનો કોળીઓ થુંકી નાંખી મોં ધોઇ આચમન કરવાં. સ્ત્રીએ જમી મોં ધોઇ ત્રણ આચમન કરી મુખશુદ્ધિ માટે સોપારી આદિક ખાવું અને જમેલી જગ્યાનું પ્રથમ છાણવતી પડેલું અજુઠું લઇ બીજીવાર પાણી રેડી છાણ ફેરવી લેવું. બ્રાહ્મણની જમેલી પત્રાળી શૂદ્ર પાસે લેવડાવવી નહિ. લેવડાવવાથી બ્રાહ્મણ પતિત થાય છે. જરૂર પ્રસંગે જમેલી જગાની બહાર ઉઠાવી મૂકેલી પત્રાળી શૂદ્રને લેવાને દોષ નથી. જમેલી જગ્યામાં પોતપોતાની ન્યાતવાળાએ પત્રાળી ઉઠાવી છાણ ફેરવી

લેવું. શૂદ્ર પાસે લીંપાવવું નહિ. ઉંચવર્ણનો પત્રાળી તેનાથી નીચ વર્ણનો ઉઠાવે તો ઉઠાવનાર, જમનાર અને જમાડનાર ત્રણે નર્કમાં જાય છે; તેજ પ્રમાણે નીચો વર્ણનો પોતાની અજીુઠી પત્રાળી આદિક ઉંચવર્ણના પાસે કઢાવે તો કાઢનાર અને કઢાવનાર બન્ને નર્કમાં જાય છે. શૂદ્રને રસોડામાં જવા દેવા નહિ. વાસણ આદિક માંજી પતિ વગેરેનાં વસ્ત્ર ધોવાં અને ઘરનું બીજું કામ કરી પતિવ્રતાના ધર્મનાં સારાં પુસ્તકો વાંચવાં. બીજાને ત્યાં જવું હોય તો વડિલોની આજ્ઞા લઇ જવું. એ તમામ બાબતો ટુંકમાં બતાવી છે. વિશેષ ખુલાસા માટે શ્રીધર્મ નિરૂપણમાં જોઇ વર્તવું. ૧૦

શ્રાદ્ધને દિવસે સવારમાં ગાયના છાણવતી રસોઇ કરવાની જગ્યાને તથા શ્રાદ્ધ કરવાની જગ્યાને લીંપવી. શ્રાદ્ધમાં રસોઇને માટે લોઢાનાં પાત્ર લેવાં નહિ, તેમ તબેથો, કડછી કે પેણી સુદ્ધાં લોઢાનાં લેવાં નહિ. શ્રાદ્ધમાં ખાખર, કેળ, કમળ અને મહુડાનાં પાન વાપરવાં. શ્રાદ્ધમાં રસોઇ પોતે કરવી; અથવા પોતાની પવિત્ર સ્ત્રી હોય તો તેની પાસે કરાવવી. શ્રાદ્ધની રસોઇમાં પોતાની જાતિનાનું લાવેલું પાણી વાપરવું. શ્રાદ્ધમાં પવિત્ર બ્રાહ્મણ બેસવાને મળે તો ઉત્તમ છે. તીર્થપર તીર્થના બ્રાહ્મણનેજ શ્રાદ્ધમાં બેસાડવા; પછી તે વિદ્વાન હોય કે અવિદ્વાન હોય તે જોવું નહિ. શ્રાદ્ધને દિવસે શ્રાદ્ધ થઇ રહ્યા સિવાય સંન્યાસી સુદ્ધાંને ભિક્ષા આપવી નહિ. શ્રાદ્ધ બાર વાગ્યા પછી શરૂ કરવું. શ્રાદ્ધને દિવસે સ્ત્રીને ઋતુદાન આપવુ નહિ; તેમ ઘરના કોઇએ બીજીવાર જમવું નહિ. શ્રાદ્ધ માટે શુદ્ધ પદાર્થ ચોખા, જવ, તિલ, અડદ, ઘઉં, સામો, કાંગ, મગ, સરસવ, ચણા, જીુવાર, ચોળા, વાલ, વટાણા, કેળાં, કેરી, સુરણ, ફણુસ, કાકડી, તુરીયાં, કોથમીર, બોર, આમળાં, ખજુર, આમલી, આદુ, સુંઠ, સફેદ મુળા, દ્રાક્ષ, લવીંગ, એલાયચી, તમાલપત્ર, જીરૂ, હીંગ, દાડમ, શેરડી, સાકર, કાળો ગોળ, કપુર, સીંધવ, સમુદ્ર મીઠું, સોપારી, નાગરવેલનાં પાન, ગાયનું દૂધ, દહીં, ભેંસનું ઘી, માંખણ કાઢયા વિનાની ભેંસની છાસ, સાકર નાંખી ભેંસનું દૂધ, અખોડ, સીંગોડાં, ચીભડાં, રતાળુ, આમચુર, લીંબુ, તાંદળીઓ, જંગલી સુરણ, કમરકાકડી, મધ; એટલા પદાર્થ શ્રાદ્ધમાં વાપરવા. ( મધ ફૂકત પિંડપરજ ચઢાવવું ) એ સિવાય બીજી વસ્તુ વાપરવી નહિ. શ્રાદ્ધ કરવાની

જગ્યામાં પાદુકા, જોડા, છત્રી, રાતાં વસ્ત્ર, રાતાં ફુલ, બિલાડો, ઘંટા, ઘોડો, ધંતુરો, શંખ અને છીપ એટલી વસ્તુ રાખવી નહિ. શ્રાદ્ધમાં ઓછામાં ઓછા દેવ પિતૃની જગ્યાએ બેસવા માટે બે બ્રાહ્મણ કહેવા. બહુ ગરીબાઇ હોય તો એક બ્રાહ્મણ કહેવો. બ્રાહ્મણ ન મળે તો ચટ શ્રાદ્ધ કરવું અને બબ્બે આના બ્રાહ્મણને દક્ષિણા આપવી. પિંડને બે આના ચઢાવવા અને શ્રાદ્ધ કરાવનારને બે આના આપવા; એ ઓછામાં ઓછી દક્ષિણા છે. દક્ષિણા વિના શ્રાદ્ધ ઉપયોગનું નથી. શ્રાદ્ધ માટે બે તરભાણાં, બે આચમની, બે પવાલાં, જળનો ભરેલો લોટો, દર્ભનું આસન, પાટલા, દૂધ, દહીં, ઘી, મધ, સાકર, ઘીનો દીવો, સોપારી, પૈસા, ધૂપસળી, ચંદન, સફેદ પુષ્પ, તુળસી, દર્ભ, દુર્વા, ભાંગરો, અગર, કપુર, કેસર, સરસવ, જવ, તિલ, વસ્ત્ર, જનોઇ, ભસ્મ, પત્રાળી અને પડીયા; એટલી વસ્તુ મૂકી આપવી. સૌભાગ્યવતીનું શ્રાદ્ધ હોય તો સીંધુર, હળદર, કાજળ અને કાંચળી કરવાના પ્રમાણનો ખંડ; એ વધારામાં મૂકી આપવું. શ્રાદ્ધમાં પ્રોક્ષણ વખતે વૈશ્વદેવ અને દેવને માટે અન્ન કાઢી મૂકવું નહિ; પરન્તુ શ્રાદ્ધના શેષાન્ન વડે નૈવેદ્ય, વૈશ્વદેવ કરવો. જમતી વખતે પદાર્થના ગુણ પૂછવા નહિ. શ્રાદ્ધ વખતે ગુદાથી અપાનવાયુ સરવા દેવો નહિ શ્રાદ્ધમાં પિંડ પોતાની સ્ત્રી પાસે વળાવવા. શ્રાદ્ધ થઇ ગયા પછી વચલો પિંડ નહિ સુંઘતાં પોતાની સ્ત્રીને ખવરાવવો. શ્રાદ્ધનું અન્ન પોતાની જાતિ સિવાય બીજી જાતિને આપવું નહિ. બીજી જાતિને આપવાથી પિતૃસહિત પોતે રૌરૌ નામના નર્કમાં જાય છે. બ્રાહ્મણ સિવાય અન્ય જાતિવાળાએ શ્રાદ્ધને દિવસે પોતાના સગાને જમાડવા અને બ્રાહ્મણને સીધું આપવું. ઉપવાસ આવ્યો હોય તો તેણે શ્રાદ્ધના અન્નને સુંઘવું. શ્રાદ્ધનું વધેલું અન્ન રાત્રિએ ખાવું નહિ. બ્રહ્મચારી, સંન્યાસી અને વિધવા સ્ત્રીએ શ્રાદ્ધનું અન્ન ખાવું નહિ. સૌભાગ્યવતીના શ્રાદ્ધમાં એક સૌભાગ્યવતીને ભોજન માટે કહેવું. સૌભાગ્યવતીનું મહાલય નવમીને દિવસેજ કરવું. પ્રેત કર્મ દરેકે પોતપોતાની જાતિવાળાનુંજ કરવું. મરણ પામેલાને ઉદ્દેશે ઉકતકાળ અને દેશમાં શ્રદ્ધાપૂર્વક પકવાન્ન, કાચું અન્ન, અને હિરણ્ય એમાંના કોઇ એક દ્રવ્યથી વિધિ સહિત દાન કરવું તેનું નામ શ્રાદ્ધ છે. એમાં અગ્નૌકરણ, પિંડદાન અને બ્રાહ્મણ

ભોજન એ મુખ્ય છે. જે લોકો શ્રાદ્ધ કરતા નથી તેનું રૂધીર પિતૃઓ પીયે છે અને શરીરમાં રોગાદિક ઉત્પન્ન કરે છે; એટલુંજ નહિ પરન્તુ બુદ્ધિ તમોગુણી કરી નર્કમાં નાંખે છે. મરનારના સાપિંડીકરણ પછી તેના ત્રણ વર્ષના શ્રાદ્ધમાં બીજાએ ભોજન કરવું નહિ. શ્રાદ્ધને દિવસે સ્ત્રી રજસ્વલા હોય તો શ્રાદ્ધ કરવું નહિ; પાછળથી કરવું. આ શ્રાદ્ધ વિષે બીજા પુષ્કળ ખુલાસાઓ છે તે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોઇ લેવા. ૧૧

હવે કૃચ્છ્રાદિક પ્રાયશ્ચિતનાં નામ—પાદકૃચ્છ્ર, પ્રાજાપત્યકૃચ્છ્ર, અર્ધકૃચ્છ્ર, પાદોનકૃચ્છ્ર, કૃચ્છ્ર, અબ્દ, અતિકૃચ્છ્ર, કૃચ્છ્રાતિકૃચ્છ્ર, સાંતપનકૃચ્છ્ર, મહા સાંતપન, અતિ સાંતપન, તૃપ્તકૃચ્છ્ર, શીતકૃચ્છ્ર, પરાકૃચ્છ્ર, ચાંદ્રાયણ ( યવમધ્ય ), પીપીલીકા, ચાંદ્રાયણ, પચગવ્ય; એ પ્રાયશ્ચિતો ન બને તેમને માટે ગૌદાન, બ્રાહ્મણ ભોજન આાદક કરવાનું કહ્યું છે; એ તમામ બાબત મૂળ ગ્રંથ સ્ત્રીધર્મ નિરૂપણમાં છે તેમાં જોવું. ૧૨

સ્ત્રીને પ્રથમ રજોદર્શન વખતે આષાઢાદિક માસ, પ્રતિપદાદિક તીથીઓ, રવિ આદિક વારો, ભરણી આદિક નક્ષત્રો, અપરાહ્ન કાળાદિક તથા જુનાં, કાળાં, રાતાં અને વિચિત્ર રંગોનાં વસ્ત્ર પહેરેલાં હોય તો એ તમામ નિંદિત છે. નગ્નપણામાં પારકે ઘેર અને બીજે ગામ પ્રથમ રજોદર્શન નિંદિત છે રજોદર્શન અલ્પ, અધિક અને કાળું હોય તો દુષ્ટ ફળને આપે છે. હાથમાં વાળવાનું ઝાડું ( સાવરણી ), લાકડાં, ઘાસ, અગ્નિ, સૂપડું હોય અને પ્રથમ રજોદર્શન થાય તો તે સ્ત્રી વ્યભિચારીણી થાય છે. વસ્ત્રમાં રૂધીરનાં બિંદુ વિષમ હોય તો પુત્ર અને સમ હોય તો કન્યાની પ્રાપ્તિ થશે કરીને જાણવું. નિંદિત કાળમાં રજોદર્શન થાય તો શાંતિ કરવી. પ્રથમ રજોદર્શન વખતે તે કન્યાને સુશોભિત ઘરમાં ચોખાના આસનપર બેસાડી, સૌભાગ્યવતી સ્ત્રીઓએ તે સ્ત્રીને હળદર, કંકુ આદિક આપી માંગલિક કરવું.

રજસ્વલા સ્ત્રીને માટે સાધારણ નિયમો:—રજસ્વલાએ ત્રણ રાત્રિ પર્યંત કોઇનો સ્પર્શ, સ્નાન, આંખમાં કાજળ, દિવસે નિદ્રા, અગ્નિનો સ્પર્શ, કુવાદિક જળાશયનો સ્પર્શ, દાતણવતી દાંત ઘસવા, કાંદા આદિક વર્જ્ય પદાર્થનુ ભક્ષણ, સૂર્ય, દેવ, સંન્યાસી, પતિ અને પોતાના વડિલોનું દર્શન તથા નમસ્કાર, પૃથ્વીપર

રેખા કાઢવી, ભોંય ખોતરવી, ભોંયપર કામળ પાથર્યા વિના સુવું, ખોબાવતી જળ પીવું, ત્રાંબાના અગર લોઢાના પાત્રથી જળ પીવું, ઘરનું કાંઇ પણ કામ કરવું, નાના પાત્ર અથવા પડીઆવતી જળ પીવું, નખને તોડવા, પ્રવાસ કરવો, કારણ વિના ચાલવું, અલંકારાદિક ધારણ કરવા, દૂધ, દહીં, છાસ ઇત્યાદિક ખાવું, પાટલાદિક પર બેસવું, એ ઉપરનાં તમામ કર્મો વર્જ કરવાં. રજસ્વલાએ માટીના અથવા લોઢાના પાત્રમાં અથવા પૃથ્વીને ગાયના છાણવતી લીંપી તેનાપર ભોજન કરવું. ગ્રહણાદિક નિમિ-તે સ્નાન કરવું હોય તો જળમાં ઉતરી સ્નાન કરવું નહિ; પરન્તુ બહાર જળ મગાવી સ્નાન કરી નીચોવ્યા સિવાય ભીનાં વસ્ત્રે બેસવું. ગ્રહણ મૂકત થાય ત્યારે ફરી મૂકતસ્નાન પણ બહાર જળ મગાવીને કરવું. એક ગોત્રની અથવા બે સગી બહેનો રજસ્વલા હોય અને એક બીજાનો અણજાણતાં સ્પર્શ કરે તો બન્ને રજસ્વલાએ તુરત સ્નાન કરવું. જાણીને સ્પર્શ કરે તો સ્નાન કરી એક રાત્રિ ઉપવાસ કરવો. એક ગોત્રાદિ સંબંધ ન હોય અને અણજાણતાં સ્પર્શ કરે તો સ્નાન કરીને તે દિવસે ઉપવાસ કરવો. જાણીને સ્પર્શ કરે તો ચોથા દિવસની શુદ્ધિ પર્યંત ઉપવાસ કરવો, અને શુદ્ધિ પછી પંચગવ્ય પ્રાશન કરવું. અન્ય જાતિની સ્ત્રી સાથે સ્પર્શ થાય તો બન્નેએ શુદ્ધિ પર્યંત ઉપવાસ કરી ચઢતી જાતિવાળીએ કૃચ્છ્ર પ્રાયશ્ચિત અને ઉતરતી જાતિવાળી સ્ત્રીએ પાદકૃચ્છ્ર પ્રાયશ્ચિત કરવું. રજસ્વલા અને સુવાવડીને ચંડાળાદિકનો સ્પર્શ થાય તો શુદ્ધિ પર્યંત ઉપવાસ કરી અતિકૃચ્છ્ર કરવું. અણજાણતાં સ્પર્શ થયો હોય તો પ્રાજાપત્ય કરવું લાકડી આદિકથી સ્પર્શ થાય તો સ્નાન માત્ર કરવું. રજસ્વલાદિકને ભોજન વખતે ચંડાળાદિકનો સ્પર્શ થાય તો પ્રાજાપત્ય કરી બાર બ્રાહ્મણ જમાડવા. પોતાની જાતિ છતાં વટલેલો એવાને અથવા ઢેડાદિકને રજસ્વલા જાણીને સ્પર્શ કરે તો શુદ્ધિ પર્યંત ઉપવાસ કરી શુદ્ધિ પછી રજસ્વલા થયાના પહેલે દિવસે સ્પર્શ થયો હોય તો ત્રણ દિવસ, બીજે દિવસે થયો હોય તો બે દિવસ, ત્રીજે દિવસે થયો હોય તો એક દિવસ ઉપવાસ કરવો. ગામના કાગડા, કુતરાદિકનો સ્પર્શ થયો હોય અથવા ધોબીનો સ્પર્શ થયો હોય તો એજ નિર્ણય જાણવો. એંઠા મોંવાળાનો રજસ્વલાને સ્પર્શ થાય તો

સ્નાન કરી કૃચ્છ્ર કરવું. ઉર્ધ્વોચ્છિષ્ટ બ્રાહ્મણનો સ્પર્શ થાય તો ત્રણ ઉપવાસ, અધરોચ્છિષ્ટનો સ્પર્શ થાય તો એક દિવસ ઉપવાસ કરવો. બ્રાહ્મણ સિવાય એવા અન્ય જાતિનાનો સ્પર્શ થાય તો બમણું પ્રાયશ્ચિત કરવું. રજસ્વલાને સૂતકીનો સ્પર્શ થાય તો શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહિ. નખવાળાં પશુ પક્ષી આદિક પ્રાણીનો સ્પર્શ થયો હોય તોપણ એજ નિર્ણય છે. રજસ્વલાને કુતરાં આદિક પ્રાણી કરડે તો શુદ્ધિ પર્યંત ભોજન કરવું નહિ અને શુદ્ધિ થયા પછી પાંચ રાત્રિ ઉપવાસ કરવો. નાભિથી ઉપર કરડે તો દશ રાત્રિ અને મસ્તકે કરડે તો વીશ રાત્રિ ઉપવાસ કરવો. રજસ્વલાએ ભોજન વખતે બીજી રજસ્વલાને અને ચંડાળને જોવો નહિ. રજસ્વલાને શબ અથવા સૂવાવડીનો સ્પર્શ થાય તો શુદ્ધિ પર્યંત ઉપવાસ કરી શુદ્ધિ પછી ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. સ્પર્શ થયા પછી ભોજન કરે તો કૃચ્છ્ર પ્રાયશ્ચિત વધારામાં કરવું. ઉપરના દરેક વખતે શુદ્ધિને દિવસે પંચગવ્ય પીવું. સુતકીનો સ્પર્શ થયા પછી સ્નાનની પૂર્વે રજસ્વલા થાય તો ચોથા દિવસ પર્યંત ભોજન કરવું નહિ. ઉચ્છિષ્ટપણામાં સ્ત્રી રજસ્વલા થાય તો શુદ્ધિ પછી ત્રણ ઉપવાસ કરવા. રજસ્વલા થયા છતાં જ્યાંસુધી રજસ્વલાપણાનો ખબર નહિ પડે ત્યાંસુધીમાં સ્પર્શ થએલા વસ્તુને દોષ નથી. એ બાબત સુતક પ્રમાણે જાણવી. જે સ્ત્રી વિધિ પ્રમાણે રજોદર્શન પાળતી નથી, તેની પ્રજા રોગી, દુષ્ટ અને દરિદ્રી થાય છે; એટલુજ નહિ પરન્તુ તે સ્ત્રી મુવા પછી નર્ક ભોગવી અનેક જન્મ પર્યંત ચાંડાળ યોનિમાં જન્મે છે. રજસ્વલાએ શૌચાદિક વિધિ રસ્તાને છોડી એકાંતમાં કરવી. રજસ્વલાએ ત્રણ દિવસ ઇષ્ટદેવનાં માનસિક નામ સ્મરણ કરવાં. ચોથે દિવસે રજસ્વલાએ સાઠવાર મટોડીવડે ગુહ્યેંદ્રિયને ધોવી અને છ ઘડી દિવસ ચઢયા પછી સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી કપાળે સૌભાગ્ય લગાડી તે દિવસે પતિને નમસ્કાર કરવો અને રજશ્રાવ બંધ થયો હોય તો પાંચમે દિવસે રસોઇ કરવી. રજસ્વલા થવા અગાઉ જે પોતાની સ્ત્રી સાથે સભોગ કરે છે તેને બ્રહ્મહત્યાનો દોષ લાગે છે. એ સિવાય રજસ્વલા માટે બીજી ઘણી બાબતોના ખુલાસા છે, તે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોઇ લેવા. ૧૩

ગર્ભાધાન સંસ્કાર, પ્રથમ રજોદર્શને બને તો કરવો. ગર્ભાધાન સંસ્કાર માટે સારો દિવસ જોવો. ગર્ભાધાન સંસ્કારમાં હોમ આદિક પોત પોતાના સૂત્ર પ્રમાણે અવશ્ય કરાવવું. ગર્ભાધાન સંસ્કાર કરાવેલી સ્ત્રીમાં જે પ્રજા ઉત્પન્ન થાય છે તે ઘણીજ સારી અને માતા પિતાને સ્વર્ગની પ્રાપ્તિ કરાવવા વાળી થાય છે. કન્યાનાં લગ્ન થયા પછી તેના પર પતિનો હક્ક છે માટે પતિએજ તે સ્ત્રીનું વસ્ત્રાલંકારાદિ આપી પાલન કરવુ; કન્યાના પિતા પાસે કંઇજ માગવું નહિ. કન્યાના પિતા પાસે કન્યાને માટે માગનાર પતિ નહિ પરન્તુ હજામ કહેવાય છે. સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થયા પછી ઋતુદાન નહિ આપે તો તે પુરૂષને દરેક રજોદર્શને ગર્ભહત્યાનો દોષ લાગે છે. સ્ત્રી પોતે ચોથે દિવસે શુદ્ધ થઇ પતિને નમસ્કાર નહિ કરે તેને પણ બાળહત્યાનો દોષ લાગે છે.

સ્ત્રીએ પતિ સાથે કેવી રીતે વર્તવું તેના નિયમો:—સ્ત્રીએ પતિ કરતાં પ્રથમ ઉઠી ઘરનું કામ કરી લેવું, પતિ ઉઠે કે નમસ્કાર કરવો, દાતણ સ્નાનાદિકનો બંદોબસ્ત કરી રસોઇ કરવી. હરરોજ પતિની મૂર્ત્તિનું ધ્યાન, પૂજા અને જપ કરવા અને પતિની પ્રત્યક્ષ પૂજા કરી પતિના પગનું તીર્થ પીવું, સાસુ સસરાને નમસ્કાર કરવા, અને તેમની સેવા કરવી, કોઇના ઉપર ક્રોધ કરવો નહિ, ઘરના તમામ માણસની સાથે પ્રીતિથી વર્તવુ, પતિને જેમ સારૂં લાગે તે પ્રમાણે ચાલવું, વડિલો ઉભા હોય તો ઉભા રહેવું, પતિને બહારથી આવતા જોઇ હસ્તે મુખે સામા જઇ નમસ્કાર કરવો અને જળનો લોટો ત્યાં મૂકી આજ્ઞા પૂછવી, ઘરમાં લાંબા પગે બેસવું નહિ. પુરૂષો આવજા કરે તે જગ્યામાં બેસવું નહિ, ઉંબરાપર બેસવું નહિ, વિના કારણ કોઈની વચ્ચમાં બોલવું નહિ, પતિનો મનથી પણ તિરસ્કાર કરવો નહિ, પતિના છિદ્રની વાત બીજાને કહેવી નહિ, પતિની આજ્ઞા વિના ઉપવાસ તથા વ્રતો કરવાં નહિ, પતિની સ્થિતિ જોઈ ઘરમાં વર્તવું, પતિને છોડી દેવ દર્શન માટે જવું નહિ, પતિ કરતાં કોઇનેજ શ્રેષ્ઠ માનવું નહિ. પતિ વિના કોઇને લાંબા પડીને નમસ્કાર કરવો નહિ, પતિ સિવાય બીજા કોઇજ પુરૂષના શરીરને સ્પર્શ કરવો નહિ, એ ખુબ યાદ રાખવું, કોઇ પાસે મંત્ર લીધો હોય તોપણ તેનો સ્પર્શ કરવો નહિ, પોતાનું પતિવ્રત ભંગ થાય એવી માત પિતા અગર

સાસુ સસરાદિક કોઇનીજ વાત સાંભળવી નહિ, પરપુરૂષ સાથે એકાંતમાં નિવાસ તેમ વાતો કરવી નહિ, પરપુરૂષ સાથે પરગામ જવું નહિ, તેમ એકલા પણ ગામ પરગામ જવું નહિ, પતિની વાત શાંત થઇ સાંભળી ધીરેથી પતિને ખોટું નહિ લાગે તે પ્રમાણે બોલવું, પતિના મિત્ર સાથે પોતાના ભાઇ પ્રમાણે પ્રીતિ રાખવી, સાયંકાળે ઘરને વાળી દીવા રસોઇ આદિક કરવાં, સંધ્યાકાળે દીવો સળગાવી પતિને નમસ્કાર કરવો, અને પતિને સંધ્યાદિકની ગોઠવણ કરી આપવી, પતિ પત્નીએ પરસ્પર કોઇનું નામ દઇ બોલાવવુ નહિ, પરંતુ ઉપનામથી બોલાવવું. એ સિવાય બીજી ઘણી બાબતો જાણવાની છે, તે સ્ત્રી ધર્મ નિરૂપણમાં જોઇ લેવી. ૧૪

શયન વખતે મસ્તક પૂર્વ યા દક્ષિણનું રહે તે પ્રમાણે બીછાનું કરવું, પાણીનું પાત્ર મસ્તક તરફ મૂકવું, બીછાનામાં માંકડ આદિક થવા દેવા નહિ, બીછાનાપર દરરોજ ધોયલી ચાદર પાથરવી, પતિને પહેરવા માટે ધોએલું પંચીયું દરરોજ બીછાના પર મૂકી આપવું, શૂન્ય ઘર, સ્મશાન, વૃક્ષ નીચે, પિશાચ, સર્પ રહે તે ઘરમાં અને અશુદ્ધ આદિક જગ્યામાં નિદ્રા કરવી નહિ. ગર્ભાધાન સંસ્કારવડે પવિત્ર થયેલી સ્ત્રીએ પહોર રાત્રિ ગયા પછી હાથ પગ ધોઇ ત્રણ આચમન કરી પતિના સુતા પછી અલંકાર તથા સારાં કોર પાલવવાળાં શ્વેત વસ્ત્રને પહેરી સૌભાગ્યને ધારણ કરી કાંચળી આદિક પહેરેલી હોય તેનો ત્યાગ કરી ચંદન, પુષ્પના હાર, પાનનાં બીડાં આદિક તથા આરતી સળગાવી પ્રર્ણાનંદથી પતિ સમીપે જવું અને પતિના ચરણપર મસ્તક મૂકી નમસ્કાર કરવો, ( તે વખતે પતિએ આશીર્વાદ આપવો, ) અને પતિની પૂજા કરી ચરણામૃત લઇ નમસ્કાર કરી પતિની ડાબી તરફ એક બીછાનામાં દાખલ થઈ પતિની સેવા કરવી અને પતિએ દોઢ પહોર રાત્રિ ગયા પછી સ્ત્રીના જમણા નાકમાં મંત્રવડે આસનના છોડનાં પાદડાંનો રસ મૂકી સ્ત્રીને ઋતુદાન આપવું. ઋતુદાન આપી સ્ત્રી પુરૂષે પોતાની ગુહ્યેંદ્રિયને મૃતિકાવડે ધોઇ હાથ પગ ધોવા અને આચમન કરવાં. સ્ત્રીએ વસ્ત્રાલંકાર કાઢી ધોએલું કોર પાલવવાળું શ્વેત વસ્ત્ર પહેરી સુવું. પતિએ બને તો તે વખતે સ્નાન કરવું. રજોદર્શનથી સોળ દિવસ ઋતુકાળ છે,

તેમાં દશ દિવસ મુખ્ય છે. તેમાં પ્રથમના ચાર દિવસ, અગી-યારમો અને તેરમો દિવસ ઋતુકાળમાં વર્જ્ય કરવા. બાકી રહેલા દિવસમાં પુત્રકામનાવાળાએ બેકી દિવસે, અને કન્યાની કામના વાળાએ એકી દિવસે સ્ત્રી સગ કરવો. આ સંગમાં સંધ્યાના ત્રણ કાળ તથા ચૌદશ, અમાવાસ્યા અને તમામ પર્વણી, વૃદ્ધિ, સુતક તથા શ્રાદ્ધ દિવસ એ દિવસે સ્ત્રીએ ઋતુદાન માગવું નહિ. તેમ પુરૂષે આપવું પણ નહિ. જે પુરૂષ પોતાની સુવાવસ્થાવાળી સ્ત્રીને છોડી જાય છે, તે મુઆ પછી સપ્ત જન્મ સ્ત્રીના પામી દરેક જન્મમાં વિધવા થાય છે. ઋતુદાન આપતી વખતે સ્ત્રી પુરૂષની જેવી મનમાં ઇચ્છા હોય તેવી પ્રજા ઉત્પન્ન થાય છે. નિષિદ્ધ દિવસે ઋતુદાન અપાય તો સ્ત્રી પુરૂષ બન્નેએ વસ્ત્ર સહિત સ્નાન માર્જન કરી પોતાના ઇષ્ટ દેવના જપ કરવા એ સિવાય બીજી શયનવિધિની ઘણી બાબતો જાણવાની છે માટે દરેકે મૂળ ગ્રંથ સ્ત્રી ધર્મ નિરૂપણમાં જોવી. ૧૫

સ્ત્રી પુરૂષે આનંદમાં રાત્રિ વ્યતિત કરી છ ઘડી રાત્રિ રહે ત્યારે ઉઠી હાથ પગ ધોઇ ત્રણ કોગળા કરી ત્રણ આચમન કરવાં. આચમન કર્યા વિના મળ મૂત્રનો ત્યાગ કરવો નહિ. ત્યાર પછી દાતણ કરી તુરત સ્નાન કરવું. સ્વપ્નામાં વિર્યશ્રાવ થાય અથવા સંભોગ કર્યો હોય તો ગુહ્યેંદ્રિયને દશવાર મટોડી લગાડી ધોવી. નિદ્રામાં દુષ્ટ સ્વપ્નું જોવામાં આવે તો સ્નાન કરી સૂર્યની પ્રાર્થના કરવી. પતિ નહિ સુતા હોય અને સ્ત્રીને સુવાની જરૂર પડે તો બીછાનાપર નહિ સુતાં જમીનપર એક બાજુએ સુવું. સ્ત્રીને વસ્ત્રાલંકાર શોભાવતાં નથી; પરન્તુ પતિવ્રત નામનું આભુષણ તેને ત્રણ ભુવનમાં શોભાવી આપે છે. પતિની એક નિષ્ટાએ સેવા કરવાથી પતિવ્રતામાં યોગી લોકોના જેવી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને તમામ દેવ લોકો સુદ્ધાં એવી સ્ત્રીનાં દર્શન કરવાની ઇચ્છા કરે છે.

પતિવ્રતા સ્ત્રીના ત્રણ ભેદ છેઃ—જે સ્ત્રી સ્વપ્નામાં પણ પર-પુરૂષનું દર્શન નહિ કરે તે શ્રેષ્ટ પતિવ્રતા કહેવાય છે. જે સ્ત્રી પોતાના પતિ સિવાય અન્ય પુરૂષને પોતાના ભાઇરૂપે જુએ છે તે મધ્યમ છે. જે સ્ત્રીની મનોવૃત્તિ પરપુરૂષના ઉપર જવા છતાં પોતાના મનને સમજાવી શાંત કરે છે તે કનિષ્ટ પતિવ્રતા કહેવાય છે.

સ્ત્રીઓના પાંચ પ્રકાર છે:—પદ્મિની. હંસિની, શંખિની, ચિત્રિણી અને હસ્થિની; એ પાંચમાં પદ્મિનીને વિષય કામના હોતી નથી, તેથી સ્વપ્નામાં પણ પરપુરૂષનાં દર્શન વિષય વાસના માટે કરતી નથી અને પતિની સેવા કરી કૃતકૃત્ય થાય છે. હંસિની સ્ત્રી ખરૂં ખોટું સમજી પતિની સેવા કરે છે, એને પણ વિષય કામના વધારે હોતી નથી. શંખિની એટલે શંખના જેવી પોલી. જે સ્ત્રી પતિવ્રતાના ધર્મ જાણતી નથી, પરન્તુ પતિનો ભય માત્ર રાખી પતિની સેવા કરે છે અને પતિના સામું બોલતી નથી, પતિ સિવાય ઘરનાં બીજાં માણુસો સાથે કલહ કરે છે. એવી સ્ત્રી-માં વિષય વાસના વધારે હોય છે, તેથી બીજાનું સુખ જોઇ પતિને ધિક્કારે છે અને પાછળથી પતિની નિંદા કરે છે, તેને વડિલોની સેવા કરવી સારી લાગતી નથી, રાત્ર દિવસ ઘોડાના તોબરા જેવું મોં ચઢાવેલુ રાખે છે, બીજાં માણુસનું કહેવું સાં-ભળી વિચાર નહિ કરતાં ઘરમાં કલહ કરે છે, પોતાના ઘરનાં છિદ્રો બીજાને કહે છે, પોતે પવિત્રપણે રહેતા નથી, તેમ શૌચ-વિધિ કરતી નથી, ઇશ્વર તથા સારા પુરૂષોને ગાળો દે છે, એની અંદર ભોળાપણું હોવાથી બોલીને પસ્તાય છે, એવી સ્ત્રી મુઆ પછી નર્કમાં જઇ પાછળથી સાત જન્મ પર્યંત વિધવાપણું પામી દુઃખ ભોગવે છે.

ચિત્રિણી સ્ત્રીમાં શંખિનીના તમામ અવગુણ ઉપરાંતના જે અવગુણ છે તે કહેવામાં આવે છે. એનું કાળજું વાઘના જેવું છે, એ સ્ત્રી પતિને જીવતી ડાકેણ વળગી છે, પતિના સામે મોં પર ગમે તેમ બોલે છે અને વખતે પતિને મારે છે, કલહ એજ એનો નિત્ય ખોરાક છે. વ્યભિચાર કરાવે છે, વડિલોને વખતપર મારેછે, ખોટું બોલવાને જરા પણ અચકાતી નથી. પતિ પાસે એ દુષ્ટ સ્ત્રી સેવા કરાવે છે. એવી સ્ત્રીનો પતિ ત્યાગ કરે તો દોષ નથી. એવી સ્ત્રીઓ મુઆ પછી અનેક નર્ક ભોગવે છે અને પાછળ કોઇ પણ યોનિમાં સોજન્મ પર્યંત તેને પતિનું સુખ મળતું નથી.

હવે હસ્થિનિ સ્ત્રીનાં લક્ષણો કહેવાય છે. એ સ્ત્રીમાં ઉપર કહેવાઇ ગયા તે તમામ અવગુણો છતાં વધારાના કહેવામાં આવે છે. એ સ્ત્રીને હાથી પ્રમાણે વિષય હોવાથી ઋતુકાળની પ્રથમ-થીજ નવા નવા પુરૂષો ભોગવવા છતાં તેનો વિષય શાંત થતો

નથી. એવી સ્ત્રીનાં અપલક્ષણો જોઇ પતિ નહિ બોલે તો સારૂં, નહિ તો તેવી સ્ત્રીઓ પતિનો પ્રાણુ લે છે, ખુલ્લી રીતે વ્યભિચાર કરાવે છે, પતિ મરી જાય તો છચોક જારપુરૂષને રાખે છે. બીજી સ્ત્રીઓને પોતાના જેવી કરવાને પ્રયાસ કરે છે. એવી સ્ત્રીઓ વૃદ્ધ થાય ત્યારે વ્યભિચારનું દલાલું કરે છે, એની અંદર પવિત્રતાનું તો નામજ મળે નહિ. એવી સ્ત્રીઓ વાત કરવામાં બહુજ હોશિઆર હોય છે. વખતપર ભકતાણીનું પણુ ડોળ બતાવે છે. એવી દુષ્ટાઓ અનંત કોટી વર્ષ સુધી નર્કમાં રહી પાછળથી અનેકજન્મ પર્યંત મહા રોગવાળી અને સડેલાં ભગવાળી આંધળી થાય છે. એવી દુષ્ટાઓને ખાવાનું સુદ્ધાં મળતું નથી. કોઇએ પણુ એવી દુષ્ટાને છાંયડે ઉભા રહેવું નહિ. સ્ત્રીઓએ પાંચ સાત સાથે મળીને શૌચ જવું નહિ, પરન્તુ એકલાં જવું. શૌચ કરતાં બોલવુ નહિં. આજ કાલ સ્ત્રીઓને સ્વતંત્ર રહેવું તથા સ્વતંત્ર ફૂરવું બહુ ગમે છે. પતિની સેવા નહિ કરતાં સારાં વસ્ત્રો પહેરી હવા ખાવા જવી, સ્વચ્છંદે વર્તવું, ગમે તેમ બોલવું, સભામાં જવું વગેરે બહુ પસંદ પડે છે, એવા દુષ્ટ રીવાજોને કોઇએ પસંદ કરવા નહિ, કારણુ એ તમામ હસ્તિનિ સ્ત્રીનાં લક્ષણો છે. એ સિવાયના ઘણા અવગુણો એવી સ્ત્રીઓમાં છે તે મૂળ ગ્રંથ સ્ત્રી ધર્મ નિરૂપણમાં જોવા. ૧૯

સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય ત્યારે વડિલોની આજ્ઞામાં રહેવું, પોતાનું ઘર છોડી બીજે ઘેર જવું નહિ, અલંકાર તથા સારા કપડાં પહેરવાં નહિ, પતિના ફોટા આદિકની પૂજા કરવી અને બરાબર અષ્ટ પ્રકારથી બ્રહ્મચર્ય પાળવું, સ્ત્રીનો પતિ વટલી જાય અથવા ઉંચ્ચ વર્ણનો થઇ મદ્ય આદિક ભક્ષણ કરે અથવા ઉંચ્ચ વર્ણની સ્ત્રીનું અણુજાણુતાં નીચી વર્ણના પુરૂષ સાથે લગ્ન થએલું માલમ પડે ત્યારે, તથા એક ગોત્રમાં લગ્ન થયું હોય ત્યારે, અથવા પતિએ સંન્યાસ લીધો હોયતો એવા પતિનો સ્ત્રીએ ત્યાગ કરી ઇશ્વર ભજન કરવું, પરન્તુ એવા પતિની સાથે સંબંધ રાખવો નહિ. એવા પતિના સંબંધથી સ્ત્રી પતિત થાય છે, એટલુંજ નહિ પરન્તુ મુઆ પછી નર્કમાં જાય છે. પતિ આદિકઇશ્વરી કર્મમાં બેઠા હોય તે વારે સ્ત્રીએ નમસ્કાર કરવો નહિ, અણુજાણ્યાને નમસ્કાર કરવો નહિ, નાસ્તિક, પાખંડીને નમસ્કાર કરવો

નહિ, સંન્યાસી આદિક ભિક્ષા માટે ઝોળી લઇ જતા હોય તેમને નમસ્કાર કરવો નહિ, સ્ત્રીએ પોતાથી ઉતરતી જાતિનાને નમસ્કાર કરવો નહિ, શૂદ્રજાતિ સિવાય અન્યે દહીં, દૂધ, છાસ વેચવી નહિ, ઘરમાં સ્ત્રી જેટલી પવિત્રતા રાખીને રહે તે પ્રમાણે તે ઓને સુખની પ્રાપ્તિ થાય છે. નમસ્કાર વિષે વિશેષ ખુલાસા સ્ત્રી-ધર્મ નિરૂપણમાં જોવા. ૧૭

હવે વિધવાના ધર્મો કહેવાય છેઃ—વિધવા સ્ત્રીએ પતિના મૃત્યુની સાથે માથાના વાળ મુંડન કરાવવા અને પંદર પંદર દિવસે જીવતાં પર્યંત મુંડન કરાવવુ, એ પ્રમાણે વિશ્વેશ્વરીમાં કહ્યું છે. કોઇપણ અલંકાર ઘાલવા નહિ. શ્વેત વસ્ત્ર પહેરવું, ચોળી કે કાંચળી પહેરવી નહિ. અંગિરા ઋષિએ કહ્યું છે કેઃ—

**શ્લોક.**

**विधवांकंचुकोपेतां सधवांकंचुकांविना ।**
**पतिंचकंचुकोपेतं दृष्ट्वाचक्षुर्निमीलयेत् ॥**

દરરોજ હાથે રસોઇ કરી એકવાર સાત્વિક અન્ન જમવું, પોતાના હાથનું અથવા પવિત્ર બ્રાહ્મણના હાથનું જળ પીવું, પોતાના વડિલોની આજ્ઞામાં રહેવું, ઘરમાં બહુજ ઉપાધિ હોય અને ઇશ્વરનુ ભજન નહિ થઇ શકતું હોય તો કોઇ ક્ષેત્રમાં જઇ બરાબર બ્રહ્મચર્ય પાળી સારા મનુષ્યની સોબતમાં રહી ઇશ્વર ભજન કરવું, યાત્રા માટે પોતાના સબધોની સોબતે જવું, મંત્ર લેવો પડે તો પવિત્ર બ્રાહ્મણ પાસેથી લેવો અને તેની સેવા દુરથી બને તે પ્રમાણે કરવી, રજોદર્શન બરાબર પાળવું, રાત્રિની વખતે કારણ વિના ગુરૂ તેમ બીજાને ત્યાં જવું નહિ, ઉપવાસ, વ્રત કરવાં, જમીનપર સુવું, કોઇને સ્પર્શ કરવો નહિ, શરીરે તેલ અને સુગધી પદાથ લગાડવા નહિ, પ્રાણ જતાં પણ બળદની પીઠપર બેસવું નહિ, દરરોજ ઠંડા જળથી સ્નાન કરવું, પાન ખાવાં નહિ. કાંસાના પાત્રમાં ભોજન કરવું નહિ. કપાળે ભસ્મ લગાડવી, સર્વ સાથે હળીમળીને ચાલવું, દરેક વખતે પ્રારબ્ધનો વિચાર કરવો, તિતિક્ષા રાખવી, અષ્ટ પ્રકારથી બ્રહ્મચર્ય પાળવું, શ્રાદ્ધનું અન્ન અને કોઇ પણ સંસ્કારનું અન્ન ખાવું નહિ, નગ્ન નહાવુ નહિ, વિધવાએ એક ઉંઘ પુરી થતાં તુરત ઉઠી ઇશ્વર ભજન કરવું,

નિષિદ્ધ વસ્તુ એટલે કાંદા આદિક ખાવું નહિ, દુષ્ટ સ્ત્રીની સોબત કરવી નહિ, ઘરની સ્ત્રીઓને આચાર શીખવવો. પિશાબ અને શૌચ કરી પાછળ સ્ત્રીઓને માટે કહ્યું છે તેનાથી બમણો વિધિ કરવી, વિધવાએ રાત્રિએ ભોજન કરવું નહિ ગ્રહણને દિવસે ઉપવાસ કરવો, વિધવાએ દાતણવતી દાંત ઘસવા નહિ, કચ્છ માર્યા વિના ચાલવું નહિ, રજસ્વલાપણાના ત્રણ દિવસ ઉપવાસ કરવો. મનુષ્યોને સાર અસારનો વિચાર કરવાની ઇશ્વરે બુદ્ધિ આ-પવા છતાં આપત્તિકાળમાં જે સ્ત્રી પુરૂષો ધૈર્યને ધારણ કરી પોત પોતાના ધર્મને જાળવતાં નથી તેવાં મનુષ્યોને જીવતા છતાં શ્વાન, ડુક્કર, કાગડા તથા ગીધ જેવાં જાણવાં. ઇશ્વરે મનુષ્ય શરીર કંઇ પશુ પક્ષી પ્રમાણે વિષય ભોગ ભોગવવાને ઉત્પન્ન કર્યું નથી; પરન્તુ સત્ય અસત્યનો નિવેડો કરી ઇશ્વરના સ્વરૂપને ઓળખી પરમપદ પ્રાપ્ત કરવા માટે ઉત્પન્ન કર્યું છે; માટે દરેકે દુ:ખની વખતમાં ધર્મનું રક્ષણ કરવું. એવી આપત્તિની વખતે દુષ્ટોની સોબત નહિ કરતાં ધર્મના રહસ્યને જાણવાવાળા પવિત્ર પુરૂષની સોબત કરવી. એ વિના બીજા ઘણા નિયમો છે, તે સ્ત્રી ધર્મ નિરૂપણમાં જોવા. ૧૮

મળમાસ બે પ્રકારના છે—એક અધિક અને બીજો ક્ષયમાસ. એ માસમાં સ્નાનદાન કરવાં, બાર વર્ષે સિંહસ્થના ગુરૂમાં ગોદા-વરી સ્નાન અને કન્યાના ગુરૂમાં કૃષ્ણાનું સ્નાન કરવું. નકત ભોજનમાં ત્રણ ઘટીકા રાત્રિ ગયા પછી ભોજન કરવું, એકાદશી દરેકે અવશ્ય કરીને કરવી. ઉપવાસને દિવસે શ્રાદ્ધ આવે તો અન્નને સુંઘવુ. વ્રત દિવસે કોઇએ પાન ખાવાં નહિ, ત્રયોદશીની સંધ્યા કાળ પ્રદોષ વ્રતની છે. એ દિવસે શિવનુ પૂજન કરવું, કૃષ્ણ પક્ષની ચતુર્દશીની મધ્ય રાત્રિ શિવરાત્રી કહેવાય છે. દરેક અમા-વાસ્યાએ દર્શ શ્રાદ્ધ કરવું, પૂર્ણમાને દિવસે ચંદ્રગ્રહણ અને અમાવાસ્યાને દિવસે સૂર્યગ્રહણ થાય છે એ વખતે સ્નાન દાન કરવાં તથા જપ કરવા. ગ્રહણમાં દાનનો સંકલ્પ કર્યો હોય અને મુકત થયા પછી દાન આપવુ પડે તો બમણું દાન આપવું, ગ્રહણ મુકત થયા પછી સ્નાન કરવું. વેધ બરાબર પાળવા, પર્વણી વિના સમુદ્ર સ્નાન કરવું નહિ. શનિવાર વિના પીપળાને સ્પર્શ કરવો નહિ. એ વિના એ અધ્યાયમાં બીજી ઘણી બાબતો છે તે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવી. ૧૯

ચૈત્ર માસમાં મેષ સંક્રાન્તિ આવે છે. ચૈત્રી પડવાને દિવસે નવા વરસનો આરંભ થાય છે. એ પડવાથી રામ નવરાત્રીનો આરંભ થાય છે એ ત્રીજને દિવસે મત્સ્યાવતાર થયો છે. નવમીને દિવસે રામચંદ્રજીનો જન્મ થયો છે એ માસની પૂર્ણમાંને દિવસે હનુમાનજીનો જન્મ થયો છે. એ દિવસથી વૈશાખ સ્નાનનો આરંભ કરવો. ૨૦

વૈશાખ માસમાં વૃષભ સંક્રાન્તિ આવે છે. એ માસમાં વસંત પૂજા કરાવવી. વૈશાખ શુદ ત્રીજના મધ્યાહ્ન વખતે શ્રી પરશુરામનો જન્મ થયો છે. એજ પાંચમે શ્રી શંકરાચાર્યજી મહારાજનો જન્મ થયો છે. વૈશાખ શુદ સાતમે વૃદ્ધ ગંગાજીનો જન્મ થયો છે. વૈશાખ શુદ ચૌદશને દિવસે નૃસિંહ અવતાર થયો છે. એજ પુનમે કૂર્મ અવતાર થયો છે. ૨૧

જયેષ્ટ માસમાં મિથુન સંક્રાન્તિ આવે છે. એ શુદ એકમે કરવીર વ્રત કરવું. ત્રીજને દિવસે રંભાવ્રત કરવું. એજ ચોથને દિવસે ઉમાદેવીનો અવતાર થયો છે. એ આઠમે શુકલાદેવીની પૂજા કરવી. જયેષ્ટ શુદ દશમે ગંગાજી અને નર્મદાજીનો અવતાર થયો છે. એ પૂર્ણમીને દિવસે બિલ્વ ત્રિરાત્રી વ્રત કરવુ. જયેષ્ટ શુદ ત્રયોદશીથી પૂર્ણમી સુધી ઉપવાસ કરી તમામ સ્ત્રીઓએ વટસાવિત્રીનું વ્રત-પૂજા કરવી. ૨૨

આષાઢ માસમાં કર્ક સંક્રાન્તિ આવે છે, તેને દક્ષિણાયન કરીને કહે છે. શુદ બીજે રામચંદ્રજીની રથયાત્રા કરવી. શુદ સાતમે તાપી માતાનો જન્મ થયો છે. શુદ એકાદશીને વિષ્ણુ શયન એકાદશી કહે છે અને શુદ બારસે અનુરાધા નક્ષત્ર હોય તો હરિવાસન જાણવું. હવિષ્યાન્નમાં ચોખા, મગ, જવ, તિલ, કાંગ, કમરકાકડી, સામો, ઘઉં, સુરણ, સિંધવ, સમુદ્ર મીઠું, ગાયનું દૂધ, દહીં, ઘી, ફણસ, કેરી, નાળીએર, હરડે, પીંપર, જીરૂ, સુંઠ, આમલી, કેળાં, આમળાં, આમચુર, સાકર ને ખાંડ; એ દરેક પદાર્થ ઘીમાં બનાવવા. આષાઢી પૂર્ણિમાએ શિવનો શયન ઉત્સવ કરવો. કોકીલાવ્રત તથા શિવાદેવીનું પૂજન એક માસ પર્યંત કરવું. એ વ્રત સ્ત્રીઓ માટે છે. એ પૂર્ણમીએ વ્યાસ પૂજા એટલે દરેકે પોત પોતાના ગુરૂની પૂજા કરવી. વદ બીજે અશૂન્ય શયન વ્રત કરવું. ૨૩

શ્રાવણ માસમાં સિંહ સંક્રાન્તિ આવે છે. તે માસમાં નકત વ્રત કરવું, માઘ માસમાં તથા બુધવારે ભેંસ, શ્રાવણ માસમાં દિવસે ઘોડી અને સિંહ સંક્રાન્તિમાં ગાય; એ વિઆય તો ઘણું ખોટું ફળ આપે છે. શ્રાવણ માસમાં સોમવાર કરવા. શુદ પાંચમે નાગ પૂજા કરવી. શુદ છઠે કલકી અવતાર થયો છે. શુદ પુનમે શ્રાવણી કરી જનોઇ પહેરવાં. શ્રાવણ વદ ચોથ થકી ગણપતિના વ્રતનો આરંભ કરવો. વદ અષ્ટમીને ગોકુળ અષ્ટમી કહે છે. શ્રાવણની અમાવાસ્યાએ દર્ભ લાવવો. ૨૪

ભાદરવા માસમાં કન્યા સંક્રાન્તિ આવે છે. શુદ ત્રીજે હરિતાલીકા વ્રત સ્ત્રીઓએ કરવું. એ દિવસે વરાહ અવતાર થયો છે. શુદ ચોથને વિનાયક ચોથ કહે છે, તે દિવસે ચંદ્રદર્શન કરવું નહિ, એ પંચમીને ઋષિ પંચમી કહે છે, એ અષ્ટમીને દુર્વા અષ્ટમી કહેછે એ બારસે વામનજીનો અવતાર થયો છે, એ ચૌદશે અનંત વ્રત કરવું. ભાદરવા વદમાં મહાલયશ્રાદ્ધ દરેકે કરવાં. ૨૫

આસો માસમાં તોલા સંક્રાન્તિ આવે છે, શુદ એકમથી નવ દિવસ નવરાત્રી દેવીના છે, એ દશમને વિજયા દશમી કહે છે, એ દિવસે બુદ્ધાવતાર થયો છે. એ પૂર્ણમીથી કાર્તિક સ્નાનનો આરંભ કરવો, એ પૂર્ણમીને શરદ પૂર્ણમી કહે છે. આસો વદ ચોથને કર્કચતુર્થી કહે છે, આસો વદ બારસને ગુરૂદ્વાદશી કહે છે, વદ તેરસને યમત્રયોદશી કહે છે અને વદ ચૌદશને નર્ક ચતુર્દશી કહે છે. એ ચૌદશ, અમાવાસ્યા અને કાર્તિક શુદ એકમ મળી ત્રણ દિવસ દિવાળીના છે. ૨૬

કાર્તિક માસમાં વૃશ્ચિક સંક્રાન્તિ આવે છે, શુદ એકમે બળીરાજાની પૂજા કરવી. એ દિવસે નવું વર્ષ બદલાય છે, શુદ બીજને યમદ્વીતીયા કહે છે, શુદ અષ્ટમીને ગોપાષ્ટમી કહે છે, શુદ એકાદશીથી પાંચ દિવસ ભિષ્મપંચક કરવું, એ શુદ એકાદશીને પ્રબોધનિ કરીને કહે છે ને બારસને દિવસે રેવતી નક્ષત્ર હોય તો હરિવાસન જાણવું. એ પૂર્ણમીએ ચાતુર્માસની સમાપ્તિ કરવી. એ પૂર્ણમીએ ત્રિપુર નામના દીપનું દાન કરવું, કાર્તિક વદ આઠેમને કાળાષ્ટમી અથવા કૃષ્ણાષ્ટમી કરીને કહે છે. ૨૭

માર્ગશિર્ષ માસમાં ધનુઃસંક્રાન્તિ આવે છે. એ શુદ છઠને ચંપાષષ્ટી કહે છે. એ માસની પૂર્ણમીએ પ્રદોષકાળે ત્રિગુણાત્મ

શ્રી દત્તાવતાર પ્રગટ થયો છે, એ યોગીના ઇશ્વર છે માટે યોગેશ્વર કહેવાયછે. ૨૮

પોષ માસમાં મકરસંક્રાન્તિ આવેછે, એને ઉત્તરાયણ કરીને કહે છે. એ પૂર્ણમીથી માઘ સ્નાનનો આરંભ કરવો. પોષ માસની અમાવાસ્યાએ વ્યતિપાતાદિક યોગ હોય તો અર્ધોદય યા મહોદય પર્વ કહેવાય છે. ૨૯

માઘ માસમાં કુંભસંક્રાન્તિ આવે છે, તીર્થ યાત્રા વખતે તમામ નદી ઉતર્યા પછી તે નદીમાં સ્નાન કરવું, અને સરસ્વતી નદીમાં પ્રથમ સ્નાન કર્યા પછી ઉતરવુ, અને ઉતર્યા પછી પણ સ્નાન કરવું. તીર્થયાત્રા વખતે ક્ષોર અને ઉપવાસ. કુરક્ષેત્ર, બદ્રિકાશ્રમ, ઉજ્જન, લોણાર, અને ગયામાં કરવું નહિ. માઘ શુદ અષ્ટમીને ભીષ્માષ્ટમી કહે છે. માઘ વદ અષ્ટમીને અનઘાષ્ટમી કહે છે. એજ વદ ચૌદસને મહાશિવરાત્રિ કરીને કહે છે. ૩૦

ફાલ્ગુન માસમાં મીનસક્રાન્તિ આવે છે, એ માસની પૂર્ણમીને હોળી કરીને કહે છે, વદ પંચમીને રંગપચમી કહે છે; એ તમામ માસનાં વ્રતો માટે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવું. ૩૧

વ્રત માટે નિયમઃ—સૌભાગ્યવતી અને શૂદ્રે એ ઉપવાસ કરવા, સ્ત્રીએ પતિની આજ્ઞા લઇ ઉપવાસ કરવા, કાષ્ટવતી દાંત ઘસવા નહિ, સ્નાન કરી વ્રતનો સંકલ્પ કરવો બ્રહ્મચર્યાદિ નિયમ પાળી પૂરાળ કરવી. વ્રત કરી બીજે દિવસે બીજાને ઘેર જમવા જવું નહિ, કોઇપણ નિમિત્ત આવે કે દરેકે આચમન કરવું, નજીકમાં જળ ન હોય તો જમણે કાને હાથ લગાડવો એ વિના બીજી ઘણી બાબતો જાણવાની છે; તે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવી. ૩૨

દત્તકઃ—જેને પુત્ર ન હોય તેણે પોતાના સગાભાઇના પુત્રને દત્તક લેવો, તે ન હોય તો પોતાના કુટુંબમાંથી લેવો, તે ન મળે તો ફોઇ અથવા મામાના કુળમાંનાને લેવો; પરન્તુ બહેનના પુત્રને કે દોહિત્રને દત્તક લેવો નહિ, તેમજ ભાઇ, મામા અને કાકાને દત્તક લેવો નહિ, બ્રાહ્મણે સમાન પ્રવરવાળાને દત્તક લેવો, શૂદ્રે પોતાના ભાણેજ તથા દોહિત્રને દત્તક લેવો, વિધવાને પણ દત્તક લેવાનો અધિકાર છે, બ્રાહ્મણ, શૂદ્રાદિક પાસેથી દ્રવ્ય લઇ વેદોક્ત મંત્રવડે હોમાદિક કરે તો શૂદ્રને પુણ્યની પ્રાપ્તિ થાયછે અને

કરનાર બ્રાહ્મણ નરકમાં જાય છે, દત્તક બીજા ગોત્રનો હોય તો બન્ને ગોત્ર વિવાહ વખતે વર્જ કરવાં, બીજા ખુલાસા સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવા. ૩૩

ચાંડાલાદિકનો સ્પર્શ થાય તો સ્નાન કરવું, સવારમાં સ્નાન કર્યા વિના ખવાય તો એક ઉપવાસ કરવો, શૂદ્રનો સ્પર્શ થયા પછી સ્નાન કર્યા વિના ભોજન થાય તો એક ઉપવાસ કરવો. કુતરાં, કાગડાદિનો સ્પર્શ થયા પછી સ્નાન કર્યા વિના ભોજન અથવા જળપાન કરે તો ત્રણ ઉપવાસ કરવા, ધોબી આદિનો સ્પર્શ થાય તો એના કરતાં અડધું પ્રાયશ્ચિત કરવું, દરરોજ પોતાથી બને તે પ્રમાણે દાન કરવું, વિશેષ ખુલાસા સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવા. ૩૪

સ્ત્રીઓએ મંટોડીનું બાણ બનાવી શિવના નામમંત્રવડે પૂજા કરવી, પુષ્પાદિકને મધ્યમા અને અનામિકા આંગળીવડે ચઢાવવાં, નિર્માલ્ય, અંગુઠો અને તર્જનીવડે ઉતારવું. સ્ત્રી, શૂદ્ર, વટલેલો અને યજ્ઞોપવિત રહિતનો બ્રાહ્મણ હોય તોપણ તેણે અને વિધવા સ્ત્રીએ મહાદેવના બાણને અને શાલીગ્રામને અડકવું નહિ, પ્રતિમા, છબો અને યંત્રને પર્વણીએ સ્નાન કરાવવું, અથવા મલિન થાય ત્યારે કરાવવું, પ્રણવનો ઉચ્ચાર, શાલીગ્રામ તથા શિવલીંલનું પૂજન, કપિલા ગાયનું દૂધ પીવું, અને બ્રાહ્મણ સ્ત્રીનું ગમન, એ કરવાથી શૂદ્રાદિક તુરત ચાંડાલત્વને પામે છે. એજ પ્રમાણે ઉંચ્ચવર્ણની સ્ત્રીને નીચવર્ણનો પુરૂષ ગમન કરવાથી તે બન્ને સ્ત્રી પુરૂષ તુરત ચાંડાળ થાય છે. દેવનું તીર્થ હાથમાં લેવું નહિ, તેમ જમીનપર છાંટા પડવા દેવા નહિ, વિના માગ્યે શૂદ્ર આપે તો ફળ, દૂધાદિ લેવાને દોષ નથી, શૂદ્રને દશ સંસ્કાર છે, શૂદ્રે ત્રણ વર્ણની સેવા કરવી, અને નામ મંત્રનો જપ કરવો, કોઇપણ ભેખ લેવો નહિ.

**श्लोक.**

**जपस्तपस्तीर्थयात्राप्र ज्यामंत्रसाधनं ।**
**देवताराधनंचैवस्त्रीशुद्रपतनानिषट् ॥**

જે સ્ત્રીઓ રજસ્વલા ધર્મ પાળતી નથી, તે ચાંડાલ કહેવાય છે, દરેક સ્ત્રી પુરૂષે હિંસા, ચોરી, અસત્ય ભાષણ, અને

અપવિત્રપણું રાખવું નહિ, દાન, શમ, દમ, ક્ષમા આદિ ધર્મો સર્વને એક સરખા છે, એ અધ્યાયમાં બહુ ખુલાસા બાકી છે, માટે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવું. ૩૫

મૃદુ, ક્ષિપ્ર, ચરનક્ષત્ર અને શુભ વારે દિવસના નવુંઅન્ન ભક્ષણ કરવું. વસ્ત્ર તથા આભુષણ નવીન ધારણ કરવાં હોયતો ધ્રુવસંજ્ઞક, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, પુનર્વસુ, પુષ્ય, રેવતી, અને ધનિષ્ટા, એ નક્ષત્રો, અશુભ તીથી અને શનિ, મંગળ અને સોમવાર વર્જ્ય કરી ધારણ કરવાં. ધ્રુવસંજ્ઞક પુષ્ય, પુનર્વસુ, એ નક્ષત્રમાં જે સ્ત્રી વસ્ત્ર અથવા અલંકાર ધારણ કરે છે અને શતભિષા નક્ષત્રમાં નવું વસ્ત્ર અને નવા અલંકાર ધારણ કરી સ્નાન કરે છે તેના ઉપર પતિની પ્રીતિ થતી નથી. ચર, ક્ષિપ્ર, મૃદુ અને ધ્રુવ નક્ષત્ર અને શુભ વાર તીથી એ અલંકાર ઘડાવવા, જ્યેષ્ટા, મૂળશ્રવણ, સ્વાતિ, મૃદુસંજ્ઞક, પુનર્વસુ એ નક્ષત્ર અને ગુરૂ, શુક્ર, સોમ એ વારે ઔષધ ખાવું, રિકતાતીથી, ચરલગ્ન, મિશ્ર અને ક્ષિપ્રનક્ષત્ર, જ્યેષ્ટા, મૂળ, ત્રણ ઉત્તરા, ચિત્રા, ભરણી, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા એ નક્ષત્રો અને રવિ, મંગળ, બુધ અને શનિવારે માંદા માણસને સ્નાન કરાવવું, બુધવાર, શતભિષા અને મઘાનક્ષત્રને દિવસે જે સ્ત્રી તેલ લગાડી સ્નાન કરે છે તે પોતાના પતિનો નાશ કરનારી છે. બીજા વિશેષ ખુલાસા સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવા. ૩૬

અગ્નિ, દેવ. બ્રાહ્મણ, સંબંધી અને પોતાની સ્ત્રીને પ્રસન્ન કરી તથા પોતે તૃપ્ત થઇ કાર્ય માટે પ્રયાણ કરવું. પ્રયાણ વખતે ગાયાદિ સામું મળે તો ઉત્તમ છે. અશુભ શુકન થાય તો કામને માટે જવુ નહિ, એને માટે તમામ ખુલાસા સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવા. ૩૭

સ્વપ્નામાં ઇષ્ટદેવ, પોતાના ગુરૂ, સાધુપુરૂષ તથા દેવની મૂર્તિ આદિના દર્શન થાય તો શુભ ફળ આપે છે અને શોકકારક સ્વપ્નું થાય તો ભવિષ્યમાં ખોટાં ફળ આવે છે. શરીરપર પરવલ્લી પડે તો તુરત વસ્ત્ર સહિત સ્નાન કરી મહાદેવના મંદિરમાં જઇ ઘીનો દીવો સળગાવી જપ કરવા. બીજા ખુલાસા સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવા. ૩૮

કલિયુગમાં શિવ, વિષ્ણુ બન્નેને અભેદ માની સેવા કરનારને સેવાનું ફળ મળે છે. એમાં શ્રી ગુરૂનું ભજન શ્રેષ્ઠ છે. સ્ત્રીએ પતિ સિવાય બીજાની સેવા કરવી નહિ. એમાં સંખ્યા કરતાં ચારઘણા જપ કરવા. એ યુગમાં શરીરથી કરેલાં પાપ લાગે છે. કલિયુગમાં પારાશર સ્મૃતિનુ પ્રમાણ લેવું. પોતાની પાસે કોઇ વિદ્યા હોય અને તે લેવાને ચઢતી વર્ણ અથવા આશ્રમનો આવે તો તેની અર્ઘ્યપાદ પૂજા કરી વિદ્યા આપવી અને તે મારો શિષ્ય છે એ પ્રમાણે કદાપિ બોલવું નહિ. એ પ્રમાણે આગળ ક્ષત્રિઓ બ્રાહ્મણને વિદ્યા આપતા હતા. બ્રાહ્મણ વર્ણ સિવાય બીજા પાસે મંત્ર લેવો નહિ. કલિયુગમાં પોતાની જાતિ સિવાય બીજાની કન્યા પરણવી નહિ. કલિયુગમાં ઔરસ અને દત્તક એ બેજ પુત્ર છે. કલિયુગમાં બહુ વખત બ્રહ્મચર્ય પાળવું નહિ તથા ગુરૂ પાસે પણ તુટક તુટર રહેવું. મદ્યપાન કોઇએ કરવું નહિ. વામમાર્ગ તથા પાખડી સંપ્રદાયનો સ્વિકાર કરવો નહિ. કલિયુગમાં જે પાપ કરે તેજ ભોગવે છે. શિષ્યે ગુરૂની સ્ત્રી પાસે ચિરકાળ નિવાસ કરવો નહિ. બ્રાહ્મણે બ્રાહ્મણ સિવાય બીજાના હાથનું દૂધ તથા ઘીમાં પરિપકવ કરેલુ ખાવું નહિ. બીજા નિયમો સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવા. ૩૯

જનનાશૌચમાં કર્મનો અધિકાર નથી, પરન્તુ સ્પર્શાસ્પર્શનો દોષ નથી, પણ મૃતાશૌચમાં એ બન્નેનો દોષ છે. સ્ત્રીને ગર્ભનો શ્રાવ થાય તો જેટલા માસ થયા હોય તેટલા દિવસ તે સ્ત્રીએ આશૌચ પાળવું. પિતાએ તથા સપિંડીઓએ સ્નાન કરવું. ગર્ભને સાત માસ થયા હોય તો ત્રણ રાત્રિ જનનાશૌચ પ્રમાણે પિતાદિકે આશૌચ પાળવું. જનનાશૌચ તથા મૃતાશૌચમાં બ્રાહ્મણે દશ રાત્રિ, ક્ષત્રિએ બાર રાત્રિ, વૈશ્યે પંદર રાત્રિ અને શૂદ્રે એક માસ આશૌચ પાળવું. જનનાશૌચ પ્રસુતિ સ્ત્રીએ પુત્ર હોય તો વીશ દિવસ અને કન્યા હોય તો એક માસ; એમાં પ્રથમનું પોતપોતાની જાતિનું આશૌચ મેળવી પાળવું. પુત્ર અથવા કન્યા ઉત્પન્ન થયાની વાત સાંભળવામાં આવે ત્યારે પિતા તથા સાવકી માતાએ તુરત સ્નાન કરવું. એ આશૌચમાં સાત પેઢી પર્યંતના સપિંડી કહેવાય છે. ચૌદ પેઢી પર્યંતના સમાનોદર કહેવાય છે અને એકવીશ પેઢી સુધીના સગોત્ર કહે-

વાય છે. એમાં સપિંડીને દશ દિવસ, સમાનોદરને ત્રણ રાત્રિ અને સગોત્રીને એક રાત્રિ સૂતક છે, ત્યાર પછીનાએ એક પુરૂષના અમે છીએ એવું જાણવા પર્યંત સ્નાન કરવું. એમાં પણ નિયમ પ્રમાણે પેઢી તોડી હોય તોજ એ નિર્ણય છે; નહિ તો બધાએ દશ રાત્રિ સુતક પાળવું. ઘરમાં કન્યાને બાળક જન્મે તો માતા પિતાએ ત્રણ રાત્રિ જનનાશૌચ અને તે ઘરમાં રહેનારાએ એક દિવસ પાળવું. સંપૂર્ણ માસે બાળક મરેલો જન્મે તો તમામે જનનાશૌચ સંપૂર્ણ પાળવું, નાળછેદનની પૂર્વે મૃત થાય તો ત્રણ દિવસ જનનાશૌચ, નાળછેદન પછી દશ દિવસમાં મૃત થાય તો દશ દિવસ તમામે જનનાશૌચ પાળવું. બાળક બાર દિવસમાં મરણ પામે તો પુત્રનું ત્રણ રાત્રિ આશૌચ, અને કન્યાનું એક રાત્રિ આશૌચ ફક્ત માતાપિતાએ પાળવું. સાવકી માતાએ પુત્રના પિતા બરાબર આશૌચ પાળવું, અગીઆર દિવસથી પુત્રના જનોઇ સુધી અને કન્યાના વિવાહપર્યંત માતપિતાએ ત્રણ રાત્રિ આશૌચ, ચૌલસુધી અથવા ત્રણ વર્ષનો પુત્ર થાય ત્યાંસુધી સપિંડીઓએ એક રાત્રિ આશૌચ, અને ત્યારપછી જનોઇ પર્યંત સપિંડીઓએ ત્રણ રત્રિ આશૌચ પાળવું, અને સાત પેઢીની પછીનાએ સ્નાન માત્ર કરવું, કન્યા ત્રણ વર્ષની થાય ત્યાંસુધી સપિંડીઓએ સ્નાન અને ત્યારપછી વાગ્દાન પર્યંત એક રાત્રિ સુતક પાળવું, અને તે પછીનાએ સ્નાન માત્ર કરવું, પુત્રનું ચૌલ વર્ષની અંદર કરાવ્યું હોય તો દાહ કરવો, તે સિવાયનાં પુત્ર તથા કન્યાને બે વર્ષ સુધી દાટવા, વાગ્દાન પછી કન્યાનુ મૃત થાય તો બેઉ બાજુના સપિંડીઓએ ત્રણ રાત્રિ સુતક પાળવું, જનનાશૌચ તથા દશ દિવસનું આશૌચ સિવાયના બીજા આશૌચના દિવસો વીતી ગયા પછી આશૌચ લાગતું નથી, એવાં મૃતાશૌચ વીતી ગયા પછી સ્નાન માત્ર કરવું. વિના પરણેલી કન્યા તથા જનોઇ દીધા વિનાના પુત્રે માતાપિતાનું આશૌચ દશ દિવસ પાળવુ, બીજાનું પાળવું નહિ, પરણેલી કન્યા પિતાને ઘેર ગુજરી જાય તો માતાપિતા તથા ભાઈએ ત્રણ રાત્રિ આશૌચ પાળવું, તથા બીજા તે ઘરમાં રહેવા-વાળાઓએ એક રાત્રિ આશૌચ, અને એ સિવાયના બીજા સપિંડીઓએ સ્નાન માત્ર કરવું, પરણેલી કન્યા બીજે ગામ ગુજરી જાય તો માતાપિતાએ પક્ષિણિ (એક રાત્રિને બીજા દિવ-સની સંધ્યાકાળ સુધી) આશૌચ, પતિને ઘેર ગુજરી જાયતો માતા

પિતાએ ત્રણ રાત્રિ આશૌચ પાળવું, અને ભાઇઓએ પક્ષિણિ આશૌચ પાળવું, અને કાકાએ એક દિવસ પાળવું, પરણેલી કન્યાએ માતાપિતાનું ત્રણ રાત્રિ આશૌચ પાળવું, દશ દિવસ વીતી ગયા હોયતો પક્ષિણિ આશૌચ પાળવું, જનોઇ દીધેલો ભાઇ તથા પરણેલી બહેન પરસ્પરને ઘેર ગુજરી જાયતો ત્રણ રાત્રિ આશૌચ, બીજાના ઘરમાં મૃત થયાં હોયતો પક્ષિણિ, અને પરગામ મૃત થયાં હોય તો એક રાત્રિ આશૌચ પાળવું, બહેન મૃત થાય તો બહેનને એજ પ્રમાણે આશૌચ પાળવું, એ સિવાય બીજાનું કન્યાએ સ્નાન માત્ર કરવું, મામાનું ભાણેજ તથા ભાણેજીએ પક્ષિણિ આશૌચ પાળવું, ભાણેજ ભાણેજીને ઘેર મામા મૃત થાયતો ત્રણ રાત્રિ આશૌચ, જનોઇ દીધા વિનાના મામાનું એક રાત્રિ આશૌચ, મામીનું પક્ષિણિ આશૌચ પાળવું, જનોઇ દીધેલો ભાણેજ ગુજરી જાયતો મામા માસીએ ત્રણ રાત્રિ આશૌચ પાળવું, જનોઇ દીધા વિના ગુજરી જાયતો પક્ષિણિ આશૌચ, માતાનો પિતા ગુજરી જાયતો દૌહિત્ર તથા દૌહિત્રિએ ત્રણ રાત્રિ આશૌચ પાળવું. બીજે ગામે મૃત થાય તો પક્ષિણિ. એ પ્રમાણે દૌહિત્ર તથા દૌહિત્રિનું માતામહે તથા માતામહીએ પાળવું, ઉપવીત વિનાનો ત્રણ વર્ષનો દૌહિત્ર ગુજરી જાય તો પક્ષિણિ આશૌચ, દૌહિત્રીના મરણમાં સ્નાન કરવું, સાસુ સસરાનું જમાઇએ પક્ષિણિ આશૌચ પાળવું, નજીકમાં હોયતો ત્રણ રાત્રિ આશૌચ, મૃત પામેલી સ્ત્રીનાં માતાપિતાનું જમાઇએ એક રાત્રિ આશૌચ પાળવું, જમાઇનું સાસુ સસરાએ સ્નાન માત્ર કરવું, પોતાને ઘેર જમાઇનું મૃત થાય તો ત્રણ રાત્રિ આશૌચ, જનોઇ દીધેલા સાળાનું એક રાત્રિ સુતક, જનોઇ દીધા વિનાનાનું સ્નાન માત્ર કરવું. ( સાળાની વહુ તેમજ વહુની બહેન ) મૃત થાય તો એક રાત્રિ આશૌચ, એ વિનાના સંબંધીઓનું સ્નાન માત્ર કરવું.એ પ્રમાણે બનેવીનું સાળાએ પાળવું, માસી તથા ફોઇ મૃત થાય તો પક્ષિણિશૌચ. પોતાનાં માતાપિતાની ફોઇ તથા માસીના પુત્રાદિ ગુજરી જાય તો પક્ષિણિઆશૌચ, જનોઇ દીધા વિનાના હોય તો એક રાત્રિ આશૌચ, પોતાને ઘેર મૃત થાય તો ત્રણ રાત્રિ આશૌચ, એ આશૌચનો નિર્ણય અરસપરસ છે. એ ઉપરના બતાવેલા સંબંધોઓની પરણેલી કન્યા મૃત થાય તો એક રાત્રિ

આશૌચ, એ વિના બીજા સંબંધીનું સ્નાન માત્ર કરવું, દત્તક મૃત થાય તો બન્ને માતાપિતાને ત્રણ રાત્રિ આશૌચ અને બન્ને સપિંડીઓને એક રાત્રિ આશૌચ, ઉપવીત આપેલા દત્તકનું મૃત થાય તો પાળક પિતા અને તેમના સપિંડીઓએ દશ રાત્રિ આશૌચ પાળવું, દત્તકે જનક તથા પાળક પિતાનું ત્રણ રાત્રિ સુતક પાળવું, અને બન્ને સપિંડીઓનું એક રાત્રિ સુતક પાળવું, બન્ને માતાપિતાની ક્રિયા કરી હોય તો દશ રાત્રિ આશૌચ, દત્તકના પુત્ર પૌત્રનું જનનમરણાશૌચ સપિંડીઓએ એક દિવસ પાળવું, સગોત્ર સપિંડી દત્તક હોયતો બધાએ દત્તકનુ દશ દિવસ આશૌચ પરસ્પર પાળવું, આચાર્યનું ત્રણ રાત્રિ આશૌચ, એના સ્ત્રી પુત્રનું એક રાત્રિ આશૌચ, શાસ્ત્રાદિ પાછળથી ભણાવનારનું મૃત થાય તો એક રાત્રિ આશૌચ, જનોઇ આપી ભણાવેલા શિષ્યનું ત્રણ રાત્રિ આશૌચ, બીજા ભણાવેલા શિષ્યનું એક રાત્રિ આશૌચ. પોતાની સાથે ભણનારનું મૃત થાય તો પક્ષિણિ, ઋત્વિક મૃત થાય તો ત્રણ રાત્રિ આશૌચ, કર્મ સમાપ્ત થએલાનું એક રાત્રિ આશૌચ, પ્રીતિવાળો શ્રોત્રીય ( અગ્નિહોત્રી ) મૃત થાય તો ત્રણ રાત્રિ આશૌચ, પોતાની જાતિના મિત્રનું એક રાત્રિ, સંન્યાસીનું તમામ સપિંડીઓએ સ્નાનમાત્ર કરવું, પુત્રે દશ દિવસ પાળવું; પરન્તુ કર્મનો લોપ નથી. પોતે કોઇપણ સંબંધીનું અંત્ય કર્મ કર્યું હોય તો દશ રાત્રિ આશૌચ, ગામમાં શબ હોય ત્યાંસુધી ગામને આશૌચ, એ પ્રમાણે ગાયાદિને માટે પણ જાણવું, બ્રાહ્મણના ઘરમાં કુતરૂં મરે તો દશ રાત્રિ, શૂદ્ર મરે તો એક માસ, વટલેલો મરે તો બે માસ, મ્લેચ્છ મરે તો ચાર માસ તે ઘરને આશૌચ છે, દાસે પોતાના સ્વામીનું પોતાની જાતિ પ્રમાણે આશૌચ પાળવું, ગામના અધિપતિ આદિનું દિવસે મૃત થાય તો સાંજ સુધી અને રાત્રિ હોય તો સવાર સુધી, જનનાશૌચ વીતી ગયા પછી આશૌચ નથી, પુત્રે દશ દિવસ વીતી ગયા છતાં માતાપિતાનો ખબર સાંભળે તે દિવસથી દશ દિવસ આશૌચ પાળવું, એ પ્રમાણે પતિ પત્નીએ પણ જાણવું, માતાપિતાએ દશ દિવસ પછી પુત્રનું ત્રણ દિવસ આશૌચ, દશ દિવસના સુતકની સુતક વીતી ગયા પછી સાપંડીને ખબર પડે તો ત્રણ માસ પર્યંત ત્રણ રાત્રિ, છ માસ પર્યંત બે રાત્રિ,

અને વર્ષ સુધીમાં એક રાત્રિ, ત્યાર પછી સ્નાન, માતાપિતાના ઋણથી મુક્ત થવું હોય તો અંતઃકાળે સેવા કરી યથાવિધિ મરણ પછી દાહ કરી પાછળની ક્રિયા કરવી, માતાપિતાના આશૌચમાં બીજાના આવેલા આશૌચની નિવૃત્તિ થાય છે, માટે કોઇએ એકાદશાદિ, ક્રિયા અટકાવવી નહિ, એજ પ્રમાણે મોટાં સુતકમાં નાનાની નિવૃત્તિ જાણવી, સ્મશાનમાં અસગોત્રી ગયા હોય તો તારાદર્શન સુધી સુતક પાળવું, મરનારની પાછળ કોઇએ રડવું નહિ, રડવાથી મરનારની અવગતિ થાય છે, સુતકીનું અન્ન ભક્ષણ કરવું નહિ, સુતકીના ઘરના પદાર્થો બીજાને હાથે લેવામાં દોષ નથી, એ આશૌચ વિધિના બીજા તમામ ખુલાસા શ્રીધર્મ નિરૂપણમાં જોવા ૪૦

પતિ ઇત્યાદિને મારનારી સ્ત્રી, પોતાથી ઉતરતી જાતિવાળા પાસે વ્યભિચાર કરાવનારી સ્ત્રી, ગર્ભહત્યા કરનારી, કુટણી અને આત્મહત્યા કરનારી સ્ત્રીઓ મૃત થાય તો તેના શબને ઉપાડવું નહિ. પતિત માટે પણ એજ પ્રમાણે જાણવું. એવાં પ્રાયશ્ચિતો માટે શ્રીધર્મ નિરૂપણમાં જોવુ. ૪૧

દેશાંતરમાં મરનાર તથા જેનું શબ નહિ મળે તેમનું પ્રાયશ્ચિત કરી પુત્તલવિધિવડે દાહ કરી ક્રિયા કરવી. ૪૨

મરણ સમિપમાં આવેલાએ દાનાદિ કરવું. મરનારે ઇશ્વર સ્મરણ કરી શરીર છોડવું. અંતઃકાળની વખતે દાન ન થાય તો એકાદશાને દિવસે દાન કરવાં. મરનારનું અંતઃકાળે ઉત્તર તરફ મસ્તક રાખવું. જો બેસીને શરીર છોડે તો મોં ઉત્તર તરફ રહે તેમ બેસવું અને સૂતાં શરીર છોડે તો માથું ઉત્તર તરફ રાખવું. એ વિધિ શ્રીધર્મ નિરૂપણમાં જોવી. ૪૩

મરનારનું શરીર છુટયા પછી પુત્રાદિકે ક્ષૌર તથા પ્રાયશ્ચિત કરી દાહાદિ કરવું, મરનાર દાહ કરતી વખતે મસ્તક દક્ષિણ દિશાનું રાખવું, આશૌચમાં ઘાસની સાદડી અગર કામળપર દરેકે જુદું જુદું સુવું, સુતકીથી જે જે વસ્ત્રને અડકાયું હોય તેને અગીઆરમે દિવસે ધોવાં, મટોડીનાં વાસણ અગીઆરમે દિવસે ફેંકી દેવાં. રાત્રિએ ભોજન કરવું નહિ, દરેકે દરરોજ પત્રાળીમાં ભોજન કરવું, કલાઇ લગાડેલાં ધાતુના પાત્રમાં ભોજન કરવું નહિ. બીજી બાબત શ્રીધર્મ નિરૂપણમાં જોઇ લેવી. ૪૪

મરનારના અસ્થિને મહાનદીમાં પધરાવવાં હોય તો અપવિત્ર વસ્તુનો સ્પર્શ નહિ થાય એ પ્રમાણે જાળવી લઇ જવું, બીજી બાબત સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવી. ૪૫

બને તો મરનારને માટે દરરોજ પિંડદાન કરવું; નહિ બની શકે તો દશમે દિવસે એકતંત્ર કરવું. એ બાબત સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવી. ૪૬

અગીઆરમાં દિવસનું કર્મ મુખ્ય પુત્ર હોય તેણે કરવું, બારમે દિવસે સપિંડીકરણ કરવું, તેરમાને દિવસે અથવા વર્ષ પુરૂં થાય ત્યારે પોતાથી બને તે પ્રમાણે બ્રાહ્મણ ભોજન કરવું. ૪૭

જેનું પંચકમાં મૃત થાય તેનું પ્રાયશ્ચિત આપી દાહ કરવો, મરનાર સ્મશાનમાં ગયા પછી જીવત થાય તો તેનું પ્રાયશ્ચિત કરી ઘરમાં પેસવા દેવું. લગ્ન થવા અગાઉ જેનું મરણ થાય તેવાનો અર્ક વિવાહ કરી દાહ કરવો. રજસ્વલા અથવા પ્રસુતિ સ્ત્રીનું મૃત થાય તો તેના મળને ધોઇ સ્નાન કરાવી મંત્ર રહિત દાહ કરી પૂરોથી તેનાં અસ્થિનો પ્રાયશ્ચિત આપી દાહ કરવો. ગર્ભવાળી સ્ત્રીનું મૃત થયું હોય તો પ્રથમ પ્રાયશ્ચિત આપી તેના ગર્ભને જુદો પાડી દાહ કરવો, અને ગર્ભમાંના બાળકને દાટવું, વિશેષ ખુલાસો સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવો ૪૮

સ્ત્રીએ પતિ સાથે સહગમન કરવું તે ઉત્તમ છે. એ સહગમન ગર્ભિણી, જેનું બાળક નાનુ હોય તેવી, સુવાવડી, જેને રજોદર્શન આવ્યું નથી તેવી, વટલેલી, વ્યભિચારીણી, અને દુષ્ટભાવનાવાળીએ કરવું નહિ, વિશેષ ખુલાસો સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવો. ૪૯

બની શકે તો બ્રાહ્મણે આતુર સન્યાસ લેવો, એવો આતુર યા દંડી મૃત થાય તો તેના કલેવરને જળમાં પધારવું અને નારાયણબળી અને સમારાધના કરવી. સંસ્કાર કર્યા વિના યતિનું શરીર સડી જાય તો તે દેશમાં ધર્મનો લોપ અને દુકાળાદિ પડે છે. ૫૦

યતિને આપેલી ભિક્ષા અને જળ, મેરૂ અને સમુદ્ર સમાન પુણ્ય આપવાવાળું થાય છે. કોઇપણ દોષ થાય તો જનોઇ દરેકે બદલવી. ગૃહસ્થે પોતાના બરાબરની સ્ત્રી પરણી નિયમો પાળવા.

સ્ત્રી પ્રધાનરૂપ છે, માટે પોતાના તમામ યથાવિધિ ધર્મ પાળી પતિની સેવા કરી આલોક અને પરલોકમાં યશની પ્રાપ્તિ કરવી. ઉપરની તમામ બાબતના ખુલાસા શ્રીધર્મ નિરૂપણમાં જોવા. ૫૧

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ કર્દમ મહારાજ બ્રહ્માજીના માનસિક પુત્ર છે. એમનો આશ્રમ સરસ્વતિ નદીને કિનારે સિદ્ધપુરમાં હતો. એમણે દશ હજાર વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી, જેથી સાક્ષાત્ ભગવાને પ્રસન્ન થઇ દર્શન આપ્યાં એ વખતે કર્દમ મહારાજની સ્તુતિ સાંભળતાં ભગવાનનાં નેત્રોમાંથી જે સરોવરમાં આંસુ પડયાં છે તેને બિંદુ સરોવર કહે છે. શ્રી ભગવાને પ્રસન્ન થઇ વર આપી કહ્યું કે, તમો મનુ મહારાજની રાણી શતરૂપાથી ઉત્પન્ન થએલી કન્યા દેવહુતિ સાથે લગ્ન કરો; તેથી કર્દમ મહારાજે દેવહુતિ સાથે લગ્ન કર્યું. એ લગ્ન સૃષ્ટિ મંડાણમાં પહેલ વહેલું એ જગા ઉપર થયું માટે તેનું નામ શ્રીસ્થળ પડયું, તેજ પાછળથી સિદ્ધપુર કહેવાયું. કર્દમ મહારાજે પોતાની પત્ની દેવહુતિથી નવ કન્યા તથા એક પુત્ર ઉત્પન્ન કર્યો; એ પુત્રનું નામ કપિલ ભગવાન છે. એ નવ કન્યામાંથી મરિચીને કલા નામની કન્યા, અત્રિ મહારાજને અનસૂયા, અંગિરાને શ્રદ્ધા, પુલસ્ત્યને હવિર્ભુ, પુલહને ગતિ, ક્રતુને સત્ક્રિયા, ભૃગુને ખ્યાતિ, વસિષ્ઠને અરૂંધતિ અને અથર્વાને શાન્તિ નામની કન્યા આપી; પછી તે તમામ ઋષિઓ કર્દમ મહારાજની આજ્ઞા લઇ પોતપોતાના આશ્રમે ગયા. ત્યારપછી કર્દમ મહારાજે પત્ની દેવહુતિ પોતાના પુત્ર કપિલ ભગવાનને સોંપી સંન્યાસ લઇ વિદેહ કૈવલ્ય મુકિતની પ્રાપ્તિ કરી. ૫૨

કપિલ ભગવાને પોતાની માતા દેવહુતિને દુઃખી જોઇ દુઃખનું કારણ મન છે એમ જાણી મનના સ્વરૂપને સમજાવી ભકિતના રહસ્યને બતાવ્યું, ત્યાર પછી ત્રણ દેહ અને વિરાટ સ્વરૂપની ઉત્પત્તિ કહી.

હે માતા ! મુકિત મેળવવા માટે તત્વજ્ઞાન, મનોભંગ અને વાસનાનો ક્ષય કરવો જોઇએ. તેને માટે પ્રથમ સદ્ગુરૂને શરણે જઇ તેમની અનન્યભાવે સેવા કરવાથી તેવા પુરૂષો શિષ્યના કલ્યાણ માટે શાસ્ત્રના તાત્પર્યનું શ્રવણ કરાવશે, તેને શ્રદ્ધાવાને છ લિંગના તાત્પર્યને સમજી તે નિયમ પ્રમાણે શ્રવણ કરવું અને

તાત્પર્યને ગ્રહણ કરવું, ત્યાર પછી મનનો નાશ કરવાને યોગાભ્યાસ કરીને ધ્યાન કરવુ; એટલે પોતાનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત થશે. એ યોગાભ્યાસ માટે પ્રથમ કયાકયા સાધનની જરૂર છે, તે તમો સાભળો.

હે માતા! યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ મળી અષ્ટાંગયોગ કહેવાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, દયા, બ્રહ્મચર્ય, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર, અને શૌચ મળી એક યમ કહેવાય છે. તપ, સંતોષ, આસ્તિકય, શ્રવણ, દાન, પૂજન, શ્રદ્ધા, હ્રી, વ્રત અને જપ મળી દશ નિયમ કહેવાય છે. એ યમ નિયમ પાળી આસનને સિદ્ધ કરી ગુરૂ પાસેથી પ્રાણાયામ શીખી કરવા. પ્રાણાયામ સિદ્ધ થયા પછી પ્રત્યાહાર કરી ઇન્દ્રિયો વશ કરવી, ત્યાર પછી ધારણા કરી મન બુદ્ધિને સિદ્ધ કરવી. ત્યાર પછી ઇશ્વરનું ધ્યાન કરી સમાધિ સિદ્ધ કરવી. હે માતા! જેને શાસ્ત્રના વચનમાં સંશય હોય છે તે જન્મ મરણના ફેરામાં પડે છે. એ પ્રમાણે કપિલ ભગવાનનાં વચન સાંભળી દેવહુતિ માતાએ પ્રાર્થના કરવાથી કપિલ ભગવાને શકિતપાત કરી સમાધિ સિદ્ધ કરાવીને કપિલ ભગવાન ચાલ્યા ગયા, જેથી દેવહુતિ માતાએ શરીરનું ભાન ભૂલી જઇ વિદેહ કૈવલ્ય મુકિતની પ્રાપ્તિ કરી. એ જગ્યાને હાલ સિદ્ધપુર કહે છે. એ જગ્યાપર જઇ જે લોકો શ્રાદ્ધ તથા દાન કરે છે તે અક્ષય થાય છે. એ સંપૂણ આખ્યાન શ્રીધર્મ નિરૂપણમાં છે માટે ત્યાં જોવું. પ૩

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ અત્રિ મહારાજ એ બ્રહ્માજીના માનસિક પુત્ર છે. એમનો આશ્રમ હિમાલયના કુલાચલપર હતો. તે સ્થળે અત્રિ મહારાજે પુષ્કળ વર્ષ તપશ્ચર્યા કરી, જેથી પરમાત્માએ પ્રસન્ન થઇ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર રૂપથી દર્શન આપ્યાં. તે જોઇ અત્રિ મહારાજ બહુ પ્રસન્ન થઇ પ્રાર્થના કરવા લાગ્યા, જેથી ત્રણે દેવોએ પ્રસન્ન થઇ કહ્યું કે, હે ઋષિશ્રેષ્ઠ! તમારી મરજીમાં આવે તે વર માગી લ્યો.

અત્રિ મહારાજ—હે દેવાધિદેવ! આપની માયાથી મને મુકત કરો અને મારા હૃદયમાં આપ નિવાસ કરી પિતાશ્રીની આજ્ઞાને પરિપૂર્ણ કરાવો.

ત્રણે દેવો—તમારી ઇચ્છા પૂર્ણ થશે. એમ કહી અંતરધ્યાન થઇ ગયા.

ત્યાર પછી અત્રિ મહારાજે કર્દમ મહારાજનાં પત્ની દેવહુતિથી ઉત્પન્ન થએલી કન્યા અનસૂયા જે કપિલ ભગવાનનાં બહેન થાય છે તેમની સાથે લગ્ન કરી નર્મદા કિનારે આવીને રહ્યા.

અત્રિ મહારાજની તપશ્ચર્યા તથા અનસૂયા માતાનું પતિવ્રત જોઇ ભગવાન પ્રસન્ન થવાથી એમને ઉદરે અવતાર લેવાના વિચારથી ભગવાને નારદજીના હૃદયમાં પ્રેરણા કરવાથી નારદજી બ્રહ્મલોક, વિષ્ણુલોક તથા કૈલાશમાં જઇ સાવિત્રી, લક્ષ્મી અને પાર્વતી માતાની સામે અનસૂયા માતાનાં વખાણ કરવા લાગ્યા, જેથી અનસૂયા માતાના પતિવ્રતનું નિશ્ચળપણું જોવા માટે ત્રણે શકિતઓએ પોતાના પતિને અનસૂયા માતાનું પતિવ્રત ભંગ કરવા માટે મોકલ્યા. એ ત્રણે દેવોએ બ્રાહ્મણનાં સ્વરૂપ ધારણ કરી નર્મદાને ઉત્તર કિનારે અત્રિ મહારાજના આશ્રમે આવી "ભવતિ ભિક્ષાન્ દેહિ" કહી ઉભા રહ્યા. અનસૂયા માતાએ એ અભ્યાગતોને માન આપી બેસાડયા, અને જમવાને કહ્યુ

અભ્યાગતો—હે સાધ્વી ! અમારો એવો નિયમ છે કે, જે સ્ત્રી નગ્ન થઇ અમોને તેલ ચોળી સ્નાન કરાવે તેના હાથની ભિક્ષા લઇએ છીએ, એ સિવાય અમો ભિક્ષા લેતા નથી. અતિથીઓનાં ઉપર પ્રમાણેનાં વચન સાંભળી ધ્યાનથી જોતાં માલુમ પડયું કે એ ત્રણે દેવો છે અને એ મારી પરિક્ષા લેવા માટે આવ્યા છે; એમ જાણી અનસૂયા માતાએ પોતાના પતિ અત્રિ મહારાજનું ધ્યાન ધર્યું, જેથી અત્રિ મહારાજ પોતાના આશ્રમે આવ્યા એટલે એ સર્વે વર્ત્તમાન અનસૂયા માતાએ પતિને વિદિત કર્યા.

અત્રિ મહારાજ—હે સાધ્વી ! તું પતિવ્રતા છે માટે તારા પતિવ્રતના પ્રભાવે એ ત્રણે દેવોને તુરતના જન્મેલા બાળક બનાવી એમની ઇચ્છા પરિપૂર્ણ કર.

અનસૂયા માતાએ પતિની આજ્ઞા થતાં અતિથીરૂપે આવેલા ત્રણે દેવોને તેમની ઇચ્છાનુસાર સ્નાન માટે બોલવા પ્રાર્થના કરતાં પોતાના પતિવ્રતના પ્રભાવે બાળક બનાવ્યા, અને નગ્ન

થઇ સ્નાન કરાવી ત્રણે દેવોને સ્તનપાન કરાવ્યું. બ્રહ્મા, વિષ્ણુ અને શંકરને પારણામાં સુવાડી ગીત ગાવા માંડયાં. તે જોઇ અત્રિ મહારાજ બહુજ પ્રસન્ન થયા. ત્યાર પછી છ નહિને નારદજીએ દેવલોકમાં જઇ સાવિત્રી, લક્ષ્મી અને પાર્વતી માતાને એ વાત કહી; જેથી એ ત્રણે શકિતઓ શરમાઇ ગઇ.

નારદજીએ એ ત્રણે શકિતઓને કહ્યું કે, મૃત્યુલોક આ બ્રહ્માંડમાં બજારરૂપે છે, દરેક એ બજારમાં પોતપોતાની બુદ્ધિવડે વહેવાર કરે છે; એ સમજાવી ત્રણે શકિતઓને લઇ નારદજી અત્રિ મહારાજના આશ્રમે આવ્યા.

અનસૂયા માતાએ એ ત્રણે શકિતઓને દેખી પ્રાર્થના કરી માનપૂર્વક બેસાડયા. તે વખતે એ ત્રણે શકિતઓએ અનસૂયા માતાની પ્રાર્થના કરી સૌભાગ્યદાન માગ્યું, એટલે અનસૂયા માતાએ એ ત્રણે શકિતઓને પોતપોતાના પતિ સોંપ્યા. ત્રણે શકિત સહિત ત્રણે દેવોએ પ્રસન્ન થઇ અત્રિ મહારાજ તથા અનસૂયા માતાને વર માગવા કહ્યુ. તે ઉપરથી અત્રિ મહારાજ તથા અનસૂયા માતા કહેવા લાગ્યાં. હે પ્રભુ ! આ આપનાં સુતેલાં પારણાં આપના સિવાય હવે ખાલી નહિ રહેવાં જોઇએ એટલી અમારી માગણી છે. તે સાંભળી ત્રણે દેવો તથાસ્તુ કહી શકિત સહિત પોતપોતાને સ્થાનકે ગયા.

અનસૂયા માતાએ કૌશિક પત્ની પાસે દેવોની માગણીથી સૂર્ય ઉદય કરાવવાથી દેવોએ પણ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર તમારા પુત્ર થશે, એ કહી વર આપ્યો. એ તમામ વરને સત્ય કરવા માટે એ ત્રણે દેવોએ અનસૂયા માતાને ઉદરે માર્ગશિર્ષ પૂર્ણમાને બુધવારને દિવસે મૃગનક્ષત્રમાં પ્રદોશ વખતે અવતાર લીધો. અનસૂયા માતાએ એમનાં નામ પાડયાં. તેમાં બ્રહ્માના અંશથી જે પુત્ર થયો તેનું નામ ચંદ્રમા, શંકરના અંશથી જે પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ દુર્વાસા, અને વિષ્ણુના અંશથી જે પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ દત્ત પાડયું. એ પ્રમાણે નામ રાખી ત્રણે પુત્રને પારણામાં સુવાડયા. એ વખતે એ પતિ પત્નીને જે હર્ષ થયો છે તેનું વર્ણન થઇ શકતું નથી. ૫૪

ચંદ્રમા ચંદ્રમંડળમાં ગયા, દુર્વાસા જગતમાં સ્વછંદે વિચારવા લાગ્યા; જથી અનસૂયા માતા પુત્ર વિયોગે દુઃખ માનવા

લાગ્યાં. તે જોઇ શ્રી દત્ત મહારાજ ત્રણ સ્વરૂપે થયા, એટલે અનસૂયા માતાના મનને આનંદ થયો. દત્ત મહારાજ આઠ વર્ષના થયા ત્યારે જનોઇનો સંસ્કાર કરાવ્યો. અનસૂયા માતાના પૂછવાથી શ્રી દત્ત મહારાજે માતાને વેદના સિદ્ધાંત સમજાવીને કહ્યુ કે, વેદ અને શાસ્ત્રોએ જે જે નિયમ કહ્યા છે તે દેહનુ અભિમાન જાય ત્યાંસુધી પાળવા.

અનસૂયા—હે ભગવાન ! આપની માયાને કેવી રીતે ઓળખવી અને તેને તરવા માટે શું કરવું ?

શ્રી દત્ત મહારાજ—હે માતા ! માયા મૂળેજ નથી; પરન્તુ ભ્રાન્તિને માયારૂપે કલ્પવામાં આવી છે. ઇશ્વરનની આવરણ અને વિક્ષેપ શકિતએ ઇશ્વરના સ્વરૂપને ઢાંકી દીધું છે. આ બન્નેનો જ્યાંસુધી નાશ થાય નહિ ત્યાંસુધી પોતાથી પોતાને ઓળખી શકાતું નથી. એ બે શકિતથી આ જગતમાં સર્વે હું અને મારૂ કરીને બોલે છે. હે માતા ! આ જગતરૂપ વૃક્ષનું બીજ અજ્ઞાનછે, અહંકાર અંકુર છે, મમતા ડાળાં છે, ઘર ધનાદિક નાની ડાળીઓ છે, સ્રી, પુત્ર અને સંબંધી પાંદડાં છે, પુણ્યપાપ પુષ્પ છે, અને સુખ દુઃખ એ વૃક્ષનાં ફળ છે. એ ફળને અજ્ઞાની ભક્ષણ કરે છે તેથી કોઇને સુખ મળતું નથી. માટે અસંગ નામના શસ્રવડે એ વૃક્ષના મૂળને કાપી નાંખવું જાઇએ. જે કંઇ નામરૂપ છે તેજ માયા છે, તેને ક્ષેત્ર કહે છે અને એને જાણવાવાળો પુરૂષ ક્ષેત્રજ્ઞ તે એનાથી જુદો છે.

અનસૂયા માતા—હે પ્રભુ ! આપે જે જ્ઞાનનો ઉપદેશ કર્યો, તે જ્ઞાન સ્થિર કરવા માટે શું કરવું તે કૃપા કરીને કહો.

શ્રી દત્ત મહારાજ—હે માતા ! મુકિત મેળવવા માટે તત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાનો ક્ષય થવો જોઇએ. એ સિદ્ધ કરવા માટે પ્રથમ દરેકે પોતાના વર્ણાશ્રમનાં નિષ્કામી સંધ્યાદિ કર્મ કરવાં એનાવડે ચિત્ત શુદ્ધ થયાથી વૈરાગ્ય થાય છે. ત્યાર પછી ગુરૂને શરણે જવું અને તેમની સેવા કરી શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી મન શાન્ત થઇ પરમાત્માનું ધ્યાન કરતાં શીખશે અને પ્રકૃતિના ગુણથી મુકત થઇ પરબ્રહ્મની સાથે ઐક્ય થશે, એનું નામ મોક્ષ છે. એ મોક્ષ મેળવવાને યોગાભ્યાસ કરવો જોઇએ. એનાવડે મનના તમામ દોષ બળી જાય છે, માટે

પ્રાણાયામ કરી અંદરના લિંગ શરીરને શોધવું, પ્રત્યાહાર કરીને ઇન્દ્રિયોનો જય કરવો, ધારણા કરી પાપનો ક્ષય કરવો, ધ્યાન કરી મનને સિદ્ધ કરવું અને સમાધિ કરી બ્રહ્મની સાથે એક થઇ જવું માટે પુરક, કુંભક અને રેચક કરી પ્રાણાયામ કરી પ્રાણને બ્રહ્મ-રધ્રમાં એક કરવાથી સર્વે વાસનાનો ક્ષય થાય છે. હે માતા ! એ અભ્યાસના ગુણ દોષને જાણી અભ્યાસ કરવો એમા સાત્વિક આહાર રાખવો. હે માતા ! આ શરીર નાશવાન છે ખરૂં પરન્તુ એનાવડે મોક્ષની પ્રાપ્તિ થાય છે માટે યોગીઓ શરીરનું જતન કરે છે. પ્રાણાયામના અભ્યાસથી પ્રથમ શરીર રોગ રહિત થાય છે અને ઇન્દ્રિયોનું ચચળપણુ જાય છે ત્યાર પછી યોગીઓને મોટી મોટી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તેમાં મુખ્ય સિદ્ધિ આઠ છે, તેને તમો સાંભળો. અણિમા, મહિમા, ગરિમા, લધિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશતા અને આઠમી વસિતા નામની સિદ્ધિ છે. એનાવડે યોગીઓ ખુશીમાં આવે તેમ કરી શકે છે. એ સિદ્ધિ-ઓ ધારણા સિદ્ધ થાય છે, ત્યારે આવે છે અને એજ યોગમાં વિઘ્ન પડાવે છે, માટે એને છોડી ધ્યાન કરી પરમાત્મા સાથે એક થઇ જવું અને જન્મ મરણના ફેરાને ચુકાવવો એનું નામ મોક્ષ છે. એ યોગ સિદ્ધ કરવાને યોગીની યોગચર્યા પાળવી જોઇએ, તે વિના એ યોગ સિદ્ધ થતો નથી. એ અભ્યાસને માટે ઉપદ્રવ રહિતની જગ્યા હોય ત્યાં બેસી કાયા, વાચા અને મનો-દંડને ધારણ કરવો. હે માતા ! જેને આ જગતમાં શત્રુ મિત્ર સરખા છે અને ઉદાશિન રહે છે એવાઓ સોના રૂપા કરતાં મૃતિકાને કિંમતી ગણે છે, તેથી દ્રવ્યનો સંગ્રહ કરતા નથી. એવાને તમારે યોગવૈભવવાળા જાણવા. હે માતા ! યોગ સાંભ-ળવોજ સારો છે; પરન્તુ કરવો બહુજ કઠીણ છે. એ અભ્યાસ ગુરૂ ઇશ્વરની કૃપા હોય તોજ સિદ્ધ થાય છે. એ અભ્યાસ કરતાં દશ નાદ સાંભળવામાં આવે છે. જેનાથી એ અભ્યાસ નહિ થાય તેણે વિષ્ણુનું ધ્યાન કરી મનને શાન્ત કરી પછીથી એ અભ્યાસ કરવો. કદાચ સાધન કરતાં વચમાં મૃત્યુનાં ચિન્હ માલુમ પડે તો પોતાના સ્વરૂપને સમજી ઇશ્વરના નામનો ઉચ્ચાર કરી શરીર છોડવાથી ક્રમમુકિત મળે છે. ગુરૂદેવના પ્રસાદે જેને અહિંયાંજ મુકિત મળે છે તેના પ્રાણ ઉત્ક્રમણ

થતા નથી. જે કાર્ય ઉપાસક છે તે સુષુમ્ણા નાડીદ્વારે બ્રહ્મલોકમાં જઇ ક્રમમુકિત મેળવે છે. દરેકે મૃત્યુના ચિન્હને જાણી ભયને છોડી ઇશ્વરનું ધ્યાન કરી શરીર છોડવુ. જેનો જેવો અભ્યાસ હશે તેજ પ્રમાણે તેને ગતિ મળશે, માટે રાત્ર દિવસ યોગાભ્યાસ કરવો. હે માતા ! ગુરૂ કૃપા વિના સો કરોડ જન્મ અભ્યાસ કરવા છતાં મુકિત મળતી નથી, માટે અવશ્ય કરી ગુરૂ કૃપા મેળવવી. જે ગુરૂ કૃપા વિના અથવા ગુરૂનો ત્યાગ કરી ઇશ્વર પ્રાપ્તિ માટે અભ્યાસ કરે છે તેને તે અભ્યાસનું પુણ્ય નહિ મળતાં ઉલટું પાપ ભેળું કરી અનંત કોટી જન્મ નરક ભોગવીને ગામ સુકરની યોનિમાં જાય છે. હે માતા ! જે ગુરૂની નિંદા કરે છે તેને પણ એજ ફળ મળે છે. સદ્દગુરૂ પાસે પ્રપંચ બુદ્ધિ છોડી સરળપણે રહેવું, અને ગુરૂની કૃપા પ્રાપ્ત કરવી. ગુરૂ કૃપા મેળવી અભ્યાસ કરનારનું વખતે અભ્યાસ પુરો નહિ થતા મૃત્યુ થાય તો તેને ક્રમમુકિત મળે છે. હે માતા ! જે પ્રમાણે સારા ઘરને ઉધાઇ બગાડે છે, તેજ પ્રમાણે આ શરીરને સ્ત્રી પુત્ર ધનાદિની આશામાં બગાડે છે. માટે એવી આશામાં બંધાઇ રહેવું નહિ; પરન્તુ ઇશ્વર પ્રાપ્તિ માટે અભ્યાસ કરવો, અને મરણ પર્યંત દેવ, ગુરૂ અને વેદાન્તનું સેવન કરવું.

એ પ્રમાણે કહી માતાને શુકલ કૃષ્ણ ગતિ સમજાવી પાછળથી નરકની પ્રાપ્તિ કોને થાય છે તે સમજાવ્યુ અને છેવટ ગુરૂ કૃપા એજ આ સંસારમાં જીતવાનું મુખ્ય સાધન છે એમ શ્રી દત્ત મહારાજે કહ્યું. એ પ્રમાણે પુત્રનાં વચન સાંભળી અનસૂયા માતાએ શ્રી દત્ત મહારાજની પ્રાર્થના કરી, તેજ વખતે શ્રી દત્ત મહારાજે માતાને પોતાનું સત્ય સ્વરૂપ બતાવી વિદેહ મુકત કર્યાં.

આ અનસૂયા માતાના આખ્યાનમાં ઘણોજ વિષય બાકી રહ્યો છે માટે સ્ત્રીધર્મ નિરૂપણમાં જોવું. ૫૫

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ ગોદાવરી કિનારે પૈઠણનગરમાં એક કૌશિક નામે બ્રાહ્મણ મહા દુષ્ટ બુદ્ધિનો રહેતો હતો. એની સ્ત્રી અનુભવી નામે હતી, તે મહા પતિવ્રતા હતી, તેને છોડી એ બ્રાહ્મણ વેશ્યાને ઘેર પડી રહેતો હતો. છેવટ એ બ્રાહ્મણને ગળતકુષ્ટનો રોગ થવાથી વેશ્યાએ તેને કાઢી મૂકયો, જેથી તે

ઘેર પોતાની સ્ત્રી પાસે આવ્યો. સ્ત્રીએ પતિને આવતો જોઇ માન આપી બેસાડી અનન્ય ભકિતએ સેવા માંડી. એ સેવા કરતાં કરતાં કેટલોક કાળ નીકળી ગયો. એ બ્રાહ્મણને દિવસે દિવસે એ રોગ વધી ગયો છતાં વેશ્યા સ્ત્રીમાંથી તેનું ચિત્ત નીકળતું નથી, તેથી એક દિવસ નિર્લજ થઇ પોતાની પતિવ્રતા સ્ત્રીને કહેવા લાગ્યો.

કૌશિક—હે પત્ની ! જો તું મારી વાત નહિ સાંભળે તો થોડા વખતમાં મારો પ્રાણ નીકળી જશે.

અનુભવી—હે પ્રાણનાથ! આપની શી ઇચ્છા છે તે મને કહો.

કૌશિક—હે પ્રિયા ! મારૂં ચિત્ત વેશ્યા સ્ત્રીમાં લાગી રહ્યું છે, તેથી તેને ત્યાં મને લઇ જઇ મારા મનને શાન્ત કર.

એવી રીતનાં પતિનાં વચન સાંભળી પોતાના પતિને રાતની વખતે ખભાપર બેસાડી વેશ્યાને આપવા માટે પોતાના અલંકાર લઇને વેશ્યાને ઘેર જવા નીકળી. રસ્તામાં પ્રારબ્ધયોગે શૂળીએ ચઢાવેલા માંડવ્ય ઋષિને ધકકો લાગવાથી બોલ્યા કે, જેણે આ વખતે મને ધકકો માર્યો હોય તેના સૂર્ય ઉદય થતાં પ્રાણ જાઓ; એમ કહી શ્રાપ આપ્યો. એ શ્રાપ સાંભળીને અનુભવીએ વિચાર કરી સૂર્યને કહ્યું કે, હે સૂર્ય ! હું ખરેખરી પતિવ્રતને પાળવાવાળી હોઉં તો મારી આજ્ઞા વિના તમારે ઉદય થવું નહિ. એ પ્રમાણે શ્રાપ આપી એ પતિવ્રતાએ વેશ્યાને ત્યાં જઇ વેશ્યાને સમજાવી પતિની ઇચ્છાને પૂર્ણ કરાવી પોતાને ઘેર આવી. એ પતિવ્રતાના શ્રાપથી દશ દિવસ સુધી સૂર્યથી ઉદય થવાયું નહિ, તેથી તમામ દેવોએ ગભરાઇ બ્રહ્મદેવને એ વાત કહી, જેથી બ્રહ્મદેવે કહ્યું. તમો અત્રિ મહારાજનાં પત્ની અનસૂયાને એ વાત કહો, એટલે સૂર્ય ઉદય થશે.

એ પ્રમાણે બ્રહ્મદેવનાં વચન સાંભળી બ્રહ્મદેવ સહિત તમામ દેવલોકો અત્રિ મહારાજના આશ્રમે આવ્યા અને અનસૂયા માતાની પ્રાર્થના કરી પોતાનું દુઃખ નિવેદન કરવા લાગ્યા, જેથી અત્રિ મહારાજસહ અનસૂયા માતાએ કૌશિકને ઘેર જઇ અનુભવીને કહ્યું. હે સાધ્વી ! તું સૂર્યને ઉદય કર. તારે તારા પતિના મરણ માટે ગભરાવું નહિ, હું તેને રોગમુકત અને જીવંત કરી આપીશ.

એ પ્રમાણે અનસૂયા માતાનાં વચન સાંભળી અનુભવીએ સૂર્ય ઉદય કરવા માટે સૂર્યની પ્રાર્થના કરવા માંડી, તેથી તુરત

સૂર્ય ઉદય થયો, અને કૌશિક બ્રાહ્મણ મૃત્યુ પામ્યો. કૌશિકને મૃત્યુ થએલા જાણી પોતાના પતિવ્રતના પ્રભાવે રોગરહિત જીવંત કર્યો. તમામ દેવોએ અનસૂયા માતાને આશીર્વાદ આપી કહ્યું કે, તમારે ત્યાં ત્રિગુણાત્મ દેવ અવતાર લેશે; એમ કહી દેવલોકો સ્વસ્થાને ગયા. એટલે અનુભવીએ અનસૂયા માતાની પ્રાર્થના કરી કહ્યું કે, હે માતા ! મને નવવિધા ભકિત કહો. અનસૂયા માતાએ સ્મરણ, વંદન, સખ્ય, સેવન, અર્ચન, દાસ્ય, શ્રવણ, કીર્તન અને સર્વનિવેદન ભકિત કહી; પછી અનુભવીની આજ્ઞા લઇ અત્રિ મહારાજ સહિત પોતાના આશ્રમમાં આવ્યાં.

માંડવ્ય ઋષિ ચોર નથી; પરન્તુ માર્કન્ડ મહારાજના શિષ્ય છે, એવું જાણવામાં આવતાં રાજાએ તેમને શૂળીએથી ઉતારી પોતાથી થએલા અપરાધની ક્ષમા માગી. તે સમયે ક્રોધાવેશમાં માંડવ્ય ઋષિએ યમરાજા પાસે જઇને કહ્યું. હે ધર્મરાજા ! તેં મને રાજા પાસે કેમ શૂળીએ ચઢાવરાવ્યો ?

ધર્મરાજા—તમે બાલ્યવસ્થામાં એક પ્રાણીને શૂળીએ ચઢાવ્યું હતું તેની એ સજા છે.

માંડવ્ય ઋષિ—હે ધર્મરાજા ! તું ખરેખરો અધર્મી છે; કારણ કે, બાલ્યાવસ્થામાં બાળકે કરેલુ પાપ માતા પિતાને લાગે છે. એ બાબત નહિ જાણતાં તેં મને વિના કારણ દુઃખ આપ્યું માટે હું તને શ્રાપ આપું છું કે, તું મૃત્યુલોકમાં દાસી પુત્ર થા.

એજ કારણથી યમરાજા વિદુરજી થયા હતા, અને તેથીજ નીચયોનિમાં છતાં પૂર્વના સસ્કારથી બ્રહ્મજ્ઞાની હતા. એ યોનિ ભોગવી વિદુરજી પાછા યમરાજા થયા છે. વિશેષ ખુલાસો શ્રીધર્મ નિરૂપણમાં જોવો. ૫૬

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ ઋચિક ઋષિ એ ભૃગુ મહારાજની ખ્યાતિ નામની પત્નીથી ઉત્પન્ન થએલા પુત્ર છે. એમનો આશ્રમ ગંગા કિનારે હતો. તેઓ સહસ્ર શ્યામકર્ણ નામનો ઘોડો વરૂણને ત્યાંથી ગાધિરાજાને લાવી આપી ગાધિરાજાની કન્યા સત્યવતી સાથે લગ્ન કરી ગાધિરાજાને પુત્ર માટે વરદાન આપી ભૃગુપુરમાં પિતાનાં દર્શન માટે આવ્યા. સત્યવતીએ બહુ સેવા કરી ભૃગુ મહારાજને પ્રસન્ન કરવાથી ભૃગુ મહારાજે સત્યવતીને વર માગ-

વાને કહ્યું, તેથી સત્યવતીએ પોતાની માતાને માટે તથા પોતાને માટે પુત્રની માગણી કરી.

ભૃગુ મહારાજ—તમારે ઋતુકાળમાં ચોથા દિવસે સ્નાન કરી પરબ્રહ્મનું ચિન્તવન કરી પીપળાની પૂજા કરી આલિંગન કરવું. તેમ તમારી માતાએ તમારા પ્રમાણે ઔદુમ્બરનું પૂજન કરી આલિંગન કરવું. વળી તમે બન્નેએ પુત્ર કામેષ્ટી યજ્ઞ કરી વેદોક્ત મર્યાદા પ્રમાણે ચરૂ કરી જેવો પુત્ર જોઇએ તે પ્રમાણે ધ્યાન કરી બ્રાહ્મણમંત્રે તે ચરૂ ભક્ષણ કરવો અને તમારી માતાએ ચરૂને બ્રાહ્મણ પાસે ક્ષાત્ર મંત્રવડે મંત્રાવી જેવો પુત્ર જોઇએ તે પ્રમાણે ધ્યાન કરી ચરૂ ભક્ષણ કરવો; એટલે તમો બન્નેને પોતપોતાની ઇચ્છાનુસાર પુત્ર થશે. એ પ્રમાણે કહી ઋચિકને કહ્યું કે, તમો તમારા સસરાને ત્યાં જઇ પુત્ર કામેષ્ટી યજ્ઞ કરો, જેથી ઋચિક ગાધિરાજાને ત્યાં આવ્યા અને સસરા જમાઇએ મળી પુત્ર કામેષ્ટીયજ્ઞ કર્યો, અને સ્ત્રીઓએ ચરૂ ભક્ષણ કર્યા; પરન્તુ તેમાં માતાનો ચરૂ કન્યાએ અને કન્યાનો ચરૂ માતાએ ભક્ષણ કર્યો. એ વાત ભૃગુ મહારાજને ધ્યાનમાં માલમ પડી જેથી સત્યવતીને આવીને કહ્યુ. તમોને ક્ષત્રિ અને તમારી માતાને બ્રાહ્મણપુત્ર ઉત્પન્ન થશે. કારણ કે તમોએ ચરૂ ભક્ષણ કરવામાં ભૂલ કરી છે. તે જાણી સત્યવતી દુઃખ માનવા લાગ્યાં, જેથી ભૃગુ મહારાજે સત્યવતીને કહ્યું. હું મંત્રવડે તમોને બ્રાહ્મણપુત્ર ઉત્પન્ન કરાવીશ; પરન્તુ તમારો પૌત્ર ક્ષત્રિ કર્મ કરવાવાળો થશે. એમ કહી ભૃગુ મહારાજ અંતરધ્યાન થઇ ગયા.

એ ચરૂ ભક્ષણ કરવાથી માતા તથા કન્યાને દશમે માસે પુત્ર ઉત્પન્ન થયા. તેમાં સત્યવતીના પુત્રનુ નામ જમદગ્નિ પાડયુ અને ગાધિરાજાના પુત્રનું નામ વિશ્વામિત્ર પાડયું. એ વિશ્વામિત્રે વસિષ્ઠ મહારાજના કહેવાથી સાઠ હજાર વર્ષ ઉગ્ર તપશ્ચર્યા કરી શરીરને બાળી મૂકી વસિષ્ઠ મહારાજની કૃપાથી નવું અગ્નિમય શરીર ઉત્પન્ન થયાથી બ્રાહ્મણ કહેવાયા અને ગાયત્રીના દૃષ્ટા વિશ્વામિત્ર ઋષિ નામથી જગતમાં પ્રખ્યાત થયા. ૫૭

જમદગ્નિ મહારાજ પોતે શંકર છે, એ વાતને સત્યવતી જાણતાં હતાં. એક વખત સત્યવતી માતાએ જમદગ્નિ મહારાજને કહ્યું. મહારાજ ! મને સર્વ શાસ્ત્રનું રહસ્ય કહેવું

જોઇએ. તે ઉપરથી ઇન્દ્રરાજાને બૃહસ્પતિ મહારાજે જે સર્વ શાસ્ત્રના રહસ્યને કહ્યું હતું, તે જમદગ્નિ મહારાજ માતાને કહેવા લાગ્યા.

એક કાપિલનગરમાં શિલ્પશાસ્ત્રને જાણવાવાળો સુથાર હતો. તેણે નિષ્કામપણે લોકોનાં ઘરો બાંધી આપવાથી તે બીજા જન્મમાં રાજા થયો. ત્યાં પણ પૂર્વ પુણ્યને લીધે પરોપકાર કરવાથી ત્રીજે જન્મે બ્રાહ્મણ થઇ વિદ્યા ભણી ગુરૂની આજ્ઞાથી ગૃહસ્થાશ્રમ કરી શમ, દમ, તપ, શૌચ, શાન્તિ, આર્જવ, સત્ય, જ્ઞાન, આસ્તિક્ય અને વિજ્ઞાન એ બ્રાહ્મણનાં કર્મને ધારણ કરી શરીરના અહંભાવનો નાશ કરી ગૃહસ્થાશ્રમને છોડી જંગલમાં ગયો અને ત્યાર પછી સંન્યાસ લઇ સર્વ વાસનાનો ક્ષય કરી જીવનમુક્ત થઇ વિદેહમુક્તિની પ્રાપ્તિ કરી. એ પ્રમાણે શાસ્ત્રના નિયમે ચાલતાં ક્રમમુક્તિ મળે છે. હે માતા ! હવે તમો બીજી કથા સાંભળો.

નર્મદા કિનારે મહેશ્વરનગરમાં એક અવધારી નામનો બ્રાહ્મણ હતો. તે ગાયનકળા બહુ સારી રીતે જાણતો હતો, તેમ એ કામશાસ્ત્રને પણ જાણતો હતો. એણે શાસ્ત્રે કહેલી સર્વલક્ષણસંપૂર્ણ એવી રાજકન્યા સાથે લગ્ન કરી વિષયને અંતે બ્રહ્માનંદ મળે છે, તેનો અનુભવ કરી પછીથી તે સ્ત્રી પુરૂષ રતિ સુખ છોડીને બ્રહ્માનંદમાં નિમગ્ન થયાં અને શરીરને છોડી પુણ્યના પ્રભાવે બન્ને ગંધર્વલોકમાં ગયાં. એક વખતે એ સ્ત્રી પુરૂષનું ગાયન સાંભળી શંકરે પ્રસન્ન થઇ એમને સ્વર્ગમાં મોકલી આપ્યાં. ત્યાં એમણે ગાયનવડે ઇન્દ્રાદિ દેવોને પ્રસન્ન કર્યા. એક વખત બ્રહ્મલોકમાં ઉત્સવ થવાથી એ બ્રાહ્મણ બ્રાહ્મણીને ઇન્દ્રાદિ બ્રહ્મલોકમાં બોલાવી ગયા. ત્યાં એમનું ગાયન સાંભળી બ્રહ્મદેવે પ્રસન્ન થઇ એમને બ્રહ્મલોકમાંજ રાખ્યાં અને છેવટે એ બન્નેની બ્રહ્મદેવની સાથે મુક્તિ થઇ. હે માતા ! એ બ્રાહ્મણના પ્રમાણે શાસ્ત્રનું રહસ્ય જાણનારને મુક્તિ મળે છે. એ પ્રમાણે કામશાસ્ત્રનું રહસ્ય છે. હે માતા ! હવે ત્રીજી કથાને સાંભળો.

ગોદાવરી કિનારે એક વેદધર્મા નામનો બ્રાહ્મણ હતો, એને એક પુત્ર હતો. પ્રારબ્ધયોગે તેને સાત ભૂતનો ઉપદ્રવ હતો. એ

બ્રાહ્મણ પોતે દત્ત ભકત હતો, તેથી દરરોજ તે દત્ત મહારાજની પ્રાર્થના કરતો હતો. એક વખત દત્ત મહારાજ કૃત્રિમ વેશ ધારણ કરી એ બ્રાહ્મણને ત્યાં ભિક્ષા માગવા આવ્યા. તે બ્રાહ્મણે શ્રી દત્ત મહારાજને ઓળખવાથી તેમના ચરણ પકડી પ્રાર્થના કરતાં પોતાના પુત્રના દુઃખની વાત કહી. તે ઉપરથી દત્ત મહારાજે તે બ્રાહ્મણને મંત્રો આપી તે સાતે ભૂતોને બંધન કરાવી બ્રાહ્મણના પુત્રને દુઃખ મુકત કર્યો અને એ મંત્રવડે બ્રાહ્મણે પરોપકાર કરી અનેકને એવા દુઃખોથી મુકત કર્યા. એ પ્રમાણે શૂદ્રશાસ્ત્રવડે પણ અનેક દુઃખો જાય છે, તેથી મંત્રશાસ્ત્ર પણ ઉપયોગનું છે. હે માતા ! હવે તમો મીમાંસક શાસ્ત્રની કથા સાંભળો.

સહ્ય પર્વતના માતાપુર ગામમાં એક વિષ્ણુદત્ત નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે મીમાંસકશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કર્મ કરતો હતો. દરરોજ પોતાનું નિત્ય નૈમિત્તિક કર્મ કરી વૈશ્વદેવ કરી ભૂતબળી તેના ઘરના આંગણામાં એક પીપળાનું વૃક્ષ હતું તેની નીચે મૂકતો હતો. એ પીપળામાં એક બ્રહ્મરાક્ષસ રહેતો હતો તેણે ઘણા દિવસ ભૂતબળી ખાઇ એ બ્રાહ્મણને દર્શન આપી તેને વર માગવાને કહ્યું. તે ઉપરથી એ બ્રાહ્મણે એ ભૂતને દત્ત મહારાજનાં દર્શન કરાવવા કહ્યું. તે વખતે ભૂતે કહ્યું કે, મારામાં એ દર્શન કરાવવાની યોગ્યતા નથી, છતાં કોઇ નિમિ-તે તારી ઇચ્છા પુર્ણ કરીશ.

એ ભૂત પૂર્વજન્મમાં દત્ત ભકત હતો; પરન્તુ બ્રાહ્મણોનું અપમાન કરવાથી એ ભૂતયોનિ પામ્યો હતો. એક વખતે કલાલની દુકાન નજીક એ ભૂતે એ બ્રાહ્મણને દત્ત મહારાજ બતાવ્યા; પરન્તુ બ્રાહ્મણને સંશય થવાથી તે સ્વરૂપ અંતરધ્યાન થઇ ગયું. ત્યારપછી બીજી વખતે એ ભૂતે દત્ત મહારાજને સ્મશાનમાં બતાવ્યા; પરન્તુ તે બ્રાહ્મણને ભય લાગવાથી તેમની પાસે જવાયું નહિ એટલે દેવ ગુપ્ત થઇ ગયા. ત્યારપછી ત્રીજી વખતે ભૂતે દત્ત મહારાજને પાછા સ્મશાનમાં બતાવ્યા કે બ્રાહ્મણે તુરત પાસે જઇ ચરણ પકડી પ્રાર્થના કરવા માંડી, જેથી દત્ત મહારાજે પ્રસન્ન થઇ પગ પકડવાનું કારણ પૂછયું. તે વખતે એ બ્રાહ્મણે કહ્યું કે, કાલે દર્શશ્રાદ્ધ છે, માટે આપે એ શ્રાદ્ધમાં મારે ત્યાં આવવું જોઇએ. તે સાંભળી દત્ત મહારાજે તે બ્રાહ્મણની માગણી કબુલ

રાખી; પરન્તુ કહ્યું કે, મારી સાથે બેસનાર મારા જેવા બ્રાહ્મણ હશે તો હું શ્રાદ્ધમાં બેસીશ; એમ કહી પોતે ગુપ્ત થઇ ગયા અને બ્રાહ્મણે ઘેર આવી એ વાત ભૂતને કહી, એટલે ભૂતે કહ્યું કે, હે બ્રાહ્મણ ! દત્ત મહારાજની સાથે બેસનાર સૂર્ય અને અગ્નિ છે અને એ તારા ઇષ્ટદેવ છે, માટે દત્ત મહારાજ આવે કે એ બન્નેને તારે બોલાવવા એટલે કોઇપણ પ્રકારની અડચણ પડશે નહિ. બીજે દિવસે એ બ્રાહ્મણની પત્નીએ હર્ષપૂર્વક રસોઇ તૈયાર કરી. શ્રાદ્ધનો વખત થતાં શ્રી દત્ત મહારાજ ત્યાં આવ્યા. તે દત્ત સ્વરૂપ જોતાં બ્રાહ્મણ વિસ્મય પામી તેમને બેસાડવાનું પણ ભૂલી ગયો. તેવામાં તેની સ્ત્રીએ આવી શ્રી દત્ત મહારાજને આસન આપી બેસાડયા. અગ્નિ અને સૂર્યનારાયણની પ્રાર્થના કરતાં તે બન્ને દેવો આવ્યા એટલે ત્રણે દેવોએ મળી શ્રાદ્ધ કર્યું બ્રાહ્મણે દત્ત મહારાજને કહ્યું કે, આ પીપળાની અંદર બ્રહ્મરાક્ષસ રહેલો છે તેનાવડે આપનાં દર્શન થયાં. તે સાંભળી દત્ત મહારાજે કહ્યું કે, એ મારો ભકત છે; પરન્તુ પૂર્વ પાપને લીધે હાલ એ ભૂતયોનિમાં આવ્યો છે તેને તું આ મારી અજીઠી પત્રાળી આપ એટલે તેની સદ્ગતિ થશે. ઉપર પ્રમાણે શ્રી દત્ત મહારાજનાં વચન સાંભળી બ્રાહ્મણે તે અજીઠી પત્રાળી ભૂતને આપી, તેના અંદરનું અન્ન ખાતાં તુરત તે ભૂત મુકત થયો. એ બ્રાહ્મણને દત્ત મહારાજે કહ્યું. તમો પણ સ્ત્રી સહિત મુકત થશો એમ કહી પરોપકારને માટે વિદ્યા આપી, સૂર્યનારાયણે કામગતિ વિમાન આપ્યું અને અગ્નિનારાયણે સર્વે સિદ્ધિઓ આપી ત્રણે દેવ આજ્ઞા લઇ પોતપોતાને સ્થાનકે ગયા. હે માતા ! એવી રીતે વૈશ્વદેવાદિ કર્મનું ફળ મળે છે. હવે તમે કર્મવિપકશાસ્ત્રની કથા સાંભળો.

ગોદાવરી કિનારે એક હરિશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો તેને એક પુત્ર હતો, તેનું લગ્ન થયું હતું; પરન્તુ પ્રારબ્ધયોગે એને ગુલ્માદિ રોગો થઇ છેવટ મરણની વખત આવતાં તેની સ્ત્રીએ વિષ્ણુદત્તને ત્યાં જઇ સૌભાગ્ય દાન માગવાથી વિષ્ણુદત્તે તે સ્ત્રીને તેના પતિના રોગનાં પાપરૂપી કારણ કહી તેને રોગનું પ્રાયશ્ચિત કરાવતાં તે બ્રાહ્મણ સારો થયો, તેમ વિષ્ણુદત્ત મહારાજની કૃપાથી છેવટે મુક્તિની પ્રાપ્તિ કરી. એ પ્રમાણે કર્મવિપાકશાસ્ત્રનું તથા વિષ્ણુદત્તે આપેલા મંત્રનું ફળ છે. હે માતા ! હવે તમે મંત્રશાસ્ત્રની કથા સાંભળો.

સંહ્યાન્દ્રિ પર્વતના ઉત્તર ભાગમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને તેના મિત્રે બોલાવવાથી સ્ત્રીની આજ્ઞા લઈ તેના મિત્રને ગામ ગયો. એ બ્રાહ્મણની સ્ત્રી ઘણીજ સ્વરૂપવાન હતી. તે ગામની ભાગોળે પીપળાના વૃક્ષમાં એક ઝોટીંગ (ભૂત) રહેતો હતો. તેણે તે સ્ત્રીને જોઇ મોહિત થઇ તેના પતિનું રૂપ લઇ બ્રાહ્મણને ઘેર આવ્યો. તે સ્ત્રીએ પોતાના પતિ આવ્યા સમજી તેની સાથે વિવેકપૂર્વક વાતો કરી પૂછતાં એ સ્ત્રીના જાણવામાં આવ્યું કે, પતિના મિત્રે પાછળથી એમને બોલાવેલા છે, તેથી તે સ્ત્રીએ ઝોટીંગની ઇચ્છા પૂર્ણ કરવા માંડી. એમ કરતાં એક માસ પુરો થયો એટલે તેનો પતિ આવતાં ઝોટીંગ સાથે તકરાર થઈ. એ તકરારનો કાંઇપણ નીવેડો નહિ આવવાથી એ બન્નેને વિષ્ણુદત્ત પાસે લઇ જતાં વિષ્ણુદ-તે ભૂતને ઓળખી બધાને ખાત્રી કરાવી તે ભૂતને બધન કરી તે સ્ત્રીને તેના પતિને સોપી કહ્યું કે, એ સ્ત્રી પતિવ્રતા છે અને એને કોઇપણ દોષ નથી; એમ કહી તેમને ઘેર મોકલી દીધાં. એ પ્રમાણે દરેક શાસ્ત્ર ઉપયોગનાં છે. હે માતા ! હવે તમોને સાતમી જ્ઞાનશાસ્ત્રની કથા કહું છું તે તમો સાંભળો.

પ્રતિષ્ઠાનીનગરીમાં એક બ્રાહ્મણને ત્યાં યોગભ્રષ્ટ પુત્ર હતો. તે દ્વૈતનો ભય માની ગાંડા જેવો રહેવા લાગ્યો, તેથી તેનાં માતા પિતા તે પુત્રને લઇ વિષ્ણુદત્ત પાસે ગયાં. તેમણે તે પુત્રને સદુપદેશ કરી જ્ઞાન સ્થિર કરાવવા માટે તથા અહંકારને મારવા માટે પરોપકાર કરવો; એમ કહેવાથી તે પુત્રે દ્વૈતનો ભય છોડી દીધો અને શાસ્ત્રની મર્યાદા પ્રમાણે વર્તી મુક્તિની પ્રાપ્તિ કરી. હે માતા ! એ પ્રમાણે તમામ શાસ્ત્ર ઉપયોગનાં છે.

સત્યવતી—હે પ્રભુ ! મને સપ્ત ભૂમિકા કહો.

જમદગ્નિ—હે માતા ! એક ભાર્ગવકુળમાં યોગભ્રષ્ટ પુત્ર ઉત્પન્ન થયો હતો. તેમણે પોતાના પિતાને જ્ઞાનનો ઉપદેશ કરતાં એ ભૂમિકાઓ કહી છે તેને તમો સાંભળો.

ભૂમિકા સાત છે. પહેલી શુભેચ્છા, બીજી વિચારણા, ત્રીજી તનુમાનસા, ચોથી સત્વાપત્તિ, પાંચમી અસંશકિત, છઠ્ઠી પરમાર્થભાવિની અને સાતમી તુર્યગા નામની છે. એ પ્રમાણે પુત્રનાં વચન સાંભળી માતા બહુજ ખુશી થયાં. તે વખતે જમદગ્નિ

મહારાજે પોતાનું શંકર સ્વરૂપ બતાવીને માતાને વિદેહમુકિત આપી. એ તમામ કથાનો વિસ્તાર શ્રીધર્મ નિરૂપણમાં છે. ૫૮

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ જમદગ્નિ મહારાજ ઋચિકઋષિના પુત્ર છે. એ સાક્ષાત્ શંકરનો અવતાર છે. એમનો આશ્રમ ગંગા કિનારે હતો. એમનાં લગ્ન રેણુરાજાની કન્યા રેણુકા સાથે થયાં. એ રેણુકા માતા સાક્ષાત પાર્વતી હતાં. એ રેણુકા માતાને પાંચ પુત્રો હતા. તેમાં વડીલ પુત્રનું નામ વસુમંત, બીજાનું નામ વસુ, ત્રીજાનું નામ સુષેણ, ચોથાનું નામ વિશ્વાવસુ હતું. ત્યાર પછી સઘળા દેવોએ પ્રાર્થના કરવાથી સૃષ્ટિનો ભાર ઉતારી ધર્મ સ્થાપવા માટે સ્વયં ભગવાન વૈશાખ શુદ ત્રીજના મધ્યાન્હ વખતે સિંહ લગ્નમાં રેણુકા માતાને ઉદરે અવતર્યા. એ પાંચમા પુત્રનું નામ ભાર્ગવરામ પાડયું. એ ભૃગુ મહારાજના વચન પ્રમાણે ક્ષત્રિરૂપે પરશુને ધારણ કરવાવાળા થયા. એ પોતે સ્વયં નારાયણ છતાં લોકોને સદ્માર્ગે ચઢાવવા માટે એક ભકિતવડે માતાપિતા તથા ગુરૂની સેવા કરતા હતા. એમણે કૈલાશમાં જઇ મહાદેવની સેવા કરી ધનુર્વેદ ભણી અસ્ત્ર વિદ્યાથી પરિપૂર્ણ થયા. એક દિવસ રેણુકા માતા સ્નાન કરવાને ગંગાપર આવ્યાં. તે વખતે ચિત્રરથ નામનો ગંધર્વરાજા પોતાની સ્ત્રીઓ સાથે નદીમાં જળક્રિડા કરતો હતો તે ક્રિડા જોઇ રેણુકા માતાના મનમાં આવ્યું કે, આ સ્ત્રીઓને કેટલું બધું સુખ છે ! એ પ્રમાણે મનમાં આવતાં તેમનું પતિવ્રત ભંગ થયું.

એ બાબતની ખબર જમદગ્નિ મહારાજને પડતાં તેમણે રેણુકા માતાનો તિરસ્કાર કરી ઘરમાં નહિ પેસવા દેતાં ક્રોધયુકત થઇ પોતાના ચારે પુત્રોને વારાફરતી બોલાવી તેમની માતા રેણુકાનો શિરચ્છેદ કરવાને કહ્યું. એ વાત ચારે પુત્રોને શાસ્ત્ર વિરૂદ્ધ લાગવાથી માતાનો વધ કરવાને ના કહી, જેથી ક્રોધાવેશમાં જમદગ્નિ મહારાજે ચારે પુત્રોને શ્રાપ આપી બાળી મૂકયા એટલામાં જંગલમાંથી પરશુરામ આવ્યા. તેમને જોઈ જમદગ્નિએ કહ્યું કે, હે પુત્ર ! તારી માતાએ આજ દુષ્ટ સંકલ્પ કર્યો છે, તેથી એનું માથું કાપી નાંખ, નહિ તો તારા આ ચારે ભાઇઓના જેવા તારા પણ હાલ થશે. તે વખતે પરશુરામે વિચાર કરી

હાથમાં પરશુ લઇ માતાનું મસ્તક કાપી નાખ્યું, જેથી જમદગ્નિ મહારાજ બહુજ પ્રસન્ન થયા અને પુત્રને વર માગવાને કહ્યું.

પરશુરામ—હે પિતાજી ! મારાં માતા તથા ચારે ભાઇઓને જીવત કરો, મને માતૃવધ કોઇ દિવસ યાદ નહિ આવે, મને ચિરંજીવી પદવી તથા સર્વત્ર જય મળવો જોઇએ.

એ પ્રમાણે વર માગવાથી જમદગ્નિ મહારાજે તથાસ્તુ કહ્યું, જેથી માતા તથા ચારે ભાઇઓ સજીવન થયા. રેણુકા માતા પતિની પ્રાર્થના કરવા લાગ્યાં.

જમદગ્નિ—હવે તું નિર્દોષ થઇ છે.

ઉપર પ્રમાણે પતિનાં વાકય સાંભળી રેણુકા માતા પ્રસન્ન થઇ ઘરનું કામ કરવા લાગ્યાં. કામદેવને ઠપકો આપી પરશુરામનાં વખાણ કરવા લાગ્યાં. એ પરશુરામ સાક્ષાત્ ભગવાન છે. એમણે શ્રી દત્ત મહારાજના શિષ્ય માહેષ્મતિ નગરના રાજા સહસ્રાર્જુનને મુકિત આપવા જન્મ લીધો હતો.

એક દિવસ નર્મદા કિનારે આવેલા માહેષ્મતિ નગરના રાજા સહસ્રાર્જુન જમદગ્નિ મહારાજના દર્શન માટે આવ્યા. જમદગ્નિ મહારાજે તેમને જમવા માટે કહ્યું. જમવાની વ્યવસ્થા જોઇ રાજા ખુશી થતાં જમદગ્નિ મહારાજને પૂછવા લાગ્યા કેઃ—

સહસ્રાર્જુન—હે ઋષિવર્ય ! તમો નિર્ધન છતાં જમવાની આવી સારી વ્યવસ્થા કેવી રીતે કરી ?

જમદગ્નિ—હે રાજન્ ! કારણમાત્રમાં આ કામદુર્ઘા ગાય છે.

તે ઉપરથી રાજાએ તે કામદુર્ઘા ગાયની માગણી કરી. ઋષિએ તે ગાય આપવાને ના કહેતાં રાજા તે ગાયને બળાત્કારે લઇ ગયા. તે વાતની પરશુરામને ખબર પડતાં પરશુરામે જઇ સહસ્રાર્જુન રાજાનો વધ કરી મુકિત આપી. ૫૯

રામે ગાય લઇ આવી રાજાના વધની વાત પિતાજીને કહી. એ વાત પિતાજીને સારી નહિ લાગવાથી પરશુરામને કહ્યું કે, હે પુત્ર ! રાજાનો વધ કરી તેં મોટું પાપ કર્યું છે, માટે તીર્થયાત્રા કરી એ પાપથી મુકત થા. એવી રીતનાં વચન સાંભળતાં પિતાની આજ્ઞા લઇ તીર્થાટન કરવા નીકળ્યા. સર્વે તીર્થયાત્રા કરી પોતાને ઘેર આવી માતા પિતાને મળ્યા. રામે સહસ્રાર્જુનને માર્યાની વાતની તેના સો પુત્રોને ખબર પડતાં તેમણે રણભૂમિમાં

આવી પ્રતિજ્ઞા કરી કે, અમારા પિતાનો વધ કરનારને જ્યારે અમો મારીશું ત્યારે પિતાના ઋણુથી મુકત થઇશું. એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી પિતાની દહનવિધિ કરી બાર દિવસની ક્રિયા કરાવી.

કેટલાક દિવસ વીતી ગયા પછી સહસ્રાર્જુનના પુત્રો કાળને વશ થઇ પિતાનું વેર લેવા પિતાના શત્રુ પરશુરામને શોધતા ઋષિઆશ્રમે આવ્યા. પરશુરામ નહિ જડવાથી રેણુકાએ સમજાવવા છતાં જમદગ્નિ મહારાજનો શિરચ્છેદ કર્યો પિતાના વધની પરશુરામને ખબર પડવાથી રાજાના સો પુત્રોનો સંહાર કરી માતા પાસે આવી પ્રતિજ્ઞા કરી બોલ્યા કે, હે માતા ! જ્યારે હું એકવીશ વખત પૃથ્વીને નક્ષત્રી કરી એ દુષ્ટોના લોહીવડે પાંચ તળાવ ભરી પિતૃતર્પણ કરીશ ત્યારે પિતાજીના ઋણુથી મુકત થઇશ.

રેણુકા—હે પુત્ર ! હુ તમારા પિતાની સાથે સહગમન કરી પરલોકમાં ગયા બાદ તમો તમારા વચનને સત્ય કરી શકશો નહિ; કારણ કે, સહસ્રાર્જુન રાજા શ્રી દત્ત ભગવાનના શિષ્ય હતા. તે પોતાના શિષ્યના સંહારક જાણી ક્રોધે ભરાશે તો તમારાથી તમારૂં વચન સિદ્ધ કરી શકાશે નહિ, માટે પ્રથમ હું તમોને શ્રી દત્ત મહારાજને સોંપી તેમનો આશીર્વાદ અપાવી સહગમન કરીશ, જેથી તમો તમારા પિતાના શબને તથા મને કાવડમાં લઇ દક્ષિણુ દિશા તરફ ચાલો. ચાલતાં ચાલતાં જે જગ્યાપર આકાશવાણી સાંભળવામાં આવે ત્યાં અમોને ઉતારી ત્યાં જે બ્રાહ્મણુ મળે તેમની પાસે અમારી અંત્યેષ્ટ કરાવવી.

એ પ્રમાણે માતાનાં વચન સાંભળી માતા પિતાને કાવડમાં લઇ પરશુરામ દક્ષિણુ દિશા તરફ ચાલી નીકળ્યા. માર્ગમાં આવતાં અનેક તીર્થનાં દર્શન કરતા રામ સહ્ય પર્વતમાં માહોરગઢ નજીક આવ્યા, એવામાં આકાશવાણી થઇ સંભળાયું કે, "ભોરામ ! તું અહીંયાં પિતૃસંસ્કાર કરાવ, તને યોગ્ય આચાર્ય મળશે અને તારા મનોરથ પૂર્ણ થશે" તે સાંભળી પરશુરામે તુરત કાવડ ઉતારી તપાસ કરવા માંડી. શ્રી દત્ત મહારાજનાં દર્શન થયાં, એટલે તેમની પ્રાર્થના કરવા લાગ્યાં. પ્રાર્થના કરતાં પ્રથમ તો શ્રીદત્ત મહારાજ રામનો તિરસ્કાર કરતા ઉલટ વચન વદ્યા. તે સાંભળી રામ નિરૂત્તર થયા, જેથી રેણુકા માતાએ શ્રી દત્ત ભગવાનનાં વચનોના ઉત્તર આપી તે પણુ પ્રાર્થના કરવા લાગ્યાં, જેથી શ્રી

દત્ત મહારાજ પ્રસન્ન થઇ રેણુકા માતાનું સ્તવન કરતા બોલ્યા.

હે માતા ! તમો સાક્ષાત્ પાર્વતી છો અને તમારા પતિ સાક્ષાત્ શંકર છતાં તેમને કોણે માર્યા ?

પરશુરામ—ક્ષત્રિઓએ માર્યા.

શ્રી દત્ત મહારાજ—( ક્રોધિત થઇ ) એ બ્રહ્મદ્વેશી ક્ષત્રિઓ ભૂમિ ઉપર અન્યાય કરે છે માટે થોડા વખતમાં ક્ષત્રિકુળનો ક્ષય થાઓ.

પરશુરામ—હે મહારાજ ! મેં પિતાના મરણના દુઃખના આવેશમાં એકવીશવાર નિઃક્ષત્રિ પૃથ્વી કરી શત્રુના રકતથી પાંચ તળાવ ભરી તેમાં પિતૃતર્પણ કરીશ ત્યારેજ પિતાના ઋણથી મુકત થઇશ, એવી રીતનો સંકલ્પ કર્યો છે. એ સંકલ્પ આપના આશીર્વાદે સિદ્ધ થવો જોઇએ.

શ્રી દત્ત ભગવાન—જા, મારા તેજે કરી તું તારા વચનને સિદ્ધ કર.

પરશુરામ—હે ભગવાન ! આપના શિષ્ય સહસ્રાર્જુનને મારી ગાયની ચોરી કરવાથી મે તેને લડાઇમાં માર્યો છે, એ મારાથી મોટો અન્યાય થયો છે, માટે તેની ક્ષમા માગું છું.

શ્રી દત્ત ભગવાન—મેં તેને તેના માગવાથી વર આપ્યો હતો. તેમાં તમો નિમિત્તમાત્ર થયા છો, માટે મનમાં ખેદ કરવો નહિ.

પરશુરામ—હે ભગવાન ! આપે મારાં માતાપિતાની અંત્યેષ્ટિ કરાવવી જોઇએ.

તે સાંભળી શ્રી દત્ત મહારાજે તમામ સામગ્રી લઇ સ્મશાનમાં આવી ચિતા તૈયાર કરી જમદગ્નિ મહારાજના શબને તેનાપર મૂકી પરશુરામને કહ્યું કે, તુ સમર્થ છે માટે બાણુ મારી માતાના સ્નાનને માટે આ જગ્યાએ સર્વ તીર્થને લાવ. તે સાંભળતાં પરશુરામે બાણુ મારી સર્વે તીર્થ આણ્યાં. પછી રેણુકા માતાએ તેમાં સ્નાન કરી પુત્રને શ્રી દત્ત મહારાજને સોંપી પતિ સાથે સહગમન કર્યું. તે વખતે અનેક દેવો, ઋષિઓ અને તેમની સ્ત્રીઓ આવ્યાં હતાં. તે સર્વે રેણુકા માતાને આશીર્વાદ આપી સહગમન થઇ રહ્યા પછી પોતપોતાના સ્થાનમાં ગયાં અને પરશુરામે માતા પિતાની ક્રિયા કરાવી.

શ્રી દત્ત મહારાજ—તારાં માતા પિતા શંકર પાર્વતી છે, તે મરી ગયાં નથી; પરન્તુ પોતાનું કાર્ય કરી ગુપ્ત થયાં છે. માટે તારે જોવાં હોય તો તને તેમનાં દર્શન કરાવું. એ પ્રમાણે બોલે છે એટલામાં રેણુકા માતા તથા જમદગ્નિ મહારાજ પરશુરામના જોવામાં આવ્યાં, જેથી પરશુરામ બહુજ પ્રસન્ન થયા. વળી તરતજ તે સ્વરૂપ ગુપ્ત થઇ ગયાં એટલે પરશુરામે અતિશય રૂદન કરવા માંડયુ, એટલામાં રેણુકા માતાનું મુખ ભૂમિ ભેદાને બહાર આવ્યું અને પરશુરામનું મુખ ચુંબન કરવાથી તે શાન્ત થયા. એ મુખ હાલ પણ માહોરગઢમાં છે. જે સ્ત્રી પુરૂષ માહોરગઢમાં જઇ માતૃતીર્થમાં સ્નાન કરી રેણુકા માતાના મુખનું દર્શન કરે છે તે ઉભય લોકમાં પવિત્ર થાય છે.

શ્રી દત્ત મહારાજે પરશુરામને કરેલી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે કહ્યું, જેથી પરશુરામે એકવીશવાર પૃથ્વી નિઃક્ષત્રિ કરી ક્ષત્રિરકતનાં પાંચ તળાવ ભરી તેમાં પિતાનું તર્પણ કર્યું. એ જગ્યા કુરૂક્ષેત્રમાં સ્મયંતપંચક નામથી હાલ પણ ઓળખાય છે

પરશુરામ આવી શ્રી દત્ત મહારાજને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે, આપની કૃપાથી મારી પ્રતિજ્ઞા સત્ય થઇ છે ખરી; પરન્તુ એ પ્રાયશ્ચિતથી મુકત થવા માટે મારે શું કરવું ?

શ્રી દત્ત ભગવાન—તું તમામ મહર્ષિઓને બોલાવી યજ્ઞ કરી આ પૃથ્વીનું દાન કશ્યપ મહારાજને આપ.

એ પ્રમાણે શ્રી દત્ત ભગવાનની આજ્ઞા થતાં પરશુરામે યજ્ઞ કરાવી કશ્યપ મહારાજને ભૂમિનું દાન આપી પોતે ગુરૂસેવા કરવા લાગ્યા, તેથી શ્રી દત્ત ભગવાન ખુશી થઇ રામને ત્રિપુરારહસ્ય કહી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવી.

શ્રી દત્ત ભગવાન—તારી અંદર જે મારૂં આપેલું ક્ષત્રિ તેજ છે, તેને હું રાવણને મારવા માટે અવતાર લઇ હરણ કરીશ, ત્યારે તું મૂળ બ્રાહ્મણ સ્વરૂપે થઇશ ત્યાર પછી તું વૈવસ્વત મન્વંતર પુરૂં થતાં સુધી સમુદ્ર કિનારે રહેશે અને ત્યાર પછી તું સાવર્ણિક મન્વંતરમાં સપ્તર્ષિમાં ઋષિ થઇ મુકિતની પ્રાપ્તિ કરશે.

આ પ્રમાણે શ્રી દત્ત ભગવાનનાં વચન સાંભળ્યા પછી કેટલોક કાળ શ્રી ગુરૂની સેવા કરીને પરશુરામ દક્ષિણ સમુદ્ર કિનારે તપ કરવાને ગયા. ત્યાં દરિદ્રા બ્રાહ્મણોએ ઉપદ્રવ કરતાં સમુદ્ર પાસેથી જમીન લઇ તે જગ્યામાં રહ્યા, તેને હાલ કોકણદેશ કહે છે.

કેટલોક કાળ વીતી જતાં જનક તનયા સીતાનાં લગ્ન વખતે પરશુરામનુ તેજ શ્રી દત્ત વિષ્ણુ અવતાર દાશરથી રામે આકર્ષણ કરી લીધું હતું, તે દિવસથી પરશુરામ ચિપલોનમાં ગુપ્ત રહ્યા છે.

રેણુકામાતા પોતે પાર્વતી હતાં, એબાબતમાં કોઇએ શંકા કરવી નહિ કારણ કે, એમનાવડે બ્રહ્મદેવને વિસ્મૃત થએલા વેદની પ્રાપ્તિ થઇ હતી. એ માહોરગઢમાં અનસૂયાત્રિ મહારાજ સહિત શ્રી દત્ત મહારાજનો આશ્રમ છે અને રેણુકાદેવીનું સ્થાન છે, તેમ માતૃતીર્થ તથા કૃષ્ણામલકો નદી છે, ત્યાં પંચતીર્થ અને સર્વ તીર્થ છે. એ તીર્થ સૂર્ય તથા ચાંદ્રીક ઋષિઓએ સેવ્યાં છે, માટે દરેકે તે સ્થળે જઇ શ્રાદ્ધ, દાન, સ્નાન અને દર્શન કરી પવિત્ર થવું એજ જગ્યાએ શ્રી દત્ત મહારાજે પોતાના શિષ્ય સહસ્રાર્જુનને યોગાભ્યાસ શીખવી પોતાના સ્વરૂપે કર્યા છે વીગેરે આ આખ્યાનમાં જાણવાનું બહુજ બાકી છે માટે શ્રીધર્મ નિરૂપણમાં જોવું. ૬૦

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ સોમવંશમાં એક ઋતુધ્વજ કરીને રાજા હતા. એમનું લગ્ન વિશ્વાવસુ નામના ગંધર્વરાજાની કન્યા મદાલસા સાથે ગાલવઋષિના યજ્ઞના રક્ષણ વખતે પાતાળકેતુ દૈત્યને મારી કર્યું હતું. એ દૈત્ય એ કન્યાને ચોરી લાવ્યો હતો. એ દૈત્યને મારી નાંખવાથી એના ભાઇ નામે તાલકેતુ પોતાના ભાઇનું વેર લેવાને ફરતો હતો. એક વખત ઋતુધ્વજને જંગલમાં શિકાર કરવા જતા જાણી એ રાક્ષસ પોતાની માયાવડે આશ્રમ તૈયાર કરી ઋષિનો વેશ ધારણ કરી બેઠો. ફરતા ફરતા રાજાએ ત્યાં આવી ઋષિ જાણી નમસ્કાર કર્યા.

તે વખતે એ અસુરે રાજાને કહ્યું કે, મારે યજ્ઞ કરવા માટે દ્રવ્ય જોઇએ છીએ. હાલ જો તારી પાસે દ્રવ્ય ન હોય તો આ તારા ગળામાંથી કંઠા કાઢી આપ. તે સાંભળી રાજાએ એ કપટી અસુરને પોતાની કંઠી કાઢી આપી, તે લઇ એ કપટી અસુર રાજાને કહેવા લાગ્યો. હે રાજા ! હું અત્યારે વરૂણનાં દર્શન કરવા જાઉં છું, માટે મારા આવતાં સુધી તારે આ આશ્રમમાં બેસી યજ્ઞનું રક્ષણ કરવું. એ પ્રમાણે કહી તે કપટી કંઠા લઇ રાજાના નગરમાં આવી રાણી મદાલસાને બોલાવી એ રાજાના પિતા શત્રુજીત નામે હતા તેમની સામે કંઠા મૂકી કપટી બોલ્યો. હે મદા-

લસા ! તમારા પતિને રાક્ષસે મારી નાખ્યો છે અને તેનો દાહ કરી આ કંઠી લઇ હું તમોને સમાચાર જણાવવા આવ્યો છું. એ પ્રમાણેનાં વચન સાંભળતાં મદાલસા તે કંઠી લઇને બળી મૂઇ. કપટી અસુર પોતાના આશ્રમે ગયો અને રાજા નગરમાં આવ્યા. મદાલસા બળી મુવાનું સાંભળવાથી અતિ ખેદ કરી પોતાના પિતાની સામે પ્રતિજ્ઞા કરી કે, આજ પછી હું મદાલસા વિના અન્ય સ્ત્રીને ભોગવીશ નહિ. એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી જંગલમાં જઇ નિવાસ કર્યો.

કેટલાક દિવસ ગયા પછી રાજાને અશ્વતર નાગનાપુત્રો સાથે પ્રીતિ થઇ, જેથી તે નાગપુત્રોને રાજાએ કરેલી પ્રતિજ્ઞાની ખબર પડી. તે રાજાની પ્રતિજ્ઞાની વાત નાગપુત્રોએ પોતાના પિતાને કહી.

નાગપુત્રો—હે પિતાજી ! જ્યાંસુધી અમારા મિત્રને મદાલસા પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી અમોને સુખ થશે નહિ.

એ પ્રમાણે પુત્રનાં વચન સાંભળી અશ્વતર નાગ પોતાના મિત્ર કંબલ નાગને લઇ હિમાલયમાં જઇ સરસ્વતીનું આરાધન કરી સરસ્વતીને પ્રસન્ન કર્યાં. સરસ્વતોના પાસેથી ઉત્તમ પ્રકારનું ગાયન શીખી શંકરને પ્રસન્ન કર્યા. શ્રી શંકર પ્રસન્ન થતાં એ નાગોએ મદાલસાની માગણી કરવાથી શ્રી શંકરે કહ્યું. તમો ઘેર જઇ યથાવિધિ શ્રાદ્ધ કરી તેનો મધ્ય પિંડ તમારી પત્નીને ભક્ષણ કરાવો એટલે મદાલસા પ્રથમના જેવી અને બ્રહ્મજ્ઞાની ઉત્પન્ન થશે. એ પ્રમાણે કહી શ્રી શંકર ગુપ્ત થઇ ગયા.

અશ્વતર નાગે પોતાને સ્થાને આવી શ્રી શંકરના કહેવા પ્રમાણે પોતાની પત્નીને પિંડ ભક્ષણ કરાવવાથી તુરત શ્વાસમાર્ગે મદાલસા ઉત્પન્ન થયાં અને હાથમાં કંઠી લઇ પતિને માટે રૂદન કરવા લાગ્યાં. તે જોઇ એ નાગપુત્રો તે રાજાને બોલાવી લાવ્યા અને મદાલસાનાં લગ્ન રાજા સાથે કર્યાં.

કેટલોક વખત ઋતુધ્વજ રાજા પાતાળમાં નાગ સાથે રહી પત્ની મદાલસા સહિત પોતાની રાજધાનીમાં આવ્યા. એ ઉપરની તમામ વાર્તા ઋતુધ્વજે પોતાના પિતાને કહી, જેથી તે ઘણાજ ખુશી થયા. ૬૧

થોડો સમય વિત્યા બાદ એ બ્રહ્મજ્ઞાની મદાલસાને એક પુત્ર ઉત્પન્ન થયો. તેને તેજ વખતથી મદાલસાએ બ્રહ્મજ્ઞાનનો

ઉપદેશ કરી બ્રહ્મજ્ઞાની કર્યો. એ પુત્રનું નામ રાજાએ વિક્રાંત પાડયું. ત્યાર પછી મદાલસાને બીજો પુત્ર ઉત્પન્ન થયો, તેને પણ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરી જ્ઞાની કર્યો. એ પુત્રનું નામ રાજાએ સુબાહુ પાડયું. વળી કેટલોક વખત વ્યતિત થતાં મદાલસાને ત્રીજો પુત્ર ઉત્પન્ન થયો, તેનું નામ શત્રુમર્દન પાડયું. તેને પણ મદાલસાએ જ્ઞાનનો ઉપદેશ કરી બ્રહ્મજ્ઞાની કર્યો. ત્યાર-પછી મદાલસાને ચોથો પુત્ર થયો, તેનું નામ મદાલસાએ અલર્ક રાખ્યું, એના જન્મકાળના પાંચ ગ્રહ ઉચ્ચ સ્થાનકે આવવાથી મદાલસા વિચાર કરવા લાગ્યાં કે, આ પુત્રને અત્યારે બ્રહ્મજ્ઞાન થશે નહિ.

રાજાને ખબર નથી કે, રાણી મદાલસાના ઉપદેશથી આ ત્રણે પુત્રો જ્ઞાની થયા છતાં મૂર્ખના જેવી બાહ્યચેષ્ટા કરે છે, તેથી મનમાં બહુજ દુઃખ કરવા લાગ્યા. એક વખતે રાજા ફરવાની-કળ્યા, ત્યાં રસ્તામાં વિક્રાંતને વિષ્ટામાં પડેલો જોઇ કહેવા લાગ્યા.

હે પુત્ર ! તું તારૂં વય શું કામ નકામું ગુમાવે છે ! વિદ્યા ભણી હુશિયાર થઇ રાણીઓ પરણી રાજ્ય કર.

વિક્રાંત—હે પિતાજી ! મેં મારી માતા પાસે સર્વે વિદ્યાનું અધ્યયન કર્યું છે અને મારી માતાએ મને નિવૃત્તિ નામની સ્ત્રી પરણાવી છે, તેનાવડે મને પ્રબોધ નામનો પુત્ર થયો છે એટલે મારે કંઇ કરવાનું બાકી નથી. અમો ત્રણે ભાઇઓ જ્ઞાની થયા છીએ અને અમારો ચોથો ભાઇ પણ એજ રસ્તે ચાલે છે.

એ પ્રમાણે પુત્રનાં વચન સાંભળી રાજા અતિશય કોપાય-માન થયા અને મદાલસા પાસે આવી કહેવા લાગ્યા.

ઋતુધ્વજ—હે દુષ્ટા ! તેં આ શું કામ કર્યું ? મારા ત્રણે પુત્રોને તેંજ મૂર્ખ બનાવ્યા છે માટે હવે આ ચોથા પુત્રને એવો મૂર્ખ બનાવીશ નહિ.

મદાલસા—હે પ્રાણનાથ ! મેં જે કર્યું છે તે ઘણુંજ સારૂં કાર્ય કર્યું છે. જેના કુળમાં એક બ્રહ્મજ્ઞાની થયો હોય તો તે આખા કુળને સદ્દગતિ પમાડે છે. ત્યારે તમારા તો ત્રણે પુત્રો બ્રહ્મજ્ઞાની છે છતાં તમો શું કામ ખેદ કરો છો !

એ પ્રમાણે મદાલસાની કહેલી વાત રાજાને સારી લાગી નહિ જેથી કહેવા લાગ્યા.

ઋતુધ્વજ—હે પ્રિયા! આ ચોથા પુત્રને તું બગાડીશ નહિ.

મદાલસા—નાથ ! એ પુત્રને હું તમારા જેવો પ્રવૃત્તિમાર્ગે ચાલવાવાળો કરીશ.

એવી રીતનાં મદાલસાનાં વાકય સાંભળી રાજા ખુશી થઇ રણુવાસમાંથી નીકળી ગયા.

મદાલસા ચોથા પુત્ર અલર્કને લઇ શ્રી દત્ત મહારાજનું ધ્યાન કરી પ્રાર્થના કરવા લાગ્યાં. હે અધોક્ષજા ! આ પુત્રનો તમો સંસારમાંથી ઉદ્ધાર કરશો. હે અત્રિજા ! આ પુત્ર તમારે ભાગે આવ્યો છે; કારણ એના પાંચ ગ્રહ ઉચ્ચ આવ્યા છે, તેથી છાસઠ હજાર વર્ષ રાજ્ય કર્યા પછી તે વૈરાગ્યવાન થશે. માટે તમોને અર્પણ કર્યો છે. હે શ્રી દત્ત ભગવાન ! એના ઉપર નિશ્ચયપૂર્વક દયા કરવી જોઇએ. એ પ્રમાણે શ્રી દત્ત ભગવાનની પ્રાર્થના કરી, વેદશાસ્ત્ર ભણાવી શસ્ત્રવિદ્યા શીખવી પુત્રને હુશિયાર કર્યો. પુત્ર અલર્ક ઉમર લાયક થયો ત્યારે તેને રાજ્ય સોંપી રાજા રાણી જંગલમાં જવાને નીકળ્યાં.

તે સમયે પુત્ર અલર્કને મદાલસાએ એક જંત્ર લખી આપી કહ્યું કે, છાસઠ હજાર વર્ષ ગયા પછી તારાપર મોટી આપત્તિ આવશે. તે વખતે એ જંત્ર વાંચી અંદર લખ્યા પ્રમાણે વર્તવું, જેથી તારૂં દુઃખ દૂર થશે. એમ કહી મદાલસા પતિ સહિત જંગલમાં વિદાય થયાં.

જંગલમાં રહી સાધુપુરૂષના નિમિ-તે પતિને બ્રહ્મજ્ઞાની કરી દંપતિએ મુકિતની પ્રાપ્તિ કરી.

અલર્કરાજાને રાજ્ય કરતાં છાસઠ હજાર વર્ષ વીત્યા પછી તેમના વડિલ ભાઇ સુબાહુએ વિચાર કર્યો કે, મારો એક ભાઇ નરક ભોગવે છે માટે એને દુઃખદધિથી મુકત કરવો જોઇએ. એ પ્રમાણે વિચાર કરી સુબાહુ અલર્કની પાસે રાજ્યનો ભાગ માગવા ગયો.

અલર્કે રાજ્યનો અડધો ભાગ આપવા સુબાહુને ના કહ્યું, જેથી સુબાહુએ કાશીરાજાની મદદ માગી. બન્ને ભાઇઓ વચ્ચે મહાન્ યુદ્ધ થયું અને તેમાં અલર્ક હાર પામી જંગલમાં નાશી ગયો.

અલર્કરાજા સુબાહુથી હાર પામી જંગલમાં આવતાં અતિ કષ્ટ અનુભવવા લાગ્યા. એક દિવસે વિચાર કરતાં માતાએ લખી

આપેલો જંત્ર યાદ આવ્યો તે વાંચી જોતાં માલુમ પડયું કે, સંકટ સમયે સાધુપુરૂષની સંગતી કરવી, જેથી અલક પાસે રહેતા ઋષિઓને સાધુપુરૂષ સંબંધી પૂછવા લાગ્યા. ઋષિઓએ સાધુપુરૂષમાં શ્રી દત્ત ભગવાન સાધુપુરૂષ બતાવ્યા, એટલે અલર્ક માહોરગઢ જઇ શ્રી દત્ત ભગવાનના ચરણમાં નમ્યા, જેથી દત્ત મહારાજે મદાલસાનો પુત્ર જાણી જ્ઞાનનો ઉપદેશ કરી બ્રહ્મજ્ઞાની બનાવી તેમના ભાઇ સુબાહુ પાસે મોકલ્યો.

શ્રી સદ્‌ગુરૂ દત્ત ભગવાનની આજ્ઞાથી અલર્કે ભાઇ પાસે આવી તમામ બનેલી વાત કહી, જેથી સુબાહુ અતિ પ્રસન્ન થઇ રાજ છોડી જંગલમાં જવાને નીકળ્યા. તે સમયે કાશીરાજાને વૈરાગ્ય થતાં સુબાહુએ કહ્યું કે, અલર્ક જેવું થવું હોય તો રાજ્યનો ત્યાગ કરી મારી સાથે જંગલમાં ચાલો.

સુબાહુનાં વચન સાંભળી કાશીરાજાએ પણ પોતાના પુત્રને રાજ્ય સોંપી જંગલમાં જઇ સુબાહુ નિમિ-તે મુકિતની પ્રાપ્તિ કરી.

અલર્ક પણ પોતાના પુત્રને રાજ્ય આપી જંગલમાં જઇ ગુરૂકૃપાથી વિદેહમુકિતનું અખંડ સુખ અનુભવવા લાગ્યા.

એ પ્રમાણે મદાલસાએ પોતાના ચારે પુત્રોને તથા પતિને મુકિતની પ્રાપ્તિ કરાવી. એ પતિવ્રતા મદાલસાના સવિસ્તર આખ્યાનને સ્ત્રીધર્મ નિરૂપણમાં જોઇ લેવું. ૬૨

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ પૂર્વદેશમાં રાજમહેંદ્રી નજીક પીઠાપુર કરીને ગામ છે ત્યાં આપળરાજા નામના બ્રાહ્મણની સુમતા નામે મહા પતિવ્રતા સ્ત્રી હતી, એ પતિ પત્ની દત્ત ભકત હતાં. તેમની અપૂર્વ ભકિત જોઇ એક દિવસ દર્શશ્રાદ્ધના વખતે શ્રી દત્ત મહારાજ ભિક્ષાને માટે આવ્યા. તે પતિવ્રતાએ શ્રી દત્ત મહારાજને ભિક્ષા આપી, જેથી શ્રી દત્ત મહારાજે પ્રસન્ન થઇ દર્શન આપી વરદાન માગવા કહ્યું.

સુમતા—હે પ્રભુ ! મને આપના જેવો પુત્ર થવો જોઇએ.

શ્રી દત્ત—હે પતિવ્રતા ! તમારી માગણી પ્રમાણે તમોને પુત્ર થશે; પરન્તુ વિના કારણ તે પુત્ર તમારી પાસે રહેશે નહિ. એમ કહી શ્રી દત્ત ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા.

કેટલાક દિવસ જતાં એ પતિવ્રતાને ગર્ભ રહ્યો, અને દશમો માસ પુરો થતાં ભાદ્રપદ શુકલ ચતુર્થીને બુધવારે પુત્ર

પ્રસવ થયો. એ પુત્રનું નામ શ્રીપાદ પાડયું. શ્રીપાદ સોળ વર્ષના થયા ત્યારે તેમનાં માતા પિતાએ લગ્ન કરવા માટે કહ્યું.

શ્રીપાદ—હે માતા ! હું વૈરાગ્ય નામની સ્ત્રી સાથે લગ્ન કરી ચુકયો છું, માટે હવે ફરીથી લગ્ન કરીશ નહિ. એજ વખતથી એમનું નામ શ્રીપાદવલ્લભ પાડયું.

શ્રીપાદવલ્લભ—હે માતા પિતા ! હવે તમો મને રજા આપો. મારો વિચાર સંન્યાસ ધર્મ સ્વીકારવાનો છે.

સુમતા—હે પુત્ર ! આ તારા બે ભાઇ છે. તેમાં એકને પગ અને બીજાને આંખ નથી.

શ્રીપાદવલ્લભ મહારાજ શ્રી દત્ત મહારાજ છે તેથી એમણે પોતાના ભાઇઓ તરફ કૃપાદૃષ્ટિએ જોયું એટલે ભાઇઓને પગ તથા આંખની પ્રાપ્તિ થઇ અને કૃપાદૃષ્ટિમાત્રે ચારવેદ અને છ શાસ્ત્ર આવડી ગયાં. તે જોઇ માતાપિતા ખુશી થયાં.

શ્રીપાદવલ્લભ—હે માતપિતા ! તમારી શી ઇચ્છા છે ?

માતાપિતા—હે ભગવાન ! અમોને કલિના ધર્મો કહી કલિકાળ નડે નહિ માટે મુકિત આપો.

ઉપર પ્રમાણે માતાપિતાનાં વચન સાંભળી શ્રીપાદવલ્લભ મહારાજે કલિના ધર્મ કહ્યા.

શ્રીપાદવલ્લભ—હે માતાપિતા ! જે લોકો માતા, પિતા, પતિ, ગુરૂ અને બ્રાહ્મણની સેવા કરશે તેમને કલિયુગ નડશે નહિ; એટલુંજ નહિ પરન્તુ કલિયુગમાં છેવટે મુકિતની પ્રાપ્તિ કરશે. એ પ્રમાણે કહી પોતાની કૃપાદૃષ્ટિમાત્રે માતાપિતાને જ્ઞાનની પ્રાપ્તિ કરાવી બ્રહ્માનંદનું સુખ આપ્યું. ૬૩

માતાપિતાની આજ્ઞા લઇ શ્રીપાદ મહારાજ કાશી નગરમાં આવ્યા, ત્યાંથી નારાયણાદિ તીર્થ કરી સમુદ્ર કિનારે ગોકર્ણ મહાબળેશ્વરમાં આવ્યા. તે સ્થળે ત્રણ વર્ષ રહી ત્યાંથી કૃષ્ણા કિનારે કુરવરપુર જેને હાલ કુરૂમગડા કહે છે ત્યાં આવ્યા. એ કુરવરપુરમાં એક અંબિકા નામે પતિવ્રતા બ્રાહ્મણી રહેતી હતી. તેને એક પુત્ર હતો. પ્રારબ્ધયોગે તે પુત્ર મૂર્ખ નીકળવાથી લોકો તે પુત્રની નિંદા કરતા હતા, તેથી એ પુત્રે કૃષ્ણામાં ડુબી મરવાનો નિશ્ચય કર્યો. તે જાણી તેની માતા પણ પુત્ર સાથે કૃષ્ણામાં ડુબી મરવા તૈયાર થઇ. તે બન્ને જ્યાં કૃષ્ણાના બે ભાગ થયા છે તે સંગમપર આવ્યાં.

સંગમપર શ્રીપાદ મહારાજને તે લોકોએ યતિરૂપે જોયા, જેથી તેમની પાસે જઇ પોતાની તમામ હકીકત નિવેદન કરી. ડુબી મરવાને આજ્ઞા માગતાં શ્રીપાદ મહારાજ કહેવા લાગ્યા.

હે સાધ્વી ! આત્મહત્યાનો મહાદોષ છે માટે એવું વગર વિચાર્યું કામ કદી પણ કરવુ નહિ.

અંબિકા—હે ભગવાન ! હવે પછીના બીજા જન્મમાં મને સારો વિદ્વાન અને જગત્વંદ્ય આપના જેવો પુત્ર થવો જોઇએ.

શ્રીપાદવલ્લભ—હે સાધ્વી ! તમો પ્રદોષનું વ્રત યથાવિધિ કરો. તેમાં શનિપ્રદોષને દિવસે શંકરનું પૂજન વિશેષે કરીને કરવું. એમ કહી અંબિકાને પ્રદોષવ્રતની કથા કહીને કહ્યું કે, હે સાધ્વી ! એ પ્રદોષના નિમિ-તે શ્રી કૃષ્ણ પરમાત્મા ગોવાળીઆને ત્યાં જન્મ્યા છે માટે તમો પણ એ વ્રત કરશો તો તમારી ઇચ્છાનુસાર પુત્ર થશે. એમ કહી એ પતિવ્રતા અંબિકાના પુત્રને પોતાની પાસે બોલાવી તેના મસ્તકપર વરદ હસ્ત મૂકયો જેથી તે મૂર્ખ પુત્ર ત્રણ વેદ અને છ શાસ્ત્ર જાણુવાવાળો થયો. તે જોઇ અંબિકાએ પ્રસન્ન થઇ શનિપ્રદોષનું વ્રત કરી ઇશ્વરનું આરાધન કરતાં કરતાં પોતાનું શરીર છોડી દીધું.

એ શ્રીપાદ મહારાજે એક ધોબીની ભકિત જોઇ તેને બેદરનો બાદશાહ કરીને સદ્ગતિ આપી હતી.

એ શ્રીપાદવલ્લભ મહારાજે પતિવ્રતા અંબિકાને મારા જેવો પુત્ર તમોને બીજા જન્મમાં થશે કહી વર આપવાથી તેમને ત્યાં અવતાર લેવા માટે અશ્વિન વદ બારશને દિવસે કુરૂમગડા સંગમપર પોતે ગુપ્ત થઇ ગયા અને એ ક્ષેત્રમાં ગુપ્ત રીતે રહેવા લાગ્યા. એ શ્રીપાદ મહારાજના સ્થાનનો અપાર મહિમા છે.

એક વખતે એક વલ્લભેશ નામનો બ્રાહ્મણ પુષ્કળ દ્રવ્ય લઇ સંગમ ક્ષેત્રમાં બ્રાહ્મણ જમાડવા આવતો હતો. માર્ગમાં આવતાં વલ્લભેશ પાસે દ્રવ્ય જોઇ દ્રવ્યાશાએ ચોરોએ તેને મારી નાંખ્યો. તે જાણી શ્રીપાદ મહારાજે યોગીનું સ્વરૂપ ધારણ કરી તે ચોરોને મારી નાખી વલ્લભેશને સજીવન કર્યો હતો.

એ રીતે ભકતોનું અભિમાન ધારણ કરી એ ભગવાન કુરવરના સંગમપર હાલ પણ રહ્યા છે. માટે દરેકે શ્રી દત્ત મહારાજને પ્રસન્ન કરવા હોય તો "દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ

દિગંબરા" બોલી શ્રી દત્ત મહારાજનું ભજન કરવું, એટલે એ ભગવાન સર્વે કામના પૂર્ણ કરી સદ્દગતિ આપશે. ૬૪

શ્રી ગુરૂ દત્તાત્રેયાયનમઃ કરંજનગરમાં એક માધવ નામના બ્રાહ્મણનાં અંબાભવાનિ નામે પત્ની મહા પતિવ્રતા હતાં. પૂર્વ જન્મમાં એમનું નામજ અંબિકા હતું. એ પૂર્વ જન્મની વાસનાથી મહાદેવનો પ્રદોષ પૂજા કરતાં હતાં. એ અંબાભવાનિ સોળ વર્ષનાં થયાં ત્યારે એમને ગર્ભ રહ્યો અને દશમો માસ પુરો થતાં પોષ શુદ દ્વિતિયા અને મંગળવારે પુત્ર પ્રસવ થયો, તે જન્મતાંજ પ્રણવનો ઉચ્ચાર કરવા લાગ્યો. એનું નામ નરહરિ પાડયું. એ પુત્ર ઉપવીતના સંસ્કાર પર્યંત પ્રણવ સિવાય કંઇપણ બોલતો નહોતો. જે વખતે ઉપવીત સંસ્કારમાં માતાએ ભિક્ષા આપી તે વખતે વિના શીખે ચાર વેદ અને ષટ્શાસ્ત્ર બોલવા લાગ્યો. ૬૫

એ નરહરિ મહારાજ સંસ્કાર પુરો થતાં બોલ્યા. હે માતા! હવે મને તીર્થયાત્રા કરવાની આજ્ઞા આપો.

પુત્રનાં એવાં વચન સાંભળી માતાપિતા રૂદન કરવા લાગ્યાં.

નરહરિ—હે માતા ! આ નાશવાન સંસારમાં પુત્રાદિપર મોહ કોઇએ પણ રાખવો નહિ. જે લોકો આ સંસારમાં મોહને વશ થાય છે તે મહા દુઃખ ભોગવે છે. એમ કહી માતાને આયુરાજાની વાત કહી. હે માતા ! આયુરાજાએ સો વર્ષ શ્રી દત્ત ભગવાનની સેવા કરી પુત્ર માગવાથી એ રાજાને પુત્ર થયો; પરન્તુ પ્રારબ્ધયોગે તેને હુન્ડાસુર નામનો અસુર મારવા માટે લઇ ગયો; પરન્તુ ઇશ્વર કૃપાથી તેનું મૃત્યુ નહિ થતાં તે વસિષ્ઠ મહારાજને આશ્રમે મોટો થયો.

તે સમયે આયુરાજા અને તેમની રાણી ઇન્દુમતિ બહુજ દુઃખ કરવા લાગ્યાં અને છેવટે શરીર છોડવાને માટે પણ તૈયાર થયાં. તેવામાં એકાએક નારદજીએ આવી તે રાજા રાણીને પુત્ર ગૌણાત્મા છે એમ સમજાવીને કહ્યું કે, હે માતા ! એ પુત્રપર તમારો જેવી રીતનો પ્રેમ છે તેવોજ પ્રેમ તમોએ જો ઇશ્વરપર રાખ્યો હોત તો આવો દુઃખ કરવાનો વખત આવત નહિ. અરે ! તમે વિચારીને જુઓ કે, પ્રથમ શરીરજ નાશવાન છે ત્યારે તેના સંબંધે ઉત્પન્ન થવાવાળી વસ્તુ કેમ નાશવાન નહિ હોય ! માટે

વિચાર કરી પુત્રનો શોક મનમાંથી કાઢી નાંખો. તમારો પુત્ર એક ઋષિને ત્યાં ઉછરે છે, તે હુન્ડાસુર અસુરને મારી કન્યા પરણી તમોને આવી મળશે. તે પુત્ર તમારે માટે દુઃખ કરતો નથી છતાં તમો તેને માટે દુઃખ કરો છો; માટે એ દુઃખ થવાના કારણનો વિચાર કરી પુત્ર શોકને તજી દો.

એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળતાં રાજા રાણીને જ્ઞાન થયું અને દુઃખનું કારણ મમતા છે એમ જાણતાં દુઃખ છોડીને ઇશ્વરનું ભજન કરી મુકિતની પ્રાપ્તિ કરી.

નરહરિ—હે માતા ! તમો પણ પુત્ર શોકને તજી દઇ ઇશ્વરનું ભજન કરી મુકિતની પ્રાપ્તિ કરો. હે માતા ! હજી તમોને ચાર પુત્ર અને એક કન્યા થશે. એ પ્રમાણે કહી નરહરિ મહારાજે પોતાની માતા સામે કૃપાદૃષ્ટિએ જોયું, જેથી તેમને ત્રિકાળજ્ઞાન થવાથી પુત્રને શ્રીપાદવલ્લભરૂપે જોવા લાગ્યાં અને મારો પુત્ર શ્રી દત્ત ભગવાનનો અવતાર છે એવું જાણી પુત્રના ચરણપર મસ્તક મૂકી માતા બોલ્યાં.

અંબાભવાનિ—હે ભગવાન ! જ્યાંસુધી મને બીજો પુત્ર થાય નહિ ત્યાંસુધી તમારે ઘરમાં રહેવું.

ઉપર પ્રમાણે માતાનાં વચન સાંભળી નરહરિ મહારાજે માતાની વાત કબુલ કરી અને ઘરમાં રહ્યા. એક વર્ષ પછી અંબાભવાનિ માતાને બે પુત્ર સાથે થયા. પોતાના ભાઇઓ ત્રણ માસના થતાં નરહરિ મહારાજ માતાપિતાને પોતાનું દત્ત સ્વરૂપ બતાવી કહેવા લાગ્યા. હે માતાપિતા ! તમો મને જે વખતે યાદ કરશો, તે વખતે તમો મને તમારી પાસેજ જોશો. એ પ્રમાણે વચન આપી નરહરિ મહારાજ કાશીએ ગયા.

કાશીમાં આવી એમણે વૃદ્ધ કૃષ્ણસરસ્વતીસ્વામી પાસે ધર્મ સ્થાપના કરવા માટે સંન્યાસ લઇ શ્રી નૃસિંહ સરસ્વતી નામથી જગતમાં ઓળખાવા લાગ્યા. ૬૬

કેટલોક વખત શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજ કાશીમાં રહી શિષ્ય મંડળી સહિત નારાયણ આદિ તમામ તીર્થમાં વિચરી પોતાને ગામ આવી માતાપિતાને એકવીશ વર્ષે મળ્યા. ત્યાંના તમામ લોકો એમને ભિક્ષા માટે બોલાવવા લાગ્યા, જેથી અનેક સ્વરૂપ ધારણ કરી તમામના ઘરની ભિક્ષા લીધી.

અંબાભવાનિ માતાને પૂર્વ જન્મની સ્મૃતિ આવતાં શ્રીપાદવલ્લભ મહારાજને યતિ સ્વરૂપે જોયા, એટલે પોતાના પતિને પૂર્વ જન્મનું વૃતાંત કહેવા લાગ્યાં.

શ્રી નૃસિંહ સરસ્વતી—હે માતા ! તમોને બ્રહ્મપદ મળશે, તેમ તમારા પુત્રો સર્વે સુખ ભોગવી અંતે કાશીમાં શરીર છોડી મુકિત મેળવશે.

તે સમય અંબાભવાનિ માતાને ઉદરે ઉત્પન્ન થએલ કન્યા રત્નાબાઇ પોતાના ભાઇ શ્રી દત્ત ભગવાન છે,એમ જાણી પોતાના પ્રારબ્ધને પૂછતાં શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજ બોલ્યા, હે બહેન ! તમોએ પૂર્વ જન્મમાં ગાયને ડાણું બાંધ્યું છે તે પાપના કારણથી તમારે શરીરે કુષ્ટરોગ થશે, તથા પડોશમાં રહેતાં પતિ પત્નીમાં ટંટો કરાવેલો હોવાથી તમારો પતિ તમોને છોડી સંન્યાસ લેશે. એ પૂર્વ પાપનું ફળ ભોગવવું પડશે.

રત્નાબાઇ—હે ભગવાન ! એ દુઃખથી મને મુકત કરો.

શ્રી નૃસિંહ સરસ્વતી—તમારી એવી માગણી છે તો તમારો પતિ તમોને વૃદ્ધાવસ્થામાં છોડી જશે તે પછી તમોને કુષ્ટ થશે. તે સમયે તમારે ગાણગાપુરમાં આવવું ત્યાં તમોને મારાં દર્શન થશે એટલે તમો પૂર્વ પાપથી મુકત થશો. એમ કહી શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજે નાશિક જઇ ગંગાજીનાં દર્શન કર્યાં.

એ ગંગાજીની ઉત્પત્તિ ગૌહત્યા નિમિ-તે ગૌતમઋષિ અને તેમનાં પત્ની અહલ્યા માતાની તપશ્ચર્યાથી થઇ છે અને એમનું નામ વૃદ્ધગંગા છે. તેમાં સ્નાન કરનાર સર્વ પાપથી મુકત થાય છે; એટલુજ નહિ પરન્તુ દરેકને ઇચ્છિત ફળ આપે છે. એ સ્થળે એક બ્રાહ્મણના પેટમાં બહુજ શૂળ મારતી હતી, તેને પકવાન્નનું ભોજન કરાવી તેના રોગનો નાશ કર્યો. ૬૭

શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજ નાશિકથી નીકળી કૃષ્ણા કિનારે ઔદુમ્બર થઇ કૃષ્ણા અને પંચગંગાના સંગમપર ઔદુમ્બરના વૃક્ષ નીચે આવીને રહ્યા. એ જગ્યાપર અમરેશ્વર અને ચોસઠ યોગિની રહેતાં હતાં. એ યોગિનીઓ દરરોજ શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજને ભિક્ષા કરાવતી.

એક દિવસ શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજની પાછળ એક

ગંગાનુજ નામનો શુદ્ર તે જગ્યાપર આવ્યો અને તેમની કૃપાથી મોટો જ્ઞાની બની ગયો.

એક દિવસ શ્રી ગુરૂમૂર્તિ એ ગંગાનુજને કાશી, પ્રયાગ અને ગયાજીનાં દર્શન કરાવી સાયકાળે સંગમપર લાવ્યા. તે સ્થળે ગુરૂમૂતિ બાર વર્ષ રહ્યા અને પોતાની પાદુકાને સ્થાપન કરી અમરેશ્વર અને ચોસઠ યોગિનીની આજ્ઞા લઇ ગાણુગાપુર ગયા. એ જગ્યાને હાલ નરસોબાવાડી કહે છે. ૯૮

એ નરસોબાવાડી નજીક શારોળ ગામે એક ગંગાધર નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્ની પતિવ્રતા હતી; પરન્તુ પૂર્વના દોષે કરી તેને પુત્ર થઇને મરી જતા. તે બાઇ એક બ્રાહ્મણના કહેવાથી નરસોબાવાડી જઇ શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજની પાદુકાની સેવા કરવા લાગી. એક દિવસ સ્વપ્નામાં એ સ્ત્રીને દેવે કહ્યું કે, તેં પૂર્વ જન્મમાં સૌનકગોત્રના બ્રાહ્મણનું દ્રવ્ય લીધું છે, તેથી તે પિશાચ થઇ તારી પ્રજાનો નાશ કરે છે, માટે તું તેના દશ દિવસની ક્રિયા કરાવ એટલે તે પિશાચની ગતિ થશે અને તને દિર્ઘાયુ પુત્ર થશે. એ સ્ત્રી શ્રી દત્ત મહારાજની આજ્ઞા પ્રમાણે કરી સ્વપ્નાનો પ્રસાદ લઇ પોતાને ઘેર ગઇ.

કેટલોક કાળ ગયા પછી તે બ્રાહ્મણીને બે પુત્ર થયા. તેમાંથી પ્રારબ્ધયોગે એક પુત્ર મરી ગયો. તેના શબને દહનવિધિ કરવા નહિ આપતાં એ સ્ત્રી એક બ્રહ્મચારીના કહેવાથી નરસોબાવાડી લઇ ગઇ અને પાદુકા પાસે મૂકી રૂદન કરવા લાગી, એ બ્રાહ્મણીનો નિશ્ચય જોઇ શ્રી દત્ત મહારાજે તે પુત્રને જીવંત કર્યો. તે દિવસથી એ સ્થાન પ્રખ્યાત થયું. ૯૯

શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજ ભીમા અને અમરજાના સંગમપર ગાણુગાપુર નજીક એક પીપળાના ઝાડ નીચે રહ્યા અને દરરોજ ગામમાં ભિક્ષા માટે આવવા લાગ્યા.

એ ગામમાં એક બ્રાહ્મણની પતિવ્રતા સ્ત્રી રહેતી હતી તેને ત્યાં એક દિવસ ભિક્ષા કરવા ગયા. તેને ઘેર ભેંસ જોઇ ભિક્ષામાં દૂધ માગ્યું. એ ભેંસ વાંઝ હતી, તેથી તે સ્ત્રીએ કહ્યું કે, એ ભેંસ વાંઝ છે અને એના દાંત પડી ગએલા છે તેથી દૂધ નીકળતું નથી.

શ્રી નૃસિંહ સરસ્વતી—તમો ખોટું બોલો છો, મારી સામે રહી દૂધ કાઢો.

શ્રી ગુરૂનાં વચન સાંભળી તે સ્ત્રીએ જઇ ભેંસ દોહોવા માંડી એટલે દૂધ નીકળ્યું. તે દૂધ લઇને ઉનુ કરી મહારાજને પીરસ્યું, તે દિવસથી એ બ્રાહ્મણનું દારિદ્ર ગયું. એ વાત જાણીને લોકો વિસ્મય થવા લાગ્યા.

એક વખત શ્રી ગુરૂમૂર્તિ પાસે બે મદોન્મત્ત બ્રાહ્મણ વેદ-નો વાદ કરવાને આવ્યા. તેમને વાદ નહિ કરવા માટે ઘણુંક સમજાવવા છતાં નહિ માનવાથી એક ઢેડને બોલાવી રેખાઓ ઉલઘન કરાવી તેને પૂર્વના સાત જન્મનું જ્ઞાન કરાવી વાદ કર-વાને કહ્યું. એ ઢેડની સાથે વાદ કરવા જતાં એ મદોન્મત બ્રાહ્મ-ણુની જીભ બહાર નીકળી પડી, તથા પેટમાં ભારી વ્યથા થવા માંડી. તે જોઇ એ બ્રાહ્મણો શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજની પ્રાર્થના કરવા લાગ્યા. તે વખતે શ્રી ગુરૂમૂર્તિએ કહ્યું કે, તમો અન્ય બ્રાહ્મણોનું બહુ અપમાન કરી અનધિકારી સામે વેદ બોલ્યા માટે બ્રહ્મરાક્ષસ થાઓ.

શ્રી ગુરૂમૂર્તિનાં વાકય સાંભળી બ્રાહ્મણો બહુ પ્રાર્થના કરવા લાગ્યા.

શ્રી નૃસિંહ સરસ્વતી—તમોને મારા દર્શન થયાં છે માટે બાર વર્ષ એ યોનિ ભોગવી એ યોનિથી મુકત થશો.

શ્રી ગુરૂમૂર્તિને નમસ્કાર કરી એ બ્રાહ્મણો ગાણગાપુર આ-વવા નીકળ્યા. ગાણગાપુરની ભાગોળે આવતાં શરીર છુટી જઇ બ્રહ્મરાક્ષસ થયા અને બાર વર્ષે એ યોનિથી મુકત થયા

શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજની કૃપાથી જ્ઞાની થયેલો ઢેડ બોલ્યો, મહારાજ ! એ ચાંડાળ યોનિ કેવી રીતનાં કર્મથી પ્રાપ્ત થાય ? તે સાંભળી ગુરૂમૂર્તિએ ચાંડાળ થવા માટે કર્મવિ-પાકશાસ્ત્રની વાત કહી ઢેડને કહ્યું તું પૂર્વ જન્મમાં બ્રાહ્મણ હતો, ત્યારે માતા, પિતા અને ગુરૂની નિંદા કરવાથી તારો જન્મ ચાંડા-ળનો થયો છે.

ઢેડ—મહારાજ ! આજ અનાયાસે મને આપનાં દર્શન થયાં માટે હવે મને બ્રાહ્મણ કરવો જોઇએ.

ગુરૂમૂર્તિ—તારો દેહ આ જન્મમાં કોઇ દિવસ બ્રાહ્મણ થાય નહિ.

ઢેડ—વિશ્વામિત્ર અને વાલ્મિક બ્રાહ્મણ થયા છે.

ગુરૂમૂર્તિ—હે ઢેડ ! વિશ્વામિત્ર પોતાનું સ્થુલ શરીર બાળી ગુરૂકૃપાથી નવું શરીર ઉત્પન્ન થયા પછી બ્રાહ્મણ કહેવાયા છે અને વાલ્મિક તો પોતે બ્રાહ્મણજ હતા. એ પ્રમાણે કહી ઉલટ રેખા ઉલંઘન કરાવી તથા ભસ્મ ધોવરાવી નાખતાં બ્રાહ્મણનું જ્ઞાન જઇ પોતાની અસલ ઢેડ સ્થિતિએ થયો અને પોતાને ઘેર ચાલ્યો ગયો. એ જોઇ સર્વે આશ્ચર્યચકિત થઇ શ્રી ગુરૂમૂર્તિનું સ્તવન કરવા લાગ્યા. ૭૦

માહોરગઢમાં એક ગોપીનાથ નામે બ્રાહ્મણ હતો. તેને એક દત્ત નામે પુત્ર હતો. એ પુત્રને પતિવ્રતા સ્ત્રી મળવાથી સદા આનંદમાં રહેતો હતો. પ્રારબ્ધયોગે એ પુત્રને રોગ થવાથી અંતકાળે તેની વહુ પોતાના પતિને લઇ ગાણુગાપુર આવવા નીકળી. ગાણુગાપુરની ભાગોળે આવતાં તેનો પતિ મરણ પામ્યો, જેથી તે બહુજ રૂદન કરવા લાગી. એટલામાં એક સિદ્ધે આવી તેને બ્રહ્મજ્ઞાનની વાત કહી શાન્ત કરી પતિવ્રતા અને વિધવાના ધર્મ કહી કહ્યું કે, વિધવાએ વિધવાના ધર્મ પાળવા અગર પતિ સાથે સતિ થવું, એમ કહી રૂદ્રાક્ષ આપી કહેવા લાગ્યા કે, તમો જેનાં દર્શન કરવા આવ્યાં છો તેનાં દર્શન કરી પછી સતિ થાઓ.

એ પ્રમાણે કહી એ સિદ્ધ શ્રી દત્તમહારાજ અંતર્ધ્યાન થઇ ગયા ત્યાર પછી તે સ્ત્રીએ પોતાના પતિ સાથે સતિ થવાનો નિશ્ચય કરી પતિના શબને સ્મશાનમાં લઇ જઇ ચિતાપર મૂક્યું, અને પોતે શ્રી ગુરૂમૂર્તિનાં દર્શન માટે ગઇ. શ્રી ગુરૂમૂર્ત્તિને નમસ્કાર કરતાં શ્રી ગુરૂમૂર્તિએ "અષ્ટ પુત્રે સૌભાગ્યવતિભવ" કહી આશીર્વાદ દીધો. એટલે પાસે ઉભેલા લોકોએ ગુરૂમૂર્તિને કહ્યું કે, એનો પતિ મરી ગયો છે. તે સાંભળી શ્રી ગુરૂમૂર્તિએ તેના પતિના પ્રેતને પોતાની પાસે મંગાવી તેને સજીવન કરી એ પતિવ્રતાને કહેવા લાગ્યા. મારા આશીર્વાદ પ્રમાણે તમોને પુત્ર થશે, હવે તમો તમારે ઘેર જાઓ. ૭૧

ગાણુગાપુરમાં સોમનાથ બ્રાહ્મણને ગંગા નામે પત્ની હતાં. તે દરરોજ શ્રી ગુરૂમૂર્તિની શ્રદ્ધા ભકિતથી આરતી ઓવાળતાં હતાં, તેથી એક દિવસ પ્રસન્ન થઇ શ્રી ગુરૂમૂર્તિ બોલ્યા હે સાધ્વી ! તમારી શું ઇચ્છા છે ?

ગંગા—મહારાજ ! મને બીજા જન્મમાં સારો પુત્ર થવો જોઇએ,

શ્રી ગુરૂમૂર્તિ—બીજા જન્મમાં નહિ; પરન્તુ આજ જન્મમાં તમોને પુત્ર થશે.

ગંગા—મહારાજ ! મને સાઠ વર્ષ થયાં અને મારો ઋતુ શ્રાવ થતો પણ બંધ થઇ ગયો છે.

શ્રી ગુરૂમૂર્તિ—તમો પીપળાની સેવા કરો એટલે સારો પુત્ર થશે.

એ પ્રમાણે ગુરૂઆજ્ઞા થતાં એ બાઇ પીપળાની સેવા કરવા લાગી. કેટલાક દિવસ ગયા પછી એ વૃદ્ધ પતિવ્રતાને ઋતુશ્રાવ થયો અને પ્રથમ એક કન્યા તથા પાછળથી એક પુત્ર થયો. ૭૨

એક નરહરી નામના બ્રાહ્મણને કુષ્ટરોગ થવાથી શ્રી ગુરૂ મહારાજનાં દર્શન માટે આવ્યો. તેને શ્રી ગુરૂમૂર્તિએ ઔદુમ્બરનું ચાર વર્ષનું જુનું એક લાકડું આપી કહ્યું. આને તુ સંગમપર રોપી સેવા કર. એને જ્યારે પલ્લવ ફુટશે ત્યારે તારો રોગ જશે

એ પ્રમાણે શ્રી ગુરૂમૂર્તિનાં વચન સાંભળી એ બ્રાહ્મણે શ્રદ્ધાભકિતથી ગુરૂના કહેવા પ્રમાણે કરતાં તે કાષ્ટને નવપલ્લવ ફુટી મોટું ઝાડ થયું અને એ બ્રાહ્મણનો કુષ્ટ સારો થયો. ૭૩

શિષ્યોએ શ્રી ગુરૂમૂર્તિને પૂછવાથી કાશીમાં જઇ કાશીયાત્રા કેવી રીતે કરવી તે બાબત કહી અને કહ્યું કે, એ પ્રમાણે જે લોકો શ્રદ્ધાવાન થઇ કાશી યાત્રા કરે છે તેમને કાશી વિશ્વનાથ પ્રસન્ન થઇ વાંછિત ફળને આપે છે. ૭૪

એક વખત દિવાળીના દિવસે શ્રી ગુરૂમૂર્તિને આઠ શિષ્ય ભિક્ષાનું કહેવા આવ્યા. તેમની શ્રદ્ધ ભકિત જોઇને શ્રી ગુરૂમૂર્તિએ આઠ સ્વરૂપ ધારણ કરી ભિક્ષા કરી. એ વાતની જાણ પડતાં તમામ શિષ્યોને બહુજ આનંદ થયો.

શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજે પોતાની બહેન પાસે પાપનો પશ્ચાતાપ અને સંગમમાં સ્નાન કરાવી કુષ્ટ સારો કરી મુકિતની પ્રાપ્તિ કરાવી. ૭૫

દક્ષિણ દેશના બેદરના બાદશાહને પ્રારબ્ધયોગે જંઘાપર એક ફોડ ઉત્પન્ન થવાથી તે શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજ પાસે ગાણુગ પુરમાં આવ્યો. એ બાદશાહ પૂર્વ જન્મના સંસ્કારને લીધે બ્રાહ્મણની બહુ સેવા કરતો હતો.

શ્રી ગુરૂમૂર્તિ—હે ધોબી ! તું કયાંથી આવ્યો ? હાલ તું કયાં રહે છે ? તું મને બહુ દિવસે મળ્યો. એ પ્રમાણે શ્રી ગુરૂમૂર્તિનાં વચન સાંભળતાં એ ધોબીને પૂર્વ જન્મનું જ્ઞાન થતાં માલુમ પડયું કે, હું પૂર્વ જન્મમાં કુરવરપુરનો ધોબી હતો અને તે વખતે આ શ્રી ગુરૂમહારાજ શ્રી પાદવલ્લભ હતા. તે સમયે મેં મ્લેચ્છ રાજાનું સુખ જોઇ તે સુખ માગ્યું, તેથી હું અત્યારે બાદશાહ થયો છું. એમ જાણી શ્રી ગુરૂમૂર્તિને વારવાર પ્રણામ કરી કહેવા લાગ્યો કે, હે ભગવાન ! મને એક ફોડ થયો છે તે બહુ દુઃખ દે છે.

શ્રી ગુરૂમૂર્તિ—એ ફોડ કયાં છે ? એમ બોલતાં તે ફોડ સારો થયો તેથી બાદશાહ બહુ ખુશી થઇ શ્રી નૃસિંહ સરસ્વતી મહારાજની પ્રાર્થના કરી તેમને અંદર લઇ જઇ પોતાનાં સ્ત્રી પુત્રને દર્શન કરાવી બોલ્યો કે, મહારાજ ! હવે મને જ્ઞાન થવું જોઇએ. તે સાંભળી ગુરૂમૂર્તિ બોલ્યા. હવે તુ રાજ્ય છોડી શ્રી શૈલ્ય આવ. ત્યાં તને મારાં દર્શન થશે. એમ કહી શ્રી ગુરૂમૂર્તિ ગુપ્ત રીતે ગૌમતી તીરપર જઇ ત્યાં સ્નાન કરી ગાણગાપુરમાં આવ્યા અને સર્વે શિષ્યને કહી શ્રી શૈલ્યપર જઇ પાતાળ ગગાનાં દર્શન કરી બીજે દિવસે મલ્લિકાર્જુન જઇ પુષ્પના આસનપર બેસી પાતાળગગામાં ગુપ્ત થઇ ગયા. તે વખતે સિંહસ્થનો બૃહસ્પતિ, માઘમાસ, કૃષ્ણ પ્રતિપદા અને બાધાન્ય નામનો સંવત્સર, ઉત્તરાયણ, શિશિરઋતુ, તથા કુંભ સક્રાન્તિ હતી. તે વખતે શિષ્યોને કહ્યુ કે, તમારે મારે માટે ખેદ કરવો નહિ. હુ તમોને ગાણગાપુરમા પૂર્વવત્ જેવામાં આવીશ. પાછળથી તમોને પ્રવાહમાં ઉલટ રીતે પુષ્પ આવાને મળશે, તે લઇને તમારે ગાણગાપુર જવુ. તમોને છેવટે મુક્તિની પ્રાપ્તિ થશે. એ પ્રમાણે બોલી ગુપ્ત થયા અને પ્રસાદ લઇ શિષ્યો ગાણગાપુરના મઠમાં આવતાં શ્રી ગુરૂમૂર્તિનાં દર્શન થવાથી બહુજ ખુશી થયા.

એ અંબાભવાનિના આખ્યાનનો સવિસ્તર ખુલાસો શ્રીધર્મ નિરૂપણમાં જોવો. ૭૬

શ્રી ગુરૂ દત્તાત્રેયાયનમઃ—વરાડ પ્રાંતના ઔરંગાબાદ જીલ્લામાં જાંબગામમાં સૂર્યાજીપંત અને તેમનાં પતિવ્રતા પત્ની રેણુબાઇ રહેતાં હતાં, તેમને સૂર્યનારાયણનાં તથા શ્રી રામચંદ્ર-

જીનાં દર્શન થયાં. તે વખતે તેમણે રેણુબાઇને પુત્ર થશે એમ આશીર્વાદ આપ્યો. એ રેણુબાઇને સૂર્યના અંશથી પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ ગંગાધર પાડ્યું. એ પુત્રને લઇ માતાપિતા પૈઠણનગરમાં શ્રી એકનાથ મહારાજનાં દર્શન કરવા આવ્યાં. તે વખતે શ્રી એકનાથ મહારાજે રેણુબાઇને આશીર્વાદ આપી કહ્યું કે, હે જગતજનની ! તમારે ઉદરે જગતવિખ્યાત બીજો પુત્ર થશે.

કેટલોક સમય વીત્યા બાદ રેણુબાઇને બીજો પુત્ર મારૂતીના અંશથી ચૈત્ર શુદી નવમીને દિવસે ઉત્પન્ન થયો. તેનું નામ નારાયણ પાડયું, એજ પાછળથી રામદાસ મહારાજના નામથી પ્રખ્યાત થયા. એ પુત્રને લઇ રેણુબાઇ શ્રી એકનાથ મહારાજનાં દર્શન માટે આવ્યાં. તે વખતે એ પુત્રને જોઇ ખુશી થઇ કહ્યું કે, હવે શિવના પ્રસાદથી એક શકકર્ત્તા રાજા થનાર છે તેમની પાસે આ તમારો પુત્ર ધર્મસ્થાપના કરાવશે, તેથી મારૂં ધારેલુ કામ પૂર્ણ થશે. હવે હું મારા અવતારની સમાપ્તિ કરનાર છું. એમ કહી શ્રી એકનાથ મહારાજે પોતાના અવતારની સમાપ્તિ કરી.

એ એકનાથ મહારાજને પોતાના ગુરૂ જનાર્દન મહારાજની બહુ સેવા કરવાથી શ્રી ગુરૂકૃપાવડે શ્રી દત્તભગવાને દર્શન આપી અનુગ્રહ કરી મુકિતની પ્રાપ્તિ માટે વર આપ્યો. એ શ્રી એકનાથ મહારાજની ભકિત જોઇ શ્રી વિષ્ણુ ભગવાન શ્રીખંડીયો નામ ધારણ કરી બાર વર્ષ સુધી પાણી ભરવાને રહ્યા, તથા શ્રી દત્તભગવાન પઠાણનું સ્વરૂપ ધારણ કરી ઘર આગળ પહેરો ભરવાને રહ્યા.

એક વખત શ્રી એકનાથ મહારાજ શૂદ્રના ઘરમાં રસોઇ કરીને જમવાથી તથા શ્રાદ્ધની રસોઇ ચાંડાળને આપવાથી ગામના લોકોએ શ્રી એકનાથ મહારાજના પિતાના શ્રાદ્ધમાં આવવાને ના પાડી, તેથી શ્રી એકનાથ મહારાજનાં પત્ની ગિરિજાબાઇ તથા પુત્ર હરિશાસ્ત્રીને બહુજ ખોટું લાગ્યુ. તે જોઇ એકનાથ મહારાજ બોલ્યા. એ બ્રાહ્મણો નહિ આવે તો એમના બાપ આવશે. એમ કહી તેના કહેનાર બ્રાહ્મણોના પિતૃને બોલાવી શ્રાદ્ધ કરાવી પોતાના પુત્ર હરિશાસ્ત્રીને તે વખતે શ્રી દત્તભગવાનનાં દર્શન કરાવીને અનુગ્રહ કરાવ્યો.

એ પ્રમાણે શ્રી એકનાથ મહારાજે અનેક લીલા કરી બતાવી હતી. રેણુબાઇના બન્ને પુત્રોને શ્રી મારૂતી તથા શ્રી રામચંદ્રે

દર્શન આપી મંત્રોપદેશ કરવાથી પાછળથી બન્ને ભાઇઓ મોટા સમર્થ થઇ ગયા. ૭૭

શ્રી રામદાસ મહારાજે લગ્ન માટે ના કહેવા છતાં માતાના આગ્રહથી માતાના વચન પ્રમાણે મંગળાચરણ ભણતાં સુધી બેસી હસ્ત મેળાપ થતાં પોતે પિશાબનું નિમિત્ત કરી નાશી જઇ બાર વર્ષ સુધી ગોદાવરી કિનારે ટાકળી ગામમાં રહી તપશ્ચર્યા કરવાથી શ્રી રામચંદ્રજીએ દર્શન આપી ધર્મ સ્થાપના કરવાની આજ્ઞા આપી.

એક વખત દશપંચક ગામનો કુલકરણી ગુજરી ગએલો હતો. તેમને જીવંત કરી તેમની પત્નીને દશ પુત્ર થવા માટેનો આશીર્વાદ આપ્યો. તે આશીર્વાદ સાંભળી તે બ્રાહ્મણે પ્રથમ પુત્ર થાય તેને શ્રી રામદાસમહારાજને અર્પણ કરવો, એવો સંકલ્પ કરી પાછળથી પુત્ર થતાં વડિલ પુત્રને શ્રી રામદાસ મહારાજને અર્પણ કર્યો. તેને સર્વ ઉદ્ધવગોસાવી કહેતા હતા. એ બ્રાહ્મણનો વંશ હાલ દશ પુત્રે નામથી ઓળખાય છે.

શ્રી રામદાસ મહારાજે મારૂતીની માગણીથી તેમને પંચવટીમાં રામાયણ શ્રવણ કરાવવાથી તેઓ મારૂતી બહુજ પ્રસન્ન થયા હતા. બીજીવાર શ્રી રામચંદ્રજીએ દર્શન આપી શ્રી રામદાસ મહારાજને કહ્યું કે, તમો ધર્મ સ્થાપના કરવા માટે કૃષ્ણાતીરે જાઓ.

તે ઉપરથી શ્રી રામદાસ મહારાજ તીર્થયાત્રા કરવાને નીકળી કાશીમાં ગયા, ત્યાંથી અયોધ્યા, મથુરાં, દ્વારિકા અને શ્રી નાથ આદિ તીર્થ કરી શ્રીનગર ગયા. ત્યાંથી બદ્રિનારાયણ જઇ તેમના ઉપરના ભાગમાં મારૂતીનું નિદ્રાસ્થાન છે ત્યાં જઇ ચાતુર્માસ કર્યું, એ જગ્યાએ મારૂતીએ પ્રસન્ન થઇ કેટલાક અલંકાર આપ્યા. ત્યાં મારૂતીના આગ્રહથી મારૂતી સહિત શ્રી રામદાસ મહારાજ વિભિષણને દર્શન આપવા માટે લંકામાં ગયા, ત્યાં કેટલાક દિવસ રહી વિભિષણની આજ્ઞા લઇ શ્રી જનાર્દન તથા દર્ભસેન આદિનાં દર્શન કરી ગૌકર્ણ આવ્યા. હાલ જેને સિંહલદ્વીપ કહે છે અને કેટલાક લંકા પણ કહે છે; પરન્તુ એ લંકા નથી. રાવણની લંકા એ સિંહલદ્વીપથી ઘણીજ નીચેના ભાગમાં છે. ગૌકર્ણથી નીકળી કિસ્કિંધા, કાર્તિકસ્વામી, કોલ્હાપુર અને મહાબળેશ્વર થઇ પંઢરપુર આવ્યા. ત્યાંથી ભીમાશંકર થઇ ત્ર્યંબકેશ્વર

આવી પૃથ્વીયાત્રાની સમાપ્તિ કરી પંચવટીમાં આવ્યા અને કરેલી યાત્રાનું પુણ્ય શ્રી રામચંદ્રજીના હાથમાં અર્પણ કરતાં શ્રી રામચંદ્રજીની મૂર્તિએ હાથ લાંબો કરી તે પુણ્ય લઇને દર્શન આપી કૃષ્ણા કિનારે જવાને કહ્યું. તે વખતે શ્રી ગંગાજીની પ્રદક્ષિણા તથા માતાનાં દર્શન કરી હું કૃષ્ણા કિનારે જઇશ એ પ્રમાણે કહેતાં શ્રી રામચંદ્રજી અંતર્ધ્યાન થઇ ગયા. ત્યાર પછી સમર્થ ગોદાવરીની પ્રદક્ષિણા માટે નીકળી પૈઠણ જઇ ત્યાંના બ્રાહ્મણોને ગીધ મારી તેને જીવંત કરી બતાવી પોતાને ગામ આવી માતા તથા ભાઇઓને દર્શન આપી માતાની ગયેલી આંખ સારી કરીને માતાને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરી મુકિતનું સુખ આપી શાન્ત કરી, તથા શ્રી રામચંદ્રજી અને મારૂતીનાં દર્શન કરાવી માતાની આજ્ઞા લઇ ગોદાવરીની પ્રદક્ષિણા પુરી કરી કૃષ્ણા તીરે મહાબળેશ્વર આવી ચાતુર્માસ કર્યું. ત્યાંથી નીકળી વાઇ થઇ કૃષ્ણા વેણ્યાના સંગમપર માહુલી શિવાજી પાસે ધર્મ સ્થાપના કરાવવાને માટે આવ્યા. ૭૮

શ્રી રામદાસ મહારાજને તપરામ સ્વામી, રંગનાથ સ્વામી અને તુકારામ બુવા આવીને મળ્યા. તે વખતે તુકારામ બુવાએ પોતાનો અવતાર થવા વિષે કહી પાછળથી કહ્યું કે, કલિયુગમાં વેદોકત કર્મનો અધિકાર ફકત બ્રાહ્મણનેજ છે અને બ્રાહ્મણ કદાચ ભ્રષ્ટ હોય તોપણ ત્રણ વર્ણ કરતાં શ્રેષ્ઠ છે. તે પછી ચિંચવડ, કરદેવ, રઘુનાથ સ્વામી, આનંદમૂર્તિ વીગેરે સમર્થને આવી મળ્યા.

એ સમયે દાસો પંથ નામ ધારણ કરી સમર્થે બેદરના બાદશાહ પાસેથી શાહપુરના કુલકરણીને છોડાવી ઘેર લાવ્યા, ત્યાર પછી કોલ્હાપુર જઇ અંબાજીને તેમની માતા પાસેથી માગી લીધો. અંબાજી એક વખત રામદાસ સ્વામીની સામે કુવામાં પડી ડુબી ગયાને એક કલાક વીતી ગયા પછી સમર્થે અંબાજીને કુવામાંથી જીવંત કાઢી એનું નામ કલ્યાણ પાડયું. એક વખતે સતિ બાઇના પુત્રને સમર્થે કહ્યું કે, મારૂં કહેલું કરે તો તને તારી ઇચ્છા પ્રમાણે આપું. એમ કહી સમર્થે કહ્યું, "પેલા કુવામાં કુદી પડ" એટલા શબ્દો સાંભળતાં ભિકોબા કુવામાં કુદી પડયો, જેથી તેનાપર પ્રસન્ન થઇ રામદાસ સ્વામીએ તેમની માગણી પ્રમાણે ઉપદેશ કરી પોતાની નજીક રાખ્યો.

શિવાજી મહારાજની અતિ શ્રદ્ધા જોઇ તેમને સ્વપ્નામાં દર્શન આપી પાછળથી ચાફળા નજીક પ્રત્યક્ષ દર્શન આપી અનુ-

ગ્રહ કરી કહ્યુ. આજથી હવે તમારે ગૌબ્રાહ્મણનું પ્રતિપાલન કરી રાજાના નિયમ પ્રમાણે વર્તવું. તમારે હાથે શ્રી રામચંદ્રજી મ્લેચ્છના ભયનો નાશ કરાવનાર છે. એમ બોલી સમર્થે પૂજા માટે એક મત્ર કરી આપ્યો. તે લઇ શિવાજી પોતાને ગામ આવ્યા. ત્યાર પછી તુકારામ બુવાના કહેવાથી વામનપડિત સમર્થને શરણે આવ્યા. તેમને સદુપદેશ કરી લોકોના કલ્યાણ માટે પ્રાકૃત ગ્રંથો લખાવ્યા. ૭૯

એક દિવસ શિવાજી સમર્થને જંગલમાં મળતાં શ્રી રામદાસ મહારાજે પોતાની સિદ્ધિયોના યોગે તમામ લશ્કરને ભોજન કરાવવાથી વિસ્મય થઇ કારણ પૂછતાં શ્રી સમર્થે શિવાજીને કહ્યુ કે, એ બાબતનો ખુલાસો તમોને તુકારામ બુવા કરશે. તે ઉપરથી તુકારામ બુવા પાસે જતાં ત્યાં પણ એ પ્રમાણે જોવામાં આવ્યું તેથી શિવાજીએ પૂછતાં તુકારામ બુવાએ કહ્યું કે, હે રાજા એનુ નામ દેવની આપેલી સિદ્ધિઓ કહેવાય છે. એવા સાધુનું માહત્મ્ય તમારાથી જાણી શકાય તેમ નથી

એક વખત સામંતગઢનો કિલ્લો બાંધતાં શિવાજીને અભિમાન આવવાથી ત્યાં જઇ આશ્ચર્યવત્ બતાવી અભિમાનનો નાશ કરવાને જ્ઞાનનો ઉપદેશ કરી સમર્થ નીકળી ગયા. ત્યાર પછી શિવાજીએ ગુરૂની પાસે સેવા માગતાં શ્રી સમર્થે કહ્યું, હે રાજા! શ્રાવણ માસમાં બ્રાહ્મણોને દક્ષિણા આપવી તથા કોટી લિંગાર્ચન કરાવી બ્રાહ્મણ ભોજન કરાવવું, તેમ તારા રાજ્યમાં કેટલાક જુહાર શબ્દ બોલી નમસ્કાર કરે છે તે બદલ તારે "રામ રામ" બોલવાનો કાયદો કરવો.

શ્રી રામદાસ મહારાજ પાસે એક ભોળારામ શિષ્ય બહુજ શ્રદ્ધાવાન હતો તેની શ્રદ્ધા જોઇ શ્રી સમર્થ તેના મોંનું અજીઠું પાન ખાતા હતા. તે વાતની શિવાજીને ખબર પડતાં ભોળો ભ્રષ્ટ છે એમ કહ્યું. શ્રી રામદાસ મહારાજે ભોળા પાસે ખલબત્તા માગતાં ભોળાએ પોતાનુ મસ્તક કાપી આપતાં શિવાજીને કહ્યું. હે શિવબા! આના મોંનું અજીઠું પાન ખાવુ કે નહિ? તે શ્રદ્ધા જોઇ શિવાજી લજવાઇ ગયા અને શ્રી સમર્થે ભોળાનુ મસ્તક ચોંટડાવી સજીવન કર્યો.

એક વખત રગનાથ સ્વામી પાસે પાડો મરાવી જીવંત કરાવી સાધુપણાનો નિશ્ચય કરી આપ્યો. માહોરગઢમાં બાર વર્ષ સુધી બેસી તપશ્ચર્યા કરનાર બ્રાહ્મણને શ્રી રામદાસ મહારાજે શ્રી

દત્ત ભગવાનનાં દર્શન કરાવવાથી તે બ્રાહ્મણો ઘણાજ ખુશી થયા. એક વખત હુડળીના વિરવૈષ્ણવ સ્વામીના શિષ્યને પોતાના પ્રપંચની વાત કહેતાં લજવાઇ જઇ અભિમાન છોડીને શ્રી રામદાસ મહારાજની પંકિતમાં બેસી જમવા લાગ્યા. એક વખત ભિક્ષામાં શિવાજીએ પોતાના ગુરૂને રાજ્ય અર્પણ કરવાથી શ્રી રામદાસ મહારાજે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરી શિવાજીને રાજ્ય પાછું આપી ભગવો ઝુંડો ચઢાવરાવવાની આજ્ઞા કરી ત્યાર પછી શ્રી રામદાસ દક્ષિણની યાત્રા કરી માતુશ્રીના અંતકાળ વખતે પોતાને ગામ જઇ માતુશ્રીને જ્ઞાનનો ઉપદેશ કરી મુકિત આપી તેમના સંસ્કાર કરાવ્યા. ૮૦

એક વખતે શિવાજીએ શ્રી ગુરૂ મહારાજને જન્મનું કારણ પૂછતાં વાસના છે એમ સાંભળતાં પોતાની ભવાની નામની તરવાર શ્રી સમર્થને અર્પણ કરી. એક વખત મીરજના ઘાટપર જયરામ સ્વામી કીર્તન કરતા બોલ્યા કે, સાધુપુરૂષો જે રસ્તે જાય છે તે રસ્તે જવાથી શ્રી રામચંદ્રજીનાં દર્શન થાય છે. એ શબ્દો ત્યાંના દિલેરખાંએ સાંભળવાથી બીજે દિવસે જયરામ સ્વામીને ત્યાં બોલાવી તે સરદાર બોલ્યો. હું તમારે માર્ગે આવુ છું. તમો મને શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવો. એ વાત સાંભળી શ્રી રામદાસ મહારાજ અને જયરામ સ્વામી કોટના એક નાના બંદુક મારવાના છિદ્રમાંથી નીકળી જતાં તે સરદારે ગભરાઇ જઇ શ્રી સમર્થના પગ પકડી અપરાધની ક્ષમા માગી. ઉપદેશ માગતાં “ રામ રામ બોલ ” એમ કહી શ્રી સમર્થ વિગેરે ત્યાંથી નીકળી ગયા. એક વખતે એક સદાશિવ નામનો શાસ્ત્રી શ્રી સમર્થની પાસે વાદ કરવાને આવતાં તેને વાદ માટે ના કહેવા છતાં નહિ માનવાથી એક ઢેડને બોલાવી તેને રેખાનું ઉલંઘન કરાવી પાછળથી બ્રાહ્મણના જન્મનું ભાન કરાવી ઢેડને કહ્યું તું આ શાસ્ત્રીની સાથે વાદ કર. તે વખતે ઢેડે પૂર્વ પક્ષ કરવાને કહેતાં શાસ્ત્રી બુવાએ શરમાઇ જઇ શ્રી સમર્થના પગ પકડી માફી માગી અને સદાશિવ શ્રી સમર્થના શિષ્ય થઇને રહ્યા. તે જોઇ શિવાજી વિગેરે ચકિત થઈ ગયા. ત્યાર પછી એ ઢેડ શ્રી સમર્થને પ્રણામ કરી કહેવા લાગ્યો. હે ભગવાન ! હું પૂર્વે ચિત્રસેન ગાંધર્વ હતો. મને નારદજીનો શ્રાપ થવાથી મારો પ્રથમ જન્મ જયપાલ રાજાને ત્યાં ઘોડાનો થયો. ત્યાર પછી બીજો જન્મ પૈઠણ નગરમાં પાડાનો

થયો અને ત્યાર પછી આ મારો ત્રીજો જન્મ ઢેડનો થયો છે. શ્રાપ વખતે નારદજીએ કહ્યું હતું કે, તને શ્રી રામદાસ મહારાજ મુક્ત કરશે માટે કૃપા કરીને મને મારૂં સ્થાન આપો અને મારી જાતિનાને શ્રી રઘુપતિનો રથ નીકળે તે વારે પ્રથમ નાળીએર મળવું જોઇએ. તે પ્રમાણે રામદાસ સ્વામીએ સર્વેને આજ્ઞા કરતાં એ ઢેડ શરીર છોડી પોતાના મૂળ સ્થાનમાં ગયો. તેના શબપર રામદાસ મહારાજે પત્થર મૂકવાથી તે પત્થરને આજ બહીર ઘેંડો કરીને કહે છે. શિવાજી મહારાજે શ્રી રામદાસ મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તતાં બીજાપુરના અફૂજલખાં સરદારને મારી તેમના ઘોડા આદિ તમામ સામાન લઇ લીધો. એક વખતે શિષ્યોની પરીક્ષા માટે શ્રી સમર્થ ગાંડા બની ગયા. તે વાત બીજે દિવસે કલ્યાણ-ને માલુમ પડતાં સર્વેને કહ્યું, તમો ગાંડા છો, શ્રી ગુરૂ મહારાજ ગાંડા થયા નથી એમ કહી જંગલમાં જઇ ગુરૂ મહારાજને લઇ આવ્યા. એક વખત શિવાજી શ્રી સમર્થના ભાઇ ગંગાધરનાં દર્શન માટે જાંબગામ આવ્યા. ત્યાં પણ સમર્થના જેવોજ ચમત્કાર જોઇ બહુ ખુશી થયા. એક વખતે પૈઠણનગરના લોકો શ્રી સમર્થની પરીક્ષા માટે આવતાં શ્રી સમર્થે શિકારમાં ચકલાંને મારી લાવી અગ્નિમાં નંખાવતાં તે તમામ જીવંત થઇ ઉડી ગયાં. એક વખતે સદાશિવ શાસ્ત્રીએ માયા ખોટી છે એમ કહેતાં પોતે વાદીગરના રૂપે આવી માયા ખરી છે એવી સાબિતી કરી આપી. એક વખત મૌનિબુવાના શિષ્યો શ્રી સમર્થની પરીક્ષા લેવા આવતાં મરેલી ગાયને જીવત કરી દૂધ કઢાવી ખાતાં તે લોકોએ શ્રી સમર્થને નમસ્કાર કરી પોતાની ભૂલની ક્ષમા માગી.

જેરામ સ્વામીએ એક વખત એક મૃત બ્રાહ્મણને જીવંત કરવાથી શ્રી સમર્થે જેરામ સ્વામીને ત્રણ દિવસ કુવામાં ડુબાવી રાખ્યા અને કાઢી કહ્યું કે, આજ પછી એવું કરવું નહિ. તે સાંભળી જેરામ સ્વામીએ ક્ષમા માગી. એક દિવસ શિવાજીની શ્રદ્ધા જોવા માટે શ્રી સમર્થે મરવાનાં ચિન્હ બતાવી કહ્યું, હે શિવબા ! જીવંત વાઘેણનું દૂધ મળે તો આ રોગ સારો થાય તેમ છે. એ પ્રમાણે શ્રી સદ્ગુરૂનાં વચન સાંભળી વાઘેણનું દૂધ આણી આપતાં શ્રી સમર્થ બહુજ પ્રસન્ન થયા. એક વખત શ્રી સમર્થ, જેરામ સ્વામી, રંગનાથ સ્વામી અને આનંદમૂર્તિ કૃષ્ણા

કિનારે એક બ્રાહ્મણીને ત્યાં જઇને રહ્યા. તે બ્રાહ્મણીના પાડાને મગરે મારી નાંખતાં શ્રી રામદાસ સ્વામીએ ભેંસને કહ્યું, હવે આજથી તારે વીઆવું નહિ અને દરરોજ જીવતાં પર્યંત આ બ્રાહ્મણીને એક સરખું દૂધ આપવું. એ પ્રમાણે બોલતાં જીવતાં પર્યંત તે ભેંસે દૂધ આપ્યું. શ્રી સમર્થની આજ્ઞાથી શિવાજી મહારાજે ગાદીપર બેસી શ્રી ગુરૂની આજ્ઞા પ્રમાણે રાજ્યનો કારભાર ચલાવ્યો. ૮૧

શ્રી સમર્થ કપિલાષષ્ટિને દિવસે માહુલી સંગમપર સ્નાન માટે આવતાં ત્યાંના બ્રાહ્મણોએ દક્ષિણા માગવાથી શ્રી સમર્થે દરેકને એક એક પત્થર આપતાં સર્વેએ નિંદા કરી તે પત્થરને ફેંકી દીધા. તેની અંદર એક ચાવરેઉપ નામના બ્રાહ્મણે તે પત્થર ઘેર લાવતાં બીજે દિવસે તે પત્થર સોનાનો થઇ ગયો. તે વાત બ્રાહ્મણોને માલમ પડતાં તમામ બ્રાહ્મણો પોતાથી ઉંચકાય તે પ્રમાણેના વજનના પત્થર માથાપર મૂકી શ્રી સમર્થ પાસે પરળી જઇ બોલ્યા. હે ભગવાન ! આ પત્થરને તમો હાથવતી સ્પર્શ કરો એટલે અમારૂં દારિદ્ર દૂર થાય. તે સાંભળી શ્રી સમર્થ બોલ્યા. હે બ્રાહ્મણો ! એ ઇશ્વર કૃપાનો યોગાનયોગ ગયો; માટે પત્થર ફેંકી જમણ કરી તમો જતા વખતે તમારી મૂઠીમાં સમાય તેવડા પત્થર કૃષ્ણામાંથી લઇ ઘેર જાઓ. એ પ્રમાણે કરતાં દરેક ઘેર જઇને જુએ છે તો તે સુવર્ણ થઇ ગએલું જોવામાં આવ્યું. ત્યાર પછી સમર્થના ભાઇ ગંગાધરે શરીર છોડવાથી તેમનાં પત્ની પાર્વતીબાઇ સતી થવાથી તેમના પુત્રોનો બંદોબસ્ત શિવાજીએ રાખ્યો. શિવાજી મહારાજ શ્રી સમર્થની છેવટની ભેટ માટે શાકે ૧૬૦૧ માં આવતાં તેમને જ્ઞાનનો ઉપદેશ કરી મમતા છોડી દેવાને કહેતાં શિવાજી શ્રી ગુરૂને પ્રણામ કરી પોતાનું શરીર છોડવાને સતારે ગયા. તે વાત જાણી ઉદ્ધવે પૂછયું હે ભગવાન, શિવાજી અને તમો મ્લેચ્છનો નાશ કરવાને અવતાર લઇ આવવા છતાં હજી તમારો સંકલ્પ સિદ્ધ થવાની પૂર્વે શિવાજી શરીર છોડે છે. તે સાંભળી સમર્થ બોલ્યા. જુનાં ઝાડનાં ડાળાં ડાળી તૂટી મૂળ ઢીલાં પડતાં તે ઝાડ આપોઆપ પડે છે. તે પ્રમાણે એ મ્લેચ્છનો નાશ થશે અને તે સર્વેના જોવામાં આવશે. હવે શિવબા પૂર્ણીમાને રવીવારે પરિક્ષત રાજાના પ્રમાણે સ્વર્ગમાં જનાર

છે. શિવાજી મહારાજે પોતાના રાજ્યનો બંદોબસ્ત કરી શ્રી રામદાસ મહારાજની કૃપાથી યોગી લોકોના પ્રમાણે શરીર છોડી મુકિતની પ્રાપ્તિ કરી. શ્રી રામદાસ મહારાજ શાકે ૧૬૦૩ ના માઘ વદ ૯ ને દિવસે શરીર છોડી સ્વધામ ગયા. શ્રી રામદાસ મહારાજે ક્ષત્રિમાં મોટા અધિકારી છતાં શિવાજીને વેદોકત કર્મનો અધિકાર નહિ આપતાં પુરાણોકત કર્મ કરાવી છેવટ મુકિત આપી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે કલિયુગમાં બ્રાહ્મણ સિવાય અન્યને શ્રુતિસ્મૃતિનો અધિકાર નથી, માટે ઇશ્વર પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાએ એવી ખોટી ભાંજગડમાં નહિ પડતાં શિવાજીના પ્રમાણે વર્ણાશ્રમનું કર્મ તથા ગુરૂ બ્રાહ્મણની સેવા કરી સદ્ગતિની પ્રાપ્તિ કરવી. આ રેણુબાઇના આખ્યાનમાં ઘણી બાબતો જાણવાની છે માટે શ્રી ધર્મ નિરૂપણમાં જોવું. ૮૨



॥ श्रीगुरु दत्तात्रेयाय नमः ॥



# માતુશ્રી

# રમાબાઇનું ચરિત્ર.



॥ શ્રીગણેશાયનમ: શ્રીસરસ્વત્યૈનમઃ શ્રીગુરૂભ્યોનમઃ ॥



કોકણ દેશમાં સાવંતવાડી નજીક આવેલા માણગાવમાં અત્રિગોત્રના ગણેશભટ્ટજી અને તેમનાં મહા પતિવ્રતા પત્ની રમાબાઇ રહેતાં હતાં. એક વખત ગણેશભટ્ટજી પોતે ગાણગાપુર જઇ શ્રી દત્ત મહારાજની ઉપાસના કરતાં સંન્યાસ લેવાનો વિચાર કર્યો, તે વખતે શ્રી દત્ત મહારાજે કહ્યું કે, તમો સંન્યાસ ધર્મનો સ્વિકાર નહિ કરતાં ઘેર જઇ ગૃહસ્થાશ્રમ પાળી પ્રજા ઉત્પન્ન કરો.

ગુરૂ વાકયાનુસાર ગણેશભટ્ટજી પોતાને ઘેર આવી ગૃહસ્થાશ્રમ ધર્મની મર્યાદા પ્રમાણે વર્તવા લાગ્યા.

રમાબાઇ પૂર્ણ ભકિતથી પતિને પરમાત્મા માની પતિ અને અતિથિની સેવા કરી બાકીના વખતમાં પતિની આજ્ઞાથી ગુરૂ ચરિત્રની પ્રદક્ષિણા અને શ્રી દત્ત મંત્રના જપ કરતાં, તથા એકાદશી અને શિવરાત્રિનું વ્રત કરી શ્રી દત્ત ભગવાનને દૂરથી તુલસીપત્ર તથા બિલ્વપત્ર ચઢાવતાં હતાં. એ પ્રમાણે પતિપત્નીની ભકિત જોઇ શ્રી દત્ત મહારાજ પ્રસન્ન થઇ જન્મ લેવાનો વિચાર

કરી રમાબાઇના ઉદરે ગર્ભરૂપે આવી માતાને આનંદ આપવા લાગ્યા. એક વખત રમાબાઇ પૂર્ણ વૈરાગ્યવાન થઇ બોલતાં હતાં કે, મારે આ સંસારનું સુખ જોઈતું નથી; પરન્તુ આ સર્વે પ્રપંચનો ત્યાગ કરી સંન્યાસ માર્ગની મર્યાદાએ નિવૃત્તિમાં રહી સાધન ચતુષ્ટય પ્રાપ્ત કરી પરમપદ જે મોક્ષ તેની મારે પ્રાપ્તિ કરવી છે. મને આ વખત કોઇપણ વસ્તુ સારી લાગતી નથી, તેમ કોઇના પર પ્રીતિ પણ થતી નથી. મારા મનને તો જંગલમાં જઇ તપશ્ચર્યા કરવી સારી લાગે છે.

રમાબાઇને એ પ્રમાણે બ્રહ્મજ્ઞાનનુ કથન કરતાં જોઇ ગણેશભટ્ટજી ગભરાઇ વિચાર કરવા લાગ્યા કે, આને પિશાચનો વળગાડ થયો કે શું ?

ગણેશભટ્ટજીના મનોવિચાર જાણીને ગર્ભમાં આવેલા શ્રી દત્ત ભગવાન બોલ્યા:—

તમારી પત્નીને પિશાચનો વળગાડ નથી; પરન્તુ એમના ઉદરમાં બ્રહ્મજ્ઞાની પુત્ર આવવાથી પોતે બ્રહ્મજ્ઞાન બોલે છે.

એ પ્રમાણેનાં વચન સાંભળી ગણેશભટ્ટજી બહુજ પ્રસન્ન થયા અને એ ગર્ભના યથાવિધિ તમામ સંસ્કારો કરાવ્યા. આનંદમાંને આનંદમાં નવ માસ વીતી જતાં દશમે માસે શાકે ૧૭૭૬ ના શ્રાવણ વદ ૫ મીને દિવસે છવીશ ઘટીકાએ રમાબાઇએ શ્રી દત્ત ભગવાનના અંશથી પુત્રનો પ્રસવ કર્યો. તે સમયે ગણેશભટ્ટજીએ સ્નાન કરી પુત્રનું જાત કર્મ કરાવી બ્રાહ્મણોને યથાશકિત દક્ષિણા આપી. અગીયારમે દિવસે એ પુત્રનું નામ વાસુદેવ પાડી પુત્રને યથાવિધિ પારણામાં સુવાડી રમાબાઇ ગીત નિમિ-તે ઇશ્વરના ગુણાનુવાદ ગાવા લાગ્યાં.

એ પુત્ર પાંચ વર્ષનો થતાં એમના પિતામહ હરભટ્ટજી ટેંબે કરીને હતા, તેમણે એ પુત્રને ઉપગ્રથો શીખવવા માંડયા. તે એમને તુરત આવડવા માંડયા; તે જોઇ બહુજ પ્રસન્ન થઇ આઠમે વર્ષે એ પુત્રને ઉપવીત સંસ્કાર કરાવી બ્રાહ્મણોને યથાશકિત દક્ષિણા આપી. એ દિવસથી વાસુદેવ પોતાનું નિત્યકર્મ યથાવિધિ કરી બ્રહ્મચર્યના નિયમ બરાબર પાળી હોમાદિ કરી ભિક્ષાનું અન્ન ખાઇ વેદાધ્યયન કરવા લાગ્યા.

સહ્યાદ્રિ ઘાટ ઉતરી આવનાર શ્રમિત થએલા બ્રાહ્મણોને માટે માણગાવના ભાસ્કરરાવે ખાવા પીવા વગેરેનો બંદોબસ્ત રાખવાથી તેમને ઘેર કેટલાક સારા પુરૂષો આવતા હતા. કેટલોક વખત ગયા પછી એ ભાસ્કરરાવની પત્ની મરણ પામતાં એમના પુત્રની વહુને એ ઉપાધિ સારી નહિ લાગવાથી ઘરમાં અતિશય કલહ કરી બ્રાહ્મણોને આવતા અટકાવી ગાળો દેવા લાગી તેથી ભાસ્કરરાવ પુત્રથી જુદા પડી બીજી જગ્યાએ રહેવા ગયા. એ સમયે એક સત્પાત્ર બ્રાહ્મણ ઘાટ ઉતરી આવીને જુએ છે તો ભાસ્કરરાવની ખડકી બંધ જોવાથી વિચારમાં પડી પાડોશમાં જઇને પૂછવા લાગ્યો. એ પાડોશમાં વાસુદેવ રહેતા હતા, તેમણે આવેલા બ્રાહ્મણને જોઇ નમસ્કાર કર્યો.

બ્રાહ્મણ—આ ભાસ્કરરાવ કયાં ગયા ?

તે ઉપરથી વાસુદેવે બનેલી સર્વે હકીકત કહી.

બ્રાહ્મણ—એ બાઇએ એ પ્રમાણે કર્યું તેનું ફળ એ બાઇ-ને મળશે. અરે ભાઇ ! હું ભૂખ્યો છું, તું મને જમાડીશ ?

બ્રાહ્મણનાં વાકય સાંભળી વાસુદેવે પોતાની માતા પાસે જઇ એ સર્વે વાત નિવેદન કરી.

રમાબાઇ—ભાઇ ! તું તે બ્રાહ્મણને બોલાવી લાવ, રસોઇ તૈયાર છે.

વાસુદેવે તે બ્રાહ્મણને બોલાવી લાવી પ્રીતિ સાથે આગ્રહ પૂર્વક જમાડી તૃપ્ત કર્યા. એ વખતે વાસુદેવની ઉમ્મર દશ વર્ષની હતી. એ પ્રમાણે વાસુદેવનો વિવેક જોઇ તે બ્રાહ્મણ તેમને કહેવા લાગ્યોઃ—

ભાઇ ! તારા પાડોશીએ બ્રાહ્મણની ઉપાધિ સમજી દરવાજો બંધ કર્યો માટે આજથી તું બ્રાહ્મણની વ્યવસ્થા રાખ, મારો આશીર્વાદ છે.

વાસુદેવ—આપ જેવા સાધુ બ્રાહ્મણોનો આશીર્વાદ હશે તો મારાથી એ કામ બનશે. એવું કહી તે દિવસથી એમણે તમામ આવનાર જનાર બ્રાહ્મણની વ્યવસ્થા રાખવા માંડી.

કેટલાક દિવસ ગયા પછી ખડકીનો દરવાજો બંધ કરનાર ભાસ્કરરાવના પુત્રપર તેની સ્ત્રીની વાત સાંભળવાથી ઇશ્વરે એવી આફત નાંખી કે, તેમને અન્ન વસ્ત્ર મળવાને મુશ્કેલ થઇ ગયું,

આજ પણ તે લોકો અતિ દુઃખ ભોગવે છે, માટે કોઇએ પણ ધર્મનો ચાલતો રસ્તો બંધ કરવો નહિ. કદાચ પોતાની પાસે પૂર્વનું પુણ્ય હશે ત્યાંસુધી એવી બાબતનાં દુઃખનો અનુભવ આવશે નહિ; પરન્તુ પુણ્ય પૂરૂ થતાં ધર્મપર પગ દેનાર ઉપર એકાએક મહા આપત્તિઓ આવી છેવટ સુધી દુઃખ ભોગવી તે મુઆ પછી નરક ભોગવે છે, માટે દરેકે ચાલતો ધર્મ ચલાવવાને કાળજી રાખવી.

વાસુદેવ પોતે એકપાઠી હતા તેથી પોતાની બાર વર્ષની ઉમ્મર થતાં શ્રી ગુરૂની સેવા કરી ઋગ્વેદની સંહિતા, પદ, ક્રમ અને બ્રાહ્મણની સમાપ્તિ કરી પોતે દશગ્રંથી બ્રાહ્મણના નામથી ઓળખાવા લાગ્યા એ પોતે શ્રી ગુરૂ પાસેથી રઘુવંશના પંદર શ્લોક શીખી તે ઉપરથી લોકોને પુરાણ શ્રવણ કરાવવા લાગ્યા, અને ગુરૂ કૃપાથી વ્યાકરણ શીખી ગયા. વાસુદેવ મહારાજને દરરોજ પ્રાકૃત ગુરૂ ચરિત્ર વાંચવાનો નિયમ હતો. શિક્ષામાં કહેલા નિયમ તથા આચાર યથાવિધિ પાળવાથી એમના વેદ મંત્રની સિદ્ધિ વિષે લોકોને અનુભવ આવવા લાગ્યો. એ પોતે બાલ્યાવસ્થામાં બાળચેષ્ટા બતાવી સર્વેને ખુશી કરતા હતા.

એક વખત એક ગૃહસ્થની ગાયે તોફાન કરી દૂધ નહિ કાઢવા દેવાથી તે ગાયના ઉપર મંત્રનો પ્રયોગ કરતાં શાંત થઇ દૂધ કાઢવા દીધું. વખતે સાપ નીકળે તો સાપના પર પ્રયોગ કરી તેને પણ બંધન કરતા હતા. તેજ પ્રમાણે પિશાચાદિના ઉપદ્રવવાળાને પિશાચની ઉપાધિથી મુકત કરતા હતા. એ પ્રમાણે પ્રસંગોપાત અનેક લીલા બતાવી માતાપિતાદિને આનંદ ઉત્પન્ન કરાવતા હતા.

એક વખતે વાસુદેવ જંગલમાં ગયા, ત્યાં વિનાકારણ સર્પના પર મંત્ર પ્રયોગ કરી સર્પને બંધન કરી ઘેર આવ્યા; પછી મનમાં વિચાર આવ્યો કે, દેવની કૃપાથી મારા મંત્રોની સિદ્ધિ જોવામાં આવે છે ખરી; પરન્તુ જ્યારે હું વિનાકારણ બીજાને ઉપદ્રવ આપોશ તો મારા પુણ્યનો નાશ થતાં પાછળથી એ મંત્રો ઉપયોગમાં આવશે નહિ, માટે આજ પછી એવી રીતની ચેષ્ટા કરી કોઇને ઉપદ્રવ આપવો નહિ. એ પ્રમાણેનો નિશ્ચય કરી સર્પને બંધનમાંથી મુકત કરી આવ્યા.

એમની પંદર વર્ષની ઉમર થતાં ભણુવા આવનાર વિદ્યાર્થીઓને વિદ્યા શીખવવા લાગ્યા. ત્યારથી વાસુદેવને સર્વે લોકો શાસ્ત્રીબુવા કહીને બોલાવવા લાગ્યા. એ શાસ્ત્રીબુવા જન્મથીજ વૈરાગ્યવાન હતા, તેથી પોતાના ખપ કરતાં વસ્ત્રાદિ વધારે રાખતા નહિ. કોઇ કંઇપણ વસ્તુ એમની પાસે મૂકી જાય તો તે વસ્તુ પરોપકારમાં વાપરતા હતા. મોટા મોટા વિદ્વાનો શાસ્ત્રીબુવાની મર્યાદા તથા વૈરાગ્ય જોઇને આશ્ચર્ય કરી કહેવા લાગ્યા કે, આ કોઇ અવતારી પુરૂષ જણાય છે! તેથી સર્વે વિદ્વાનો શાસ્ત્રાર્થની જરૂર વખતે શાસ્ત્રીબુવાને પૂછી તેમની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા. શાસ્ત્રીબુવા પોતે પંચાયતન દેવતા તથા શ્રીદત્તપાદુકાનું પૂજન કરતા હતા અને યતિ અભ્યાગત તથા વડીલોની અનન્ય ભકિતવડે સેવા કરતા હતા તથા અનાથ બ્રાહ્મણના શબનો અગ્નિ સંસ્કાર પોતે જાતે જઇને કરતા હતા. એ પોતે વૈદક તથા જ્યોતિષ શાસ્ત્રને શીખી તેનાવડે પરોપકાર કરવા લાગ્યા.

વાસુદેવ મહારાજનો એવો નિયમ હતો કે, શૂદ્રાદિને અડકવું નહિ, ત્રિકાળ સ્નાન કરવું, કોઇપણ વાહનપર બેસવું નહિ, પગે ચાલવું, છત્રી, જોડા કે પાદુકા પહેરવા માટે રાખવાં નહિ, એકાદશી આદિ વ્રતો કરવાં, બ્રાહ્મણોની સેવા કરવી, તેમ કોઇ સાથે શાસ્ત્રનો વાદવિવાદ નહિ કરતાં ઇશ્વરની પ્રીતિ પ્રાપ્ત થાય તે પ્રમાણે વર્તતા હતા. એમને જન્મથીજ શોક તથા મોહ નહિ હોવાથી સદાકાળ કમળ પ્રમાણે વદન પ્રફુલ્લિત દેખાતું હતું. એમણે વિધિ પ્રમાણે ચાંદ્રાયણ વ્રત કરી દેહનું શોધન કરી ગાયત્રી પુરશ્ચરણ કર્યું હતું. એ પોતે માણગાવથી નરસોબાવાડી ગુરૂદ્વાદશી એટલે શ્રીપાદવલ્લભ મહારાજની સમારાધના વખતે અને નારાયણસ્વામી મહારાજની સમારાધના વખતે ચૈત્ર માસમાં આવતા હતા.

એ નારાયણસ્વામીની જન્મભૂમિ કર્ણાટક દેશમાં છે. એ પોતે શ્રી દત્ત ભકત તથા મહા સત્યવાદી હતા. એમને બે કન્યા થયા પછી એમનાં પત્ની ગુજરી જવાથી નરસોબાવાડીમાં આવીને રહ્યા. એ પોતે ગુરૂપદિષ્ટ માર્ગે સોહંની ઉપાસના કરતા હતા. એમની બે કન્યાઓ ઘણીજ નાદાન હોવાથી દિવસના ધ્યાન કરવાનો વખત એમને નહિ મળવાથી રાત્રે એ કન્યાઓને સુવાડી નિવૃત્તિ-

ના વખતમાં ધ્યાન કરતા હતા. ધ્યાન વખતે એમને શરીરનું ભાન નહિ રહેવાથી બહારની કાંઇપણ ખબર પડતી ન હતી.

એક વખતે એ પોતે બન્ને કન્યાને સુવાડી ધ્યાન કરતાં બ્રહ્મરંધ્રમાં પ્રાણ સ્થિર થયા પછી એકાએક નાનો કન્યા જાગૃત થઇ શૌચ જવા માટે પોતાના પિતાને બૂમ મારવા લાગી. તે વખતે શ્રીદત્તભગવાને નારાયણસ્વામીનું સ્વરૂપ ધારણ કરી ત્યાં આવી દીવો સળગાવી એ કન્યાને શૌચ કરાવી તેની ગુદા શ્રીદત્તમહારાજે પોતાને હાથે ધોઇ તેને ખાવાનું આપી શાંત કરી રમાડવા લાગ્યા.

કેટલોક વખત ગયા પછી નારાયણસ્વામી ધ્યાનમાંથી જાગૃત થતાં શ્રીદત્તમહારાજ ગુપ્ત થઇ ગયા. પોતાની કન્યાને જાગૃત થએલી જોઇ તથા દીવો સળગાવેલો જોઇ !

નારાયણસ્વામી—બેન ! આ દીવો કોણે સળગાવ્યો ? તારે શૌચ જવું છે ?

કન્યા—દાદા ! તમોએજ દીવો સળગાવી મને બહાર શૌચ કરાવી લાવી મારી ગુદા ધોઇ ખાવાનું આપ્યુ.

નારાયણસ્વામી—બેન ! તું કઇ જગ્યાએ શૌચ જઇ આવી તથા તારી ગુદા કઇ જગ્યાએ ધોઇ તે મને બતાવ.

કન્યા પોતાના પિતાને લઇ શૌચ ગએલી તથા ગુદા ધોએલી જગ્યા બતાવી, જેથી નારાયણસ્વામી અંતઃકરણમાં અતિશય ખેદ પામતા રૂદન કરી કહેવા લાગ્યાઃ—

હે દીનાનાથ ! ભકતવત્સલ ! હે શ્રીદત્તમહારાજ ! તમોએ આજ આ શું કર્યું ? અરેરે ! હું ખરેખરો અભાગી અને પાપી હોવાથી મારી ઉપાધિનું દુઃખ તમોને સહન કરવું પડયું. અરેરે ! હું ખરેખરો ચાંડાળ છું, જેથી આજ મેં આપની પાસે સેવા કરાવી. એમ કહી વિચાર કર્યો કે, હવે મારે એ કન્યાઓને પાસે નહિ રાખતાં ભાઇને બોલાવી કન્યાઓ સોંપી દઇ સંન્યાસ લેવો. એવો નિશ્ચય કરી ભાઇને બોલાવી કન્યાના લગ્ન માટે વ્યવસ્થા કરી આપી બન્ને કન્યાઓ પોતાના ભાઇને સોંપી પોતે નિવૃત્ત થઇને વાડીમાં રહ્યા.

કેટલાક દિવસ ગયા પછી શ્રીદત્તમહારાજે નારાયણસ્વામીને

પંચગંગાના ઘાટપર બોલાવી સંન્યાસ આપી દંડ આપ્યો. તે દંડ લઇને નારાયણસ્વામી ગામમાં આવતા હતા. તે સમયે ત્યાંના મઠાધિપતિ અને ગામના પૂજારીઓ નારાયણસ્વામીની નિંદા કરવા લાગ્યા, એટલુંજ નહિ; પરન્તુ તેમને પંકિત બહાર કર્યા. એ બાબત શ્રી દત્ત ભગવાનને સારી નહિ લાગતાં ભકતનું અભિમાન ધારણ કરી નારાયણસ્વામી ધ્યાનાદિમાં બેઠા હોય તે વખતે કોઇ “ નમો નારાયણ ” કહે કે તેને દરવાજામાં ગુપ્ત રીતે રહી નારાયણ બોલી આશીર્વાદ આપવા લાગ્યા. તે જોઇ લોકો વિચારમાં પડી ગયા કે, નારાયણસ્વામી અંતર્ધ્યાનમાં છે, અને આ શબ્દો તો કોઇ ઉંબરામાં બેસી જવાબ દેતું હોય તેવા સંભળાય છે !

એ વાત મઠાધિપતિ સ્વામીના જાણવામાં આવતાં તપાસ કરી નિશ્ચય કર્યો કે, આ શબ્દો નારાયણસ્વામીના નથી; પરન્તુ કોઇ અન્ય બોલતું હોય તેમ જણાય છે.

એક દિવસ મઠાધિપતિ માનસિક ધ્યાન કરી દેવને નૈવેદ્ય બતાવતાં જાણે હાથને ભીંતનો ધકકો લાગી તે નૈવેદ્ય પડી ગયું હોય તે પ્રમાણે થવાથી બહારથી નારાયણસ્વામી મધુકરી લઇને જતાં બોલ્યા. સ્વામી ! બરાબર ખુલાસાવાળી જગ્યામાં બેસી ધકકો નહિ લાગે તે પ્રમાણે દેવને તૃપ્ત કરો.

એ શબ્દ સાંભળતાં મઠાધિપતિએ આવી નારાયણ સ્વામીના પગ પકડી અપરાધની ક્ષમા માગી.

નારાયણસ્વામી—એમાં તમારી કસુર નથી; કારણ મને સંન્યાસ તથા દંડ આપતાં કોઇએ જોયા નથી, તેથી તમામ મારી નિંદા કરે છે, તેમ હું મારી વાત કહું તે કોઇ એકાએક સાચી માને નહિ તેથી હું બોલ્યો નથી; પરન્તુ આજ તમોને ખરેખરી વાત કહું છું તે તમો સાંભળોઃ—

પંચગંગાના ઘાટપર સ્નાન કરતાં કરતાં શ્રીદત્તભગવાને પોતે મને સંન્યાસ, ભગવાં વસ્ત્ર તથા દંડ આપ્યો છે. પ્રથમ ડુબકીએ ક્ષૌર થઇ ગયું, બીજી ડુબકીએ પ્રૈશોચ્ચાર કરી ભગવાં વસ્ત્ર આપ્યાં અને ત્રીજી ડુબકીએ દંડ, કમંડલુ તથા યોગપટ્ટ આપ્યો. મારા ગુરૂ શ્રીદત્તમહારાજ પોતેજ છે અને તેમણેજ યોગપટ્ટમાં મારૂં નામ નારાયણ સરસ્વતી આપ્યું છે.

નારાયણસ્વામીનાં વાકય સાંભળી તમામ લોકો લજવાઇ ગયા અને પોતાના અપરાધની ક્ષમા માગી.

એક વખતે નારાયણસ્વામી કેટલીક મંડળી સહિત દક્ષિણ યાત્રા કરવાને નીકળ્યા. જંગલમાં રસ્તાપર એક મોટો ભયંકર વાઘ બેઠેલો હતો તેને જોઇ તમામ મંડળી ગભરાઇ ગઇ.

નારાયણસ્વામી—તમો ગભરાશો નહિ.

એ પ્રમાણે બોલી સ્વામી વાઘની પાસે જઇ તેના શરીર-પર હાથ ફેરવી બોલ્યા.

નારાયણસ્વામી—કેમ બા ! તું રસ્તાપર ભયંકર સ્વરૂપ ધારણ કરી પડયો છે ? એમ કહી વાઘ તરફ જોતાં માલમ પડયુ કે, એનો પગ સુજેલો છે માટે એના પગમાં કાંટો હોવો જોઇએ. એમ જાણી સ્વામીએ વાઘના પગમાંથી કાંટો કાઢીને કહ્યું, બા ! હવે તું રસ્તો છોડી દૂર જઇને બેસ.

વાઘ ઉઠી રસ્તો છોઢીને જંગલમાં ચાલ્યો ગયો. ત્યારપછી સર્વે મંડળી સહિત રામેશ્વરની યાત્રા કરી વૈજનાથ આવ્યા.

સર્વે મંડળીને રસ્તામાં છોડી દઇ નારાયણસ્વામી ગામમાં આવ્યા. એક બ્રાહ્મણના વીશ વર્ષના મૃત પુત્રના શબને બાંધતા હતા ત્યાં જઇ " નારાયણ હરિ " કહી ભિક્ષા માગવાને ઉભા રહ્યા.

બ્રાહ્મણો—સ્વામીમહારાજ ! આ મૃત પુત્રના શબને બાં-ધીએ છીએ, તે આપ પ્રત્યક્ષ જુઓ છો છતાં અમારાથી આપને કેવી રીતે ભિક્ષા આપી શકાય ?

નારાયણસ્વામી—વાહ વાહરે ! બ્રાહ્મણો ! ભિક્ષા આપવી પડે માટે તમો ઠીક ઢોંગ માંડી બેઠા છો. કદાચ એ પુત્ર જીવંત હોય તો તમો ભિક્ષા આપો કે નહિ ?

બ્રાહ્મણો નારાયણસ્વામીના વાકયો સાંભળી વિચાર કરવા લાગ્યા કે, આ સ્વામી નથી; પરન્તુ સાક્ષાત્ શ્રી શંકર હોવા જોઇએ નહિતો તેમના મુખમાંથી આવા શબ્દો નીકળે નહિ !

બ્રાહ્મણો—હે ભગવાન ! આપનું વચન આપ સિદ્ધ કરશો એટલે ભિક્ષા આપતાં અમોને જરા પણ અડચણ નથી.

સ્વામી—તમો એ શબને છોડી ખુલ્લુ કરો.

બ્રાહ્મણોએ શબને છોડી ખુલ્લું કરતાં તુરત તે મૃત પુત્ર જીવંત થઇ બેઠો થયો. તે જોઇ તમામ લોકો વિસ્મય પામ્યા. તેવામાં સ્વામી ત્યાંથી અંતર્ધ્યાન થઈ જઇ પોતાની મંડળીને આવી મળ્યા.

પાછળથી વૈજનાથના બ્રાહ્મણો સ્વામીની શોધ કરતા કરતા જે જગ્યાએ વાડીની મંડળી ઉતરી હતી ત્યાં આવી નારાયણસ્વામી-ને જોઇ અતિ પ્રેમપૂર્વક પ્રાર્થના કરી બનેલી હકીકત તમામ લોકોને કહી અને કહ્યુ કે, હે બ્રાહ્મણો ! આ સંન્યાસી સાક્ષાત્ ઇશ્વર છે, એને માટે જરા પણ સંશય કરવો નહિ. એમ કહી તે ગામના લોકોએ એ તમામ મડળીની બહુ સેવા કરી. એ પ્રમાણે નારાયણસ્વામીએ શ્રીદત્તમહારાજની કૃપાથી અનેક ચમત્કાર બતાવી ભકતોને સદ્દમાર્ગે લગાડી, શાકે ૧૭૨૭ ના ચૈત્ર માસ-ની અમાવાસ્યાએ પોતાના શરીરને નરસોબાવાડીમાં છોડતી વખતે બોલ્યાઃ—હે બ્રાહ્મણો ! આ મારી સંધ્યા, ધ્યાન કરવાની જગ્યાને વાળી ઝાડી જે સાફ રાખશે તેનાપર શ્રીદત્તમહારાજ અનુગ્રહ કરી છેવટ મુકિતની પ્રાપ્તિ કરાવશે, એવું કહી શરીર છોડી વિદેહ મુકિતની પ્રાપ્તિ કરી.

એ જગ્યાને વાસુદેવનાં માસી નામે દુર્ગાબાઇએ વાળી ઝાડીને સાફ રાખવાથી તેમનાપર શ્રી દત્ત મહારાજનો અનુગ્રહ મીરાંબાઇ પ્રમાણે થયો છે. એ બાઇ હજી વાડીમાં હયાત છે અને હજી દરરોજ સેવા કરે છે. એ નારાયણસ્વામીના ઉત્સવ વખતે વાસુદેવ શાસ્ત્રી વાડીએ આવવા લાગ્યા.

નરસોબાવાડીમાં વાસુદેવશાસ્ત્રી આવતાં નારાયણસ્વામી-ના દેવળમાં શ્રી પ. પ. ગોવિંદસ્વામી પૂજા કરતા હતા, તેમણે શાસ્ત્રીબુવાને જોતાંની સાથે બોલાવી કહ્યું કે, આ મુકામ તમારોજ છે, માટે તમો અહીંયાં રહો. એમ કહી ગોવિંદસ્વામીએ શાસ્ત્રી-બુવાને ખાવા પીવા વગેરેની તમામ વ્યવસ્થા કરી અપાવી. શા-સ્ત્રીબુવા અને ગોવિંદસ્વામીનો તે વખતથી પરસ્પર પ્રેમ થયો.

શાસ્ત્રીબુવા—હે ભગવાન ! કૃપા કરી મને મંત્ર આપો.

ગોવિંદસ્વામી—તમને મંત્રોપદેશ કરવાનો મને અધિકાર નથી. જેમને જરૂર હશે તે તમને મંત્રોપદેશ કરશે.

તેજ રાત્રે શ્રીદત્તમહારાજની પાદુકાની શયનારતિ થયા પછી મધ્ય રાત્રિના સુમારે કૃષ્ણામાં હાથ પગ ધોઇ, આચમન કરી, શ્રીદત્તમહારાજને નમસ્કાર, પ્રદક્ષિણા અને થોડા જપ તે જગ્યાપર બેસી કરવાના વિચારથી શાસ્ત્રીબુવાએ ઘાટપર આવી બંધ કરેલાં કમાડ નજીક નમસ્કાર કરી વિચાર કર્યો કે, આ વખતે દેવને ઉપાધિ આપવી એ ઠીક નહિ, માટે આ જગ્યાપર નહિ બેસતાં મુકામપર જવુ વધારે સારૂં છે. એ પ્રમાણે નિશ્ચય કરી પાદુકાના દક્ષિણ દ્વાર તરફ જતાં ભગવાં વસ્ત્રવાળા તેજસ્વી પુરૂષને જોઇ શાસ્ત્રીબુવાએ નમસ્કાર કર્યા. એ પુરૂષ શ્રીદત્તમહા-રાજ પોતે હતા; પરન્તુ શાસ્ત્રીબુવાના સમજવામાં તે બાબત આવી નહિ.

શ્રીદત્તભગવાન—અરે ! તું કોણ છે ? આ વખતે તું અહીંઆ કેમ આવ્યો ? શયનારતિ થયા પછી અત્રે કોઇએ આ-વવું નહિ એવો નિયમ છે તેની તને ખબર નથી કે શું ?

શ્રીદત્તભગવાનનાં વચન સાંભળી શાસ્ત્રીબુવા ગભરાઇ જઇ હાથ જોડી કહેવા લાગ્યા.

શાસ્ત્રીબુવા—મહારાજ ! આ નરસોબાવાડીમાં મારૂં પ્રથમ આવવું થયું છે, એટલે મને અહીંઆંના કોઇપણ નિયમની ખબર નથી. હવે પછી ફરીથી મધ્ય રાત્રિના પ્રસંગમાં આવીશ નહિ. એમ કહી શાસ્ત્રીબુવાએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા, એટલામાં તે સ્વરૂપ ત્યાંજ ગુપ્ત થઇ ગયું. તે જોઇ શાસ્ત્રીબુવા મનમાં ખિન્ન થઇ વિચાર કરવા લાગ્યા કે, એ પોતે શ્રીદત્તમહારાજજ હોવા જોઇએ. અરે અરે ! હું અભાગીથી શ્રીભગવાનનાં ચરણને પક-ડાયાં નહિ; એમ બોલતાં રૂદન કરી શ્રીદત્તભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા.

હે કરૂણાના ભંડાર ! ભક્તોના જીવનરૂપ ! અનસૂયાત્રિ મહારાજના નંદન ! આપને વારંવાર નમસ્કાર કરી મારા અપ-રાધની ક્ષમા માગું છુ. હે દીનબંધુ ! આપજ જ્યારે બાળકના અપરાધને મનમાં લાવશો ત્યારે પછી આ જગતમાં મારૂં રક્ષણ કોણ કરશે ? અરે રે ! મારાથી આપનો વારંવાર અપરાધ થાય છે તેને મનમાં નહિ લાવતાં હે માઉલી ! દર્શન આપી આપના અજ્ઞાની બાળકના ચિત્તને શાંત કરો. આપ મને છોડી આ વખતે

કેમ અંતાઇ ગયા ? હે કૃષ્ણાતીરવાસી ! આપશ્રી મારાં માતા પિતા હોવાથી મારા સર્વ હીતને ચહાવાવાળા છો, એટલુંજ નહિ; પરન્તુ સર્વ પ્રકારના ભયને હરણ કરવાવાળા છો.

જય જય હે પતિત પાવન ! ગુરૂનાથા ! અનાથ દાસના ઉપર કૃપા કરી મસ્તકપર વરદ હસ્ત મૂકી શરણે આવેલા બાળકને શાંત કરો. હે ભગવાન ! ચોરોએ બ્રાહ્મણને મારતાં ભકતનું અભિમાન ધારણ કરી પ્રગટ થઇ મૃત બ્રાહ્મણને જીવત કરી અભય વર આપી પોતાને શરણે રાખ્યો, તેજ પ્રમાણે આ આપના અજ્ઞાની બાળકપર દયા કરો. હે ભકત વત્સલ ! પેટમાં શૂળ મારતા બ્રાહ્મણને માટે અને પતિ મરતાં પતિવ્રતાને માટે જેવી રીતે દોડીને ગયા, તેજ પ્રમાણે હે ભગવાન ! આપના બાળકને માટે દોડીને આવો. હે શ્રીદત્તા ! આપ સર્વજ્ઞ છો, તેથી મારા મનની ભાવનાને જાણો છો; માટે આપને વધારે શું કહું ? એમ કહી સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને દેવની પ્રાર્થના કરી દેવ પાસે માગણી કરી કેઃ—

દત્તા મજલા પ્રસન્ન હોસી, જરિ તૂં વરદેસી;
તરિમીઆનન માગે તુજસી. નિર્ધારૂનિ માનસીં. ધૃવ૦
સ્મરણ તુઝેં મજ નિત્યઅસાવેં, તવગુણ ભાવેં ગાવેં;
અનાશકિતનેં મીવા ગાવેં, ઐસે મન વળવાવેં. દત્તા૦ ૧
સર્વ ઇંદ્રિયેં આણિ મન, હેં તુઝે હાતીં આહે;
યાસ્તવ આતાં તૂં લવલાહેં, સ્વપદીં મન રમવાવેં. દત્તા૦ ૨
વિવેક આણિ સત્સંગતી, હે નેત્ર દ્વય બા આહે;
વાસુદેવા નિર્મલ દેહે, જેણેં ત્વત્પદિં રાહે. દત્તા૦ ૩

એ પ્રમાણે માગણી કરી શાસ્ત્રીબુવા દેવની પાદુકાને સાષ્ટાંગ નમસ્કાર કરી મઠમાં જ્યાં ગોવિંદસ્વામી અને મૌનિસ્વામી હતા ત્યાં આવી તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી બનેલી હકીકત કહી.

ગોવિંદસ્વામી—શાસ્ત્રીબુવા ! આજ તમારી ભકિત જોઇ શ્રીદત્તભગવાન દર્શન આપી ગુપ્ત થઇ ગયા.

શાસ્ત્રીબુવા—આપની કૃપાવડે મને શ્રીદત્તભગવાનનાં દર્શન થયાં; પરન્તુ મારા કમનસીબને લીધે દેવનાં ચરણ પકડી નમસ્કાર થયા નહિ.

ગોવિંદસ્વામી—શાસ્ત્રીબુવા ! તમારી ઇચ્છા છે તો પાછળથી તે પ્રમાણે પણ થશે.

શાસ્ત્રીબુવા ગોવિંદસ્વામીને તથા મૌનિસ્વામીને નમસ્કાર કરી પોતાના મુકામપર જઇ શ્રીદત્તમહારાજનું ધ્યાન-સ્મરણ કરતા કરતા ઉંઘી ગયા. સ્વપ્ન થયું તેમાં શ્રીદત્તભગવાનને છ હાથવાળા જોયા. એમના મસ્તકપર જટા તથા શેષનુ છત્ર, કાનમાં કુંડળ, ગળામાં મોતીના હાર તથા વૈજયંતિમાળા અનુપમ શોભા આપતી હતી, કટિએ પિતાંબર ધારણ કરેલું હતું, તથા કેયુર કંકણ ઝળકી રહ્યાં હતાં જાણે હજારો સૂર્ય એકદમ ઉદય થયા હોય તેવું અલૌકિક સ્વરૂપ જોઇને શાસ્ત્રીબુવા હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યા.

શ્રીદત્તભગવાન—આજ તને ઘાટપર મારાં દર્શન થયાં હતાં અને અત્યારે તારી નિશ્ચળ ભકિત જોઇ તને મંત્ર આપું છું તેના દરરોજ જપ કરવા. એમ કહી શાસ્ત્રીબુવાના જમણા કાનમાં ત્રણવાર મંત્ર બોલીને શાસ્ત્રીબુવા પાસે તે મત્રને બોલાવી કહ્યું કે, તારે ગોવિંદસ્વામી પાસે જઇને એ મંત્રનુ વિધાન લખી લેવું. એ પ્રમાણે બોલી શ્રીદત્તસ્વરૂપ અંતર્ધ્યાન થઇ ગયું. શાસ્ત્રીબુવા જાગૃત થઇ " દત્ત દત્ત " બોલતા જોએલા સ્વરૂપને શોધવા લાગ્યા; પરન્તુ તે સ્વરૂપ જોવામાં નહિ આવવાથી શાસ્ત્રીબુવા બોલવા લાગ્યા. અરેરે ! મેં દેવનો એવો શો અપરાધ કર્યો હશે કે, જેથી દેવ દર્શન આપી ગુપ્ત થઇ જાય છે. આ જગ્યાએ પૂર્વનાં મારાં કર્મો આડે આવે છે. એમ બોલી ત્રણ કોગળા તથા આચમન કરી જોએલા અલૌકિક શ્રીદત્તસ્વરૂપનું ધ્યાન કરી આપેલા મંત્રના જપ કરવા લાગ્યા. સવાર થતાં શાસ્ત્રીબુવા ઉઠી સ્નાન સંધ્યા કરી ગોવિંદસ્વામી પાસે ગયા.

શાસ્ત્રીબુવાને આવતા જોઇ ગોવિંદસ્વામી હસવા લાગ્યા.

ગોવિંદસ્વામી—કેમ શાસ્ત્રીબુવા ! હવે તમારૂં કામ થયું ? તમારા મંત્રનું વિધાન આ પુસ્તકમાં અમુક જગ્યાએ છે, તે કાઢી તમે લખી લો.

તે સાંભળી શાસ્ત્રીબુવા હર્ષના આવેશમાં ગદગદ કંઠયુકત થઇ વિચાર કરવા લાગ્યા કે, આ ગોવિંદસ્વામી પોતેજ શ્રીદત્ત ભગવાન છે અને મારે માટેજ અવતાર લઇને આવ્યા હોય એમ

જણાય છે. એમ માની ગોવિંદસ્વામીને સાષ્ટાંગ નમસ્કાર કરી સ્વપ્નામાં બનેલી વાત નિવેદન કરી.

ગોવિંદસ્વામી—શાસ્ત્રીબુવા ! આજથી તમારે શ્રી દત્ત ભગવાનને ઇષ્ટદેવ માની તેમનાં ધ્યાન-પૂજા કરવી, તથા અન્ય શાસ્ત્રને છોડી ઉપનિષદ્‌ના ભાષ્યનો અભ્યાસ કરી તેનો વિચાર કરવો, એટલે તમોને સર્વ શાસ્ત્રો આવડી જશે.

કેટલોક સમય વીત્યા પછી શાસ્ત્રીબુવા માણુગાવ ગયા.

એ માણુગાવમાં એક શૂદ્ર, સાધન કરી પિશાચને વશ કરી તેની પોસે લોકોની ખળીમાંથી તથા ઘરમાંથી અનાજનું હરણ કરાવતો હતો ફક્ત શાસ્ત્રીબુવાને તથા તેમના પાડોશીને કઇપણ ઉપદ્રવ કરતો નહિ. એમ કરતાં કરતાં બાર વર્ષ વીતી જતાં તે પિશાચે એ સાધન વખતે શૂદ્રની પાસે મનુષ્યનો બળી માગ્યો. શૂદ્રે તે આપવાને ના કહ્યું.

પિશાચ—અન્ય મનુષ્ય ન મળે તો તારા ચાર પુત્રમાંથી એક પુત્ર મને બળીદાનમાં આપ.

પિશાચને બળીદાનમાં પુત્ર માગતો જોઇ શૂદ્રે પુત્ર આપવાને ના પાડી, જેથી ભયકર ગર્જના કરી તે પિશાચ બોલ્યોઃ—ત્યારે ઠીક છે. આજ સુધી તેં મારી પાસે કામ કરાવ્યું તે મહેનત બદલ તું બળીદાન આપતો નથી, માટે હવે તારા વંશનો નાશ કરૂં છું. એમ કહી ભૂતે પ્રથમ તે શૂદ્રના ચાર પુત્ર તથા ઘરનાં બીજાં તમામ માણસોનો નાશ કર્યો, અને છેવટ તે શૂદ્રના પ્રાણ લઇ તેના વંશનું ઉચ્છેદન કર્યું.

ઉપર પ્રમાણે ભૂતવિદ્યાના સાધનનુ છેવટ પરિણામ આવ્યું માટે કોઇએ એવી શૂદ્ર વિદ્યાના સાધનમાં નહિ પડતાં ઇશ્વરને પ્રસન્ન કરવા માટે કર્મ કરવાં. પ્રથમ ભૂતવિદ્યાના સાધનવાળાને તત્કાળ ફળ મળવાથી સારૂં લાગે છે; પરન્તુ છેવટ એ વિદ્યાવાળો પોતાનો તથા પોતાના કુળનો નાશ કરી સર્વેને નરકમાં નાંખી પોતે પણ નરકમાં પડે છે, માટે એવાં સાધનમાં કોઇએ પણ પડવું નહિ; એને માટે ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કેઃ—

यांतिदेवव्रतादेवान्पितॄन्यांतिपितृव्रताः ।

भूतानियांतिभूतेज्यायांतिमद्याजिनोऽपिमाम् ॥

શ્રી દત્ત ભગવાનનો અનુગ્રહ થતાં થોડા વખતમાં દશ ઉપનિષદ્‌નાં ભાષ્ય શીખી શાસ્ત્રીબુવા બીજાને સંભળાવવા લાગ્યા, એટલુંજ નહિ; પરન્તુ સર્વે વિદ્યા જાણીને તેવડે પરોપકાર કરવાથી સર્વે વિદ્વાનોમાં સર્વોપરી કહેવાવા લાગ્યા. જે જે શાસ્ત્રમાં જે જે વાતો કહેલી હોય તેનો પ્રત્યક્ષ રીતે બીજાને અનુભવ કરાવવા લાગ્યા, તેથી એમની પાસે લોકોની બહુજ ભીડ થવા લાગી અને મોટા મોટા વિદ્વાનો ઘણે દૂરથી શાસ્ત્રીબુવાનાં દર્શન કરવા માટે આવવા લાગ્યા. જેમને જે શાસ્ત્ર શીખવું હોય તેમને તેમની ઇચ્છા પ્રમાણે તે તે શાસ્ત્ર શીખવવા લાગ્યા.

શાસ્ત્રીબુવાની ઉપાસનાથી દેવે પ્રસન્ન થઇ દર્શન આપી કહ્યું કે:—જે પ્રમાણે તમોને સર્વે વિદ્યાનો પ્રત્યક્ષ અનુભવ આવ્યો તે પ્રમાણે અષ્ટાંગયોગનો પણ અનુભવ આવવો જોઇએ; કારણ એ વિદ્યા સિવાય સર્વજ્ઞપણું આવતું નથી, માટે હું બતાવું તેમ તમો યોગાભ્યાસ કરો. એ પ્રમાણે કહી અભ્યાસની વિધિ તથા નિયમો બતાવ્યા, તે પ્રમાણે શાસ્ત્રીબુવા યોગાભ્યાસ કરવા લાગ્યા. પ્રાણાયામ સિદ્ધ કરી પ્રત્યાહાર કરતી વખતે મુંબઇથી ઘોરાશાસ્ત્રી યોગાભ્યાસ શીખવાને આવ્યા હતા. અભ્યાસની વાતચીત થયા પછી ઘોરાશાસ્ત્રી બુવાને કહેવા લાગ્યા, અભ્યાસ વખતે તમારી ગુદા બહુ સંકોચીત થઇ ઉપર ખેંચાય છે, જેથી વખતપર હરસનો રોગ થવાનો ભય રહે છે, માટે તમો અભ્યાસથી પ્રથમ થોડું ઘી ખાઇને અભ્યાસ માટે બેસો; એટલે ઠીક પડશે.

શાસ્ત્રીબુવાને ઘોરાશાસ્ત્રીની વાત ઠીક લાગવાથી હા કહી; પરન્તુ શ્રીદત્તભગવાનને એ વાત પસંદ પડી નહિ; તેથી રાત્રે દેવે શાસ્ત્રીબુવાની મશ્કરી કરી કહ્યું, વાહ ! હવે તને ઘોરાશાસ્ત્રીએ ઠીક બતાવ્યું, તેથી અભ્યાસ ઝટ પૂરો થશે.

બીજે દિવસે સવારમાં ઘોરાશાસ્ત્રીના કહેવા પ્રમાણે ઘી ખાઇ અભ્યાસ માટે આસન વાળી બેઠા એટલે પેટમાં એકદમ ખડખડ ખડખડ અવાજ થઇ શૌચ જવાની હાજત થવાથી શૌચ માટે ગયા તે વખતે એકદમ પાતળો શૌચ થઇ પેટમાં દુ:ખવા માંડયું અને પાછળથી અભ્યાસ નહિ થતાં સંગ્રહણીનો રોગ થઇ ગયો. પ્રારબ્ધયોગે તે રોગ એટલો બધો વધી ગયો કે, તેમને ઉઠવાનુ પણ મુશ્કેલ થઇ પડયું.

શ્રી દત્ત મહારાજ—નારાયણ સ્વામીનો ઉત્સવ નજીક આવ્યો છે, માટે તમો નરસોબાવાડી જાઓ.

શ્રી દત્ત મહારાજની આજ્ઞા સાંભળી શાસ્ત્રીબુવા વિચાર કરવા લાગ્યા કે, આ શરીરથી ચાલીને ગામની બહાર જવાય તેમ નથી, ત્યારે સહ્યાદ્રિઘાટ ચઢી પોણોસો માઇલ ચાલીને નરસોબાવાડીએ શી રીતે જવાશે ? વળી હે મન ! એ બાબતનો વિચાર તું શું કામ કરે છે? ચાલ ઉઠ, ઉત્સવ નજીક આવ્યો છે. રસ્તામાં જે થવાનું હશે તે થશે, હે મન ! શ્રી સદ્ગુરૂ મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન પ્રાણ જતાં પણ કરવું નહિ. જે શિષ્ય શ્રી સદ્ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તેને આલોક તથા પરલોકનું સુખ મળતું નથી. અરે ! તું વિચાર કરીને જો, તને શ્રી સદ્ગુરૂ મહારાજે યોગાભ્યાસના તમામ નિયમો કહ્યા છતાં તેં ઘોરાશાસ્ત્રીની વાતને માન્ય કરી ત્યારે તારાપર આવી આપત્તિ આવી. તેજ વખતે તેં શ્રી દત્ત ભગવાનને પૂછી તેમની આજ્ઞા લઇ ઘોરાશાસ્ત્રીના બતાવવા પ્રમાણે કર્યું હોતતો આ દશા આવત નહિ. હે મન ! હવે તું આજ પછી યાદ રાખ કે, બીજાની કહેલી વાત ગમે તેવી હોય; પરન્તુ શ્રી સદ્ગુરૂની* આજ્ઞા લીધા વિના તે કામ કરવું નહિ, હે મન ! જે ગુરૂપુત્ર હશે તે મારા વચનને વિસરશે નહિ.

એ પ્રમાણે મનને ઉપદેશ કરી શાસ્ત્રીબુવા નરસોબાવાડી જવાને નીકળ્યા.

માણગાવ છોડી ચાલતાં રસ્તામાં એક મનુષ્યે શાસ્ત્રીબુવાને બૂમ મારી કહ્યું કે શાસ્ત્રીબુવા ! મારી પાસે સંગ્રહણીની દવા છે. એનો ઉપયોગ તમે કરો એટલે તમારો રોગ સારો થશે જેથી વાડીએ જવાને તમોને અડચણ આવશે નહિ.

શાસ્ત્રીબુવા આશ્ચર્ય પામતા વિચાર કરવા લાગ્યા કે, આ માણસ આગ્રહ કરી દવા ખાવાને કહે છે, માટે હવે શું કરવું ? એટલામાં શાસ્ત્રીબુવાના કાનમાં એકદમ શબ્દ થવા લાગ્યા કે, તમો એ દવા ખાઓ

શાસ્ત્રીબુવા—મારે મારૂં પ્રારબ્ધ ભોગવી લેવું છે માટે દવા ખાઇશ નહિ; છતાં પ્રભુ, આપ આજ્ઞા કરો છો તો હું વાડીએ

---

* સદ્ગુરૂ એટલે પ્રત્યક્ષ દેવ અથવા તદન નિસ્પૃહી વૈરાગ્યવાન ગુરૂ સમજવા

જઈ પાછો માણગાવ આવું ત્યાંસુધી એ રોગને મટાડી મારૂં પ્રારબ્ધ ભોગવવા માટે આપે મારો રોગ પાછો આપવો જોઇએ.

શ્રીદત્તમહારાજ—દવા ખા, તારી ઇચ્છા પ્રમાણે થઇ રહેશે.

સદ્‌ગુરૂનાં વાકય સાંભળી શાસ્ત્રીબુવાએ દવા ખાધી, તેજ વખતે તુરત તે રોગ મટી ગયો અને વખતસર નારાયણસ્વામીના ઉત્સવમા પોતે હાજર થઇ શ્રીદત્તભગવાનની પાદુકાને સાષ્ટાંગ નમસ્કાર કરી દેવની પ્રાર્થના કરવા લાગ્યા.

તાપત્રયાનેં મમ દેહ તાપલા, વિશ્રાંતિ કોણી નચ દેતસે મલા;
દેવેં તુઝેંહેં પદ લાધલેં મલા, દત્તા કૃપા સાઉલિ દેનમૂં તુલા. ૧
કામાદિ ષડ્‌વૈરિ સદૈવ પીડિતી, દુર્વાસના અંગ સદૈવ તાડિતી;
ત્રાતા દુજા કોણુ ન ભેટલા મલા. દત્તા કૃપા૦ ૨
દેહીં અહંતા જડલી ન મોડવે, ગૃહાત્મજ સ્ત્રી મમતા ન સોડવે;
ત્રિતાપ દાવાનળ પોળિતો મલા. દત્તા કૃપા૦ ૩
અંગી ઉઠે હા અવિચાર દુર્ધર, તો આમુચે હે બુડવી તસેધર;
પાપે કરૂની જળતો ત્વરે મલા. દત્તા કૃપા૦ ૪
તૂંચી કૃપા સાગરમાય બાપતૂં, તૂં વિશ્વહેતુ હરિપાપ તાપતૂં;
ન તૂજ વાંચૂનિ દયાળુ પાહિલા. દત્તા કૃપા૦ ૫
દારિદ્ર દાવે દ્વિજ પોળતાં તયા, શ્રીધાવયા તો ડિસીવેલચિન્મયા;
તયા પરી પાહિ દયાર્દ્રતૂં ચલા. દત્તા કૃપા૦ ૬
પ્રેતાસિતૂં વાંચવિસી દયાઘના, કષ્ટાસિ તૂં પલ્લવ આણિસી મના;
હેં આઠવી મી તરિં જીવ કોમલા. દત્તા કૃપા૦ ૭
હ્યા અષ્ટકે જેસ્તવિતી તયાવરી, કૃપા કરી હાત ધરી તયાશિરી;
સાષ્ટાંગ ઘાલૂં પ્રાણિપાત બા તુલા. દત્તા કૃપા૦ ૮

એ પ્રમાણે શ્રીદત્ત ભગવાનને પ્રાર્થનાપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરી અપરાધની ક્ષમા માગી મઠમાં આવી ગોવિંદસ્વામી તથા મૌનિસ્વામીને નમસ્કાર કર્યા. ઉત્સવ પૂરો થતાં શાસ્ત્રીબુવા ગુરૂની આજ્ઞા લઇ માણગાવ આવતાં તુરત સંગ્રહણીનો આજાર શરૂ થયો. એમ કરતાં એ આજાર થવાને બાર મહિના પૂરા થવા આવ્યા.

શ્રીદત્તભગવાન—હવે તારા શરીરનું પ્રારબ્ધ ભોગવાઇ રહ્યું છે, માટે તું સુરણ અને દહીં ખા એટલે એ રોગ મટી જશે.

શ્રીસદ્ગુરૂની આજ્ઞા થતાં શાસ્ત્રીબુવાએ સુરણ અને દહીં ખાધું કે, તુરત એ રોગ મટી ગયો, અને યોગાભ્યાસ કરવા માંડયો. ખેચરીમુદ્રા કરી ધીમે ધીમે અભ્યાસ પૂરો કરતાં પોતે શ્રીદત્તકૃપાથી સકલગુણસંપૂર્ણ થયા, અને બીજાઓને પણ એ અભ્યાસ શીખવવા લાગ્યા.

સહ્યાદ્રિ ઘાટના ઉપર હાજરા ગામ નજીક રામતીર્થપર હાજરેકરબુવા કરીને રહે છે. એ પોતે મારૂતિ ઉપાસક છે. જાતે ગૌડ બ્રાહ્મણ છે. એમની ઉપાસનાથી મારૂતિ પ્રસન્ન થયા અને દર્શન દઇ હાજરેકરબુવાને વચન સિદ્ધિ આપી કહ્યું કે, જ્યારે મારૂં કામ પડે ત્યારે મારૂં ધ્યાન કરવુ એટલે હું તમારી પાસે હાજર થઇશ. એમ કહી મારૂતિ અંતર્ધ્યાન થઇ ગયા.

એ બુવા જે સમયે મારૂતિનું ધ્યાન કરે છે તે સમયે તદાકારવૃત્તિ થતાં પોતેજ મારૂતિ બને છે. શેર બશેર સિંદુર ખાઇ તેનાપર બશેર ચારશેર તેલ પી જાય છે પોતાની ઝોળીમાથી ચહાય તે કાઢી આપે છે, ચહાય તેટલું દ્રવ્ય પણ સામાને આપે છે. તેમને શરીરનું ભાન બીલકુલ રહેતું નથી. એમની ઉંમર કેટલી છે તેનો કોઇને પણ પતો લાગતો નથી; કારણ આજથી સો વર્ષ પહેલાના જોનાર પણ એવું કહે છે કે, એમનું શરીર જે દિવસથી જોઇએ છીએ તે દિવસથી આજ પર્યંત એવુ ને એવું જોવામાં આવે છે, એમાં બીલકુલ ફેરફાર થએલો જોવામાં આવતો નથી.

એ હાજરેકરબુવાની શાસ્ત્રીબુવાપર બહુજ પ્રીતિ હતી, તેથી વખતે માણગાવ પણ આવીને રહેતા હતા.

એક વખતે હાજરેકરબુવા પહાડગાવ ગયા; ત્યાં શ્રીદત્ત મંદિરમાં જઇને ઉતર્યા. તે મંદિરમાં શ્રીદત્તભગવાનની મૂર્તિને એક બાજુ પડેલી જોઇ ગામના લોકોને કહ્યું કે:—તમો દેવની મૂર્તિને આ પ્રમાણે રખડાવો છો, તેથી પાછળ પરિણામ બહુજ ખરાબ આવશે. જે જે ગામમાં પુરાતન મંદિરોનો બંદોબસ્ત ગામ લોકોએ રાખ્યો નથી તે તે ગામની ઘણીજ માઠી દશા આવી દેવની અવકૃપાથી ગામો ઉજડ જેવાં થઇ ગયાં છે, માટે તમો ઉન્મત્ત થઇ દેવની પ્રતિષ્ઠા કરી પૂજા નહિ કરાવશો તો તમારા ગામની પણ તેજ દશા આવશે. એ પ્રમાણે હાજરેકરબુવાનાં

વચન સાંભળી લોકો ગભરાઇ જઇ તેમને કહેવા લાગ્યા.

ગામ લોક—મહારાજજી ! આપ સાક્ષાત્ મારૂતિના અવતાર છો, માટે આપની સામે પ્રતિષ્ઠા પૂજાનો બંદોબસ્ત થવાથી પાછળ અમોને ભય રહેશે નહિ.

હાજરેકરબુવા—આ માસ પ્રતિષ્ઠાના કામમાં ઘણોજ સારો છે માટે મૂહૂર્ત જોઇ પ્રતિષ્ઠા કરાવો. પ્રતિષ્ઠાની સમાપ્તિ થયા પછી હું હાજરે જઇશ.

તે સાંભળી ગામ લોકોએ મૂહૂર્ત જોવડાવી પ્રતિષ્ઠાનો દિવસ નિશ્ચય કરી પ્રતિષ્ઠાનું કામ શરૂ કર્યું. એ પ્રમાણે એકદમ બંદોબસ્ત થએલો જોઈ એ ગામનો જાગીરદાર ગોસાઇ હતો, તેને એ વાત પસંદ નહિ પડવાથી વાજીંત્ર વગાડનાર હીન જાતિના લોકોને વગાડવા માટે આવવા દીધા નહિ.

હાજરેકરબુવા—આ દેવનું કામ છે, માટે તમો નહિ આવશો તો તમોને નુકશાન થશે

એ પ્રમાણે કહેવા છતાં હાજરેકરબુવાનાં વચનને નહિ માનવાથી તેજ વખતે ગામમાં મહામારી શરૂ થઇ અને તેમાં પ્રથમ એ હીન જાતિના લોકો પકડાયા. જેથી ગભરાઇ જઇ વિચાર કરવા લાગ્યા કે, આપણે હાજરેકરબુવાનાં વચનને ઉલ્લંઘન કરવાથી આ આપત્તિમાં આવી પડયા છીએ, માટે આ વખતે જો આપણે આપણા જાગીરદાર ગોસાઇના કહેવા પ્રમાણે વર્તીશું તો વિના મોતે માર્યા જઇશું, માટે વાજીંત્ર લઇ હાજરેકરબુવાને શરણે આવી પગે લાગી કહેવા લાગ્યા:—

હે બાપજી ! અમારી કસુરને માફ કરી અમોને આ મહામારીની આપત્તિમાંથી મુકત કરવા જોઇએ.

હાજરેકરબુવા—તમો દરેક માણસ ઉત્સવની સમાપ્તિ પર્યંત વગાડવાને કબૂલ થતા હો તો એ મહામારી મટાડી દઉં.

હાજરેકરબુવાનાં વચન સાંભળી તે હીન જાતિના લોકો વાજીંત્ર વગાડવાને કબુલ થયા, એટલે હાજરેકરબુવાએ ઝોળીમાંથી ભસ્મ કાઢીને આપતાં તુરત તે મહામારી મટી ગઇ અને તમામ લોકો વાજીંત્ર વગાડવાને આવતાં ઉત્સવ શરૂ થયો; પરન્તુ એ બાબત ત્યાંના જાગીરદાર ગોસાઇને ઠીક નહિ લાગવાથી પ્રતિષ્ઠામાં વિઘ્ન પાડવા માટે ત્યાંના બ્રાહ્મણોને ઉલટ સુલટ સમજાવી

કહ્યું કે, એ ઉત્સવ માટે રસોઇ કરનાર બ્રાહ્મણ ભ્રષ્ટ છે, માટે હે બ્રાહ્મણો, તમો તેના હાથની કરેલી રસોઇ જમશો તો ભ્રષ્ટ થશો.

જાગીરદારનાં વચન સાંભળી બ્રાહ્મણો જમવા આવ્યા નહિ, તેથી કરેલી રસોઇ શૂદ્રાદિને આપી દઇ હાજરેકરબુવા ગામ છોડી જંગલમાં જઇને બેઠા. શાસ્ત્રીબુવાને એ બાબતની ખબર પડતાં તેઓ જંગલમાં આવી હાજરેકરબુવાને સમજાવી પોતાને ગામ લઇ ગયા.

બ્રાહ્મણોએ હાજરેકરબુવાનાં વચનનું ઉલ્લંઘન કરવાથી એ પહાડગાવ ઉપર અનેક પ્રકારની આપત્તિ આવવા લાગી, તેથી ગામના લોકો ગભરાઇ જઇ હાજરેકરબુવાને બોલાવવા માટે માણગાવ આવ્યા. આવેલા લોકોએ હાજરેકરબુવાની અનેક પ્રકારે પ્રાર્થના કરી. તે લોકોએ શાસ્ત્રીબુવાને કહ્યું:—અમારી કસુરને માફ કરાવી હાજરેકરબુવાને લઇ પહાડગાવ આપે આવવું જોઇએ લોકોની આપત્તિને જાણી દયાળુ શાસ્ત્રીબુવાએ હાજરેકરબુવાને સમજાવી કહ્યું ચાલો, આપણે બન્ને પહાડગાવ જઇએ, અને ત્યાંથી હું વાડીએ જઇ આવીશ.

એ પ્રમાણે કહેતાં હાજરેકરબુવા શાસ્ત્રીબુવા સાથે પહાડગાવ આવ્યા અને દત્ત મંદિરમાં ઉતરી શાસ્ત્રીબુવા સામે હાજરેકરબુવા અને ગામ લોકો બનેલી વાતો કહે છે:—તે વખતે તે ગામના ગોસાઇ જાગીરદાર અને તેના આશ્રિત બ્રાહ્મણો આવી હાજરેકરબુવાને ગાળો દઇ બોલ્યા, હું અત્યારે આ તારી વધેલી દાઢી ઉખેડી નાંખુંછું. તે વખતે શાસ્ત્રીબુવાએ વચમાં પડી સમાધાન કરી હાજરેકરબુવાને કહ્યું કે, તમોને મનમાં ગુસ્સો આવ્યો છે માટે નદીમાં સ્નાન કરી આવો.

હાજરેકરબુવા સ્નાન કરી આવી હાથમાં ભસ્મ લઇ તે જાગીરદાર ગોસાઇ અને બ્રાહ્મણોને શાપ આપવા માટે તૈયાર થતાં શાસ્ત્રીબુવાએ હાજરેકરબુવાના હાથ પકડી કહ્યું, શાપ આપવાથી પોતાના તપોબળનો નાશ થાય છે, માટે કોઇને પણ બનતાં સુધી શાપ આપવો નહિ; કારણ દરેકને પોતાનાં કરેલાં શુભાશુભ કર્મનું ફળ ઇશ્વર આપે છે એ પ્રમાણે નાના પ્રકારનાં વચનો કહીહાજરેકરબુવાને શાંત કરી શાસ્ત્રીબુવા તેમને લઇ બીજે ગામ આવીને રહ્યા.

પહાડગાવ છોડી હાજરેકરબુવા ગામની બહાર નીકળ્યા કે, તુરત તે ગામમાં એકાએક મોટી ભયકર આગ લાગી. તે

ગામના તિરસ્કાર કરનાર બ્રાહ્મણોનાં ઘર બળી ગયાં અને પાછળથી તે ગોસાઇ જાગીરદારના ઉપર ચોગરદમથી એવી રીતની આપત્તિ આવી પડી કે, હાલ તેમને સુખે અન્ન ખાવાને મળતું નથી, અને મહા મહા દુઃખ ભોગવે છે. માટે જેમણે પોતાનું ભલું ઇચ્છવું હોય તેમણે આ ગોસાઇ જાગીરદારનું દૃષ્ટાંત લક્ષમાં રાખી સાધુપુરૂષ સાથે દ્વેષ કરવો નહિ. એ હાજરેકરબુવા આજ હયાત છે, માટે જેને દર્શન માટે જવું હોય તેમણે રામતીર્થ પર જવું.

એજ પહાડગાવમાં એક મૌનિબુવા કરીને હાલ થોડા વખતપર રહેતા હતા. એમના કુળ ગોત્રની કોઇને પણ ખબર નથી. પૂર્ણ બ્રહ્મને જાણી પોતે ઉન્મત્ત જેવી વૃત્તિમાં રહેવાથી કોઇની સાથે બોલતા હતા નહિ. તે કોઇ કોઇ વખત ઘાટ ચઢવાના રસ્તા પર બેસી જે માણુસ જાય તેને તારી પાસે શુ છે એમ પૂછતા હતા. તે ઉપરથી દરેક માણુસ પોતાની પાસે જે વસ્તુ હોય તેનુ નામ લઇ મૌનિબુવાને નમસ્કાર કરી ચાલ્યા જતા હતા.

એક દિવસ તે રસ્તાપર મૌનિબુવા બેઠા હતા, તે વખતે એક વાણીઓ બળદપર ગુણ નાંખી તે જગ્યાપર આવ્યો. તે ગુણમાં કરીઆણું તથા વેપારની ઉઘરાણીના આવેલા કેટલાક રૂપીઆ અંદર મૂકેલા હતા. તેને મૌનિબુવાએ પૂછ્યુ, એ ગુણમાં શું છે ? તે સાંભળી એ વાણીઆએ વિચાર કર્યો કે, આ ઉન્મત્ત જેવો જણાય છે તેથી વખતપર ચોર હશે.

વાણીઓ—ગુણમાં માટી છે.

મૌનિબુવા—શું માટી ?

વાણીઓ—હા, માટી.

એ પ્રમાણે બોલી વાણીઓ ઘેર જઇ બળદ ઉપરની ગુણને ઉતારીને જોવા જાય છે તો અંદરથી કરીઆણું અને રૂપીઆ નહિ નીકળતાં ગુણમાંથી તદન મટોડી નીકળી. તે જોઇ કપાળે હાથ ઠોકી વાણીઓ રૂદન કરી બોલવા લાગ્યો, હાય હાય ! આ શું થયું ? મારી ગુણમાંનું કરીઆણું અને રૂપીઆ કયાં ગયા ? એ બાબત ગામ લોકોના જાણવામાં આવતાં લોકોએ વાણીઆને પૂછ્યું, અરે ! તને રસ્તે કોઇ મળ્યું હતુ ?

તે વાણીઓ—ભાઇઓ ! રસ્તામાં એક ઉન્મત્ત જેવો પુરૂષ મળ્યો હતો. તેણે મને પૂછ્યું, ગુણમાં શું છે ? તેને મેં માટી

છે એમ કહેવાથી ફરી તેણે પૂછયું, મોટી ? તેના ઉત્તરમાં મેં ફરીથી પણ મોટો છે એમ કહ્યું.

લોકો—અરે રે ! એ મૌનિબુવા હોવા જોઇએ. એ પ્રમાણે બોલી તે વાણીઆને કહેવા લાગ્યાઃ—

હે વાણીઆ ! એ પુરૂષ સાક્ષાત્ ઇશ્વર છે. એની સામે તું અસત્ય બોલવાથી તારી માગણી પ્રમાણે ગુણમાંથી મટોડી નીકળી.

વાણીઆની જાત ઉપરથી બહુજ શાંત જેવી હોય છે; પરન્તુ ખરેખરી ઇશ્વરે એ જાતિને રજો અને તમોગુણ મેળવીને ઉત્પન્ન કરી છે, તેથી કપટી પ્રમાણે ઉપરથી ડાહ્યા દેખાય છે; પરન્તુ અંદર સત્વગુણ નહિ હોવાથી સંશય અને પ્રપંચથી ભરેલા હોય છે, તેથી એ લોકો પોતાના સગા બાપનો પણ ભરોંસો કરતા નથી અને સાચું પણ બોલતા નથી. એજ કારણથી આ વાણીઓ પોતે કપટી હોવાથી મૌનિબુવાને કપટી સમજી તેમની સામે અસત્ય બોલવાથી સાધુપુરૂષનાં વચન પ્રમાણે મટોડી થઇ ગઇ.

એ વાણીઓ મૌનિબુવાની પાસે જઇ પ્રાર્થના કરતાં છતાં મૌનિબુવાએ જવાબ નઆપ્યો, જેથી તે મટોડીની મટોડીજ રહી. આ વાતને પહાડગાવના તમામ લોકો તથા બીજા લોકો પણ સારી રીતે જાણે છે. એજ ગામમાં મૌનિબુવાએ જીવંત સમાધિ લીધા છે, અને તે સમાધિની પૂજા કરવાથી અનેક લોકોનાં દુઃખોનો આજપણ નાશ થાય છે.

આ કલિયુગમાં આજકાલના સાધુપુરૂષોનાં વચનથી ગુણની અંદરનાં કરીઆણાં અને રૂપીઆની મૃત્તિકા થઇ ત્યારે સત્યનારાયણની કથામાં વાણીઆના અસત્ય બોલવાથી સાધુપુરૂષનાં વચનવડે વહાણમાં દ્રવ્યના વેલા તથા પાંદડાં થઇ ગયાં એમાં આશ્ચર્ય શું માનવું ? કારણ એ સત્યયુગમાં બનેલી વાતો છે. જ્યારે કલિયુગમાં એ પ્રમાણે થાય છે ત્યારે સત્યયુગ માટે તો બોલવાનું રહ્યુ જ કયાં ?

નરસોબાવાડીમાં દિવાળીની ચૌદશને દિવસે સવારમાં ગોવિંદસ્વામી, શાસ્ત્રીબુવા અને આષ્ટે ગામનો એક શિવરામ કરીને ગૃહસ્થ શૌચ જવાને માટે હાથમાં પાત્ર લઇને મઠની બહાર નીકળ્યા. તે વખતે વાડીના પૂજારીના બાળકો દેવની પાદુકા

પાસેથી સામા આવી કહેવા લાગ્યાઃ—સ્વામી મહારાજ ! દેવનો પ્રસાદ લો.

ગોવિંદસ્વામી—હું અત્યારે શૌચ જાઉં છું, માટે તમો પ્રસાદ મઠમાં જઇને મૂકો.

બાળકો—તમો અત્યારેજ પ્રસાદ ખાઇ જતા હો તો આપીએ, નહિતો પ્રસાદ આપીશુ નહિ.

એ પ્રમાણે બાળકોની હઠ જોઇ સ્વામીએ વિચાર કર્યોકે, આ બાળકો હઠ કરે છે, માટે આજ દેવ પરીક્ષા જોતા હોય એમ જણાય છે. એવો વિચાર કરી પ્રસાદમાં ફળ હતું તે લઇને ખાઇ ગયા.

બાળકો શાસ્ત્રીબુવાને પ્રસાદ આપવા આવ્યા, તેથી શાસ્ત્રીબુવા પણ બાળકના હઠ જોઇ પ્રસાદ લઇ ખાઇ ગયા. તેમની પાછળ શિવરામ આપ્ટે હતા. બાળકોએ તેમને પણ આગ્રહ કરી પ્રસાદમાં દૂધ આપવા માંડ્યુ. તેમણે તે દૂધ પીવાની ના કહી. શૌચ જઇ હાથ પગ ધોઇ દાતણ અને સ્નાન કરી શિવરામ મઠમાં આવ્યા કે. તેમને એકાએક બહુ તાવ આવ્યો, જેથી તે બેભાન જેવા થઇ ગયા. તે જોઇ તેમનાં પત્નીએ ગભરાઇ જઇ દેવની પાદુકા પાસે જઇ પ્રાર્થના કરી મઠમાં આવી દેવના અંગારા પતિને લગાડ્યા; પરન્તુ તાવ ઉતર્યો નહિ, તેથી તે બહુ ગભરાવા લાગી. રાત્રે એ બાઇને દેવે સ્વપ્નમાં કહ્યું કે, તારો પતિ મોટો સિદ્ધ થઇ ગયો છે, જેથી મારા પ્રસાદનો એણે તિરસ્કાર કર્યો, માટે એને તે બદલ શિક્ષા થઇ છે.

બાઇએ ગભરાઇ જાગૃત થતાં ગોવિંદસ્વામી અને શાસ્ત્રીબુવાને એ વાત કહી. એટલે તેઓ કહેવા લાગ્યાઃ—ગઇ કાલે એમણે પૂજારીના બાળકોએ દિવાળીનો પ્રસાદ આપવા છતાં તેનો ત્યાગ કર્યો છે, માટે તમારા પતિને દેવની પાદુકા પાસે લઇ જઇ તમે એ અપરાધની ક્ષમા માગો.

તે સાંભળી એ બાઇએ આવી પોતાના પતિને તે વાત કહેતાં તે પણ ગભરાઇ ગયા. બન્ને પતિ પત્નીએ આવી દેવની પાસે પોતાના અપરાધની ક્ષમા માગી. તે ચુક બદલ લઘુ રૂદ્ર કરવાને કહી દેવને સાષ્ટાંગ નમસ્કાર કરી દેવના તીર્થઅંગારા લઇ મઠમાં આવતાં તુરત શિવરામ આપ્ટેને સારૂ થઇ ગયું. તે

દિવસથી શાસ્ત્રીબુવાનો એવો નિયમ છે કે, દેવનાં ફળફળાદિ શુદ્ધ પ્રસાદનો ત્યાગ નહિ કરતાં ખાઇ જવો.

આ દુષ્ટ કલિયુગમાં શ્રદ્ધાવાનને દેવનો પ્રસાદ ત્યાગ કરવાથી સજા થાય છે, ત્યારે સત્યયુગાદિમાં બનેલો સત્યનારાયણની કથામાં વાણીઆનાં કન્યા તથા રાજા માટે જે વાત લખેલી છે તે કેવી રીતે ખોટી કહી શકાય ? માટે મૂર્ખોની વાતો સાંભળી શ્રદ્ધાવાને કોઇ દિવસ શાસ્ત્રના અવજ્ઞા કરવી નહિ.

કલિયુગમાં બ્રાહ્મણ સિવાય અન્ય જાતિ દેવનો પ્રસાદ કહી ફળ, મૂળ, દૂધ આપે તો તે લેવું, તે સિવાય બીજી વસ્તુ પ્રસાદ કહીને આપે તો તે લેવી પણ નહિ, તેમ ખાવી પણ નહિ. તેજ પ્રમાણે બ્રાહ્મણ પણ અઘટિત ભલતી વસ્તુ પ્રસાદ કહીને આપે તો તે પણ ખાવી નહિ. એવી રીતના પ્રસાદનો ત્યાગ કરવાથી દેવની અવકૃપા થતી નથી; પરન્તુ ઉલટી કૃપા થાય છે. એ બાબતનો ખુલાસો શ્રીધર્મ નિરૂપણમાં બતાવ્યો છે, માટે ત્યાં જોવુ.

એક સમયે શાસ્ત્રીબુવાએ ના કહેવા છતાં તેમના સાથે માણગાવથી શંકરસન્ત નામનો બ્રાહ્મણ નરસોબાવાડીએ હઠ કરીને આવ્યો. ત્યાં તેને બહુ તાવ આવવાથી બેભાન સ્થિતિમા આવી પડયો. એવી બાબતમાં દેવે શાસ્ત્રીબુવાને કહ્યું કે, તમે અહીંયાંથી માણગાવ ચાલ્યા જાઓ.

દેવની આજ્ઞા થતાં શાસ્ત્રીબુવા વિચાર કરવા લાગ્યા કે, આ બિમારને છોડી હું કેવી રીતે માણગાવ જાઉં ?

શાસ્ત્રીબુવાની મનોવ્યથા જાણીને દેવે કહ્યું કે, એ બ્રાહ્મણને તમે વાસુદેવ મલિયાળ સ્વામીને સોંપીને જાઓ.

એ પ્રમાણે દેવની આજ્ઞા થતાં શાસ્ત્રીબુવા તે બ્રાહ્મણને વાસુદેવસ્વામીને સોંપી માણગાવ જવા નીકળ્યા.

દિવસે દિવસે તે બ્રાહ્મણને બિમારી ઘણીજ વધી જવાથી વાસુદેવસ્વામીએ દેવને પ્રાર્થના કરી, જેથી દેવે પ્રસન્ન થઇ કહ્યું કે, તમે એને દેવના તીર્થવતી સ્નાન કરાવી દેવના અંગારા લગાડો, એટલે એની બિમારી મટી જશે.

એ પ્રમાણે સાંભળતાં વાસુદેવસ્વામીએ તે બ્રાહ્મણના પુત્રને કૃષ્ણા નદીમાં ઉભો રાખી અતિ ઠંડું અભિષેક કરેલું જળ કુંડમાં ભરાએલું હતુ તેને ઘડાવતી લાવી તે બિમારને સ્નાન

કરાવી દેવના અંગારા લગાડી ઓઢાડી સુવાડતાં એકદમ ખુબ પરસેવો થયો અને તાવ ઉતરી જવાથી સારો થઇ માણગાવ ચાલ્યો ગયો. એટલા માટે સાધુપુરૂષ સાથે કોઇએ પણ હઠ કરવી નહિ; પરન્તુ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવુ, અને દેવ કદાચ કોઇને બિમારોમાં કાંઇક દૃષ્ટાંત આપે તે આજ્ઞા પ્રમાણે કરવું.

સાવંતવાડીના શંકરસપ્તેના જમાઇના કાકાના બગીચામાં એક ફણસનું ઝાડ હતું. કોઇ સત્પુરૂષના કહેવાથી તેના પૂર્વજો તે ઝાડની દેવ પ્રમાણે પૂજા કરતા. તે ઝાડને ગામના લોકોના કહેવાથી તથા પોતાના ઘરનાં માણસોના કહેવાથી ઉન્મત્ત થઇ કાપી નંખાવી પૈસાના અભિમાનમાં તે કહેવા લાગ્યો કે, શું ઝાડમાં તે વળી દેવ રહેતા હશે ? તે ઝાડ જે વખતે કપાઇ નીચે પડયું તેજ વખતે એક બાળક ચગદાઇને મરી ગયું, એટલુંજ નહિ; પરન્તુ તે વખતથી એ માણસના ઉપર એક પછી એક એવી અનેક આપત્તિઓ આવવા માંડી કે, થોડાજ વખતમાં તેના પૈસા જતા રહ્યા, અને ઘરમાં ગાયો–ભેંસો હતી તેનો પણ નાશ થઈ ગયો, જમીન હતી તેમાં પણ પાક થતો બંધ થયો. એના બગાચામાં ફણસાદિનાં ઝાડો પુષ્કળ હતાં, તેનાં ફળો પણ સડી જવા લાગ્યાં. તે ફળનો કેટલોક ભાગ ઉપરથી પાકેલા જેવો દેખાવા છતાં તે ખાવાના ઉપયોગમાં ન આવે તેવો રહેવા લાગ્યો. તેમ કેટલોક ભાગ કાચા જેવો દેખાવા છતાં તેને ભાજી કરવા જતાં નહિ ચઢવાથી તે પણ કામમાં આવતો નહિ. એ રીતે એના બગાચાનાં ફળો કોઇના ઉપયોગમાં આવતાં નહિ. છેવટે ઘરના માણસોને પણ ખાવાનુ નહિ મળવાથી ઘરમાં કલહ કરવા લાગ્યાં, એટલે તે માણસ કટાળી વડોદરા સંસ્થાનમાં તેનો એક મિત્ર રહેતો હતો તેનો આશ્રય લેવા ગયો, તો તેના મિત્રનું પણ મૃત્યુ થયું. બીજો મિત્ર મુંબઇ રહેતો હતો તેની પાસે ગયો તો તેનુ પણ મૃત્યુ થયુ. જેથી તે કટાળી પાછો સાવંતવાડી આવ્યો. તેનો ભાઇ માણગાવ શાસ્ત્રીબુવાને શરણે ગયો, ત્યાં જઇ સાષ્ટાંગ નમસ્કારપૂર્વક રૂદન કરતાં કહેવા લાગ્યો કેઃ—

હે મહારાજ ! હું દુઃખી અનાથ આપને શરણે આવ્યોછું, માટે મારો અપરાધ નહિ જોતાં શરણાંગતનું રક્ષણ કરો.

**શાસ્ત્રીબુવા—ભાઇ ! તું કેમ રડે છે ?**

પેલા માણુસે પોતાની તમામ હકીકત કહી.

શાસ્ત્રીબુવા—તારા ભાઇએ તેના બગીચામાં દેવના ગણને રહેવાનું એક પૂણસનું ઝાડ હતું તે કાપી નાંખ્યું, જેથી આ ઉપાધિ આવી છે, માટે એ જગ્યાપર પાછું ઝાડ રોપી મોટું થતાં તેની નીચે એક દેવળ બંધાવી તેમાં મૂર્તિ બેસાડી તેની પૂજા પ્રથમ પ્રમાણે કરશો તો એ તમામ આપત્તિ દૂર થઇ જશે.

તે સમયે શાસ્ત્રીબુવાની પાસે બીજાં કેટલાંક માણુસો બેઠેલાં હતાં તેમણે આ માણુસનું દુ:ખ જોઇને તેને મદદ કરવાને કહ્યું.

શાસ્ત્રીબુવા—ભાઇઓ ! હવે તેને મદદ કરવાની કાંઇ જરૂર નથી. એ લોકો મારા કહેવા પ્રમાણે કરશે તો આપોઆપ સર્વે દુ:ખોનો નાશ થઇ પૂર્વ પ્રમાણે સર્વ સંપત્તિ પ્રાપ્ત થશે.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી એ માણુસે સાવંતવાડી આવી પોતાના બગીચામાં વૃક્ષ રોપ્યું; એટલે તે બગીચાનાં ફળોનો રોગ જઇ પૂર્વવત્ પાકવા માંડયાં, તેમજ સર્વે સુખની પ્રાપ્તિ થઇ. તે જોઇ શંકરસપ્તેએ પોતાની કન્યા તેના પુત્રને આપી; પરન્તુ તે ઝાડ મોટુ થતાં તેની નીચે દેવળ બંધાવી મૂર્તિ નહિ બેસાડવાથી શંકરસપ્તેના જમાઇની વૃત્તિ ભ્રમિત થતાં તે ગામ છોડી ચાલ્યો ગયો.

શંકરસપ્તેએ શાસ્ત્રીબુવા પાસે આવી તે સર્વે વાર્તા નિવેદનકરી.

શાસ્ત્રીબુવા—અરે ભાઇઓ ! તમો એટલા બધા અજ્ઞાની છો કે તમોને પ્રત્યક્ષ અનુભવ આવવા છતાં તમોએ તે ઝાડ નીચે મૂર્તિ બેસાડી નથી, તેથી ઉપર પ્રમાણે થયું છે, માટે તમો તુરત જઇ તે ઝાડ નીચે દેવળ બધાવી મૂર્તિ બેસાડો એટલે તે તમારો જમાત્ર આવશે.

શાસ્ત્રીબુવાની આજ્ઞા પ્રમાણે તે ઝાડ નીચે દેવળ બંધાવી મૂર્તિ બેસાડતાં શંકરસપ્તેનો જમાઇ પૂર્વ સ્થિતિ પ્રમાણે સારો થઇ ઘેર આવ્યો અને હાલમાં પણ તે લોકો સુખી છે. માટે દરેક માણુસે આ ઉપરથી ખુબ યાદ રાખવું કે, આપણા વડીલો ઇશ્વર નિમિ-તે સાધુપુરૂષના વચનથી જે શુભ કર્મ કરતા આવ્યા હોય તેમાં આડે આવવું નહિ. એવી રીતના બનાવો ઘણી જગ્યાએ જોવામાં આવે છે.

સહ્યાદ્રિની નીચે ઉતરતાં તળેટીમાં કુરૂડવાડી કરીને ગામ

છે. ત્યાં એક ભાવિક ભોળો બ્રાહ્મણ પોતાનો બગીચો કરી પોતાનાં સ્ત્રી પુત્રાદિ સાથે રહી આવનાર જનારને આદર સત્કાર કરી ભોજન કરાવતો હતો. કેટલોક સમય વીત્યા પછી એ બ્રાહ્મણનું ભોળપણ જોઇ એક વાણીઆએ ખોટો દસ્તાવેજ કરી તે બગીચો પડાવી લેવાને કર્યું. એ બાબતની ખબર પડતાં એ બ્રાહ્મણની પત્નીએ પોતાના પતિને કહ્યું. તે સાંભળી તે બિચારાએ રડવા માંડી કહ્યું કે, મને એ બાબતની ખબર નથી. તે ઉપરથી કેટલાક સારા માણસોએ તે વાણીઆને કહ્યું કે, આ કામ તમોએ સારૂં કર્યું નથી.

વાણીઓ—આ રજીસ્ટર કરેલો એનો દસ્તાવેજ જુઓ. એમ કહી બગીચાનો વહિવટ તે પોતે કરવા લાગ્યો.

શાસ્ત્રીબુવાને એ બાબતની ખબર પડતાં તેમણે તે ભોળા બ્રાહ્મણની તરફથી એક સારા બ્રાહ્મણને બેસાડી મંત્રનું અનુષ્ટાન કરાવવા માંડયું. અનુષ્ટાનનો આરંભ થતાં વાણીઆના મનને અતિશય ત્રાસ થવા લાગ્યો, અને આઠ દિવસમાં તો તે એવો ગભરાઇ ગયો કે, તેણે ભોળા બ્રાહ્મણ પાસે આવી તેના બગીચાનો બનાવટી દસ્તાવેજ પાછો આપી સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા માગી.

એ પ્રમાણે મંત્રશાસ્ત્રની શક્તિ છે; પરન્તુ બતાવનાર બરાબર અનુભવી જોઇએ. તેમ બતાવ્યા પ્રમાણે કરનાર પણ શ્રદ્ધાવાન હોવો જોઇએ, તે વિના મંત્રનું ફળ મળતું નથી.

એક સમયે માણગાવનો કુલકરણી નામે ઘનશ્યામ વિઠ્ઠલ શાસ્ત્રીબુવા પાસે જ્યોતિષશાસ્ત્રની નિંદા કરવા માટે આવ્યો અને મશ્કરી કરી પૂછવા લાગ્યો કે, હાલ મારી કઇ દશા ચાલે છે ?

શાસ્ત્રીબુવા—હાલ તને શનિની મહા દશા ચાલે છે.

કુલકરણી—શનિના મહાદશામાં તો મને ઘણોજ ફાયદો થયો છે, માટે તમો તથા તમારૂં જ્યોતિષશાસ્ત્ર ખોટું છે.

શાસ્ત્રીબુવા—દિર્ઘદૃષ્ટિના જ્યોતિષકારનું કહેવું સત્ય હશે તો તને એ બાબતનો જલદી અનુભવ થશે.

કુલકરણી—ત્યારે હું પણ જોઉ છું કે, ગ્રહ શું કરે છે, એમ કહી તે ચાલ્યો ગયો.

થોડા દિવસ બાદ રામનવમીના ઉત્સવને દિવસે કુલકરણીના ઉપર ખુનના તહોમતનું વારંટ આવવાથી તેને ઉત્સવમાથી પકડી જઇ કેદ કર્યો. તે સમયે તે કુલકરણીને શાસ્ત્રીબુવાની વાત યાદ આવવાથી બહુ ખેદ કરી પોતાના અપરાધની ક્ષમા માગતાં પૂછાવ્યું કે, હવે હું આ દુઃખમાંથી કયારે મુકત થઇશ ?

શાસ્ત્રીબુવાએ તેને ગ્રહની શાન્તિ કરવા માટે કહેવરાવ્યું. અને કહ્યું કે, થોડા દિવસમાં તારા ઘરમાં ચોરી થનાર છે; પરન્તુ તેનો મુદ્દામાલ તને મળશે

શાસ્ત્રીબુવાના કહેવા પ્રમાણે કુલકરણીના ઘરમાં ચોરી થઇ પણ મુદ્દામાલ પાછો મળ્યો. તેમજ શાસ્ત્રીબુવાની આજ્ઞાનુસાર વર્તતાં ખુનના તહોમતમાંથી પણ મુકત થયો. ત્યારથી કુલકરણીએ પોતાનું ઉદ્ધતપણું છોડી દઇ નિત્ય નૈમિત્તિક કર્મ કરી શાસ્ત્રીબુવાની સેવા કરતાં અંતે સદ્દગતિની પ્રાપ્તિ કરી.

જ્યોતિષશાસ્ત્ર સત્ય છે; પરન્તુ નિત્ય નૈમિત્તિક કર્મ કરી અંતઃકરણ શુદ્ધ કર્યા વિના એનુ ખરૂં રહસ્ય સમજી શકાતું નથી માટે દરેકે અંતઃકરણ શુદ્ધ કરવાને તપશ્ચર્યા કરી એ શાસ્ત્રનો અનુભવ કરવો, એને માટે નીચેના દૃષ્ટાંતથી સહજ સમજાશે.

શાકે ૧૮૧૯ માં ઉત્તર દેશના મિરઠ શહેરમાં એક બ્રાહ્મણની સ્ત્રી સતી થઇ હતી. તેનો પતિ મરણ પામ્યો ત્યારે તેને ઋતુ પણ પ્રાપ્ત થયો નહોતો, છતાં પૂર્વ જન્મના સસ્કારે એને ભવિષ્યમાં બનવાની વાતની ખબર પડવાથી ઘેર આવી તેણે તે વાત પતિને કહી; તથાપિ તે વાતને કોઇએ સાચી માની નહિ; પરન્તુ એ સ્ત્રીના કહેવા પ્રમાણે તેનો પતિ ગુજરી ગયો અને તેની સાથે એ સ્ત્રી સતી થઇ હતી. એ બાબતને તુકારામ મહારાજે પોતાના અભગમાં ભવિષ્ય માટે બતાવી છે.

નરસોબાવાડીના નારાયણશાસ્ત્રીએ એ અભંગ સ્વામી મહારાજપર બ્રહ્માવર્ત તે વખતે લખી મોકલ્યો હતો. એ કેવળ તુકારામ મહારાજની તપશ્ચર્યાનું ફળ છે, માટે દરેકે તપશ્ચર્યા કરી ભવિષ્ય જાણવા માટે જ્યોતિષશાસ્ત્ર શીખવું.

સાવંતવાડી સંસ્થાનના રાજકુટુંબની એક કન્યા પ્રારબ્ધયોગે યુવાવસ્થામાં વિધવા થઇ. એ બાઇ બહુ સ્વરૂપવાન હતી, તેના રૂપથી મોહિત થઇ તેની અંદર એક ઝોટીંગે પ્રવેશ કર્યો. ઝોટીંગ

જ્યારે તે બાઇ પાસે આવતો ત્યારે તે બાઇની પાસે બેઠેલા માણસોને વંટોળીઆ જેવું દેખાતુ હતું. તે બાઇના શરીરમાં પિશાચનો પ્રવેશ થતાં તે એકદમ પડી જતી હતી. તે સમયે તેને એવું ભાસતું હતુ કે, મારી સાથે કોઇ વિહાર કરે છે. જ્યારે તે પિશાચ બાઇથી દૂર થતો ત્યારે તેનું શરીર કચરાઇ ગયું હોય તેવી વેદના થતી હતી.

ઝોટીંગના જુલમથી કંટાળી તે બાઇએ શાસ્ત્રીબુવા પાસે આવી પોતાની તમામ હકીકત નિવેદન કરી, તેના બંદોબસ્ત માટે શાસ્ત્રીબુવાએ એક જંત્ર કરી આપી તે બાઇના હાથે બંધાવ્યો, જેથી તે પિશાચ તે બાઇ પાસે જઇ શકયો નહિ; એટલે તે પિશાચે ગુસ્સે થઇ શાસ્ત્રીબુવા પાસે રાતના વખતે આવી દેવળની અંદરના દીવા બુઝાવી નાંખીને શાસ્ત્રીબુવાને ગભરાવવા માટે તેમની છાતીપર દબાણ કર્યું, અને ગળું દબાવીને કહેવા લાગ્યો કે, તમોએ આજ જે બાઇને જંત્ર કરી આપ્યો છે તે પાછો લઇ લ્યો; નહિતો તમોને હું છોડનાર નથી; કારણ એ મારૂં વિહાર કરવાનું સ્થાન છે.

તે સમયે શાસ્ત્રીબુવાએ શ્રી દત્ત ભગવાનનું સ્મરણ કર્યું, અને મંત્રના બળથી પિશાચને દૂર કરી કહ્યું કે, એ બાઇને આપેલો જંત્ર પાછો લઇ શકાશે નહિ. એમ કહી તે પિશાચને બંધન કરી પોતાની પાસે સેવા કરાવવા માટે રાખ્યો. શાસ્ત્રીબુવા તથા પિશાચને જ્યારે તકરાર થઇ ત્યારે ત્યાં ઘણાં માણસો હતાં.

સાવંતવાડીના એક શણવે બ્રાહ્મણને પુત્ર નહિ હોવાથી દત્તક પુત્ર લીધો. પોતાની મિલ્કતમાંથી પોતાની કન્યાને જે કંઇ આપવાનું હતુ તે આપ્યું; પરન્તુ પોતાનું દાટેલુ ધન દત્તકપુત્રને બતાવતા પહેલાં તે બ્રાહ્મણ ગુજરી ગયો. દાટેલા ધનની વાત તેની સ્ત્રી જાણતી હતી, તેથી તેણે પોતાની કન્યા ગોઠણ ગામે પરણેલી હતી તેને તે દાટેલું ધન દત્તક ન જાણે તેમ તે સ્ત્રી આપી આવી.

થોડા દિવસ ગયા પછી તે કન્યાના ઘરમાં પિશાચે બહુ ઉપાધિ કરવા માંડી, તેથી બહુ દુઃખી થતાં કંટાળી એ લોકો માણગાવ શાસ્ત્રીબુવા પાસે ગયાં અને તેમને પોતાની સર્વે હકીકત કહી સંભળાવી.

યોગબળથી શાસ્ત્રીબુવાએ તે પિશાચને પોતાની પાસે બો-લાવી પૂછયું કે, કેમ, તું આ બાઇના ઘરમાં ઉપાધિ કરે છે?

પિશાચ—મહારાજ ! એ બાઇ મારીકન્યા છે અને હું એનો પિતા છું. એની માએ એનો હક નહિ છતાં મારૂં દાટેલું ધન મારા ઘરમાંથી કાઢી જઇ તે કન્યાને આપ્યું છે, તેથી હું એ લોકોને પીડા કરૂં છું. મારૂં ધન જો એ કન્યા મારા દત્તકપુત્રને આપી દે, તો પછીથી હું એને પીડા કરીશ નહિ; મારો પુત્ર મારી પાછળ તમામ મિલ્કતનો માલિક છે.

પિશાચનાં વાકય સાંભળી શાસ્ત્રીબુવાએ કન્યા તથા તેના પતિને પૂછયું કે, કેમ આ વાત ખરી છે ? તે સાંભળી તે લોકો ચુપ થઇ ગયા અને છેવટે તે વાત કબુલ કરી.

શાસ્ત્રીબુવા—તમારે એ દુઃખથી મુકત થવું હોય તો એ લીધેલું તમામ ધન તેના દત્તકપુત્રને આપી દો.

શાસ્ત્રીબુવાના કહેવા છતાં કન્યાએ તે ધન દત્તકને આપ્યું નહિ, જેથી તે પીડા પામતીજ રહી.

ઉપરના દૃષ્ટાંતનો ભાવાથ એવો છે કેઃ—કોઇપણ માણસે લોભને વશ થઇ કોઇપણ રીતનો પ્રપંચ કરવો નહિ, પ્રપંચ કર-વાથી આ કન્યા પ્રમાણે દુઃખનો વખત આવે છે.

સાવંતવાડીમાં એક બ્રાહ્મણ ક્ષયના રોગથી બહુજ પીડા પામતો હતો. તેને એક સારા અનુભવી માણસે કહ્યું કે, ભાઇ ! તારો રોગ સારો કરવો હોય તો દરરોજ ગુરૂચરિત્રનો પાઠ કરી નિમિત્તમાત્ર દવા કર; એટલે એ રોગ મટી જશે. તે પ્રમાણે તે બ્રાહ્મણે ગુરૂચરિત્રનો પાઠ કરવા માંડયો, જેથી તેનો રોગ મટી ગયો, એટલે તે શ્રદ્ધાપૂર્વક નિયમિત રીતે પાઠ કરવા લાગ્યો.

કેટલાક દિવસ ગયા પછી પ્રારબ્ધયોગે તે બ્રાહ્મણને એક શુષ્ક વેદાંતીની સોબત થઇ તેની સાથે ભાષ્યાદિ સાંભળવાથી તેણે નિત્ય નૈમિત્તિક કર્મ છોડી ગુરૂચરિત્રનો પાઠ કરવાનો બંધ કર્યો, અને હું બ્રહ્મ છું, તેથી મને સંધ્યાદિ કર્મ કરવાની કાંઇ જરૂર નથી, અને આ ગુરૂચરિત્ર પ્રાકૃત ગ્રંથ છે, એટલે એવો ગ્રંથ વાંચી વિના કારણનો વખત ગુમાવવો એમાં શો ફાયદો ? એ પ્રમાણે બકવા માંડયું, જેથી તેનાપર દેવની અવકૃપા થઇ

એટલે પૂર્વ પ્રમાણે તેને ક્ષયરોગ લાગુ પડયો અને દિનપરદિન આપત્તિઓ આવવા માંડી. છેવટે તેણે શાસ્ત્રીબુવાને તે વાત કહી.

શાસ્ત્રીબુવા—બ્રાહ્મણ થઇ તેં સંધ્યાદિ કર્મ તથા ગુરૂચરિત્રના પાઠનું પારાયણ છોડયું, માટે તારાપર દેવની અવકૃપા થવાથી આ પરિણામ આવ્યું છે, માટે હવે વેદાંતી પાસે જઇ એ રોગ સારો કરાવ. હે મૂખ ! જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી આપણે શરીરથી ઇશ્વરના દાસ છીએ એમ સમજી સેવા કરવી જોઇએ. બ્રહ્મજ્ઞાનીઓ હું બ્રહ્મ થયો છું, એવું કોઇ દિવસ પોતાના મુખથી કહેતા નથી; એમ કહી તેને કાઢી મૂકયો. છેવટે એ ક્ષયરોગથી મરણ પામ્યો. માટે કોઇએ એવા મૂર્ખ વેદાંતીઓની સોબત કરી કર્મ છોડવું નહિ, છોડવાથી આ બ્રાહ્મણના જેવા હાલ થાય છે.

માણગાવમાં શાસ્ત્રીબુવા પાસે એક ગાય હતી. તેને એક વાછરડી થવાથી તે વાછરડીની સેવા એક કણબી કરતો હતો. એ વાછરડીનું સ્વરૂપ જોઇ માણસોને મોહ ઉત્પન્ન થતો હતો. તે ગામમાં એક દુષ્ટ દૃષ્ટિવાળો વાણીઓ રહેતો હતો, તેના જોવામાં એ વાછરડી આવતાં તે વાણીઆએ પેલા કણબીને પૂછયું કે, આ વાછરડી કોની છે ?

કણબી—એ વાછરડી ગણેશભટ્ટ ટેંબેની છે.

વાણીઓ—અહા હા ! ટેંબેની આવી સારી વાછરડી છે ? એમ કહી તે વાછરડીનો પોઠપર પોતાનો હાથ ઠોકયો કે તુરત તે વાછરડી લોહી અધી સાંજ સુધીમાં મરવા જેવી થઇ ગઇ.

એ બાબત તે કણબીની આજુબાજુનાએ જાણવાથી તે લોકો વિચાર કરી કામનું નિમિત્ત કરી પેલા વાણીઆને ત્યાં બોલાવી લાવી ઘરમાં ગોંધી લોઢાને તપાવી ડામ દેવાને તૈયાર થયા. તે જોઈ વાણીઓ ગભરાઇ ગયો, અને પોતાની ભૂલનો પસ્તાવો કરતાં તુરત તે વાછરડી બેઠી થઇ ઘાસ ખાવા લાગી,અને થોડા વખતમાં હુશિયાર થઇ ગઇ.

એક વખત શાસ્ત્રીબુવાને ઘણોજ જોરથી તાવ આવેલો એક બાઇએ જોયો હતો. બીજે દિવસે તાવ સારો થતાં શાસ્ત્રીબુવા પુરાણ વાંચવાને જતા હતા. તે વખતે રસ્તામાં પેલી બાઇ મળવાથી આશ્ચર્ય પામી શાસ્ત્રીબુવાને કહેવા લાગી:—

શાસ્ત્રીબુવા, કાલ તો તમારાથી ઉઠાતું નહિ હતું અને એ-ટલીવારમાં તમોને કેવી રીતે સારૂં થઇ ગયું ?

એ પ્રમાણે એ દુષ્ટ દૃષ્ટિવાળી બાઇ બોલે છે એટલામાં શાસ્ત્રીબુવાને એકાએક એવો જોરથી તાવ ભરાઇ ગયો કે, તેમને મુકામપર જવું કઠણ થઇ પડયું. તે જોઇ સર્વે ગભરાઇ પૂછવા લાગ્યા, જેથી તેમણે રસ્તામાં બનેલી હકીકત કહી. તે ઉપરથી દૃષ્ટિ દોષને કાઢતાં શાસ્ત્રીબુવા હુશિઆર થઇ ગયા.

જેની અંદર પૂર્વનાં અનેક પાપો હોય છે તે પાપના કારણુથી મનુષ્યાદિની દૃષ્ટિ અને વાણીમાં એવી રીતના દોષો આવે છે. એટલા માટેજ ભોજન સંધ્યાદિ વખતે અમુક અમુકને નજીકમાં નહિ ઉભા રાખવા માટે કહ્યું છે. એજ કારણુથી તૈલગ દ્રાવિડાદિ દેશમાં ભોજનાદિ વખતે પોતાથી ઉતરતા જાતિનાને પાસે બેસાડતા નથી, તેમ જોવા પણુ દેતા નથી. માટે શાસ્ત્રે જે જે જગ્યાપર જેનો જેનો નિષેદ્ધ કરેલો છે, તે તે વખતે તે તે બાબતને જાળવવી.

શાસ્ત્રીબુવાને પાંચ બહેનો તથા બે ભાઇ હતા. તે પોતાનાથી નાના હતા. તેમાં એકનું નામ હરભટ્ટજી અને બીજાનું નામ સીતારામ હતું.

સીતારામ પોતે બારેક વરસના હતા. તે વખતે એક ગૃહસ્થે સીતારામને બોલાવી ગોદાનનો સંકલ્પ કરી સીતારામના હાથમાં તે સકલ્પનું જળ આપતાં એકદમ સીતારામ પોતે બિમાર થઇ ગયા; કારણુ જે લોકો દાન નહિ લેતાં પોતાના આશ્રમ પ્રમાણે કર્મ કરે છે, તેવાઓ પવિત્ર હોવાથી સામાનું પાપ પોતાની પાસે આવતાં તે પાપ રોગરૂપે થઇને ઉભું રહે છે. તેજ પ્રમાણે સીતારામને પણુ થયું.

એ બાબત શાસ્ત્રીબુવાના જાણવામાં આવતાં તેજ વખતે તે ગોદાન લેવાના પ્રાયશ્ચિત બદલ સીતારામ પાસે પ્રાયશ્ચિત કરાવી પેલી આપેલી ગાય અને તેનાપર તે ગાયની કીંમત કરતાં બમણું દ્રવ્ય બ્રાહ્મણુને અપાવ્યું. જેથી સીતારામની બિમારી મટી ગઇ. માટે બુદ્ધિમાને સંકલ્પપૂર્વક દાન લેવાં નહિ. જે લોકો પાપમાં ડુબી ગએલા છે તેમને એવી રીતનો અનુભવ આવતો નથી; કારણુ ઉકરડાની અંદર થોડો કચરો નાંખતાં ઉકરડો

વધેલો જણાતો નથી અને થોડો કચરો કાઢતાં તેમાં ઓછાપણું પણ જણાતું નથી; તેજ પ્રમાણે પાપી માટે સમજવું.

શાકે ૧૭૯૭ માં શાસ્ત્રીબુવાને શ્રીદત્ત ભગવાનની આજ્ઞા થઇ કે, તુ બ્રહ્મચર્યની સમાપ્તિ કરી ગૃહસ્થાશ્રમ કર. તારે યોગ્ય સાવંતવાડીના બાબાજીપંત ગોડેને ત્યાં કન્યા છે. તેના પિતા તારી સાથે વિવાહ જોડવાને માટે આવશે. એ વખતે શાસ્ત્રીબુવાએ દેવને લગ્ન માટે ના કહેવા છતાં દેવના આગ્રહથી પૂર્વ જન્મના યોગને જાણી પોતે કબુલ થયા.

એકવીશમે વર્ષે બ્રહ્મચર્યની સમાપ્તિ કરી પોતે ગૃહિ થયા. શાસ્ત્રીબુવાનાં પત્નીનું નામ અન્નપૂર્ણાબાઇ હતું. નામના જેવાજ એ અન્નપૂર્ણાબાઇમાં ગુણ હતા. એમણે પોતાના શરીર પર્યંત ઘરના દ્વારથી અભ્યાગતને અન્નવિના જવા દીધા નથી. પોતાના પતિને ઇશ્વર માની તેમની સેવા તન, મન અને ધનથી કરતાં હતાં. પોતાના પતિને સારૂં લાગે તે પ્રમાણે વર્તતાં હતાં.

આજકાલની સ્ત્રીઓ પ્રમાણે અન્નપૂર્ણાબાઇ વસ્ત્રાલંકાર મને શોભાવશે એવું માનતાં નહોતાં; પરન્તુ સ્ત્રીને પતિવ્રતજ શોભાવે છે, એમ જાણતાં હતાં. પતિએ વધારે વસ્ત્ર અલંકાર રાખવાને ના કહેવાથી તેમની આજ્ઞા પ્રમાણે વસ્ત્રાદિ રાખતાં હતાં. શાસ્ત્રીબુવા એમને પતિવ્રતા સ્ત્રીના ધર્મ તથા નિવૃત્તિના વખતમાં પ્રાણાયામ શીખવતા હતા. શાસ્ત્રીબુવા દરરોજ ભિક્ષા લાવી હોમાદિ કરી અલુણું અન્ન ખાતા હતા.

પતિની સેવા કરવાથી અન્નપૂર્ણાબાઇપર શ્રીદત્ત મહારાજ પ્રસન્ન રહેતા હતા.

શ્રીદત્ત મહારાજ—અન્નપૂર્ણાબાઇ ! તારે પિયર જવું ત્યારે એક દિવસ પિયરમાં રહેવુ.

એ પ્રમાણે આજ્ઞા કરવાથી અન્નપૂર્ણાબાઇ એક દિવસથી વધારે પિયરમાં રહેતાં હતાં નાહ. એ પોતે વડીલોને પૂજ્ય માની બહુ સેવા કરતાં તેથી એમનાપર ઘરનાં તમામ માણસો બહુજ પ્રસન્ન રહેતાં હતાં, તેમ પોતાનું ઘર છોડી બીજાને ત્યાં કારણ સિવાય જતાં નહિ.

એક વખતે અન્નપૂર્ણાબાઇએ પોતાના પતિને આનંદમાં બેઠેલા જોઈ સાષ્ટાંગ પ્રણામ કરીપૂછ્યું. હે ભગવાન ! મને સ્ત્રીઓના

દરેક વખતના ધર્મ કહેવા જોઇએ; કારણ તે જાણી મારાથી વખતો વખત તે પ્રમાણે વર્તી શકાય. એ પ્રમાણે પત્નીનાં વચન સાંભળી શાસ્ત્રીબુવાએ સ્ત્રીઓના નિત્ય નિયમો કહ્યા. જેથી અન્નપૂર્ણાબાઇ બહુજ પ્રસન્ન થયાં. એ નિયમો આરંભમાં છે ત્યાં જોવું.

શાસ્ત્રીબુવાની ઉમર ચોવીશ વર્ષની થઇ તે વખતે શ્રીદત્ત ભગવાને નરસોબાવાડીમાં શાસ્ત્રીબુવાને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. એ સમયે શ્રીદત્ત ભગવાનના આખા શરીરે ભસ્મ, પાદુકા, ભગવાં વસ્ત્ર અને હાથમાં દંડ કમંડલુ ધારણ કરેલાં હતાં. ભક્તાભિમાની શ્રીદત્ત મહારાજના મનોહર સંન્યાસી સ્વરૂપને જોઇ સાષ્ટાંગ નમસ્કાર કરી શાસ્ત્રીબુવા શ્રીદત્ત ગુરૂની બન્ને હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યાઃ—

भावें नमूं श्रीगुरुच्या पदांसी ।
जे आपदांसी हरिदे पदांसी ॥
दासी परीश्री नमिज्या पदांसी ।
यासी भजेतो नामितों पदासी ॥ १ ॥
सतत विगत गम्य श्रेष्ठ दुर्णा अगम्य ।
सदय हृदय लभ्य प्रार्थिती ज्यासि सभ्य ॥
समद विमद होती यत्प्रसादें नहोती ।
कुगति सुगति देती त्यापदाहे विनंती ॥ २ ॥
गुरुपदा विपदापहरा सदा ।
अभयदा भयदा मयदा रदा ॥
हृत वदान्य मदा तव दास्यदे ।
अमद दाग दहा नकु दास्यदे ॥ ३ ॥
नमस्ते भवारे नमस्ते सतारे ।
नमस्ते घवैरे प्रशस्तेष्ट कर्त्रे ॥
नमस्ते खलारे त्रिहस्तेष्ठ दात्रे ।
नमस्ते रिवैरे समस्तेष्ट सत्रे ॥ ४ ॥
गुरुपद मदवारी सर्वभेदां निवारी ।
गुरुपद गदवारी सर्व खेदां निवारी ॥
सतत विनत होतां वारिजे आपदांसी ।
सतत विनत होउं आझिहीत्या पदांसी ॥ ५ ॥

સ્તુતિ સાંભળી શ્રીદત્ત ભગવાન પ્રસન્ન થઇ કહેવા લાગ્યાઃ—મારો વિચાર માણુગાવ સાત વર્ષ સુધી તમારે ત્યાં રહેવાનો છે, માટે તમો તમારા ગામમાં દેવળ બાંધી મારી મૂર્તિની પ્રતિષ્ઠા કરો. તમોને આ વખતે માણુગાવ જતાં રસ્તામાંથી મારી મૂર્તિ મળી આવશે. તે લઇ આગળ જતાં રસ્તામાં જે પૈસા તમોને અનાયાસે મળી આવે તે લઇ એ મૂર્તિવાળાને આપશો, એટલે તે પ્રસન્ન થશે. એમ કહી શ્રીદત્ત ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા.

ગોવિંદસ્વામી અને મૌનિસ્વામીની આજ્ઞા લઇ શાસ્ત્રીબુવા માણુગાવ જવાને નીકળ્યા. રસ્તે જતાં એક માણુસે બૂમ મારીને કહ્યું કે, શાસ્ત્રીબુવા ! તમારે માટે હું આ શ્રીદત્ત ભગવાનની મૂર્તિ તૈયાર કરીને લાવ્યો છુ, તે તમે લઇ જાઓ.

શાસ્ત્રીબુવા—મારી પાસે અત્યારે પૈસા નથી.

મૂર્તિવાળો—શાસ્ત્રીબુવા ! મૂર્તિ તમે લઇ જાઓ, અને પૈસા તમારી ખુશીમાં આવે ત્યારે આપજો.

એ પ્રમાણે તે મૂર્તિકારનાં વચન સાંભળી શાસ્ત્રીબુવા તે મૂર્તિ લઇને આગળ ચાલતાં એક માણુસે બોલાવી કહ્યું કે, તમો મૂર્તિ લાવ્યા તે માણુસને આપવા માટે પૈસા લઇ જાઓ, એમ કહી તે માણુસે પચીશ રૂપીઆ આપ્યા. તે લઇ શાસ્ત્રીબુવા મૂર્તિવાળા માણુસને આપી માણુગાવ તરફ ચાલ્યા.

શાસ્ત્રીબુવાએ માણુગાવ જઇ સ્વહસ્તે દેવળ તૈયાર કરી શુભ મૂહુર્તમાં શ્રીદત્ત ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા કરી ત્રિકાળ યથાવિધિ પૂજન કરવા લાગ્યા. એ જગ્યાપર શ્રીદત્ત ભગવાન પ્રત્યક્ષ રીતે રહેવા લાગ્યા.

જે પ્રમાણે પિતા પુત્રનું રક્ષણ કરે છે, તેજ પ્રમાણે શાસ્ત્રીબુવાનું શ્રીદત્ત ભગવાન રક્ષણ કરવા લાગ્યા.

શ્રીદત્ત ભગવાન—આજથી તમારે શરણે આવનાર ભકતોને તેમની માગણી પ્રમાણે તમારી ખુશીમાં આવે તે વરદાન આપવું. તમારા રક્ષણ માટે હું મારા ગણોને અહીંઆં મૂકું છુ, એટલે તમોને કોઇનો ઉપદ્રવ નડશે નહિ. એ ગણો તમારી આજ્ઞાની બહાર કોઇપણ કામ કરશે નહિ. એ પ્રમાણે શ્રીદત્ત ભગવાનનાં વચન સાંભળી સાષ્ટાંગ નમસ્કાર કરી શાસ્ત્રીબુવા શ્રીદત્ત ભગવાનનું સ્તવન કરવા લાગ્યા.

कृष्णातिरिंच्याचसणार्या । येऔदुंबरिंवसणार्या ॥
काषायांबरघेणार्या । पायिंपादुकाघालणार्या ॥
भस्मोद्धूलनकरणार्या । दंडकमंडलुघेणार्या ॥
स्वभक्तसंगंअसणार्या । भक्ताऽभीप्सितकरणार्या ॥
स्मरतांदर्शनदेणार्या । वासुदेवाच्याकैवार्या ॥

એ દિવસથી શાસ્ત્રીબુવા દરેક કામ શ્રીદત્ત ભગવાનને પૂછી કરવા લાગ્યા. એ વખતથી માણગાવ વૈકુંઠભૂવન જેવું શોભવા લાગ્યું. એ જગ્યાપર હજારો લોકો યાત્રા માટે આવતા હોવાથી દરેક શનિવારે વીશ પચાશ હજાર માણસો ભેગાં થવા લાગ્યાં.

એ સમયે શાસ્ત્રીબુવાના પિતામહ તથા પિતા ગુજરી ગયા હતા. આવનાર જનારનો બંદોબસ્ત શાસ્ત્રીબુવાની આજ્ઞા પ્રમાણે હરભટ્ટજી રાખતા હતા દયાળુ શાસ્ત્રીબુવા આવેલા લોકોને તેમની કામના માટે વર્ણાશ્રમના નિયમ પ્રમાણે અને અધિકાર પ્રમાણે ઉપાસના બતાવતા હતા, તેથી દરેકની કાર્યસિદ્ધિ થતી હતી. પિશાચના ઉપદ્રવવાળાં મનુષ્યોને પૂર્વજન્મના કર્મોથી પિશાચનો સંબંધ થવાનાં કારણો જાણી તે તે પાપના પરિહાર માટે પિશાચની માગણીનો વિચાર કરી તે તે પ્રાયશ્ચિત કરાવી પિશાચના દોષથી મુકત કરતા હતા. કદાચ કોઇ પિશાચ નહિ નીકળવા માટે હઠ કરે તો તેને બંધન કરી કેદી પ્રમાણે શાસ્ત્રીબુવા કામ નીમી આપી નીમેલું કામ તે તે પિશાચ પાસે લેતા હતા

એક વખતે શનિવારને દિવસે ઘણી ભીડમાં એક બાઇ શ્રી દત્ત ભગવાનનાં મંદિર નજીકની વાવમાં પોતાના ગળાની સોનાની જણુસને વાવના ઉપરના ભાગમાં કાઢી મૂકી તેનાપર વસ્ત્ર ઢાંકી સ્નાન માટે વાવમાં ઉતરી સ્નાન કરવા લાગી. તે વખતે એક બીજી બાઇના જોવામાં તે જણુસ આવતાં કોઇના જાણુવામાં નહિ આવે તે પ્રમાણે તે જણસને ચોરી ઘેર લઇ ગઇ. ત્યાર પછી સ્નાન કરવા ઉતરેલી બાઇ સ્નાન કરી વસ્ત્ર પહેરી જણુસ નહિ માલમ પડવાથી ગભરાઇ. તે બાઇ અને તેના ઘરનાં માણુસોએ આવી એ વાત શાસ્ત્રીબુવાને કહી.

શાસ્ત્રીબુવા—તમે ગભરાશો નહિ, તમારી જણુસ તમોને સાંજ સુધીમાં મળી જશે. એ વાવના બંદોબસ્ત માટે શાસ્ત્રીબુવા-

એ એક પિશાચને નીમેલો હતો. તેણે પેલી બાઇને જણસ લેતાં જોવાથી તે પિશાચે તે બાઇને ઘેર જઇ તેને પકડી શાસ્ત્રીબુવાની પાસે લઇ આવ્યો. તે બાઇને રડતી અને ગભરાએલી જોઇ શાસ્ત્રી-બુવાએ તે બાઇને પૂછયું, તું કેમ રડે છે ?

બાઇ—આ કોઇ મને ભયકરરૂપ બતાવી વાવના ઉપરથી જણસ ચોરી જવાથી મારે છે.

શાસ્ત્રીબુવા—તે જણસ કયાં છે ?

બાઇ—ઘરમાં અમુક જગ્યાપર મેં તેને દાટી દીધી છે.

શાસ્ત્રીબુવાએ એ બાઇનાં ઘરનાં માણસો પાસે તે જણસ મંગાવી.

શાસ્ત્રીબુવા—અરે ! તું સારા ઘરની છતાં તેં આ શું કામ કર્યું ? આજ પછી એવું કામ કરીશ નહિ. એમ કહીને બાઇને પિશાચ પાસેથી મુકત કરી, અને મૂળ માલિક બાઇને બોલાવી જણસ આપી દેવડાવી.

એક વખત અજાણપણામાં એક બાઇએ દેવળમાંથી ચાર આના ચોરી જવાથી તેના પણ એવાજ હાલ થવાથી તે બાઈ ચાર આના આપી પોતાના અપરાધની ક્ષમા માગતાં શાસ્ત્રીબુવા-એ તેને પણ પિશાચ પાસેથી મુકત કરાવી હતી.

એ પ્રમાણેનો ચમત્કાર જોઇ તમામ લુચ્ચા લોકો પોતાની લુચ્ચાઇ છોડી, મનમાં ભય રાખીને માણગાવમાં રહેવા લાગ્યા. દેવળમાં તથા દેવળની આજુબાજુ હજારો રૂપીઆના દાગીના તથા રૂપીઆ ખુલ્લી રીતે પડી રહેવા છતાં કોઈ તેમને અડકતું નહિ. એ પ્રમાણે શાસ્ત્રીબુવાને લીધે માણગાવમાં શ્રીરામના રાજ્ય જેવું દેખાવા લાગ્યું.

માણગાવનો પટેલ શાસ્ત્રીબુવાની બહુજ સેવા કરતો હતો. તેને એક કન્યા હતી, તે બાર વર્ષની થતાં પૂર્વજન્મના સંસ્કાર-ને લીધે તેને પિશાચનો વળગાડ થવાથી બહુ દુઃખ પામવા લાગી. કન્યાની હાલત જોઇ તેનો પતિ ફરીથી પરણવાને તૈયાર થયો. કન્યાના બાપે શાસ્ત્રીબુવા પાસે આવીને તે બાબત કહી, જેથી શાસ્ત્રીબુવાએ તે કન્યાને પોતાની પાસે બોલાવી મંગાવી. ॥ **आद गुरु तुज विण मजला कोण तारी** ॥ એ મંત્રના જપ કરી દેવની પ્રદક્ષણા કરવાને કહેવાથી તે કન્યા દરરોજ પૂર્ણ શ્રદ્ધાથી શાસ્ત્રી-

બુવાના બતાવ્યા પ્રમાણે પ્રદક્ષિણા કરવા લાગી. એ કન્યાની શ્રદ્ધા ભકિત જોઇ દેવે પ્રસન્ન થઇ શાસ્ત્રીબુવાને કહ્યું કે, તમો આ કન્યાને દુઃખમાંથી મુકત કરો.

શ્રીદત્ત મહારાજનાં વચન સાંભળી શાસ્ત્રીબુવાએ પિશાચને બોલાવી નીકળી જવાને કહેતાં તે પિશાચ કન્યાને છોડી નીકળી ગયો, અને તે કન્યા પિશાચના દુઃખથી મુકત થઇ. આજ પણ તે કન્યા સાત્વિકવૃત્તિની થઇ શ્રીદત્ત ભગવાનની ઉપાસના એજ મંત્રથી કરે છે માટે જે સ્ત્રી અને શૂદ્રે સુખની પ્રાપ્તિ કરવી હોય તેમણે એ ઉપરનો મંત્ર જપવો.

પહાડગાવના એક વિસોબાના ચાકરને દુખણાનો રોગ થવાથી શાસ્ત્રીબુવાને શરણે આવી તેણે પોતાના દુઃખની વાત કહી.

શાસ્ત્રીબુવા—પૂર્વજન્મના કર્મથી તારો પ્રાણ લેવાને આ રોગ પિશાચે ઉત્પન્ન કર્યો છે, માટે તારે એ રોગથી મુકત થવું હોય તો બને તે પ્રમાણે દેવની સેવા કર.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી તે માણસ દેવની સેવા કરવા લાગ્યો, તેથી તે રોગ મટી ગયો.

શાસ્ત્રીબુવાએ સેવા કરવાવાળા તમામ લોકોને કહ્યું હતું કે, કોઇ દિવસ તમારે દેવળમાં સુવું નહિ. સુવાથી મોટા આપત્તિમાં આવી પડશો, તેથી દેવળમાં કોઇ પણ સુતું નહોતુ.

એક દિવસ વિસોબાના ચાકરથી ભૂલમાં દેવળમાં સુવાવાથી તેને એવી રીતનું સ્વપ્નુ થયું કે, તારો માલિક મરી ગયો છે, માટે તુ પહાડગાવ જા. એ પ્રમાણેનું ચમત્કારિક ભયકર સ્વપ્નું થતાં તે ચાકર પહાડગાવ જવાને માટે શાસ્ત્રીબુવા પાસે આજ્ઞા માગવા આવ્યો.

શાસ્ત્રીબુવા—આ સ્વપ્નાનું દૃષ્ટાંત તને દેવે આપ્યું નથી; પરન્તુ દેવળમાં સુવાથી તને પિશાચે એ દૃષ્ટાંત આપ્યું છે અને એ વાત ખોટી છે, માટે દેવની આજ્ઞા અને પ્રસાદ મળ્યા સિવાય તું જઇશ નહિ.

એ પ્રમાણે શાસ્ત્રીબુવાએ કહેવા છતાં તેમના વચનનું ઉલ્લંઘન કરી એ ચાકર પહાડગાવ જઇ પોતાના માલિકને જુએ છે, તો તેમની તબાયત ઘણીજ સારી જોવામાં આવી. તે ઉપરથી એ ચાકરે પોતાના માલિકને સ્વપ્નાની અને શાસ્ત્રીબુવાએ કહેલી વાતકહી.

વિસોબા—અત્યારેને અત્યારે તું માણુગાવ ચાલ્યો જા. તને શાસ્ત્રીબુવાએ ના કહેવા છતાં તું અહીંયાં શું કામ આવ્યો ?

માલિકનાં વચન સાંભળી તે ચાકર માણુગાવ આવવાને નીકળ્યો. રસ્તામાં પિશાચે એ ચાકરના શરીરમાં પ્રવેશ કરી દુ-ખણાનો એકદમ બહુજ ભારી આજાર ઉત્પન્ન કરી તે ચાકરનો પ્રાણ લીધો.

એજ પ્રમાણે સાવંતવાડી નજીકના એક શૂદ્રને ગળતકુષ્ટ થવાથી શાસ્ત્રીબુવાની આજ્ઞા લઇ ઘણેજ દૂરથી દેવળની પ્રદક્ષિણા કરી શ્રીદત્ત ભગવાનના નામ મંત્રના જપ કરવા લાગ્યો. કેટલેક દિવસે સેવા કરતાં કરતાં તે શૂદ્રનો રોગ મટી જવાથી ગુરૂદ્વાદશી-ના ઉત્સવ વખતે નરસોબાવાડી જવા માટે શાસ્ત્રીબુવાની આજ્ઞા લેવા માટે આવ્યો.

શાસ્ત્રીબુવા—દેવની આજ્ઞા નથી, માટે તારે અહીંયાંથી જવું નહિ.

તે સાંભળી તે શૂદ્ર બ્રહ્મજ્ઞાનની વાતો કરી કહેવા લાગ્યો કેઃ—અહીંયાંના અને વાડીના દેવ એકજ છે એટલે ત્યાં જવાને શું અડચણ છે ? એમાં આજ્ઞાનું શું કામ છે એમ કહી વાડી આવ્યો.

નરસોબાવાડી આવતાં એ શૂદ્રના શરીરે આગળ પ્રમાણે રોગ નીકળી આવી ભયંકર સ્વરૂપ દેખાતાં વાડીના પૂજારીઓએ તેને દેવની નજીક નહિ જવા દેતાં કાઢી મૂકયો, તેથી એ પાછો માણુગાવ આવવાને નીકળ્યો. માણુગાવની ભાગોળે આવતાં શ્રી દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને કહ્યું કે, મારો ચોર તારી પાસે આવે છે, માટે એને હવે તું દેવળની નજીક આવવા દઇશ નહિ, એ-ટલામાં પેલા શૂદ્રને નજીકમાં આવતો જોઇ લોકોએ તેને અંદર આવવા દીધો નહિ. તે વખતે શાસ્ત્રીબુવાએ કેટલીક વાતો પૂછતાં તે ખોટું બોલવાથી તેને સેવા કરવાને ના કહી, તેથી ગામ લો-કોએ તેને કાઢી મૂકતાં છેવટ તે વિના મોતે માર્યો ગયો; માટે દરેક મનુષ્યે સાધુપુરૂષની આજ્ઞાથી જે સ્થાનની સેવા કરતા હોય તે સ્થાન છોડવું નહિ, અને તેમની આજ્ઞા વિના પોતાનું કામ થવા છતાં ત્યાંથી જવું નહિ.

માણુગાવ નજીક રહેનાર એક બ્રાહ્મણને પુત્ર નહિ હોવાથી

તેણે પોતાની મિલકત પોતાના ભાઇના પુત્રને આપી તે બ્રાહ્મણ ગુજરી ગયો.

કેટલોક વખત ગયા પછી તે ભત્રિજાની વહુ બહુ બિમાર પડવાથી કેટલાક લોકોનું એવી રીતનું કહેવું થયું કે, તારો કાકો પિશાચ થઇ તારી વહુને ઉપદ્રવ આપે છે, માટે એ ઘરને છોડી તમો બીજા ઘરમાં જઇને રહેશો ત્યારેજ સુખી થશો.

એ પ્રમાણેની વાતો સાંભળી તે ભત્રિજો પોતાના કાકાનું ઘર છોડીને બીજાના ઘરમાં જઇને રહ્યો.

એ વાત મૃત થએલા કાકાને નહિ પસંદ પડવાથી પિશાચરૂપે તે બાઇને ઉપદ્રવ કરવા લાગ્યો.

તે બ્રાહ્મણ પોતાની સ્ત્રીને લઇ માણગાવ શાસ્ત્રીબુવા પાસે આવ્યો, અને પોતાના દુઃખની વાત કહી તેથી શાસ્ત્રીબુવાએ તે પિશાચને બોલાવી પૂછવા માંડયું, એટલે તે પિશાચ તે બાઇના શરીરમાં પ્રવેશ કરી કહેવા લાગ્યો કે, મહારાજજી ! એ મારા ભત્રિજાને મેં મારી તમામ મિલકત આપવા છતાં મારૂં શ્રાદ્ધાદિ કંઇજ કરતો નથી, તેથી હું એને ઉપદ્રવ આપું છું; કારણ હું પિશાચ હોવાથી મારૂં પોષણ શ્રાદ્ધના વિકિરો પીંડથી થાય છે. જ્યારે વરસમાં સાંવત્સરિક અને મહાલય શ્રાદ્ધ મળી બે શ્રાદ્ધ એને મારા નિમિ-તે કરવાનાં આવે છે, તે પણ નહિ કરે ત્યાર પછી મારે શું કરવું ? માટે હું એને ઉપદ્રવ આપું છું.

એ પ્રમાણે પિશાચ થએલા કાકાનું બોલવું સાંભળી તે ભત્રિજો ગુસ્સે થઇ બોલવા લાગ્યોઃ—મહારાજજી ! એ મારા કાકાનું બોલવું તદ્દન ખોટું છે. હું બન્ને શ્રાદ્ધ કરી મારા પિતાના કરતાં એના શ્રાદ્ધમાં વધારે પૈસા ખરચ કરૂં છું.

પિશાચ કાકો—મહારાજજી! આપ સાક્ષાત્ શ્રીદત્ત ભગવાનનો અવતાર છો, એટલે મારી હકીકત સાંભળી મારી વાત ખોટી હોયતો પછી આપની ખુશીમાં આવે તે સજા મને કરશો. મેં મારા ભત્રિજાને સર્વે મિલકત સહિત ઘર સોંપ્યું, છતાં એ મારા ઘરમાં કેમ રહેતો નથી ? તે એને આપ પૂછો, વળી એ બીજાના ઘરમાં ભાડું આપ્યા વિના રહી ત્યાં શ્રાદ્ધાદિ જે કંઇ મારે નિમિ-તે કરે છે તેનુ ફળ તે ઘરવાળાના પિતૃઓ લઇ જાય છે,

માટે એનું કરેલું શ્રાદ્ધાદિ મારા ઉપયોગમાં આવતુ નથી, તેથી હું ભૂખે મરૂં છુ.

શાસ્ત્રીબુવાએ તેના ભત્રિજાને પૂછયું કે, આ તારો કાકો જે વાત કહે છે તે ખરી છે કે ખોટી ?

ભત્રિજો—મહારાજજી ! મને સંશય થવાથી મેં એ ઘર છોડયું છે.

પિશાચ—મહારાજજી ! એને પૂછો, મેં કોઇ દિવસ પ્રથમ એને ઉપદ્રવ આપ્યો હતો ? એ વિનાકારણ મારાપર ખોટું તહોમત મૂકી મારી અપકીર્તિ કરે છે, માટેજ એને દુઃખ આપુ છુ. જ્યારે એ મારો ભત્રિજો મારા ઘરમાં જઇને રહેશે, તથા મારૂં શ્રાદ્ધ બરાબર વિધિ પ્રમાણે કરશે ત્યાર પછી એને ઉપદ્રવ કરીશ નહિ.

કાકાની વાત સાંભળી તે ભત્રિજો કાકાના કહેવા પ્રમાણે કબૂલ થતાં તે પિશાચ શાસ્ત્રીબુવા પાસે તીર્થ લઇ નાકળી ગયો, અને તે ભત્રિજો કાકાના ઘરમાં જઇને રહી કાકાની માગણી પ્રમાણે શ્રાદ્ધ કરવાથી સર્વે દુઃખથી મુકત થઇ ગયો.

એજ પ્રમાણે સાવંતવાડીના એક શાસ્ત્રીએ પોતાની સ્ત્રીના શ્રાદ્ધમાં જનોઇ નહિ અર્પણ કરવાથી તે સ્ત્રીએ સ્વપ્નામાં આવી કહ્યુ કે, તમે મારા શ્રાદ્ધમાં જનોઇ કેમ નહિ અર્પણ કર્યું ? દેવયોનિમાં સ્ત્રી પુરૂષ બન્ને જનોઇ પહેરે છે, માટે શ્રાદ્ધ કરી જનોઇ મને અર્પણ કરતા જાઓ, નહિતો તમારૂં કરેલું શ્રાદ્ધ મારા ઉપયોગમાં આવશે નહિ. એને માટે તમને સંશય હોયતો ધર્મસિંધુ, નિર્ણયસિંધુ, આદિક ગ્રંથમાં જોશો એટલે તમોને ખાત્રી થશે. સ્ત્રીના શ્રાદ્ધમાં જનોઇ અર્પણ કરવું જોઇએ. એ બાબતના એ શાસ્ત્રીને ખબર નહિ હોવાથી તેણે ગ્રંથો કાઢીને જોતાં " સ્ત્રીના શ્રાદ્ધમાં જનોઇ અર્પણ કરવું " એમ નીકળવાથી સ્ત્રીના શ્રાદ્ધમાં જનોઇ અર્પણ કરવા માંડયું.

એ વાત એ શાસ્ત્રીએ શાસ્ત્રીબુવાને કહી.

શાસ્ત્રીબુવા—એવી રીતના નિયમો જાણવા માટેજ શાસ્ત્ર ભણવાની અને શ્રવણ કરવાની જરૂર છે. શાસ્ત્રનુ રહસ્ય જાણ્યા વિના કોઇપણ કર્મ યથાસાંગ થતુ નથી, તથાજ કર્મ કરનારને

કરેલા કર્મનું ફળ મળતુ નથી. એ ઉપરથી દરેકે વિચાર કરીને જોવુ જોઇએ કે શાસ્ત્રકારોએ શાસ્ત્રમાં જે જે નિયમો બતાવ્યા છે, તે બરાબર છે કે નહિ એ ઉપરના દૃષ્ટાંતથી સહેજ સમજાશે, માટે દરેકે શ્રાદ્ધ વખતે લોઢાનાં વાસણો વાપરવાં નહિ. શ્રાદ્ધની રસોઇમાંથી શૂદ્રને અન્ન આપવું નહિ, પારકાના ઘરમાં ભાડું આપ્યા વિના શ્રાદ્ધ કરવુ નહિ. બ્રાહ્મણોએ જમતાં બોલવું નહિ આદિ તમામ નિયમો પાળી શ્રાદ્ધાદિ તમામ કર્મો કરવાં એને માટે ભગવત્‌ગીતામાં પણ કહ્યું છે કેઃ—

श्लोक.

यःशास्त्रविधिमुत्सृज्य । वर्ततेकामकारतः ॥
नससिद्धिमवाप्नोति । नसुखंनपरांगतिम् ॥
तस्मात्‌शास्त्रप्रमाणंते । कार्याकार्यकराविभो ॥

માટે દરેકે દરેક કર્મ કરતી વખતે તે તે કર્મ માટે શાસ્ત્રે જે પ્રમાણે કહ્યુ હોય તે પ્રમાણે શ્રદ્ધાવાન થઇ કર્મ કરવું. એ સિવાય કર્મનું ફળ મળતું નથી; એને માટે નીચેનુ દૃષ્ટાંત વાંચવાથી દરેકને ખાત્રી થશે.

સાવંતવાડાના એક ગૃહસ્થની પત્નીને ગર્ભ રહ્યા પછી તે ગર્ભનો ત્રણ ત્રણ માસે નાશ થતો હતો. એ બાબતને માટે એક જાણીતા માણસને પૂછતાં તેણે કહ્યું કે, પિશાચના દોષથી બાળકનો નાશ થાય છે, માટે એ દોષના પરિહાર માટે તુ યથાવિધિ નાગબળી—નારાયણબળી કર.

ગૃહસ્થે નાગબળી—નારાયણબળી કરવા માટે તમામ વ્યવસ્થા કરી પોતાના ગોરને બોલાવીને કહ્યું. એની અંદર પ્રથમ ચૌદ બ્રાહ્મણને બોલાવી પૂજા કરી ચૌદ કૃચ્છ્ર પ્રાયશ્ચિત આપવાને કહ્યું છે, માટે ચૌદ બ્રાહ્મણને બોલાવી લાવો. કહી બ્રાહ્મણોને બોલાવી કૃચ્છ્રનો નિષ્ક્રય સંકલ્પ કરીને આપ્યો.

એ બાબત ગોર મહારાજને ઠીક નહિ લાગવાથી એ કસર કાઢવાનો વિચાર કરી નાગબળીમાં આઠ અને નારાયણબળીમાં પાંચ બ્રાહ્મણની અર્ઘ્યપાદ્ય પૂજા કરી તેમને વસ્ત્ર દ્રવ્યાદિ આપવામાં આવે છે; તે જગ્યાપર તે પૂજા વખતે ગોરે પોતાના ઘરના માણસો હતા તેમની એ બ્રાહ્મણની જગ્યાએ બે વખત પૂજા કરાવી દ્રવ્ય વસ્ત્રાદિ લઇ એ કર્મ સમાપ્ત કરાવ્યુ.

કેટલોક વખત ગયા પછી એ ગૃહસ્થની સ્ત્રીને દશમે માસે પુત્ર થયો. તે સમયે પ્રસુતિકા ઘરમાં એક કાળો સર્પ તે પુત્રને કરડવા આવ્યો. ગૃહસ્થે તે સર્પને મારવાને ના કહેવા છતાં બીજાં મનુષ્યોએ ગભરાઇ તે સર્પને મારી નાંખ્યો, તેજ સમયે તે જન્મેલા બાળકનું પણ મૃત્યુ થયું.

એ ગૃહસ્થ બ્રાહ્મણે નાગબળી–નારાયણબળી કરવાને કહેનાર માણસ પાસે જઇ બનેલી હકીકત કહી સંભળાવી. એટલે તે જાણીતા માણસે કહ્યું કે, પ્રથમનો દોષ તો હજી કાયમ છે અને વળી સર્પને મારી બીજો દોષ ઉત્પન્ન કર્યો, માટે હવે મારાથી કંઇપણ બની શકે તેમ નથી.

ગૃહસ્થ—મેં આપના કહેવા પ્રમાણે યથાવિધિ નાગબળી–નારાયણબળી કરવા છતાં હજી મારો દોષ કેમ નહિ ગયો? એમાં મારાથી શું ભૂલ થઇ છે, તે તમારે કહેવી જોઇએ.

જાણીતો માણસ—હે ગૃહસ્થ ! તમારાથી નાગબળી–નારાયણબળી યથાવિધિ થઇ નથી; કારણ એમાં બ્રાહ્મણની જુદી જુદી પૂજા થવી જોઇએ, અને તેમાં બ્રાહ્મણ પણ જુદા જુદા ઘરના જોઇએ, છતાં તમારા ગોર મહારાજે લોભને લીધે એ પ્રમાણે નહિ કરાવતાં ઘરના મનુષ્યોને લાવી આઠ અને પાંચ બ્રાહ્મણની જગ્યા એ પોતાના ઘરનાની બેવાર પૂજા કરાવી વસ્ત્ર દ્રવ્યાદિ તમારી પાસેથી લઇ લીધું. એ પ્રમાણે યથાવિધિ કર્મ નહિ થવાથી તે પિશાચે તને ચેતાવવાને માટે સર્પ મોકલ્યો હતો. તેને તેં મારી નંખાવ્યો, માટે હવે મારાથી કંઇજ બને તેમ નથી.

એ ગૃહસ્થે છેવટે શાસ્ત્રીબુવા પાસે જઇ નમસ્કાર કરી પોતાની સર્વે હકીકત કહી. તે સાંભળી દયાળુ શાસ્ત્રીબુવાએ એ દોષોના પરિહાર માટે પ્રથમ તે ગૃહસ્થની પાસે યથાવિધિ સર્પબળી કરાવી સર્પના દોષના દોષથી મુકત કર્યો અને તે પછી પોતાની સામે તે ગૃહસ્થ પાસે યથાવિધિ નારાયણબળી કરાવી પિશાચના દોષથી એ બ્રાહ્મણને મુકત કર્યો.

કેટલોક સમય ગયા પછી એ બ્રાહ્મણને પુત્ર થયો. તે પુત્ર આજ હયાત છે.

એટલા માટે શાસ્ત્ર ભણવાની અને સાંભળવાની દરેકને જરૂર

છે. જે લોકો પ્રમાદયુકત થઇ શાસ્ત્રોને જોતા નથી તેમના દુઃખનો અંત આવતો નથી.

એક વખત સાવંતવાડી નજીકના એક વેંગુર્લાકર બ્રાહ્મણના ઉપર વિના કારણ ચોરીનું તહોમત આવવાથી તેને સિપાઇઓ પકડી ગયા. વરિષ્ટની આજ્ઞાથી ચોરી મનાવવા માટે સજા કરવાને એક કોટડીમાં લઇ ગયા. તે વખતે તે બ્રાહ્મણે શ્રીદત્ત ભગવાનની પ્રાર્થના કરી કહ્યું કે, હે દીનાનાથ ! આપ અનાથના બંધુ છો, એટલુંજ નહિ; પરન્તુ આપે ભકતોનાં રક્ષણ કરવાને પ્રતિજ્ઞા કરી છે, વળી આપ સ્મર્તૃગામિ છો, એટલે આપના બાળકનું આ વખતે રક્ષણ કરશોજ. હે દેવાધિદેવ ! આ દુઃખમાંથી મુકત થતાં તુરત નરસોબાવાડીએ આવી આપશ્રીની મહાપૂજા કરીશ.

એ પ્રમાણેની પ્રાર્થના સાંભળી શ્રીદત્ત ભગવાનને દયા આવતાં તે કોટડીમાં એકદમ મોટો ભયંકર નાગ પું કરી પ્રગટ થયો, જેથી એકદમ સિપાઇઓ ગભરાઇ પેલા બ્રાહ્મણને છોડી બહાર નાસી ગયા. એટલામાં બીજે ગામ ખુન થવાની ખબર સાંભળતાં તે વરિષ્ટ અને સિપાઇઓ તે ગામ જવાને ઉલટે રસ્તે નીકળ્યા. માર્ગ છોડીને આડે રસ્તે જતાં એક નાળામાં ચોરોને ચોરીની જણસો વહેંચી લેતાં જોયા, તેથી તે ચોરોને પકડી તપાસ કરતાં તે ચોરી કરનાર તેઓજ છે, એ પ્રમાણે સાબીત થતાં પેલા બ્રાહ્મણનું તહોમત જવાથી તેને છોડી મૂકાવ્યો.

તેજ વખતે તે બ્રાહ્મણ નરસોબાવાડીએ જવાને તૈયાર થઇ આગળ જતાં રસ્તામાં પોતાના સસરાનું ઘર હતું ત્યાં રહ્યા અને પોતાની હકીકત કહી. તે ઉપરથી તેના સસરા સાસુ વગેરેએ કહ્યું કે, અમારે પણ નરસોબાવાડી આવવું છે, માટે આ તાપના થોડા દિવસ ગયા પછી આપણે સાથેજ જઇશું.

એ પ્રમાણે સાસુ સસરાની વાત સાંભળી તે બ્રાહ્મણે વાડી જવાનું બંધ રાખ્યુ, તેથી શ્રીદત્ત મહારાજની અવકૃપા થવાથી તેનું ઘર બળી ગયું. એ ખબર સાંભળતાં તે બ્રાહ્મણ પોતાને ગામ ગયો. ત્યાર પછી તેના પુત્રાદિ ગુજરી જવાથી તે બ્રાહ્મણ એટલો બધો દુઃખી થઇ ગયો કે, અન્ન વસ્ત્ર મળવાને પણ મુશ્કેલી થઇ પડી; પરન્તુ નરસોબાવાડી જઇ શ્રીદત્ત ભગવાનનું પૂજન કરવાનું તેને યાદ આવ્યું નહિ. એ પ્રમાણે થતાં એ બ્રાહ્મણે

શાસ્ત્રીબુવાની પાસે જઈ રૂદન કરી પોતાની આપત્તિની વાત કહી.

શાસ્ત્રીબુવા—આવતી કાલે તને એને માટે કહીશ.

શ્રીદત્ત ભગવાન—એ બ્રાહ્મણ મારો ચોર છે, માટે એને તું તારી પાસે આવવા દઈશ નહિ.

બીજે દિવસે તે બ્રાહ્મણ આવતાં શાસ્ત્રીબુવાએ તેને નજીક આવવાને ના કહી અને કહ્યું કે, તમે શ્રીદત્ત મહારાજના ચોર છો માટે મારાથી કંઈપણ બતાવી શકાશે નહિ. તે સાંભળી તે બ્રાહ્મણે ગભરાઈ જઈ રડવા માંડયું અને શાસ્ત્રીબુવાને કહ્યું, મારાથી એવી શું કસુર થઈ કે શ્રીદત્ત મહારાજ મને ચોર કહે છે?

શાસ્ત્રીબુવા—આવતી કાલે હું તારી કસુર કહીશ

રાત્રે શાસ્ત્રીબુવાએ શ્રીદત્ત ભગવાનને કહ્યું કે, મારાથી પેલા બ્રાહ્મણને તેના દુઃખના પરિહાર માટે બતાવવાને કહેવાયું છે, અને આપશ્રી ના પાડો છો માટે હવે મારે શું કરવુ ? કૃપા કરી આપે મને એ બાબત કહેવી જોઈએ.

શ્રીદત્ત ભગવાન—એના ઉપર ચોરીનું તહોમત આવતાં મારી પ્રાર્થના કરવાથી મેં એને છોડાવ્યો હતો તે વખતે એણે "છુટતાંની સાથે વાડી જઈ તમારી પૂજા કરીશ" એમ બોલવા છતાં હજી પૂજા કરી નથી, માટે એને મેં આપત્તિમાં નાંખ્યો છે. તમારી માગણી છે, તો એને તમારી ખુશીમાં આવે તે પ્રમાણે બતાવી દુઃખમાંથી મુકત કરો; કારણ એ મારો ભકત છે, એટલે આજ પછી એવી ભૂલ કરે નહિ, એવી રીતના અનુગ્રહ માટે મેં એને દુઃખમાં નાંખ્યો છે.

બીજે દિવસે પેલો બ્રાહ્મણ આવતાં શાસ્ત્રીબુવા બોલ્યાઃ—તારા ઉપર ચોરીનું તહોમત આવતાં તારી માગણી પ્રમાણે દેવે તને છોડાવ્યો હતો અને તે તે વખતે તુરત વાડી જઈ દેવની પૂજા કરવા માટે દેવને કહ્યું હતું.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળતાં તે બ્રાહ્મણને પોતાની કસુર યાદ આવવાથી રૂદન કરી પોતાથી બનેલી ચુક બદલની તમામ હકીકત શાસ્ત્રીબુવાને કહી.

શાસ્ત્રીબુવા—તને આપત્તિમાંથી તારા સાસુ સસરાએ છોડવ્યો હતો કે શ્રીદત્ત મહારાજે છોડાવ્યો હતો, તે તું મને કહે.

પછી તેં તારા સાસુ સસરાની વાત સાંભળી વાડી જવાનું કેમ માંડી વાળ્યું ? એ કસુર બદલ આ તને સજા કરી છે, માટે હવે તું પ્રથમ વાડીએ જઇ એ કસુર બદલ એક લઘુરૂદ્ર અને મહાપૂજા કરાવ ત્યાર પછી તારી કહેલી મહાપૂજા કરી દેવનો પ્રસાદ લઇ મારી પાસે આવ એટલે હું તને રસ્તો બતાવીશ.

એ પ્રમાણે શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી તે બ્રાહ્મણે વાડીમાં આવી દેવની પૂજા કરાવી પ્રસાદ લઇ શાસ્ત્રીબુવા પાસે ગયો. ત્યાર પછી શાસ્ત્રીબુવાએ તે બ્રાહ્મણને જપ બતાવતાં તે જપ કરવાથી સર્વે સુખની પ્રાપ્તિ કરી અને શ્રીદત્ત મહારાજનો ભકત થઇ અનન્ય ભકિતથી દેવની સેવા કરવા લાગ્યો.

દરેક મનુષ્યે દેવકાર્ય માટેનો કરેલો સંકલ્પ નહિ રહેવા દેતાં તુરત તે કાર્ય કરી દેવું, નહિ કરવાથી આ બ્રાહ્મણના પ્રમાણે આપત્તિમાં આવી પડાય છે, એને માટે સત્યનારાયણની કથામાં પણ એક વૈશ્યની વાત આવી છે. તે વાત ખરી હશે કે ખોટી એનો વિચાર ઇશ્વરે બુદ્ધિ આપી હોય તો કરી લેવો. એને માટે કોઇએ પણ એવી ભૂલ કરવી નહિ.

એક વખત સાવંતવાડીમાં ખુન થવાથી તે ખુનનું તહોમત બ્રાહ્મણોપર મૂકી તેમને પકડી કેદ કર્યા. એ ખબર શાસ્ત્રીબુવાને પડતાં તેમણે તે સંસ્થાનના વરિષ્ટોને બોલાવી કહ્યું કે, ખુન કરાવનાર આ બ્રાહ્મણો નથી; પરન્તુ અન્ય છે. તે ખુનની લાસ તમોને પરમ દિવસે મળશે, ત્યાર પછી તમોને એ ખુન કરનાર બતાવીશ. હાલ તમો એ બ્રાહ્મણોને છોડી મૂકો.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળતાં વરિષ્ટોએ તે બ્રાહ્મણોને જામીનપર છોડયા.

ત્રીજે દિવસે તે ખુનની લાસ પકડાયા પછી શાસ્ત્રીબુવાએ તે ખુન કરનાર અમુક સાત આસામી છે અને તે અમુક જગ્યાપર છે, એ પ્રમાણે કહેવાથી તે લોકોને પકડી લાવી તપાસ કરતાં તે લોકો ગુન્હેગાર સાબિત થવાથી બ્રાહ્મણોને એ તહોમતથી મુકત કર્યા.

સાવંતવાડીના એક રામભાઉ સબનીસના પર કંઇ કેસ આવાથી તેને વિના કારણ બરતરફ કર્યો હતો. તેને શાસ્ત્રીબુવાએ મંત્રનું અનુષ્ટાન બતાવવાથી તે પ્રમાણે કરતાં તુરત સરકારે બોલાવી તેને તેની જગ્યા પાછી આપી,

વેંગુર્લા ગામના વાસુદેવ સાષ્ટેને એક પુત્ર હતો તે પ્રારબ્ધ-યોગે મુંગો હતો. તેને તેના માતાપિતાએ શાસ્ત્રીબુવા પાસે લાવી પ્રાર્થના કરી કહ્યું કે, આપ સાક્ષાત્ શ્રીદત્ત ભક્ત છો. દેવના ભક્તો પ્રસન્ન થાય તો દેવથી નહિ થઇ શકે તે કામ તુરત કરી આપે છે, એવું શાસ્ત્રો કહે છે. એમ જાણી હું આપને શરણે આવ્યો છું, માટે કૃપા કરી આપે મને આ પુત્રનું જીવતદાન આપવું જોઇએ. એ પુત્ર જન્મથી બોલતો નથી, માટે હવે એને સંસ્કાર કેવી રીતે કરવા અને ભવિષ્યમાં એ અમારૂ પાલન કેવી રીતે કરશે ? માટે એને બોલતો કરવો જોઇએ.

શાસ્ત્રીબુવા—હું કંઇ પરમેશ્વર નથી, છતાં શાસ્ત્રે એ દોષને માટે મંત્રનું અનુષ્ટાન કરવાનું કહ્યું છે, તે તમોને બતાવું છું:—દરેકને દેવ, દ્વિજ, ગુરૂ, મંત્ર, તીર્થ અને ઔષધ એ પોતપોતાની ભાવના પ્રમાણે ફળ આપે છે, માટે તમો વિધિ પ્રમાણે શ્રદ્ધા રાખી બતાવેલા મત્રનું અનુષ્ટાન કરશો તો તમોને પણ ઇશ્વર ફળ આપશે.

એ પ્રમાણે કહી શાસ્ત્રીબુવાએ એકવીશ દિવસનું અનુષ્ટાન બતાવ્યું, તે પ્રમાણે કરતાં તે પુત્ર તુરત બોલવા લાગ્યો.

એક વખત શાસ્ત્રીબુવાએ યાત્રાળુ તમામ લોકોને કહ્યું કે, આ ઔદુંબરના વૃક્ષને શ્રીદત્ત સ્વરૂપ સમજી તમારે અડકવું નહિ અને બ્રાહ્મણ સિવાય અન્યે પૂજા પણ સ્પર્શ કર્યા સિવાય દૂરથી કરવી. કદાચ કોઇ એવી રીતની ભૂલ કરશે તો તે અડચણમાં આવી પડશે.

તે દિવસથી તમામ લોકો ડરીને ચાલતા હતા; પરન્તુ પ્રારબ્ધયોગે તેજ ગામના એક શૂદ્રના પુત્રથી એ વૃક્ષને સ્પર્શ થવાથી તેજ વખતે તે પુત્રને સર્પડશ થયો, તેથી તે બેભાન થઇ ગયો. એ વાતની શાસ્ત્રીબુવાને ખબર પડતાં આવી તે પુત્રને એ દુઃખથી મુક્ત કર્યો અને સર્વેને એ બાબતની તાકીદ કરી.

મ્હેસુર ગામના એક વિઠ્ઠલ નામના શૂદ્રને ગળતકુષ્ટ થવાથી તે શાસ્ત્રીબુવાને શરણે આવ્યો. તેને નિર્મળા નદીમાં સ્નાન કરી દૂરથી દેવની પ્રદક્ષિણા કરવાને કહ્યું. તે પ્રમાણે તે શૂદ્રે કરવાથી તેનો રોગ મટી ગયો અને શાસ્ત્રીબુવાની આજ્ઞા થવાથી તે પોતાને ઘેર ગયો.

એક વખત નરસોબાવાડીથી આબાશાસ્ત્રી માણગાવ ગયા હતા. તેમણે શાસ્ત્રીબુવાને કહ્યું કે, શ્રુતિએ અષ્ટાંગયોગ પ્રતિપાદન કરેલો નથી, તેથી યોગાભ્યાસ કંઇ બ્રહ્મજ્ઞાનનું સાધન કહેવાય નહિ, એમ કહી શાસ્ત્રીબુવા સાથે વાદવિવાદ કરવા માંડયો.

શાસ્ત્રીબુવાને એવી રીતનો નિયમ છે કે, કોઇની સાથે વિતંડાવાદ તથા જલ્પવાદ કરવો નહિ. કલિયુગમાં નરસોબાવાડી શ્રીદત્ત ભગવાનની રાજધાની છે, તેથી વાડીના તમામ લોકને શાસ્ત્રીબુવા શ્રીદત્ત સ્વરૂપે માનતા હતા, તેથી આબાશાસ્ત્રી સાથે વાદ કર્યો નહિ.

શાસ્ત્રીબુવા—હું કંઇ શાસ્ત્ર ભણેલો નથી, અને તમો તો શાસ્ત્ર ભણેલા છો એટલે તમારી સાથે જે શાસ્ત્ર ભણેલો હશે તે વાદ કરશે. એમ કહી શાસ્ત્રીબુવા દેવની સાયંપૂજા કરવાને ગયા.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી આબાશાસ્ત્રીને બહુજ અભિમાન વધી ગયું. બીજે દિવસે આબાશાસ્ત્રી માણગાવથી નીકળી સમુદ્ર કિનારે વેંગુર્લાબંદરપર ગયા.

આબાશાસ્ત્રીનું અભિમાન ઉતારવા માટે શ્રીદત્ત મહારાજે બ્રહ્મચારીનું સ્વરૂપ ધારણ કરી આબાશાસ્ત્રી જે ધર્મશાળામાં આવતા હતા, તે જગ્યાપર પ્રથમથી પોતે આવીને બેઠા.

આબાશાસ્ત્રીને ધર્મશાળામાં આવતા જોઇ બ્રહ્મચારીએ પૂછયું, કેમ, ગઇ કાલે તમો માણગાવ શાસ્ત્રીબુવા સાથે અષ્ટાંગયોગ માટે વાદ કરવાને ગયા હતા ? કેમ અષ્ટાંગયોગ શ્રુતિએ પ્રાતપાદન કરેલો નથી ? કેમ, શાસ્ત્રીબુવાને તમો હરાવીને આવ્યા ? ઠીક, ત્યારે હવે તમો મારી સાથે વાદ કરો. તમે કયાં કયાં શાસ્ત્રો જોયાં છે ? કોઇપણ શાસ્ત્રમાં તમોને અષ્ટાંગયોગ માટે પ્રમાણ નહિ મળ્યું? એમ કહી બ્રહ્મચારી મહારાજે શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્ર, પુરાણ અને તમામ આચાર્યોનાં પ્રમાણ આપી આબાશાસ્ત્રીને સિદ્ધ કરી આપ્યું કે, યોગાભ્યાસ કર્યા વિના કોઇ દિવસ બ્રહ્મજ્ઞાનના અધિકારી થવાતું નથી. જેમણે પૂર્વજન્મમાં યોગાભ્યાસ કરેલો હશે તેમને આ જન્મમાં એ અભ્યાસ નહિ કરતાં ધ્યાન કરતાં આવડે છે. તે સિવાયનાને કોઇ દિવસ યોગાભ્યાસ કર્યા વિના ધ્યાન કરતાં આવડતું નથી અને જ્યાંસુધી ધ્યાન કરતાં આવડે નહિ ત્યાંસુધી

કોઇથી પણ કોઈ દિવસ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી. માટે દરેકને અવશ્ય કરી યોગાભ્યાસ કરવાની જરૂર છે.

બ્રહ્મચારી મહારાજનાં વચન સાંભળી આબાશાસ્ત્રીનું અભિમાન ઉતરી ગયું, અને એ પોતે મૂર્ખ જેવો નિરૂત્તર થઇ પોતાના મનમાં લજવાઇ ગયો, તે જાણી બ્રહ્મચારી ત્યાંથી નીકળી ગયા. ત્યાર પછી આબાશાસ્ત્રીને મનમાં વિચાર ઉત્પન્ન થયો કે, એ કોણ પુરૂષ હશે ? તેમ એમણે મારી વાત શી રીતે જાણી હશે ? વળી એ કોઇ સમર્થ જણાય છે, માટે એમના ચરણ પકડી મારા અપરાધની ક્ષમા માગુ. એ પ્રમાણે વિચાર કરી તે બ્રહ્મચારીની શોધ કરવા લાગ્યા; પરન્તુ તેમનો પ-તો નહિ લાગવાથી છેવટ તેમણે માણગાવ જઇ શાસ્ત્રીબુવા પાસે બનેલી હકીકત કહી પોતાના અપરાધની ક્ષમા માગી.

શાસ્ત્રીબુવા—આબાશાસ્ત્રી ! તમોએ ખરેખરી ભૂલ કરી છે. એ પોતે શ્રીદત્ત મહારાજ હતા, અને એમના ચરણ તમારે પકડવા હતા.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી આબાશાસ્ત્રી લજવાઇ ગયા, અને વિચાર કરવા લાગ્યા કે, આ શાસ્ત્રીબુવા પોતેજ શ્રીદત્ત ભગવાન છે માટે આજ પછી એમની સાથે વાદ નહિ કરતાં એમની કૃપા મેળવી આ મનુષ્ય દેહની સાર્થકતા કરવી. એમ સમજી તે દિવસથી શાસ્ત્રીબુવાને પૂજ્ય માની તેમની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા.

એક વખત સાવંતવાડી સંસ્થાનના કારભારી સખારામ બાવડેકર માણગાવ આવ્યા. તે પોતે પિશાચયોનિને સાચી માનતા નહિ. તે કારભારી રાત્રે દેવની ધુપાર્તિ વખતે ત્યાં ફરવાને આવ્યા. તે દિવસ શનિવારનો હોવાથી બહારગામથી વીશ પચીશ હજાર માણસો માણગાવ દર્શન માટે આવ્યાં હતાં. તેમાં કેટલાંક પિશાચના ઉપદ્રવવાળાં હતાં.

જે વખતે શાસ્ત્રીબુવા પૂજા કરી દેવને ધુપ અર્પણ કરે ત્યારથી તે દેવની પાલખીની પ્રદક્ષિણા પૂરી થઇ મંત્રપુષ્પાંજળી પર્યંત જેમના અંગમાં પિશાચની બાધા હોય છે તે પિશાચ તે વખતે તેના અંગમાં પ્રવેશ કરી જે કારણથી તે પિશાચ થઇ આમાને ઉપદ્રવ કરતા હોય તે કારણ કહી તે કહે છે, જે વખતે

તેં મને ખોટી રીતે દુઃખ આપ્યું. અને તેને માટે હું પિશાચ થયો, તે વખતે તું દેવ અને શાસ્ત્રીબુવાને પૂછવા આવ્યો હતો કે ? હવે તું શાસ્ત્રીબુવા અને દેવને કહે છે કે, મને આ દુઃખમાંથી મુકત કરો. શાસ્ત્રીબુવા પ્રત્યક્ષ શ્રીદત્ત મહારાજ છે એટલે કોઇ દિવસ તમારા જેવા દુષ્ટોનો પક્ષ કરશે નહિ તેમ તારો પ્રાણ લીધા વિના હુ તને છોડીશ નહિ એ પ્રમાણે બોલી કપાળ અફાળી બૂમો મારતાં જોઇ તે કારભારી કહેવા લાગ્યા.

આ તમામ ઢોંગ છે. મુઆ પછી મનુષ્યનો બીજો જન્મજ થતો નથી ત્યારે પિશાચ થઇ મનુષ્યના શરીરમાં સચાર કેવી રીતે કરે ? એ પ્રમાણે કહેતાં કેટલાંક પિશાચવાળાં દેવળના સ્થભને વળગી બૂમો મારતાં હતાં તેમને ખસેડવાને તે કારભારીએ હુકમ કર્યો. તે વખતે એકેક માણુસને દશ દશ માણુસો બઝાડતાં જ્યારે તે પિશાચવાળાં માણુસો ખસ્યાં નહિ ત્યારે તે કારભારી વિચારમાં પડી સાવંતવાડી નીકળી ગયો.

એ કારભારીના પુત્રના વિવાહ વડોદરાના એક ગૃહસ્થની કન્યા જોડે જોડાતાં વડોદરેથી તે કન્યાને લઈ સાવંતવાડી લગ્ન માટે આવી લગ્ન કર્યાં. તે લગ્નમાં હસ્તમેળાપ વખતે તે કન્યા બેભાન થઇને પડી, તેથી તમામ લોકો ગભરાઇ જઇ વિષ્ણુ અણાવકરને બોલાવી લાવ્યા.

અણાવકર—અત્યારે હુ એને સારૂ કરૂં છું પણ લગ્ન થયા પછી એને માણગાવ શાસ્ત્રીબુવા પાસે લઇ જજો. એમ કહી તે કન્યાને ઉઠાડી, જેથી લગ્ન થયુ.

એ કારભારીના પુત્રની વહુને શાસ્ત્રીબુવા પાસે લઇ ગયા નહિ. થોડા દિવસ ગયા પછી પાછી તે કન્યા બેભાન થઇ પડી રહેવા માંડી, તેથી તે કારભારીને તમામ લોકો કહેવા લાગ્યાઃ—

કેમ, તમો તો પિશાચની વાત સાચી માનતા નહોતા ને ? હવે તમારે ત્યાં કયાંથી પિશાચે બોલવા માંડયું ? હવે જલદી માણગાવ શાસ્ત્રીબુવાને શરણે જાઓ અને તે ઢોંગી જે પ્રમાણે કહે તે પ્રમાણે કરો, તે વિના એ દુઃખમાંથી તમો મુકત થશો નહિ.

એ કારભારીએ પોતાના પુત્રની વહુને લઇ શાસ્ત્રીબુવા પાસે આવી સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા માગી પોતાની તમામ હકીકત કહી.

શાસ્ત્રીબુવા—મને કંઇ ખબર નથી; પરન્તુ તમારે એ દુ:ખથી મુકત થવું હોય તો પિશાચના ઉપદ્રવવાળાં આ તમામ માણસો પ્રમાણે દેવની સેવા કરી દરરોજ દેવના અંગારા લઇ તીર્થ લો, એટલે દેવ એ દુ:ખમાંથી તમોને મુકત કરશે.

કારભારી—હાલ એ વહુને એના બાપને ત્યાં વડોદરે જવાની જરૂર છે, તેથી ત્યાંથી આવ્યા પછી સેવા કરવા રહેશે.

તે સાંભળી શાસ્ત્રીબુવાએ અંગારા આપી કહ્યું કે, આજથી આવવી દત્તજયંતી સુધી ઉપદ્રવ થશે નહિ. પ્રારબ્ધયોગે એ પુત્રની વહુથી દત્તજયંતી સુધીમાં નહિ અવાવાથી વડોદરે તેને પાછો ઉપદ્રવ થવા લાગ્યો, તેથી એ કારભારીએ આવી બીજી મુદત માગતાં શાસ્ત્રીબુવાએ ના કહેવાથી તે કન્યાને બોલાવી લાવ્યા અને એ ઉપદ્રવ મટી જતાં બહુજ ખુશી થઇ શાસ્ત્રીબુવાની આજ્ઞાથી સાવંતવાડી ગયા. તે દિવસથી એ કારભારીએ પોતાનું નાસ્તિકપણું છોડી એકનિષ્ઠાથી દેવની ઉપાસના કરવા માંડી.

સાવંતવાડી નજીકના નેલીનો કુલકરણી સખારામ માંડળેકર નાસ્તિક હતો. તે પિશાચના સંબધવાળાની મશ્કરી કરતો હતો. પ્રારબ્ધયોગે તેનેજ પિશાચનો સંબંધ થવાથી શાસ્ત્રીબુવાને શરણે જઇ દેવની સેવા કરવાને માણગાવ રહ્યા.

એક દિવસ તેને મળવાને તેનો સાળો આવ્યો. તે એલ. એલ. બી. થએલો હોવાથી આજકાલના બી. એ. એલ. એલ. બી. પ્રમાણે તેને પણ અભિમાનમાં સ્વર્ગ એ આંગળ દૂર દેખાતું હતું. હજીતો એવાઓ ફૂકત બૈરીના ગુલામ થઇ બૈરીને રાજી કેમ રાખવી એટલા માટે અને સાચું જુઠું કરી પેટ ભરવું એટલી ગુલામગીરીની વિદ્યા શીખતાં મોટા અભિમાનમાં મર્કટના પ્રમાણે છાકી જઇ પોતાના વર્ણાશ્રમને તથા કર્મ, ધર્મ, આચાર વિચાર, કુળાચાર, શાસ્ત્ર અને સાધુપુરૂષને નહિ જાણતાં અમો સર્વે જાણીએ છીએ એ પ્રમાણે ખોટું ડાળ બતાવી પંડિત થવા જાય છે.

જે પ્રમાણે જંગલના અજ્ઞાની ભીલો કંઇપણ નહિ સમજતાં અમો બેરિષ્ટર અથવા જડજ છીએ એમ બોલતાં તે લોકો જેવા શોભે છે, તે પ્રમાણે પંડિતાઇનું ડાળ દેખાડતાં એ પઢતમૂર્ખો શોભે છે. તે પ્રમાણે એ સખારામનો સાળો સખારામને

કહેવા લાગ્યો, અરે ! તું ભણેલો ગણેલો છતાં આ બીજા મૂર્ખોના પ્રમાણે શું ઢોંગ કરે છે ? તમારા પ્રમાણેજ હું આગળ બોલતો હતો; પરન્તુ પાછળથી એ ઉપાધિ મારાપર આવતાં હવે મને ખબર પડી, તેજ પ્રમાણે તમારાપર એ ઉપાધિ નથી આવી ત્યાં સુધીજ બોલવું સુઝે છે.

એ પ્રમાણે બન્ને વાતો કરે છે એટલામાં સખારામના શરીરમાં પિશાચે પ્રવેશ કરીને કહ્યું કે, કેમ, તું અંગ્રેજી ભણી નાસ્તિક થઇ મારી મશ્કરી કરે છે?

સાળો—જયારે તું મારામાં પ્રવેશ કરી મને એ પ્રમાણે ઉપદ્રવ કરે ત્યારે હું તારી વાતને ખરી માનુ.

પિશાચ—અમે સર્વે ઇશ્વરની આજ્ઞામાં રહી તેમની આજ્ઞા પ્રમાણે વર્તીએ છીએ, તેથી તારા અંદર અમારાથી પ્રવેશ કરી શકાય નહિ. જેની પાસે અમારૂં પૂર્વનું ઋણ બાકી હોય તેનેજ અમારાથી ઉપદ્રવ આપી શકાય છે.

સાળો—ત્યારે હું તારી વાત ખરી માનતો નથી. એમ કહી તે પિશાચની તથા દેવની વધારે વધારે મશ્કરી કરવા માંડી.

પિશાચ—ઠીક છે, તારી એવીજ ભાવના હશે તો તે પ્રમાણે થઇ રહેશે એમ કહી પિશાચે સખારામને છોડી નીકળી એના કુટુંબમાં કોઇ એની પાસે કંઇ માગે છે કે નહિ, તેની તપાસ કરવા માંડી. તપાસ કરતાં એવી રીતનું માલમ પડયું કે, એના વંશમાં પિશાચ છે અને તે એની પાસે માગે છે; પરન્તુ વૈતાળ મંત્રે બંધન કરાવેલો હોવાથી તે પિશાચનું કંઇ ચાલી શકાતું નથી, માટે કોઇ રીતે તેને છુટો કરાવવો જોઇએ. એ પ્રમાણે વિચાર કરીને તે પિશાચે વૈતાળ પાસે જઇ પોતાની હકીકત કહી.

પિશાચ—તમો એને છુટો કરો; કારણ તે માણસ મારી તથા દેવની અને શાસ્ત્રીબુવાની મશ્કરી કરે છે.

એ પ્રમાણે ચાર દિવસ ખટપટ કરી પેલા બંધન કરેલા પિશાચને વૈતાળ પાસેથી છોડાવતાં તે પિશાચે જઇ સખારામના સાળાના શરીરમાં પ્રવેશ કરી ખુબ માર મારવા માંડયો, અને ભયંકર સ્વરૂપ બતાવીને રાત્ર દિવસ અતિશય ત્રાસ આપતાં ત્રાસ પામીને સાળો પણ માણગાવ શાસ્ત્રીબુવાને શરણે આવ્યો.

સખારામનો પિશાચ—કેમ, હવે તું શું કામ ઢોંગ કરે છે? અમો લોકો ઢોંગી છીએ? અમારી સાથે તુ ઢોંગ કરીશ નહિ. હવે તે દિવસની તારી હુશિઆરી અને પંડિતાઇ બતાવ.

એ પ્રમાણે કહીં તે પિશાચે શાસ્ત્રીબુવાને પોતાની તમામ હકીકત કહી કહ્યું કે. હે ભગવાન! એવા દુષ્ટોનો પક્ષ કરી તમો એને છોડાવશો નહિ.

એ પ્રમાણે પિશાચોની વાતો સાંભળી શાસ્ત્રીબુવા અને તમામ લોકો ચકિત થઇ કહેવા લાગ્યા કે, આ પિશાચે કેટલો બધો પરિશ્રમ કર્યો છે! સખારામના એ સાળાએ અને તેમના ઘરનાં માણસોએ એ દુઃખમાંથી મુકત થવા માટે શાસ્ત્રીબુવાની પ્રાર્થના કરી અને પોતાના અપરાધની ક્ષમા માગી વારંવાર સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યાં.

શાસ્ત્રીબુવા—એવા ગુન્હેગારને મારાથી કેવી રીતે છોડાવી શકાય? તમારે એ દુઃખમાંથી મુકત થવુ હોય તો દેવની સેવા કરી તમો દેવ પાસે પોતાના અપરાધની ક્ષમા માગો એટલે દેવ પોતાની ઇચ્છામાં આવશે ત્યારે તમોને મુકત કરશે.

એ પ્રમાણે દેવની આજ્ઞા થતાં એ સાળો પણ માણગાવમાં રહી દેવની સેવા કરવા લાગ્યો. દરરોજ પિશાચ એને ભારે ત્રાસ આપવાથી છેવટ મરવા જેવો થઇ જતાં શાસ્ત્રીબુવાને દયા આવતાં એ સાળા બનેવી બન્નેને પિશાચના ઉપદ્રવથી મુકત કર્યા. તે દિવસથી તેઓ નાસ્તિકપણું છોડી દઇ પૂર્ણ આસ્તિક થઇ શાસ્ત્રીબુવાના શિષ્ય થઇને રહ્યા.

સાવતવાડીમાં ત્યાંના લોકોના આગ્રહથી શાસ્ત્રીબુવાએ શ્રીદત્ત ભગવાનની પાદુકાની સ્થાપના કરાવી તેમની પૂજા વિગેરેનો નિયમ તે લોકોને બતાવી દીધો એ બાબત ત્યાંના સાધલે નામના બ્રાહ્મણને પસંદ નહિ પડવાથી ત્યાં આવી સારા સારા માણસો બેઠેલા હતા, તેની વચમાં ગમે તેવા શબ્દો બોલી શાસ્ત્રીબુવાને તિરસ્કાર કર્યો.

શાસ્ત્રીબુવા પાસે બેઠેલા તમામ માણસોને કહેવા લાગ્યાઃ—તમે કંઇપણ બોલશો નહિ, તેમ કોઇ વખત એ બ્રાહ્મણનો તિરસ્કાર પણ કરશો નહિ, કારણ બ્રાહ્મણે આપેલો આશીર્વાદ જે કામ કરે છે, તેજ કામ વિનાકારણનો કરેલો તિરસ્કાર પણ કરે છે. એ

પ્રમાણે સર્વેને કહેવાથી કોઇ કંઇજ બોલ્યું નહિ, તેથી તે બ્રાહ્મણ શાસ્ત્રીબુવાને પોતાના ઇચ્છા પ્રમાણે કહી ખુબ પ્રસન્ન થઇ મનમાં ખુશી થતો પોતાને ઘેર ગયો.

સાધુપુરૂષમાં એવી રીતનો કુદરતી ગુણ રહેલો છે કે, સામાનો તિરસ્કાર સહન કરવાથી સામાનું ખોટું થાય છે, અને સામાને બચાવી લેવો હોયતો તેનો પ્રતિ ઉત્તર આપવાથી સામાને નુકશાન થતું નથી.

શાસ્ત્રીબુવાએ સાધલેને સામો ઉત્તર નહિ આપવાથી એકાએક તેનાપર આપત્તિ આવી તેનાં ઘરબાર જતાં રહ્યાં. છેવટ ગામમાં અન્ન વસ્ત્ર મળવાને મુશ્કેલી આવતાં સાવંતવાડી છોડી બારસી જવાને નીકળ્યો. બારસી નહિ પહોંચતાં સાધલે બ્રાહ્મણ રસ્તામાંજ વિના મોતે માર્યો ગયો.

એવી રીતે સાધુપુરૂષનો તિરસ્કાર કરનારને ઇશ્વર ફળ આપે છે, માટે દરેકે ઇશ્વરની ભકિત કરનાર બ્રાહ્મણથી ડરીને ચાલવું.

શ્રીદત્ત મહારાજના ઉત્સવ વખતે માણગાવમાં લાખો માણસો ભેગાં થતાં હતાં. એવા પ્રસંગપર શાસ્ત્રીબુવા બ્રાહ્મણાદિ માટે વીશ પચીશ હજાર માણસની રસોઇ કરાવતા હતા.

એક વખત ઉત્સવના સમારંભની તૈયારી ચાલે છે, એટલામાં શાસ્ત્રીબુવાનાં કાકી બીજે ગામ બિમાર પડવાથી તેમની ખબર લેવાને સીતારામ ગયા. તે બિમારીમાં કાકી એકાએક ગુજરી જવાથી સીતારામ ઉત્સવ અટકી પડશે એમ જાણીને માણગાવ આવ્યા નહિ, તેમ સમાચાર પણ મોકલ્યા નહિ; કારણ જ્યાંસુધી મૃત થએલા માણસ માટે જાણવામાં આવે નહિ ત્યાંસુધી સુતક લાગતું નથી, તે કારણથી સીતારામ આવ્યા નહિ.

શ્રીદત્ત ભગવાન—શાસ્ત્રીબુવા ! તું મને અડકીશ નહિ.

તે ઉપરથી શાસ્ત્રીબુવા સ્નાન કરી આવી દેવ પાસે જતાં પાછું દેવે કહ્યું કે, તું અશુદ્ધ છે માટે મને અડકીશ નહિ. તે ઉપરથી ગભરાઇ દેવની પ્રાર્થના કરી નજીક નહિ આવવા દેવાનું કારણ પૂછવા લાગ્યા.

શ્રીદત્ત ભગવાન—તારી કાકી ગુજરી ગઇ છે, તેનું તને આશૌચ છે, તેથી તારે મને અડકવું નહિ.

એ બાબતની બીજા માણસોએ ખબર કઢાવતાં સર્વેને ખાત્રી થઇ કે, કાકી ગુજરી ગયાં છે, તેથી ઉત્સવ અટકી પડયો.

સાવતવાડીના એક વિષ્ણુ અણુઉકર નામે વકીલ છે, તેને બ્રહ્મરાક્ષસનો સંબંધ હતો. એ અણુઉકરના નિમિ-તે હાલ પણ બ્રહ્મરાક્ષસ લોકોપર બહુજ ઉપકાર કરે છે, એ બ્રહ્મરાક્ષસ બીજાની ભૂત પીડા આદિ તથા પિશાચ નિમિ-તે થએલા રોગો તથા દોષોનો પરિહાર કહી તે તે પીડાથી મનુષ્યને મુકત કરી સુખની પ્રાપ્તિ કરાવે છે.

એક વખત એજ અણુઉકરનો પુત્ર એકાએક બિમાર પડવાથી શાસ્ત્રીબુવાને અણુઉકરે આવી પૂછયું, મારા પુત્રને શું પીડા છે અને તેને માટે મારે શું કરવું ?

શાસ્ત્રીબુવા—તારી સાથે જે બ્રહ્મરાક્ષસ પ્રીતિ રાખે છે, તેને પૂછી તેના કહેવા પ્રમાણે કર એટલે તારા પુત્રને મટી જશે.

અણુઉકર—જે વખતે મારી અંદર એમનો પ્રવેશ થાયછે, તે વખતે મને દેહનું બીલકુલ ભાન રહેતું નથી એટલે મારાથી કેવી રીતે એમને પૂછી શકાય ?

શાસ્ત્રીબુવા—તારી અંદર એ બ્રહ્મરાક્ષસ જ્યારે પ્રવેશ કરશે તે વખતે હું આવીને પૂછીશ.

એકાદ દિવસ ગયા પછી એ અણુઉકરને સંબંધ આવતાં શાસ્ત્રીબુવા ત્યાં ગયા. શાસ્ત્રીબુવાને આવતા જોઇ તે બ્રહ્મરાક્ષસે ઘરનાં માણસોને કહ્યું કે, તમો શાસ્ત્રીબુવાને જુદું આસન આપો. બધા સાથે એક આસનપર એ બેસશે નહિ; કારણ શાસ્ત્રે કહ્યું છે કેઃ—બ્રાહ્મણોએ એક આસનપર સાથે બેસવું નહિ, સાથે બેસવાથી પોતાના તપોબળનો નાશ થાય છે. તેજ પ્રમાણે બીજાના આસનપર બેસી સંધ્યાજપાદિ કરવાથી પણ પોતાના તપનો નાશ થાય છે, માટે દરેકે પોતપોતાના નિત્ય બેસવાના આસનપર બેસી કર્મ કરવું. એ બાબતને શાસ્ત્રીબુવા સારી રીતે જાણે છે અને જ્યારે હું મનુષ્યયોનિમાં હતો, તે વખતે દરેક બ્રાહ્મણો ગમે ત્યાં જાય ત્યાં દરેક જુદાજુદા આસનપર બેસતા હતા, જેથી બ્રાહ્મણોમાં બ્રહ્મતેજ જોવામાં આવતું હતું.

આજકાલ દરેકે પોતપોતાની મર્યાદા છોડવાથી, નાસ્તિક થઇ કર્મભ્રષ્ટ થવાથી પોતાના તેજને ગુમાવી નિર્માલ્ય જેવા થઇને બેઠા છે. એ પ્રમાણે બોલી શાસ્ત્રીબુવાને માન આપી પોતાની સામે જુદા આસનપર બેસાડયા. તે વખતે શાસ્ત્રીબુવા એ બ્રહ્મરાક્ષસને પૂછવા લાગ્યા કે, આ તમારા દાસનો પુત્ર બિમાર છે, તેને માટે શું કરવું ?

બ્રહ્મરાક્ષસ—એને ગ્રહપીડા છે, માટે એમાં તમારૂંજ કામ છે. એ પીડાનો પરિહાર તમો બતાવશો એટલે એ પુત્રને મટી જશે.

શાસ્ત્રીબુવા—એ પુત્રનો જન્મ કયા લગ્નમાં થયો છે?

બ્રહ્મરાક્ષસ—વાહરે ! વાહ ! ! શાસ્ત્રીબુવા ! તમો મારી પરીક્ષા લેવા આવ્યા હો એમ જણાય છે; કારણ એ વિષય તમે જાણવા છતાં અજ્ઞાની જેવા થઇ મને પૂછો છો, ત્યારે ઠીક છે. તમો પ્રત્યક્ષ દેવ છો એટલે મારે તમોને પરીક્ષા આપવીજ જોઇએ.

બ્રહ્મરાક્ષસ—શાસ્ત્રીબુવા ! અમુક લગ્નના અમુક અંશ ગયા પછી એ પુત્રનો જન્મ થયો છે, માટે એના ઉપરથી તમો જુઓ.

શાસ્ત્રીબુવાએ મુંબઇનું પંચાંગ લઇને જોવા માંડયું.

બ્રહ્મરાક્ષસ—એ પંચાંગ મુંબઇનું છે, માટે બરાબર અંશ મળશે નહિ. માટે હું કહું તે પ્રમાણે તમો અંશ કાઢો. એમ કહી ચલિત ગ્રહનું વધઘટપણું કઢાવી શાસ્ત્રીબુવાને લગ્ન બરાબર સિદ્ધ કરી આપી કહ્યું કે, હવે એના ઉપરથી દશા કાઢી એ પીડાનો પરિહાર તમો બતાવી, એ બાળકને દુઃખમાંથી મુકત કરો.

એ પ્રમાણે બ્રહ્મરાક્ષસની અગાધ વિદ્યાશકિત જોઇને આશ્ચર્ય પામતા શાસ્ત્રીબુવા એ બ્રહ્મરાક્ષસને પૂછવા લાગ્યા કે, તમારામાં અનેક સારા ગુણ અને ઉત્તમ પ્રકારની વિદ્યા છતાં આ યોનિ કેમ પ્રાપ્ત થઇ તે અમોને કૃપા કરી કહેવું જોઇએ.

બ્રહ્મરાક્ષસ—હું આ અણુઉકરના વંશનોજ છું. મારા દરવાજામાં મેં બગીચો કરેલો હતો, તેનો અંદર એક વાછરડી આવતાં તેને જોઇ દૂરથી મેં એક પત્થર મારતાં તે પત્થર એકાએક એ વાછરડીના કપાળમાં લાગતાં તે મરી ગઇ. તે ગૌહત્યાનું પ્રાયશ્ચિત મેં નહિ કરાવતાં તે વાતને છુપી રાખવાથી અંતકાળની

વખતે યમના ભયંકર દુતો આવી બંધન કરી મને યમરાજાની પાસે યમલોકમાં લઇ ગયા. ત્યાં યમરાજાએ મને કહ્યુ કે, તેં મનુષ્ય દેહ ધરી ઘણુંજ સારાં કર્મ કર્યા છે; પરન્તુ તારાથી એક ગૌહત્યા થઇ છે. તે ગૌહત્યા આ તારી સામેજ ઉભી છે. એ પ્રાયશ્ચિત બદલ તારે વ્યાઘ્રયોનિ યા પિશાચયોનિ એ બેમાંથી એક યોનિ લેવી પડશે.

એ પ્રમાણે યમરાજાનાં વચન સાંભળી મેં વિચાર કર્યો કે, વ્યાઘ્રયોનિમાં જવાથી કોઇપણ પ્રકારનું જ્ઞાન રહેશે નહિ માટે એ યોનિ ઠીક નહિ. એના કરતાં પિશાચયોનિ ઘણીજ સારી છે; કારણ એની અંદર પૂર્વનાં કર્મનું જ્ઞાન રહે છે, તેથી એ યોનિમાં ગયા પછી સારૂં કર્મ કરવું હોય તો કરી શકાય છે અને તે કર્મના પ્રભાવે રૂદ્રગણ સુધી એ યોનિમાં વધી શકાય છે. એવો વિચાર કરી મેં યમરાજાની પાસે પ્રાર્થના કરી એ પિશાચયોાન માગી.

યમરાજા—જા, તું પિશાચ થા.

એ પ્રમાણે યમરાજાના મુખથી વચન નીકળતાં હું તુરત પિશાચ થઇ ગયો. એ પિશાચયોનિમાં વધારેમાં વધારે દશ હજાર વર્ષના આયુર્દાવાળાં હોય છે. આજ મને એ યોનિ પ્રાપ્ત થયાને બસો છાસટ વર્ષ થયાં છે. ત્યારથી હું મારા પાપનો પશ્ચાતાપ કરી લોકોનાપર પરોપકાર કરીને દિવસ નિર્ગમન કરૂં છું. આ મારા વંશનાએ એક શૂદ્રની જમીન વિના કારણ લુચ્ચાઇ કરી પડાવી લેવાથી તે પિશાચ થઇ મારા વંશનો નાશ કરવા લાગ્યો. છેવટ આ બે બંધુઓ જીવંત રહ્યા. વળી પિશાચ આવી તેમાંના એકને પકડી, તેનો પ્રાણ લેવાને તૈયાર થયો. તે વખતે મેં વિચાર કર્યો કે, હવે આ મારા વંશનો નાશ કરશે. જો હું એને છોડાવીશ નહિતો પાછળ કોઇ શ્રાદ્ધ કરી આ યોનિમાં મને તૃપ્ત કરશે નહિ, તેથી મારે વધારે દુઃખ ભોગવવું પડશે; કારણ અમારા જેવાઓની તૃપ્તિ માટેજ શ્રાદ્ધાદિ ક્રિયાઓ રાખી છે. તેથી જે જે યોનિમાં જાય છે તેને તેને માટે કરેલું શ્રાદ્ધ તેના આહારરૂપે દેવ પહોંચાડે છે. તેવડે દરેકની તૃપ્તિ થાય છે. એ પ્રમાણે અમારો આધાર મનુષ્યપર છે, તેથી મેં આવી તે પિશાચને અટકાવાને કહ્યું કે, અરે! તું શું કામ એનો પ્રાણ લે છે ?

પિશાચ—મારી જમીન એના વંશના ખાઇ ગયાછે અને તે નિમિત્તે હું પિશાચ થયોછું, માટે તમો મારી જમીન મારા વંશના માણસોને અપાવા દેશો તો પછી એને મારીશ નહિ. એ પ્રમાણે તે પિશાચની માગણી સાંભળી મેં આ શરીરમાં પ્રવેશ કરી તે પિશાચની હકીકત કહી તેની જમીન તેને પાછી અપાવી. તે પ્રાયશ્ચિત માટેનુ પ્રાયશ્ચિત કરાવતાં એનો બંધુ સારો થયો. ત્યારથી હુ એની પાસે રહ્યો છુ, અને મારાથી બને તે પ્રમાણે લોકોપકાર કરૂ છું. વળી તેમાં આપ જેવા સાધુપુરૂષનાં આજ દર્શન થયાં એટલે મારા દુઃખનો જલદી અંત આવશે.

બ્રહ્મરાક્ષસની વાત સાંભળી શાસ્ત્રીબુવા બહુજ પ્રસન્ન થયા, અને એ દિવસથી એ બ્રહ્મરાક્ષસની શાસ્ત્રીબુવા સાથે બહુજ પ્રીતિ થવાથી શાસ્ત્રીબુવાને શ્રીદત્ત ભગવાનનો અવતાર જાણી તેમની આજ્ઞા પ્રમાણે એ બ્રહ્મરાક્ષસ વર્તવા લાગ્યો. ઘણી વખત એ શાસ્ત્રીબુવા સાથે આનંદને માટે શાસ્ત્રનો વાદ કરતા હતા. આજ પણ એ અણાઉકર અને એ બ્રહ્મરાક્ષસ સાવંતવાડીમાં છે.

એક વખત શાસ્ત્રીબુવા પાસે સાવંતવાડીના અવલ કારકુન નારાયણ ઉકડવીલ કેટલાંક સારાં ફળો લઇને આવવાથી શાસ્ત્રીબુવાએ તે ફળનો નૈવેદ્ય દેવને ધરાવતાં દેવ કહેવા લાગ્યા, શું તુ મને ખાટાં ફળ ખવડાવે છે ? એ પ્રમાણે સાંભળતાં તે નૈવેદ્ય નહિ ધરાવતાં તે પાત્રને એક બાજુપર મૂકવાથી નારાયણરાવને ઘણુંજ ખોટું લાગ્યું.

શાસ્ત્રીબુવા—તમારાં ફળ ખાટાં છે.

નારાયણરાવ—મેં એ ફળ મુંબઇથી મંગાવ્યાં છે, એટલે ખાટાં નહિ હોવાં જોઇએ

શાસ્ત્રીબુવા—ત્યારે ચાખી જુઓ, ચાખતાં દરેક ફળ ખાટાં નીકળવાથી નારાયણરાવ શરમાઇ ગયા.

એક વખત આસો શુદ પૂર્ણિમાને દિવસે પોંઆનો મોટો ઢગ દેવની સામે થવાથી તેને નહિ પલાળતાં. તે ઢગનું પ્રોક્ષણ કરી શાસ્ત્રીબુવા નૈવેદ્ય ધરાવવા જતાં એકદમ તેમનું ગળુ ફુલી જઇ બંધ થઇ ગયું અને તેજ વખતે મોટો અવાજ થયો કે, શું તું મને કોરા પોંઆનુ નૈવેદ્ય ધરાવી મારા ગળાને સોરી નાંખે છે?

શાસ્ત્રીબુવા—આજ માતુશ્રીએ નૈવેદ્ય તૈયાર નહિ કરી

આપવાથી મારાથી એ પ્રમાણેની ભૂલ થઇ છે. એ પ્રમાણે બોલતાં દેવે માતુશ્રીનું ગળું પણ ફુલાવી બંધ કરતાં માતુશ્રી મોટી બૂમ મારી બેભાન જેવાં થઇને પડવાથી શાસ્ત્રીબુવા ગભરાઇને દેવને સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા માગે છે.

रसज्ञावसातारकंस्वादुलभ्यं । गृहीतंकदाचिन्नतेनामदत्त ॥
क्षमस्वापराधंक्षमस्वापराधं । क्षमस्वापराधंप्रभोक्लिन्नचित्त ॥१॥
वियोन्यंतरेदैववदाढर्याद्विभोप्राग् ।
गृहीतंकदाचिन्नतेनामदत्त ॥ क्षमस्वापराधं० ॥२॥
मयामातृगर्भेस्थितिप्राप्तकष्टाद् । गृहीतं० ॥ क्षम० ॥३॥
मयाजातमात्रेणसंमोहितेन । गृहीतं० ॥ क्षम० ॥४॥
मयाक्रीडनाशक्तचित्तेनबाल्ये । गृहीतं० ॥ क्षम० ॥५॥
मयायौवनेऽज्ञानताभोगतोषात् । गृहीतं० ॥ क्षम० ॥६॥
मयास्थाविरेनिघ्नसर्वेन्द्रियेण । गृहीतं० ॥ क्षम० ॥७॥
हृषिकेशमेवाङ्मनःकायजातं ।
हरेज्ञानतोज्ञानतोविश्वसाक्षिम् । क्षम० ॥८॥
स्मृतोध्यातआवाहितोस्यार्चितोवा ।
नगीतःस्तुतोवंदितोवानजप्तः । क्षम० ॥९॥
दयाब्धिर्भवाहङ्नसागाश्रमाहग् ।
भवत्याप्तमंतोर्भवान्मेशरण्यः ॥
यथालंबनंभूर्हिभूनिःसृतांघ्रे ।
रितिप्रार्थितंदत्तशिष्येणसारं ॥ क्षम० ॥१०॥

એ પ્રમાણે પ્રાર્થના કરી સાષ્ટાંગ નમસ્કાર કરવાથી શ્રીદત્ત ભગવાન પ્રસન્ન થઇ કહેવા લાગ્યાઃ—

॥ यथादेहे तथादेवे ॥ જે પ્રમાણે કરવાથી પોતાના દેહને સારૂં લાગે છે, તેજ પ્રમાણે દેવને પોતાનો આત્મા સમજી કરવાથી દેવ પ્રસન્ન થાય છે. તે દિવસથી શાસ્ત્રીબુવા દરેક વસ્તુને બરાબર સાફ કરી પોતાને જેવી રીતે ખાવા જોઇએ તેવી રીતે તૈયાર કરી ધરાવવા લાગ્યા. માટે દરેકે દેવને પોતાનો આત્મા સમજી પૂજા-નૈવેદ્ય આદિ યથાવિધિ કરવું.

દરેક મનુષ્ય સ્ત્રી તથા ધનના ઉપર જેવી રીતે પ્રીતિ રાખી તેને જાળવે છે અને સ્ત્રી પુરૂષો એકાંતમાં જઇ પોતાના ખરા પ્રેમને ગુપ્ત રીતે બતાવી પોતાના મનમાં આનંદ માને છે, તે વખતે પોતાના સિવાય બીજાં મનુષ્યો અને બીજી વસ્તુ દરેકને સારી લાગતી નથી, તેજ પ્રમાણે દેવની સાથે વર્તવાથી દેવ પ્રસન્ન થઇ ભકતોના મનોરથ પૂર્ણ કરી છેવટ જન્મ મરણના ફેરામાંથી મુકત કરે છે. માટે દરેકે એકાંતમાં બેસી બીજા સાથે નહિ બોલતાં રતિસુખ લેવાના વખતને યાદ કરી મન અને દેવને એક કરી અન્યમાં ચિત્તને નહિ જવા દેતાં પૂજા–ધ્યાન કરવાથી રતિ સુખ લેનાર સ્ત્રી પુરૂષને જેવી રીતનો આનંદ થાય છે, તેવીજ રીતનો આનંદ ભકત અને દેવને થાય છે, માટે દરેકે ઉપર બતાવેલી રીતિ પ્રમાણે દેવની પૂજા કરતાં શીખવું.

એક વખત શાસ્ત્રીબુવાને દેવની આજ્ઞા નહિ છતાં માતાના બહુ આગ્રહથી શિવરાત્રીના ઉત્સવ વખતે ગૌકર્ણ મહાબળેશ્વર જવાને તૈયાર થયા. તે વખતે ઘણા લોકો તેમને ગામની બહાર વળાવવાને આવ્યા હતા. ત્યાં તેમની આજુબાજુ પુષ્કળ મંડળી હોવા છતાં તેની અંદર સર્પ આવી શાસ્ત્રીબુવાને પગમાં કરડી ચાલ્યો ગયો. તે સર્પ તેમના વિના બીજા કોઇના જોવામાં આવ્યો નહિ. સર્પ કરડતાં તુરત પોતે ત્યાંથી પાછા ફરી મુકામપર આવી પ્રાણને એકદમ બ્રહ્મરંધ્રમાં ચઢાવી ધ્યાન કરીને બેસી ગયા. ધ્યાન ઉતરતાં તે સર્પનું વિષ ચઢવાથી પગ એકદમ સુજી ગયો.

મંડળી—મહારાજજી ! આપને એકાએક આ શું થયું, તે કૃપા કરીને કહેવું જોઇએ.

શાસ્ત્રીબુવા—તમારી વચમાં સાપ આવીને કરડવાથી ગૌકર્ણ જવાનું માંડી વાળી ગામની ભાગોળેથી તમારી સાથેજ પાછો આવ્યો. એ સર્પ તમારા જોવામાં આવ્યો હોય એમ જણાતું નથી.

સર્વે લોકો ગભરાઇ જઇ શાસ્ત્રીબુવાને કહેવા લાગ્યા કે, અમોએ સર્પને જોયો નથી, આપનો આજ્ઞા હોયતો એને માટે દવા જાણુવાવાળા માંત્રિકને બોલાવી લાવીએ.

શાસ્ત્રીબુવા—તમો દવા કરશો તો તેનાવડે દુઃખની વૃદ્ધિ થશે. પછી તમારી ઇચ્છા. શાસ્ત્રીબુવાએ નાકહેવા છતાં ભકત લોકોએ દવા કરવાથી તે પગ એટલો બધો સૂજી ગયોકે, પગ ઉંચકવાને

પણ મુશ્કેલી થઇ પડી. શિવરાત્રીનો ઉત્સવ પુરો થવાને બીજે દિવસે શાસ્ત્રીબુવાના પગનો સોજો આપોઆપ ઉતરી જઇ પગ પ્રથમના પ્રમાણે સારો થઇ ગયો. તે દિવસથી માતુશ્રીએ શાસ્ત્રીબુવાની વિરૂદ્ધ હઠ કરવી છોડી દીધી.

એક વખત શાસ્ત્રીબુવા વધારે શ્રમ પડવાથી પોતાનો નિત્ય નિયમ પુરો નહિ કરતાં સુવાનો વિચાર કરી સુવા જતાં શ્રીદત્ત ભગવાનને એ વાત નહિ પસંદ પડતાં વીંછી પાસે ડંખ મરાવ્યો; કારણ નિત્ય નિયમ તોડતાં મનને પ્રમાદ ઉત્પન્ન થાય છે, તેમ આ જગતમાં પ્રમાદ એજ મૃત્યુ છે અને એ પ્રમાદથીજ મનુષ્યોને નરકની પ્રાપ્તિ થાય છે, એટલા માટે શાસ્ત્રીબુવાને દેવે ઉપાધિ કરી. ગીતામાં કહ્યું છે કેઃ—

अनन्याश्चिंतयंतोमां । येजनाःपर्युपासते ॥
तेषांनित्याभियुक्तानां। योगक्षेमंवहाम्यहम ॥

વીંછી કરડતાં શાસ્ત્રીબુવા મનને કહેવા લાગ્યા કે, લે હવે સુઇ જા. આજ તારામાં પ્રમાદ ઉત્પન્ન થતાં શ્રીદત્ત મહારાજે તારૂં રક્ષણ કર્યું છે. માટે તારે તારૂં કલ્યાણ ઇચ્છવું હોયતો નિત્ય નિયમ પૂરો કરવાને કોઇ દિવસ ચુકીશ નહિ. એ પ્રમાણે મનને કહી આખી રાત્રિ શાસ્ત્રીબુવાએ ઇશ્વર ભજનમાં વ્યતિત કરી.

સાવંતવાડીમાં એક બુધાજીપંથ કરીને શણ્વ રહેતો હતો. તેને બિમારી આવી મૃત્યુ થતાં તેની માએ દેવીની પાસે જઇ પત્થરપર મસ્તક અફાળતાં મૂર્છા આવવાથી તે ડોસી બેભાન થઇને પડી એ અવસ્થામાં તેને દેવીએ દર્શન આપી કહ્યુંકે, તું શું કામ દુઃખ કરે છે ? તારો પુત્ર સારો થયો છે, માટે તું ઉઠીને જો. એ પ્રમાણેનો ભાસ પડતાં ત્યાં માણસો હતાં તેમને તે ડોસી પૂછવા લાગી, મારા બુધાજીને કેમ છે ?

તે ઉપરથી તે લોકોએ વિચાર કર્યો કે, આ ડોસીને એનો પુત્ર મરી ગયાની હજી ખબર નથી. હવે કદાચ આપણે એના પુત્રના મૃત્યુની વાત કહીશું તો એ અતિ દુઃખ કરી રૂદન કરશે.

લોકો—તમારો પુત્ર સારો છે. ફિકર કરશો નહિ.

બુધાજી મરી જતાં રડારોડ થઇ. તે સાંભળી તેની નજીકમાં એક બુધાજી નામનો શૂદ્ર રહેતો હતો તે ઉંઘમાંથી એકાએક

જાગૃત થઇ તેની સ્ત્રીને પૂછવા લાગ્યો કે, આ કોણ રડે છે ? બુધાજી મરી ગયો કે શુ ? ચાલ, તુ દીવો સળગાવ.

એ પ્રમાણે કહી ઉઠી ઘરની બહાર આવવા માટે કમાડ ઉઘાડવા જતાં તે રસ્તામાં પત્થરનો મોટો સ્થંભ હતો, તે લક્ષમાં નહિ રહેવાથી એકદમ તે સ્થભની સાથે એ બુધાજીનુ મસ્તક અફળાતાં કપાળ ફૂટવાથો એકદમ મોટી બૂમ મારી બેભાન થઇને જમીનપર પડયો, અને તુરત તેનો પ્રાણ નીકળી ગયો. તેની બૂમ સાંભળી તેની સ્ત્રી દીવો સળગાવી આવીને જુએ છે તો પોતાના પતિને મરી ગએલો જોયો, તેથી ગભરાઇ એકદમ બહુ મોટેથી બૂમ મારી રડવા માંડયું.

જે વખતે એ શૂદ્ર બુધાજીનો પ્રાણ નીકળી ગયો, તેજ વખતે પેલો મરી ગએલો શણવૈ બુધાજી જીવંત થઇ શરીર મરડીને બેઠો થઇ કહેવા લાગ્યો, મારૂં કાળજું આ નજીકમાં ઉભા રહેલા ભયંકર પુરૂષોને જોઇ બહુજ ગભરાય છે.

કેટલીકવારે એ બુધાજી શુદ્ધિમાં આવતાં કહેવા લાગ્યો કે, અત્યારે મોટા ભયંકર ચાર પુરૂષોએ આવી મને બાંધી ખુબ માર મારતા એક ભયંકર જગ્યામા લઇ ગયા હતા. તે જગ્યામાં પણ એક મોટા વિક્રાળ ભયંકર પુરૂષ બેઠેલા હતા, તેની પાસે લઇ જઇને મને ઉભો રાખ્યો. તે વખતે કપાળે સિંદુર લગાડેલી એક અલૌકિક સ્વરૂપવાળી સ્ત્રીએ આવી તે બેઠેલા પુરૂષને કહ્યુ કેઃ— એનો વખત હજી નહિ થવા છતાં તમોએ એને કેમ બોલાવી મંગાવ્યો ?

તે સાંભળી તે બેઠેલા વિક્રાળ પુરૂષે મને બાંધીને લઇ ગએલા પેલા ચાર વિક્રાળ પુરૂષોને કહ્યું કે, અરે ! અરે ! ! આજ તમોએ ભૂલ કરી છે, માટે જલદી જઇને એને મૂકી આવો અને એની નજીક રહેવાવાળા પેલા શૂદ્ર બુધાજીને લઇ આવો. એ પ્રમાણે સાંભળતાં તે લોકો આવીને મને મૂકી ગયા છે. હજી પણ તેમનાં જોયેલાં ભયકર સ્વરૂપનો ભય મારા મનમાંથી જતો નથી.

તેજ વખતે એ બુધાજીની માએ આવી બેભાન અવસ્થામાં “ તારો પુત્ર સારો છે ” કરીને દેવીએ કહેલી વાત કહેતાં સર્વે લોકો આશ્ચર્ય કરવા લાગ્યા અને પેલા શૂદ્ર બુધાજીને ત્યાંની રડારોળ સાંભળી સર્વે લોકો ત્યાં ગયા.

એ પ્રમાણે બનેલી એ આશ્ચર્યવત્ વાતને માટે એ લોકો શાસ્ત્રીબુવાને પૂછવા લાગ્યા.

શાસ્ત્રીબુવા—એ પ્રમાણે યમરાજાથી પણ ભૂલ થાય છે, એને માટે શાસ્ત્રોનાં પ્રમાણ છે. આગળ માંડવ્યઋષિને યમરાજાએ ભૂલથી શૂળીપર ચઢાવ્યા હતા, તેથી માંડવ્યઋષિએ યમરાજાને શાપ આપી કહ્યું કે, તારી કસુર બદલ તું મૃત્યુલોકમાં દાસીને પેટે જન્મ લે. એ શાપના કારણથીજ યમરાજા વિદુરજી થયા હતા.

એ ઉપરથી સિદ્ધ થાય છે કે, શરીર છે ત્યાંસુધી અજ્ઞાનતા છે, માટેજ ઇશ્વર એકજ સર્વજ્ઞ સર્વવ્યાપિ કહેવાય છે.

એ પ્રમાણે બુધાજીએ યમલોકમાં જઇ આવી પોતાના પર પડેલા દુઃખની વાત કહી. ત્યારે નચિકેતાઋષિએ યમલોકમાં જઇ યમરાજા પાસે અગ્નિવિદ્યા અને બ્રહ્મવિદ્યા શીખી આવી ત્યાંના દુઃખોની તથા તે દુઃખમાંથી મનુષ્યે કેવી રીતે છુટવું અને પોતાના માણસોને તે દુઃખમાંથી કેવી રીતે છોડાવવાં વગેરે બતાવ્યું છે, તે કેવી રાતે ખોટું કહી શકાય ? આ ઉપરથી શ્રાદ્ધાદિ ક્રિયા કેટલી જરૂરની છે તેનો બુદ્ધિમાને વિચાર કરી લેવો.

સાવંતવાડીનો એક સોનાર શાસ્ત્રીબુવાનાં દર્શન કરવાને માટે આવ્યો. તે વેદોકત કર્મ કરતો હતો. તેની શ્રદ્ધા જોઇ શાસ્ત્રીબુવાએ કહ્યું કે, કલિયુગમાં બ્રાહ્મણ સિવાય અન્યને વેદોકત કર્મ કરવાનો અધિકાર નથી, માટે તું કરીશ નહિ, કરવાથી ઉલટું પાપભાગી થવાય છે આ મારા વચનને તું નહિ માને તો પાછળ તને પસ્તાવો થશે. એ પ્રમાણે શાસ્ત્રીબુવાનું સહેજ બોલવું થયું.

શાસ્ત્રીબુવાના વચનપર લક્ષ નહિ રાખતાં અભિમાનને લીધે સોનારે વેદોકત કર્મ કરવાં ચાલુ રાખ્યાં. બે ત્રણ દિવસ જતાં તેના ઉપર ચોરીનો માલ રાખવાનું તહોમત આવવાથી સિપાઇઓ તેને પકડી ફોજદાર પાસે લઇ જવા લાગ્યા. તે વખતે સોનારને શાસ્ત્રીબુવાનું વચન યાદ આવતાં સિપાઇઓને કંઇ આપવાનું કરી કહ્યું કે, મને શ્રીદત્ત મંદિરમાં શાસ્ત્રીબુવાનાં દર્શન કરાવી તમો તમારી ખુશીમાં આવે ત્યાં લઇ જાઓ.

સિપાઇઓ સોનારને શાસ્ત્રીબુવા પાસે લાવતાં સોનારે રડી પડી પોતાના અપરાધની ક્ષમા માગી.

શાસ્ત્રીબુવા—તને તારાં કરેલાં ખોટાં કર્મનો પસ્તાવો થયો છે એટલે હવે દેવની કૃપા થશે.

એ પ્રમાણે મહારાજનાં વચન સાંભળી સોનાર કચેરીમાં જઇ જામીનપર છુટી આવ્યો અને એકદમ કોલ્હાપુર જઈ ત્યાં બેસી શ્રીદત્ત ભગવાનની તથા રામ કૃષ્ણાદિ અવતારની મૂર્તિઓ તૈયાર કરી શાસ્ત્રીબુવા પાસે આવ્યો.

સોનાર—( સાષ્ટાંગ નમસ્કાર કરી ) મહારાજ ! હુ તમારે માટે મૂર્તિઓ તૈયાર કરી લાવ્યો છું. તેમાંથી તમોને જે જે મૂર્તિ પસંદ પડે તે તે મૂર્તિને તમો રાખો.

શાસ્ત્રીબુવાએ સોનારને મૂર્તિ રાખવા માટે ના પાડી.

શ્રીદત્ત ભગવાન—મારી મૂર્તિને તું રાખ.

શાસ્ત્રીબુવા—તમો મને બહાર વિચરવાને આજ્ઞા કરો છો, તેથી મારાથી બરાબર પૂજા થઇ શકશે નહિ.

શ્રીદત્ત ભગવાન—તું સ્નાન કરી ભસ્મ લગાડે તે વખતે મને પણ સ્નાન કરાવી ભસ્મ લગાડવી.

એ પ્રમાણે શ્રીદત્ત મહારાજની આજ્ઞા થતાં શાસ્ત્રીબુવાએ શ્રીદત્ત ભગવાનની મૂર્તિને રાખી. શાસ્ત્રીબુવાની કૃપાથી તે સોનાર કેસમાંથી છુટી ગયો અને તે દિવસથી તે સોનાર પુરાણોકત કર્મ કરવા લાગ્યો.

હાલ નરસોબાવાડીમાં મીરાંબાઇ સરખાં ભગવદ્ ભકિત કરવાવાળાં દુર્ગામાસી નામથી પ્રખ્યાત છે. તેમના ભાઇ માણગાવ માં હતા, તે શાસ્ત્રીબુવાના પિતરાઇ મામા થતા હતા. તેને એક પુત્ર થયો, તે વર્ષ દોઢેકનો થતાં એકાએક બિમાર પડી ભયંકર સ્થિતિ માં આવતાં તેના પિતા તેના જન્માક્ષર લઇ શાસ્ત્રીબુવા પાસે આવ્યા.

શાસ્ત્રીબુવા—એ પુત્રને કંઇ થનાર નથી.

દૈવયોગે તે પુત્ર મરી ગયો, જેથી તે પુત્રના શબને ગામ લોકો અગ્નિ સંસ્કાર કરવા માટે લેવા આવ્યા; પરન્તુ શબને તે પુત્રની આજી તથા માએ આપ્યુ નહિ છેવટ લોકોએ પૂછવાથી તે બાઇ કહેવા લાગી કે, શાસ્ત્રીબુવા સાક્ષાત્ શ્રીદત્ત ભગવાનનો અવતાર છે, અને " એ પુત્ર મરશે નહિ. " એ પ્રમાણે તેમણે કહેવાથી તેમના આવ્યા સિવાય અમો એ પુત્ર આપીશું નહિ. છેવટ શાસ્ત્રીબુવાને ત્યાં બોલાવી લાવ્યા.

શાસ્ત્રીબુવા—એ બાળક મરી જવાને બહુ વખત થઇ ગયો છે, માટે એ શબને આપી દો. તમો એ શબને લઇ બાર દિવસ સુધી રૂદન કરશો, છતાં તે મરનાર પુત્ર જીવંત થવાનો નથી. વળી એ મરનાર તમારે માટે રૂદન કરતો હોય તેમ જણાતું નથી, ત્યારે તમો તેને માટે શું કામ રૂદન કરો છો ? આ જગત પ્રારબ્ધને આધીન છે, તેથી એક બીજાનું પૂર્વનું ઋણાબંધ હોવાથી સંબંધ થાય છે, અને ઋણ પૂરૂં થતાં દરેક એક બીજાને છોડી ચાલ્યા જાય છે. એ પ્રમાણે દરેક મનુષ્ય જાણવા છતાં એક બીજાના શરીર સાથે પ્રીતિ કરી આ સંસારમાં વિના કારણ દુઃખ ભોગવે છે. વળી એમાં આશ્ચર્યની વાત એ છે કેઃ—દરેક માણસ એક બીજાને મરતાં જોવા છતાં પોતે જીવત રહેવાની ઇચ્છા કરે છે, એના જેવા મૂર્ખ બીજા કોણ કહેવાય ? જે વસ્તુની ઉત્પત્તિ છે તેનો વિનાશ અવશ્ય થવાનો છે. એ પ્રમાણે આ જગત પ્રવાહ જાણીને તમો રૂદન કરવાનું છોડી દઇ એ પુત્રના શબને સંસ્કાર કરવા આપો.

આજીબાઇ—શાસ્ત્રીબુવા ! આપ સાક્ષાત્ શ્રીદત્ત ભગવાન છો, એટલે આપની કહેલી વાત કોઇ દિવસ મિથ્યા જાય નહિ. જે પ્રમાણે આપે પૂર્વાવતારમાં બ્રાહ્મણીના બાળકને, બ્રાહ્મણને અને બ્રાહ્મણીના પતિને, મૃત થએલા જીવંત કરી પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરી છે, તેજ પ્રમાણે આ વખતે આપે આપના વચનને સત્ય કરી આપના દાસને પુત્રદાન આપવું જોઇએ.

શાસ્ત્રીબુવા—હે મામા ! મેં એ પુત્ર નહિ મરે એમ કહ્યું હતું ખરૂં; પરન્તુ તે જ્યોતિષના આધારે કહ્યું હતું, છતાં ગુજરી ગયો માટે હવે એના શબને આપી દો. એ પ્રમાણે અનેક પ્રકારથી સમજાવવા છતાં એ લોકોએ પોતાનો નિશ્ચય છોડયો નહિ.

શાસ્ત્રીબુવા શ્રીદત્ત ભગવાનને પ્રાર્થના કરી કહેવા લાગ્યા કેઃ—આ મોટું ધર્મ સંકટ આપનાપર આવ્યું છે. એમ કહી તે બાળકના તરફ અમૃત દૃષ્ટિએ જોતાં તુરત તે બાળકનો શ્વાસ ચાલવા માંડયો, અને થોડા વખતમાં તે બાળક હુશિઆર થઇ પોતાની માતાને ધાવવા માંડયું.

તે જોઇ તમામ લોકો આશ્ચર્યચકિત થઇ શાસ્ત્રીબુવાને નમસ્કાર કરી અરસપરસ વાતો કરી કહેવા લાગ્યા કે, આપણા

શાસ્ત્રીબુવા પોતે શ્રીદત્ત ભગવાનનો અવતાર છે; કારણ એમની અંદર શ્રી નૃસિંહ સરસ્વતી તથા શ્રીપાદવલ્લભ મહારાજના જેવીજ ચમત્કારિક શકિત છે, માટે આજથી શાસ્ત્રીબુવાની આજ્ઞા પ્રમાણે વર્તવુ. એ પુત્ર હાલ જીવંત છે.

એક વખત સૂર્યગ્રહણ ગૃસ્તાસ્ત હતું. તે ગ્રહણ માટે તમામ જ્યોતિષીઓએ નિર્ણય કર્યો કે, આ ગ્રહણ દેખાશે નહિ, તેથી જે વખતે શાસ્ત્રીબુવા પોતાના નિત્ય નિયમથી પરવારી ભીક્ષા માટે નીકળવાની તૈયારી કરે છે, તે વખતે દેવે તેમના કાનમાં મોટો અવાજ કરી કહ્યું કે, આજ ગ્રહણ થનાર છે, તેનો વેધ લાગી ચુકયો છે, માટે ભીક્ષા લાવીશ નહિ.

શાસ્ત્રીબુવા—ભાઇઓ ! આજ ગ્રહણ આપણા જોવામાં આવશે, માટે સર્વેએ ઉપવાસ કરવો.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી સર્વે લોકોએ ઉપવાસ કર્યો. એ બાબત જ્યોતિષીઓને ઠીક લાગી નહિ, તેથી મનમાં કચવાવા માંડયું. સાયંકાળે તે ગ્રહણ સર્વેના જોવામાં આવવાથી તમામ જ્યોતિષીઓ ઝાંખા પડી ગયા.

શાસ્ત્રીબુવા—ભાઈ ઓ ! તમારો વર્તારો ખરો છે; પરન્તુ આજ ગ્રહની ગતિમાં ફેર પડવાથી એ પ્રમાણે થયું છે. એમાં તમારો દોષ નથી. એ પ્રમાણે કહેવાથી સર્વે જ્યોતિષીઓ શાંત થયા.

એક વખત કેટલાક સારાસારા વિદ્વાનોએ મળી શાસ્ત્રીબુવાને પૂછયું કે, કેટલાક લોકો ઘણીજ શ્રદ્ધા રાખી સત્‌પુરૂષોને શરણે જઇ તેમની સેવા કરી તેમના બતાવ્યા પ્રમાણે ધર્મશાસ્ત્રોના નિયમ પાળી યથાવિધિ કર્મ તથા ઉપાસના કરે છે, છતાં તેમને શાસ્ત્રમાં કહેલો અનુભવ આવતો નથી, તેનું શું કારણ હશે તે આપે કૃપા કરીને કહેવું જોઇએ.

શાસ્ત્રીબુવા—ભાઇઓ ! સદ્‌ગુરૂની આજ્ઞાથી યથાવિધિ કર્મ કરવાથી શાસ્ત્રે કહેલું ફળ મળવુંજ જોઇએ. કદાચ કોઇને પૂર્વ-જન્મનું પ્રબળ પ્રારબ્ધ આડું આવવાથી આ જન્મમાં તેનો અનુ-ભવ નહિ આવે તો બીજા જન્મમાં તેને તે કર્મનુ ફળ એકાએક વિના પ્રયાસે મળી જાય છે; પરન્તુ કર્મ કરેલું ફોકટ જતું નથી, તેને માટે હાલ તુરતનો બનેલો દાખલો તમોને કહુ છું તે તમો સાંભળો:—

થોડા વખતપર સાવંતવાડીમાં એક સોયરોબા આંબે એ નામના શણવે રહેતા હતા. તેમની અંદર પૂર્વના સંસ્કારથી કેટલાક સારા ગુણો હતા. તે પોતે સાવંતવાડી સસ્થાનની અંદર વસુલાતનું કામ કરતા હતા. એક વખત તેમણે વસુલાતનું ભરાણું કરીન સાવંતવાડી વરતણીઆ જોડે મોકલ્યું. રસ્તામાં કેટલાક લુચ્ચાઓએ મળી તે ભરણું લઇ જનારા માણસોને કહ્યુ કે, તમો એ પૈસા અમોને આપી દો. એની અંદર તમોને નુકશાન થવા દઇશુ નહિ, એટલુજ નહિ; પરન્તુ એમાંથી અમુક રકમ તમોને આપાશું. એ પ્રમાણે કહેવાથી તે માણસોએ પૈસા આપી દીધા, અને એ વરતણીઆઓએ જઇ કચેરીમાં ભરણાના કાગળો આપ્યા. તે જોઇ ત્રિજોરી કારકુન પૂછવા લાગ્યો કે, તમારી સાથે અમુક પૈસા મોકલ્યા છે તે કયાં છે ?

વરતણીઆ—માય બાપ ! સાહેબે અમોને પૈસા આપ્યા નથી; પરન્તુ એ એકલા કાગળોજ આપ્યા હતા, તે તમોને આપ્યા છે. બીજી કોઇપણ બાબત અમોને કહી નથી, તેમ અમો જાણતા પણ નથી.

એ પ્રમાણે સાંભળતાં એ કારકુને એ વાત કારભારી સાહેબને કહેતાં તેમણે તેમને પકડી મંગાવી પૂછતાં સોયરોબા કહેવા લાગ્યા:—મેં એ લોકોને પૈસા ગણીને આપ્યા હતા. રસ્તામાં એ પૈસાનુ શું થયું, તે કંઇ મારાથી કહી શકાતું નથી. સોયરોબાની એ બાબત નહિ માનતાં પોલીસને તપાસ કરવાને કહ્યું. પોલીસો પોતાના નિયમ પ્રમાણે સોયરોબાને એકાંતમાં લઇ જઇ માર મારી મનાવવાનો વિચાર કરવા લાગ્યા. તે વખતે સોયરોબાએ વિચાર કર્યો કે, આવા નીચ લોકોના હાથનો માર ખાવો તેના કરતાં ઘરબાર વેચી પૈસા આપી દેવા, એ વધારે સારૂં છે; કારણ કે, અધિકારીમાં જો બુદ્ધિ હોતતો મારા ઉપર તે શકજ આણુત નહિ. હશે ! ઇશ્વરની મરજી અને આપણુ પ્રારબ્ધ, માટે પૈસા ભરી દઇ નોકરી છોડી દેવી.

સોયરોબા—તમો વિના કારણ મને શું કામ ત્રાસ આપવા તૈયાર થયા છો ? તમો મંજ ચોર સમજો છો, તો હું પૈસા આપી દઇશ.

એ પ્રમાણે કહેતાં તે લોકો પોતાના ઉપરી પાસે સોયરો બાને આણી પૈસા આપવા માટે લખાવી લઇ તેમને જામીનપર છુટા કર્યા.

એ બાબત સોયરોબાના મિત્રાદિના જાણવામાં આવતાં તેમણે કહ્યુ કે, એ પ્રમાણે ખોટી રીતે પૈસા અપાય નહિ, માટે તમો આપણા મહારાજાને મળી તેમને એ વાત કહો. એને માટે ચાલો હું તમોને એક સારા માણસ પાસે ચીઠ્ઠી લખાવી આપું છું, એટલે મળવાને તમોને અડચણ પડશે નહિ. એ પ્રમાણે વિચાર કરી સોયરોબા અને તેમનો મિત્ર સાવતવાડીથી થોડે દૂર તેમનો મુકામ હતો ત્યાં જઇ તેમને હકીકત કહી ચીઠ્ઠી લખાવી આપી. તે ચીઠ્ઠી લઇ રાજાને મળવા જવું ત્યાં કંઇપણ મૂકવું જોઇએ; એવો વિચાર કરી કેટલાંક સારાં નવીન ફૂળ જોવામાં આવ્યાં, તે લઇ સોયરોબા સાવંતવાડી આવવા નીકળ્યા.

રસ્તામાં આવતાં તડકો ઘણોજ લાગવાથી સોયરોબા એક નાળાપર પાણીની નજીક ઝાડ નીચે બેઠા, અને પોતાના પ્રારબ્ધનો વિચાર કરી પશ્ચાતાપ કરે છે એટલામાં તે જગ્યાપર એક દિગંબર સાધુપુરૂષ આવી ચઢયા.

દિગંબર—બચ્ચા ! મને બહુ ભૂખ લાગી છે, માટે તારી પાસે કઇ ખાવાનું હોયતો તે આપ.

સાધુપુરૂષનાં વચન સાંભળી સોયરોબાએ રાજાને માટે લીધેલાં ફળ પેલા સાધુને આપી દીધાં. તે ફૂળ ખાઇને તે પુરૂષ ખુશી થઇ કહેવા લાગ્યાઃ—બચ્ચા ! પાણી પિલાવ.

સોયરોબાએ પાણી લાવી આપ્યુ. તે પાણી પી, તે પુરૂષ ખુબ પ્રસન્ન થઇ કહેવા લાગ્યાઃ—

કયું, બચ્ચા ! કહાં પર્યંત ઐસિ ઉપાધિમે રહેનેકા બિચાર હય ? એ પ્રમાણે કહી સોયરોબાનું મસ્તક પકડી નાળિએરના ડોચા પ્રમાણે પાચ પચાસ વખત હલાવી સોયરોબાને છોડી તે પુરૂષ ચાલ્યા ગયા.

એ પ્રમાણે મસ્તક હલાવતાં સોયરોબાને એકદમ સમાધિ લાગી ગઇ.

રસ્તામાં જનાર આવનાર લોકોએ સોયરોબાને જોવાથી તે લોકોએ આવી ગામમાં વાત કરી કે, સોયરોબા અમુક નાળાપર

કાષ્ટવત્ થઇને બેઠા છે અને તે બોલતા નથી. એ પ્રમાણે સાંભળતાં ઘણા લોકો જોવાને ગયા, અને તમામના જોવામાં એ પ્રમાણે આવતાં છેવટ સાવંતવાડી સરકારને ખબર પડતાં તે પણ પોતાના કારભારી સહિત ત્યાં આવ્યા. કાષ્ટવત્ સ્થિતિ જોઇ રાજા કારભારીને કહેવા લાગ્યા કે, આપણા રાજ્યમાં આવા સારા સમાધિવાળા પુરૂષો છે, છતાં તમોએ મને કહ્યુંજ નહિ.

કારભારી—સરકાર અમોને એ બાબતની બીલકુલ ખબર નથી; પરન્તુ હાલ એમનાપર ચોરીનું તહોમત આવ્યું છે, એટલું અમો જાણીએ છીએ.

રાજા—આવા માણસ ચોરી કરે પણ ખરા ?

તે સાંભળી તમામ લોકો લજવાઇ ગયા. છેવટ રાજાએ તે જગ્યાપર તંબુ મરાવી બંદોબસ્ત કરી માણસોને કહ્યું કે, જ્યારે સોયરોબા જાગૃત થાય ત્યારે મને તુરત ખબર કરવી.

એ પ્રમાણે કહી રાજા સાવંતવાડી ગયા.

ત્રીજે દિવસે સોયરોબા સમાધિથી જાગૃત થતાં માલુમ પડયું કે, પૂર્વજન્મમાં મારા ગુરૂશ્રી ગેબીનાથ હતા, તે પોતે આવીને મને આ આનંદ સમુદ્રમાં ડુબાવીને જતા રહ્યા છે, જેથી "શ્રીગુરૂ ગેબીનાથ ! શ્રીગુરૂ ગેબીનાથ ! આપના બાળકને છોડી આપ કયાં નીકળી ગયા ?" એમ કહી રડવા લાગ્યા.

તે વખતે રાજાના માણસોએ રાજાને ખબર કરી એટલે રાજા એકદમ ત્યાં આવ્યા, અને સોયરોબાને સાષ્ટાંગ નમસ્કાર કરી કહેવા લાગ્યા:—

સોયરોબા ! સાવંતવાડી ચાલો.

સોયરોબા—હવે હું ગામમાં આવીશ નહિ.

ગામ લોકોનો બહુજ આગ્રહ થવાથી સોયરોબા સાવંતવાડી ગયા.

થોડા દિવસ ગયા પછી સોયરોબાએ પોતાના પુત્રની વિધવા સ્ત્રીને કહ્યું કે, હું હવે અહીં રહીશ નહિ, માટે તારી ખુશી હોય તે માગી લે.

બાઇ—સસરાજી ! આપનો પૌત્ર આંધળો છે, તેને દેખતો કરવો જોઇએ.

સોયરોબાએ તે પુત્રની સામે અમૃત દૃષ્ટિએ જોતાં તુરત તે પુત્રને આંખ આવી અને દેખતો થઇ ગયો.

થોડા સમય વીત્યા બાદ સોયરોબા કોઇને નહિ કહેતાં એકાએક ઘરમાંથી નીકળી ઉત્તર દિશા તરફ ચાલતા થયા. માર્ગમાં ચાલતાં તળાવપર સોયરોબાનાં વિધવા બેન હતાં, તેમણે ભાઇને જતા જોયા, તેથી તે પણ તેમની પાછળ ચાલી નીકળ્યાં.

કેટલેક દિવસે હરદ્વારના ઉપરના ભાગમાં જઇને રહ્યાં. એક દિવસ સોયરોબાનાં બેન કંઇ કામને માટે દૂર ગયાં, એટલામાં હિમાલયમાંથી સિદ્ધ પુરૂષો આવી સોયરોબાને લઇ ગયા. ત્યાર પછી તેમનો પત્તો લાગ્યો નહિ.

થોડા સમય વીત્યા બાદ બેન આશ્રમે આવ્યાં. ત્યાં ભાઇને નહિ જોતાં એકદમ ગભરાઇ જઇ રડવા લાગ્યાં. તે વખતે તેમને દૃષ્ટાંત થયું કે, હું હવે તને મળીશ નહિ. અમુક માણસ પાસે જા, તે તને સાવતવાડી પહોંચાડી દેશે. એ પ્રમાણે થતાં બેન સાવંતવાડી આવીને રહ્યાં. એ બાબતને તમામ લોકો સારી રીતે જાણે છે; કારણ હાલ તરતનીજ વાત છે.

એ સોયરોબાએ કેટલાક સારા અભંગાદિ કરેલા છે અને લોકો તેને બોલે પણ છે. એ પ્રમાણે કરેલા સત્કર્મનું ફળ વખત આવતાં દરેકને પ્રાપ્ત થાય છે. એજ કારણથી ગીતામાં કહ્યુ છે કેઃ—

**श्लोक.**

**मनुष्याणांसहस्त्रेषु । कश्चिद्यततिसिद्धये ॥**
**यततामपिसिद्धानां । कश्चिन्मांवेत्तितत्त्वत: ॥**

મનુષ્યની ઇશ્વર પ્રાપ્તિ માટે કરેલી મહેનત વ્યર્થ જતી નથી. જે પ્રમાણે સોરટીમાં પૈસા ભરી લાભ મેળવવાની દરેક મનુષ્ય આશા રાખે છે, તેજ પ્રમાણે ઇશ્વર પ્રાપ્તિ માટે પ્રયાસ કરી મુકિતની ઇચ્છા દરેકે રાખવી. જેમ સોરટીમાં ભરેલા પૈસા ઇનામ નહિ મળનારા લોકોના નકામા જાય છે, પણ ઇશ્વર પ્રાપ્તિ માટેનું કરેલુ કર્મ નકામું જતું નથી; પરન્તુ સોયરોબાના પ્રમાણે આગલા જન્મમાં તેનું ફળ એકાએક મળે છે. માટે કરેકે પોતપોતાના વર્ણાશ્રમનાં કર્મ કરી ઇશ્વર પ્રાપ્તિ માટે મહેનત કરવી. ૮૩

શ્રીગુરૂ દત્તાત્રેયાય નમઃ એ પ્રમાણે સાત વરસ પૂરાં થતાં શાસ્ત્રીબુવાની સગુણ ઉપાસના બરાબર સિદ્ધ થવાથી શ્રીદત્ત ભગવાનના નિર્ગુણ સ્વરૂપનો અનુભવ કરાવી જીવનમુકિતના સુખને ભોગવવા માટે શ્રીદત્ત ભગવાને શાસ્ત્રીબુવાને આજ્ઞા કરી કે, હવે તમો તીર્થયાત્રા કરી શરણે આવેલા લોકોને સત્ ઉપદેશ કરી વર્ણાશ્રમને રસ્તે ચઢાવી ભવબંધન છેદન કરવાનો રસ્તો બતાવો. એ પ્રમાણે પરોપકાર કરવાથી તમારા દેહનો અહંભાવ ગળી જતાં તમો મારા અદ્વૈત સ્વરૂપનો એજ ચક્ષુવડે અનુભવ કરી જીવન મુકિતના સુખને ભોગવી વિદેહ મુકિતની પ્રાપ્તિ કરશો. એ સુખ બાહ્ય પ્રપંચનો ત્યાગ કર્યા વિના મળતું નથી, માટે આ સર્વે ઉપાધિનો ત્યાગ કરી અહીંયાંના સ્થાનને માટે દરરોજ નૈવેદ્યનો બંદોબસ્ત કરી મારી મૂર્તિ લઇને પ્રથમ તમો નરસોબાવાડી જાઓ.

એ પ્રમાણે શ્રીદત્ત ભગવાનનાં વચન સાંભળી શાસ્ત્રીબુવા દેવના નૈવેદ્યનો બંદોબસ્ત કરવા માટે ભકત મંડળીને કહેવાનો વિચાર કરવા લાગ્યા.

સાવંતવાડીના નારાયણ ઉકડવીલને એ બાબતની ખબર પડવાથી તેમણે આવી શાસ્ત્રીબુવાને કહ્યું કે, તમોએ આજ સુધી કોઇ બાબત કરવાને કોઇને પણ કહ્યુ નથી, તેથી આ વખતે કહેશો તો બીજા નાસ્તિકોને આપને માટે બોલવાનો વખત મળશે.

ઉકડવીલનાં વચન સાંભળવાથી શાસ્ત્રીબુવાએ નૈવેદ્યને માટે કોઇને પણ કહ્યું નહિ, જેથી હાલ તે જગ્યાની અવ્યવસ્થા છે. માટે સર્વે મંડળીએ મળી તે જગ્યાનો બદોબસ્ત રાખવો જોઇએ.

શાસ્ત્રીબુવાના નીકળ્યા પછી દેવે નારાયણરાવ અને શંકરબાપ્તેને સ્વપ્નામાં કહ્યું હતું કે, તમારે એ સ્થાનની દેખરેખ રાખવી, છતાં તેમની દેખરેખ જણાતી નથી, તેથી ત્યાં અવ્યવસ્થા ચાલે છે.

શાસ્ત્રીબુવા માતાની પાસે તીર્થયાત્રા માટે આજ્ઞા માગવાને ગયા. ત્યાં જઇ માતુશ્રીને સાંષ્ટાગ નમસ્કાર કરી કહેવા લાગ્યાઃ—હે માતા ! મને તીર્થયાત્રા કરવા જવાને માટે આજ્ઞા આપો.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી રમાબાઇ માતુશ્રી ગભરાઇ ગયાં અને રૂદન કરતાં મૂર્છા આવવાથી ભૂમિપર પડયાં.

એ પ્રમાણે માતાને દુઃખિત જોઇ શાસ્ત્રીબુવા માતુશ્રીને ઉઠાડી સાવધ કરી બોલ્યાઃ—હે માતા ! આપ શું કામ ખેદ કરોછો ? આ સંસાર પ્રારબ્ધને આધીન છે, તે આપ જાણો છો, માટે ખેદને છોડી દઇ આપની ઇચ્છા હોય તે મારી પાસે માગી લો.

રમાબાઇ—હે પુત્ર ! મારી મનોવૃત્તિને શાંત કરો. તમો પોતે શ્રીદત્ત ભગવાનના અવતાર છો, એ પ્રમાણે હું બરાબર જાણું છુ. મારા કોઇ જન્મના પુણ્યથી આપ મારે ત્યાં જન્મ લઇને આવી આજ પર્યંત તમોએ મને પૂર્ણાનંદ આપ્યો. એજ આનંદ મારો કાયમ રહેવો જોઇએ, અને આ જન્મ મરણરૂપી ભવસાગરમાંથી મને મુકત કરવી જોઇએ. હે ભગવાન ! આપના પરનો પુત્ર પ્રેમ મારાથી કેવી રીતે વિસરાય કે હું આપને ઘર છોડી જવાને રજા આપું.

માતુશ્રીનાં વચન સાંભળી શાસ્ત્રીબુવાએ વિચાર કર્યો કે, એમને માયાના પાસથી મુકત કરવા માટે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવો જોઇએ. જ્યાંસુધી એમની પ્રીતિ મારાપરથી ઓછી થશે નહિ, ત્યાંસુધી માતા મને રજા આપશે નહિ.

શાસ્ત્રીબુવા—હે માતા ! આ સંસાર કેવી રીતનો છે તે જાણીને એ સંસારમાં રહી કેવી રીતે વર્તવાથી ઇશ્વરની પ્રાપ્તિ કરાય છે, તેને માટે યદુરાજાને શ્રીદત્ત ભગવાને ઉપદેશ કર્યો છે તે તમોને કહુ છું, તે એક ચિન્તે સાંભળોઃ—

એક વખત દેવ દાનવને લડાઇ થઇ તેમાં દાનવગુરૂ શુક્રાચાર્ય પાસે મૃતસજીવની વિદ્યા હોવાથી રાક્ષસોની જીત થઇ. તે જોઇ દેવગુરૂ બૃહસ્પતિ મહારાજે પોતાના પુત્ર કચને કહ્યુ કે, હે પુત્ર ! તુ મારો પુત્ર કયારે કહેવાય કે, જ્યારે શુક્રાચાર્ય મહારાજને પ્રસન્ન કરી મૃતસંજીવની વિદ્યા શાખી લાવે ત્યારે.

કચ—પિતાજી ! આપનો આશીર્વાદ હશે તો હરકોઇ પ્રકારે હું શુક્રાચાર્ય મહારાજને પ્રસન્ન કરી એ વિદ્યા શીખી લાવીશ.

એ પ્રમાણે બોલી, કચ પોતાના પિતાને શિરસાષ્ટાંગ નમસ્કાર કરી આજ્ઞા લઇ શુક્રાચાર્ય મહારાજ પાસે વિદ્યા ભણવાને નિમિત્તે શુક્રાચાર્ય મહારાજના આશ્રમે આવ્યો. તેમના બન્ને પગને ઘુટણથી દબાવી ઉલટસુલટ હાથે પકડી ચરણપર મસ્તક

મૂકી પ્રાર્થના કરી શ્રીગુરૂ સાંનિધ્ય સમિધા, ફળ, ફૂલાદિ મૂકી હાથ જોડીને ઉભો રહ્યો.

શુક્રાચાર્ય—તું કોણ છે, અને કેમ આવ્યો ?

કચ—હું દેવગુરૂ બૃહસ્પતિનો પુત્ર છું અને આપશ્રી પાસે શાસ્ત્ર ભણવાને આવ્યો છું.

કચનાં વચન સાંભળી શુક્રાચાર્ય સમજી ગયા કે, એ મારી પાસે મૃતસંજીવની વિદ્યા લેવાને આવ્યો છે; પરન્તુ અધિકાર વિના એ વિદ્યા આપી શકાય નહિ માટે એના પરીક્ષા જોવી જોઇએ.

શુક્રાચાર્ય—તારે દરરોજ ગાયોને જંગલમાં લઇ જઇ ચરાવવી, સમિધા, ફળ ફૂલાદિ લઇ આવવાં અને દરરોજ બે વખત મધુકરી ભીક્ષા માગી લાવી ગુરૂને અર્પણ કરવી, અને ગુરૂ આપે તે ખાવું.

શ્રી સદ્ગુરૂનાં વચન સાંભળી કચ શુક્રાચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યો.

દરરોજ સવારમાં શ્રીગુરૂથી જલદી ઉઠી કચ શૌચ, દંતધાવન, સ્નાન, સંધ્યાદિ વ્યવસ્થા ગુરૂને કરી આપી પોતે ગાયોને લઇ જંગલમાં જતો. ત્યાં જઇ પોતાનું નિત્યનૈમિત્તિક કર્મ કરી સમિધા, દર્ભ, ફળ, ફૂલાદિ લઇને મધ્યાન્હ વખતે આવી ગુરૂના ચરણમાં અર્પણ કરી, ભીક્ષા માગી લાવી, શ્રીગુરૂને અર્પણ કરતો, ગુરૂના જમી રહ્યા પછી જે કંઇ શિષ્યને ખાવા માટે આપે, તે ખાઇ પાછો જંગલમાં ગાયો સાથે જતો હતો.

સાંજરે ગાયોને લાવી બાંધી દૂધાદિ કાઢી ઘરમાં જે કંઇ કામ હોય તે કરી ભીક્ષા માગી લાવી ગુરૂને અર્પણ કરતો. ગુરૂ આપે તે ખાઇ તેમના પાદનું સેવન કરી ગુરૂને નિદ્રા આવે ત્યાર પછી પોતે તેમને નમસ્કાર કરી સુવા જતો. જે પ્રમાણે ગુરૂને સારૂં લાગે તે પ્રમાણે કચ વર્તતો હતો, અને ગુરૂ જ્યારે વિદ્યા ભણવાને કહે તેવારે પાઠ લેતો હતો.

એ પ્રમાણે કેટલાક દિવસ ગયા પછી દૈત્ય લોકોને ખબર પડી કે, આ બૃહસ્પતિનો પુત્ર આપણા ગુરૂ પાસે મૃતસંજીવની વિદ્યા લેવા આવ્યો હોય એમ જણાય છે, અને વખતપર ગુરૂ પ્રસન્ન થતાં એ વિદ્યા આપી દેશે તો પછી આપણે માર્યા જઇશું.

એ પ્રમાણે વિચાર કરી રાક્ષસોએ એક દિવસ કચને જંગલમાં મારી નાંખ્યો.

સાયંકાળ થતાં ગાયો ઘેર આવી; પરન્તુ કચ ઘેર આવ્યો નહિ, જેથી શુક્રાચાર્યની કન્યા દેવયાનીએ પિતાને પૂછ્યુ:—

પિતાજી ! આજ કચ જંગલમાંથી કેમ નહિ આવ્યો ?

શુક્રાચાર્ય—બેન ! દૈત્યોએ કચને મારી નાંખ્યો હોય તેમ જણાય છે.

દેવયાની—પિતાજી ! કચને આપ જીવંત નહિ કરશો તો હું મારો પ્રાણ તજી દઇશ.

એ પ્રમાણે પોતાની કન્યાનો આગ્રહ જોઇ શુક્રાચાર્ય મહારાજ જંગલમાં ગયા અને ત્યાં કચના શબને શોધી કાઢી તેનાપર જળનું પ્રોક્ષણ કરી તેને સજીવન કરી ઘેર લઇ આવ્યા. તે જોઇ દેવયાની બહુજ પ્રસન્ન થયાં.

કચને જીવંત થયેલો જોઇ રાક્ષસો ગભરાઇ વિચાર કરવા લાગ્યા કે, આને ગુરૂએ જીવંત કર્યો છે, માટે હવે શો ઇલાજ કરવો ? જ્યાંસુધી એ કચનો નાશ થશે નહિ, ત્યાંસુધી આપણ સર્વેને ભય છે, માટે આવતી કાલે આપણે ગુરૂ મહારાજને ભોજન માટે બોલાવી તેમને ઉત્તમ પ્રકારની વારૂણી ( મદીરા ) પાઇ જ્યારે ગુરૂજી શુદ્ધિ રહિત થાય ત્યારે એ કચને મારી તેના હાડકાનો ભુકો કરી તેના માંસની સાથે રાંધી ગુરૂને તેનું ભોજન કરાવીશું, એટલે પછી એ કચ જીવત થશે નહિ. એ પ્રમાણે વિચાર કરી દાનવપતિએ શુક્રાચાર્યને ભોજન માટે બોલાવ્યા ત્યાં સંકેત મુજબ વારૂણી પાઇ શુદ્ધિ રહિત કરી કચનું માંસ ખવરાવી દીધું. ભોજન કરી શુક્રાચાર્ય મહારાજ પોતાના આશ્રમે ગયા.

સાયંકાળ થતાં જંગલમાંથી ગાયો આવી; પરન્તુ કચ આવ્યો નહિ.

દેવયાની—પિતાજી ! આજ કચ હજી કેમ નહિ આવ્યો?

શુક્રાચાર્ય—( ધ્યાનવડે જોઇને ) બેન ! કચને રાક્ષસોએ મારી નાખી તેનો પાક કરી મને જમાડયો છે, જેથી તે કચ મારા પેટમાં છે.

દેવયાની—( રૂદન કરતાં ) પિતાજી ! મારે એ કચ વિના ચાલશે નહિ, માટે તમારે કચને જીવંત કરવો જોઇએ. વળી હે પિતાજી ! તે આપ સમાન બળિષ્ટ ગુરૂ પાસે ઈચ્છીતની આશાએ આવેલો હતો, છતાં તેનો આમ વિપરીત રીતે વિનાશ થયો જાણી સર્વે લોકો તમારી ચેષ્ટા કરશે.

શુક્રાચાર્ય—બેન ! હું મરી જાઉં ત્યારે કચ જીવત થાય એમ છે.

દેવયાની--પિતાજી ! આપનું ગમે તેમ થાઓ; પરન્તુ મારે કચ જોઇએ.

એ પ્રમાણે પોતાની એકની એક કન્યા બહુજ પ્રીતિવાળી જાણી વિચાર કર્યો કે, કચને પ્રથમ પેટમાંજ જીવંત કરી તેને મૃતસજીવની મંત્રનો ઉપદેશ કરવાથી તે મારા પેટને ફાડી બહાર આવશે અને મને તેજ મંત્રવડે જીવંત કરશે.

એ પ્રમાણે વિચાર કરી શુક્રાચાર્ય મહારાજે પ્રથમ મત્રના પ્રભાવવડે કચને પેટમાં જીવંત કરી કહ્યું કે, હે શિષ્ય ! હું તને મૃતસંજીવની મંત્રનો ઉપદેશ કરૂં છું, તેનાવડે તું બહાર આવી મને જીવંત કર.

એ પ્રમાણે કચને ઉપદેશ કર્યો, એટલે કચે શુક્રાચાર્યનું પેટ ફાડી બહાર આવી તે મંત્રના પ્રયોગવડે પોતાના ગુરૂને જીવંત કર્યા.

શુક્રાચાર્ય મહારાજ જીવંત થતાં પોતાની વિદ્યા જવાથી દૈત્યો તથા વારૂણી અને માંસને શાપ આપી બોલ્યા કે:—આજ પછી આ દૈત્યોની જીત કોઇ દિવસ થશે નહિ, એટલુંજ નહિ; પરન્તુ મનુષ્યનુ માંસ ભક્ષણ કરાવ્યું છે, તેથા એ લોકો વિના મોતે માર્યા જશે; એમ કહી, વારૂણી તથા માંસને માટે પણ કહ્યું કે, જે મનુષ્ય થઇ આજ પછી કોઇપણ પ્રકારની સુરા કે વારૂણી પીશે અથવા માંસ ખાશે, તે આ જગતમાં સર્વસ્વ સુખ ગુમાવીને મારા પ્રમાણે વિના મોતે માર્યા જશે.

તેજ દિવસથી એ વસ્તુઓ તમોગુણી અને દુષ્ટ ફળને આપવાવાળી થઇ છે. એજ કારણથી બુદ્ધિમાનો એ વસ્તુનો ઉપયોગ કરતા નથી. એ પ્રમાણે કચને મૃતસંજીવની વિદ્યા ગુરૂની સેવા કરતાં પ્રાપ્ત થઇ.

કેટલાક દિવસ ગુરૂની સેવા કરતાં ગુરૂએ કચને પોતાના માતાપિતા પાસે જવાને આજ્ઞા કરી, જેથી કચે ગુરૂને ગુરૂદક્ષિણા આપી પોતાના પિતા પાસે જવાને તૈયારી કરી. તે વખતે દેવયાની સામે આવી કચને કહેવા લાગ્યાં:—

તમો મારી સાથે લગ્ન કરી તમારા માતાપિતાને ત્યાં મને લઇ જાઓ.

કચ—બેન ! તમારી સાથે મારાથી લગ્ન થાય નહિ, કારણ તમો ગુરૂ કન્યા છો, એટલે મારી બેન છો, માટે બીજું કંઇ માગી લો.

દેવયાની—મેં તમોને એટલા માટેજ પિતાજી પાસે બે વખત જીવત કરાવ્યા છે. માટે તમો લગ્ન નહિ કરશો તો હું શાપ આપીશ.

કચ—બેન ! ભલે તમારે શાપ આપવો હોયતો આપો; પરન્તુ શાસ્ત્ર વિરૂદ્ધનું કામ કરીશ નહિ.

દેવયાની—મેં તને જીવતદાન આપવા છતાં તું મારૂં વચન નથી માનતો માટે મારા નિમિ-તે તને જે મૃતસંજીવની વિદ્યા પ્રાપ્ત થઇ છે, તે તારા ઉપયોગમાં આવશે નહિ.

કચ—હે બેન ! ભલે મને એ વિદ્યા ફળ નહિ આપો; પરન્તુ તમોએ મને વિના કારણ શાપ આપ્યો, માટે હું પણ તમોને શાપ આપું છું કે, તમોને કોઇ બ્રાહ્મણકુળમાંનું વરશે નહિ, તેથી તમો નીચ કુળમાં જશો. એ પ્રમાણે બોલી કચ પોતાને સ્થાને ગયો.

કેટલાક દિવસ ગયા પછી એક વખત દેવયાની કાત્યાયની વ્રત નિમિ-તે દાનવ રાજા વૃષપર્વાની કન્યા શર્મિષ્ટા સાથે સ્નાનને માટે ગયાં. ત્યાં વસ્ત્ર કહાડી નગ્નપણે સ્નાન કરતાં એકાએક પુરૂષનું આવવું થયું, જેથી ગભરાઇ વસ્ત્ર પહેરવા જતાં દેવયાનીનાં વસ્ત્ર શર્મિષ્ટાએ પહેરવાથી દેવયાનીએ તેને ગાળો દીધી, તેથી શર્મિષ્ટાએ દેવયાનીને કુવામાં ધકેલી મૂકી. એવામાં ક્ષત્રિય રાજા યયાતિનુ આવવું થયું. દેવયાનીને કુવામાં ડુબકાં ખાતી જોઇ, રાજાએ પોતાનો હાથ આપી તેને બહાર કાઢી પોતાનું વસ્ત્ર પહેરવા માટે આપ્યુ.

દેવયાની—તમારો મેં હાથ પકડયો છે, તથા તમોએ મને નગ્ન જોઇ છે, તેથી હું તમોને વરી ચુકી છું. આજ મેં એવી દુષ્ટ રાક્ષસ કન્યાની સોબત કરી તેથી મારી પણ દુષ્ટ બુદ્ધિ થઇ. હું સ્નાન કરવાને જળમાં નગ્ન ઉતરી, તેથીજ આજ આ પ્રસંગ આવ્યો છે. હું દાનવગુરૂ શુક્રાચાર્યની કન્યા છું, મારૂં નામ દેવયાની છે અને મને દેવગુરૂ બૃહસ્પતિના પુત્ર કચનો શાપ થયો છે. તમો કોણ છો તેમને કૃપા કરીને કહો.

રાજા—મારૂં નામ યયાતિ છે, હું જાતનો ક્ષત્રિ છું, જેથી મારાથી બ્રાહ્મણ કન્યા વરાય નહિ, વરવાથી મહાદોષ લાગે છે, છતાં આપના પિતા સર્વ શાસ્ત્રને જાણવાવાળા અને સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ છે, તેમને તમો તમારી હકીકત કહો.

દેવયાની યયાતિ રાજાને સાથે લઇ પોતાના પિતા શુક્રાચાર્ય પાસે આવી અને બનેલી હકીકત કહી

પુત્રીનાં વચન સાંભળી શુક્રાચાર્યે ધ્યાનવડે જોયું તો માલુમ પડયું કે, કચના શાપનું આ પરિણામ છે. બ્રાહ્મણના શાપ આગળ કોઇનું કંઇપણ ચાલતું નથી એ પ્રમાણે વિચાર કરી દેવયાનીનાં લગ્ન યયાતિ રાજા સાથે કર્યાં અને દાનવપતિ વૃષપર્વાની કન્યા શર્મિષ્ટાને દેવયાનીની દાસી તરીકે સાથે મોકલી.

શુક્રાચાર્ય—તમારે આ શર્મિષ્ટાનો સંગ કરવો નહિ.

શુક્રાચાર્યનાં વચન કબુલ કરી યયાતિ રાજા દેવયાની તથા દાસી શર્મિષ્ટા સહિત પોતાના નગરમાં આવ્યા.

કેટલોક સમય જતાં દેવયાનીને બે પુત્ર થયા, તેમાં પહેલાનું નામ યદુ અને બીજાનું નામ તુર્વસુ પાડયું.

દાનવકન્યા શાર્મષ્ટાનું સ્વરૂપ તથા તેની સેવા જોઇ રાજા પ્રસન્ન થઇ પૂછવા લાગ્યાઃ—તારી શું ઇચ્છા છે ?

શર્મિષ્ટા—મને રતિ સુખ આપો.

શર્મિષ્ટાનાં વચન સાંભળી રાજા તેને દરરોજ રતિ સુખ આપવા લાગ્યા. દૈવયોગે શર્મિષ્ટાને ત્રણ પુત્ર થયા.

દાસી તરીકે આવેલી શર્મિષ્ટાને ત્રણ પુત્ર થયા જોઇ દેવયાનીએ પોતાના પિતા પાસે જઇને સર્વે વારતા કહી, જેથી

શુક્રાચાર્યે રાજાને શાપ આપતાં કહ્યું કે, હે રાજા ! તેં મારી આજ્ઞાનો ભંગ કર્યો, માટે તને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાઓ.

શુક્રાચાર્યના મુખમાંથી શાપયુક્ત વચન નીકળતાં યયાતિ રાજાનું શરીર વૃદ્ધપણું પામી ધ્રુજવા લાગ્યું, શરીર વાંકુ વળી ગયું, વાળ સફેદ થયા અને દાંત પડી ગયા. તે જોઈ રાજા અતિશય દુઃખ માનવા લાગ્યા.

દેવયાની પણ વૃદ્ધ પતિથી વિષય સુખ નહિ મળતાં દુઃખી થઇ પોતાના કર્મનો પસ્તાવો કરી રૂદન કરવા લાગી. એવામાં શુક્રાચાર્ય પુત્રી દેવયાનીની ખબર લેવા માટે આવ્યા. તે સમયે યયાતિ રાજાએ તથા દેવયાનીએ પોતપોતાના થએલા અપરાધની ક્ષમા માગી.

દેવયાની—હે પિતાજી ! મારી વાસના પૂર્ણ કરવા મારા પતિને તારૂણ્ય આપવું જોઇએ.

શુક્રાચાર્ય—હે રાજન્ ! તારૂં વૃદ્ધપણું તારા પુત્રને આપ અને તેનું તારૂણ્ય તું લે.

રાજા પોતાના પુત્રો પાસે તારૂણ્ય માગવા લાગ્યા. દેવયાનીના બન્ને પુત્રોએ પોતાનું તારૂણ્ય આપવા પિતાને ના કહી. તે પછી શર્મિષ્ટાના ત્રણે પુત્રોને બોલાવી તારૂણ્યની માગણી કરી, તેમાંના બન્ને વડીલ પુત્રોએ પોતાનું તારૂણ્ય પિતાને આપવા ના કહી, છેવટે કનિષ્ટ પુત્ર પુરૂરવાએ પિતાની માગણીનો સ્વિકાર કરી પિતાનું વૃદ્ધપણું લઇ પોતાનું તારૂણ્ય પિતાને આપ્યું. તે જોઇ યયાતિ રાજાને ચારે પુત્રોપર ક્રોધ ચઢયો અને શાપ આપતાં બોલ્યા કે, તમો ચારે પુત્રને છત્ર–સિંહાસન મળશે નહિ.

પુત્ર પુરૂરવાનું તારૂણ્ય મેળવી યયાતિ રાજા દેવયાની સાથે વિષય ભોગ ભોગવવા લાગ્યા.

જે મૂર્ખને આત્મા અનાત્માનો વિવેક નથી, તે વિષય સુખમાં આનંદ માની છેવટ દુઃખની પ્રાપ્તિ કરે છે. રાજાએ સો વર્ષ વિષય ભોગવવા છતાં વિષય શાન્ત નહિ થવાથી દેવયાનીને કહેવા લાગ્યાઃ—

હે પ્રિયા ! સદૈવ ઇન્દ્રિયોને વિષય આપવા છતાં વિષય શાન્ત થતો હોય તેમ જણાતું નથી; પરન્તુ રોજ રોજ વિષયની

વૃદ્ધિ થતી જોવામાં આવે છે. એ વિષય જ્ઞાનીના જ્ઞાનને પણ ડુબાવી દે છે, માટે જ્ઞાનીઓએ પણ પોતાની માતા, બ્હેન કે કન્યા સાથે એકાસનમાં સુવુ નહિ, તેમ કોઇ પરસ્ત્રી સાથે એકાંતમાં વાસ કરવો નહિં; કારણ ગમે તેવી સ્ત્રી વૃદ્ધ હોય; પરન્તુ તે વિષયના ઉપયોગમાં આવે છે, માટે સ્ત્રીથી સમજુએ દૂરજ રહેવુ. હે પ્રિયા ! આ મન વાસનારૂપે છે, તેથી વિષય ભોગવતાં કોઇ દિવસ તૃપ્ત થશે નહિ; પરન્તુ અગ્નિમાં ઘી હોમવા પ્રમાણે બળિષ્ટ થશે. માટે વિષયને શાન્ત કરવો હોયતો તેના દોષો શોધી કાઢીને ઇન્દ્રિયોને વિષય નહિ આપતાં મન શાન્ત થવાથી ઇન્દ્રિયો પણ શાન્ત થાય છે.

હે દેવયાની ! આજ સુધી તમારી સાથે વિષય કરતાં ઉલટું મનને દુઃખ વધેલું જોવામાં આવે છે. એ વિષય નહિ છોડતાં અંતે નરકની પ્રાપ્તિ કરાવશે, માટે મનને શાન્ત કરવા તમોને છોડી મારે જંગલમાં જવું છે.

એ પ્રમાણે કહી યયાતિ રાજાએ પુત્ર પુરૂરવાને તેનું તારૂણ્ય પાછુ આપ્યું, તથા છત્ર–સિંહાસન આપી પોતાનું વૃદ્ધપણું પાછું લઇ પોતે જંગલમાં ચાલ્યા ગયા.

વડીલ પુત્ર યદુને એ બાબત ઠીક નહિ લાગવાથી તે પણ પૂર્વ કર્મનો વિચાર કરી વૈરાગ્યવાન થઇ જંગલમાં નીકળી ગયા. એ પોતે શ્રીદત્ત ભકત હતા, તેથી મનને કહેવા લાગ્યાઃ—

હે મન ! શ્રીદત્ત ભગવાન બ્રહ્માનંદ મૂર્તિ છે. એ પોતે સેવા લઇ ભકતને મુકિત આપે છે એ ભગવાનનું આનદસ્થાન ભકતોનાં હ્રદય છે; એજ દેવની દુકાન કહેવાય છે. તે દુકાનપર બેસી પોતેજ વ્યાપાર કરે છે. એ દુકાનપર અધિકારી માલ ખરીદવા જાય છે, તેને તેની યોગ્યતા પ્રમાણે ઉધાર માલ આપી વ્યાપાર કરાવી પોતાના જેવો વ્યાપારી બનાવી દે છે. એ દુકાનદારને આળસ આવતું નથી, તેથી એ દુકાન કદી પણ બંધ રહેતી નથી. હે મન ! એવા વ્યાપારીની કૃપાથી વ્યાપારમાં નુકશાન થતું નથી; કારણ શ્રીહરિ તેમની સંભાળ લે છે, હે મન ! એ વ્યાપારી સર્વના મનને જાણી જાય છે, એવા સંતપુરૂષોની ગતિને મૂર્ખો જાણુતા નથી. હે મન ! જ્યારે આ સંસારના સર્વસ્વ સુખને ગુમાવી જે એવા પુરૂષને શરણે જાય છે, ત્યારેજ એને

વ્યાપાર કરતાં આવડે છે, ત્યાર પછી આ જગતમાં ધન્યતાની પ્રાપ્તિ કરે છે, માટે હે મન ! તું એ દુકાન શોધી કાઢીને તે દુકાનદારને શરણે જઇશ તો તારા પણ મનોરથ પૂર્ણ થશે.

એ પ્રમાણે યદુને વિવેક ઉત્પન્ન થતાં તેમને જ્ઞાનનો ઉપદેશ કરવા માટે શ્રીદત્ત ભગવાન દિગંબર સ્વરૂપ ધારણ કરી કાવેરી કિનારે પ્રગટ થયા.

શાસ્ત્રીબુવા—હે માતા ! એકાએક તેમને પૃથ્વીપર નિર્ભય થઈ સુતેલા જોઇ યદુરાજા હર્ષયુકત થઇ તેમની નજીક જઇ વારંવાર સાષ્ટાંગ નમસ્કાર કરી હાથ જોડીને પૂછવા લાગ્યાઃ—

યદુરાજા—તમો આ ઘોર અરણ્યમાં કોણ છો ? તમારૂં રક્ષણ અહીંયાં કેવી રીતે થાય છે ? તેમ તમો તમારૂં અંતઃકરણ કેવી રીતે સમાધાનમાં રાખો છો ? તેમજ તમારૂં અંગ કામ ક્રોધ, લોભ આદિ ષટ્‌રિપુઓથી બળતું હોય તેમ જણાતું નથી. વળી તમો સર્વત્ર ઉદાસીન જણાઓ છો ! તેમ તમો શરીરની પણ સ્પૃહા છોડી દીધી હોય તેમ જણાય છે ! તમો શકિતમાન હોવા છતાં અકર્તૃત્વપણે કેવી રીતે રહો છો ? મારી પાસે સ્ત્રી, પુત્રાદિ સર્વ સંપત્તિ છતાં હું દુઃખી છું, અને તમારી પાસે કોઇપણ પ્રકારનું સાધન નહિ હોવા છતાં તમો સુખ ભોગવો છો, તેથી આપને જોઇ મારા મનને મોહ ઉત્પન્ન થયો છે. હે દયાળુ કૃપાસાગર ! કૃપા કરી આપે મારા પ્રશ્નોના ઉત્તર આપવા જોઇએ.

અવધૂત—હે રાજા ! મને તત્ત્વજ્ઞાન મળવાથી આ પ્રમાણે સદા આનંદમાં રહું છું. એ જ્ઞાન મેં ચોવીશ ગુરૂ પાસેથી પ્રાપ્ત કર્યું છે. કદાચ તુ કહેશે કે, તત્ત્વજ્ઞાન માટે એકજ ગુરૂની જરૂર છે, તો તેને માટે સાંભળઃ—સદ્‌ગુરૂએ ઉપદેશ કરેલી બાબતનો મને જેની જેની અંદરથી અનુભવ આવી હું સાધનચતુષ્ટયસંપન્ન થયો છું, તેને મેં ગુરૂ કહ્યા છે.

હે રાજા ! હવે તને અનુક્રમે ગુરૂ વર્ણવી બતાવું છું, તે તું સાંભળઃ—પૃથ્વી, પવન, આકાશ, ઉદક, અગ્નિ, ચન્દ્રમા, સૂર્ય, કબુતર, અજગર, સમુદ્ર, પતંગ, ભ્રમર, હાથી, મધુહા, મૃગ, મત્સ્ય, પિગંળા, ટીટોડી, બાળક, કુમારીકંકણુ, સર્પ, શરકાર, ભ્રમર-કીટ,, કરોળીઓ અને પચીશમો ગુરૂ પોતાનું શરીર છે.

એ પ્રમાણે અવધૂતનાં વચન સાંભળી, આ કોઇ બ્રહ્મઋષિ છે એમ જાણી યદુરાજા વંદન કરતાં બોલ્યાઃ—હે ભગવાન ! એ ગુરૂઓની પાસેથી આપે કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત કર્યું, તે કૃપા કરી કહેવું જોઇએ.

અવધૂત—હે રાજા ! હું તને તત્ત્વજ્ઞાન કહું છું તે તું સાંભળઃ—જે પ્રમાણે ઉંચી જગ્યાપર ચઢવાને દાદર જોઇએ છીએ, તેજ પ્રમાણે આ ચોવીશ ગુરૂના ગુણ ધારણ કર્યા વિના કોઇથી પણ કોઇ દિવસ ધર્મ, અર્થ કામ અને ઇશ્વર એ ચારમાંના એકે સુખની પ્રાપ્તિ કરી શકાતી નથી, માટે એ મોક્ષપર ચઢવાનો દાદર છે. એમાં પ્રથમ ગુરૂ પૃથ્વી પાસે સહનશીલતા છે. પૃથ્વી ઉપર મનુષ્યાદિ મળમૂત્ર નાંખતાં, થુંકતાં, ખોદતાં, બાળતાં, અન્ન પકવતાં, તેમ લાતો મારતાં પણ પૃથ્વી સહન કરે છે, તેજ પ્રમાણે મનુષ્યે સંસાર અને શરીરનાં અનેક દુઃખોને સહન કરી કોઇનાપર ક્રોધ નહિ કરતાં ધર્મમર્યાદાનું રક્ષણ કરવું. એજ કારણથી સીતા તથા હરિશ્ચંદ્રાદિ સર્વે દુઃખો સહન કરી કૃતકૃત્ય થયાં છે, માટે તારે પણ ક્રોધનો ત્યાગ કરી ક્ષમાને ધારણ કરવી.

હે રાજા ! આ જગતમાં રહી વૃક્ષના પ્રમાણે પરોપકાર કરી પોતે કૃતકૃત્ય થવુ. એ વૃક્ષો પરાધીન છતાં નિત્ય પ્રસન્ન રહી તાઢ, તાપ અને વરસાદને સહન કરી પક્ષીઓને રહેવા દે છે, પશુઓને પાલો ખાવા દે છે, કેટલાંક વૃક્ષને તોડતાં, ઉખેડતાં, મૂળ અથવા ડાળાં કાપતાં, છાલ કાઢતાં, ફળ, ફુલ કે પાનને તોડતાં, ગુંદર લેતાં, વિના કારણ અગ્નિ મૂકતાં અને ઘા કરવા છતાં પણ દુઃખ કરતાં નથી. તે સૂકાયા પછી પણ ઘર બાંધવાના તથા બાળવાના ઉપયોગમાં આવે છે, એટલુંજ નહિ; પરન્તુ છેવટે એની રાખ પણ ખેતીના ઉપયોગમાં આવે છે. વૃક્ષ જાતિ રસ્તા ઉપર ઉભાં રહી સર્વેને વિશ્રાન્તિ આપે છે, તેજ પ્રમાણે મનુષ્યે સુખ દુઃખને સહન કરી દ્વારે આવેલાને અન્ન જળ આપી વિશ્રાન્તિ આપવી, અને લક્ષ્મી આદિ મળતાં ઉન્મત્ત થવું નહિ; પરન્તુ વૃક્ષના ફળ પ્રમાણે નમીને રહેવુ અને શરીર તથા લક્ષ્મી વડે મરણ પર્યંત પરોપકાર કરવો. વળી પૃથ્વી અને પર્વત પરોપકાર માટે રત્નની ખાણો, પાણીના ધરા અને ગુફાઓ પોતાના પેટમાં રાખી બીજાને સુખ આપે છે, તેજ પ્રમાણે મનુષ્યે

પોતાના અધિકાર પ્રમાણે વિદ્યાદિ હૃદયમાં રાખી સામાના અધિકારને જોઇ તેનાવડે પરોપકાર કરવો.

હે રાજા ! આ સંસાર વ્યર્થ છે; પરન્તુ એની અંદર સત્ સંગતિ સારરૂપે છે, અને એ સત્સંગતિ જન્મ મરણના ફેરાને ચુકાવે છે. એ પ્રમાણે મે મારી બુદ્ધિવડે પૃથ્વીને ગુરૂ કરી તેની પાસેથી તિતિક્ષા, ક્ષમા અને પરોપકાર શીખી શાન્ત થઇને રહ્યો છું.

હે રાજા ! હવે તને બીજા ગુરૂ પવન ( વાયુ ) ના ગુણ કહું છું તે તુ સાંભળઃ—વાયુ સર્વત્ર રહેવા છતાં તેમ વિચરવા છતાં નિર્લેપ રહે છે, તે પ્રમાણે મનુષ્યે વિરક્ત રહેવું. વિરક્તપણું ધારણ કર્યા વિના કોઇ દિવસ તિતિક્ષા અને ક્ષમા આદિ ગુણો ઉપયોગમાં આવતા નથી. જે મનુષ્ય બાહ્યેન્દ્રિવડે વિષયને ભોગવતો હોય તેને કોઇ દિવસ વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી, અને જ્યાંસુધી વૈરાગ્ય પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી યોગી થવાતું નથી. માટે મુમુક્ષુને મુખ્ય વૈરાગ્ય અને ત્યાગની જરૂર છે. જેને બ્રહ્માનંદ પ્રાપ્ત કરવો હોય તેણે ઇન્દ્રિય વિષયને છોડી દઇ શરીરના નિર્વાહ માટે આહાર કરવો.

હે રાજા ! શરીરના પ્રાણવાયુને આહાર નહિ મળવાથી શરીરનાં તત્ત્વો શિથિલ થતાં જોવામાં આવે છે અને આહાર મળતાં સર્વે તત્ત્વો પોતપોતાનું કામ બરોબર કરે છે. એ પ્રાયવાયુ ખાટો, ખારો, તીખો, ગળ્યો આદિ સ્વાદને જોતો નથી; પરન્તુ જે વખતે જે મળે તે ખાઇને આનંદમાં રહે છે. એનો વિચાર કરી દરેકે પોતાની બુદ્ધિ આદિ તત્ત્વોને સુધારે તેવો સાત્વિક આહાર કરવો. કોઇએ પણ ખાવાની ખટપટને સમજી અન્નનો ત્યાગ કરવો નહિ; પરન્તુ મિતાહાર રાખવો અને જીભ પાસેથી રસાસ્વાદને છોડાવી જીહ્વાને વશ કરવી. કદાચ દૈવયોગે વિષયભોગ મળે તો તેની અદર નહિ બંધાતાં વાયુના પ્રમાણે વિચરતું રહેવું અને કોઇપણ પ્રકારના દોષથી બધન થવું નહિ. દેહમા રહેવા છતાં દેહથી હું જુદો છું એમ સમજી દેહાભિમાન છોડી દેવું. એને માટે પોતાની અદર પ્રમાદ નામના મૃત્યુને પેસવા દેવું નહિ. જે પ્રમાણે વાયુ અંદર બહાર રહેવા છતાં કોઇનો પણ સંબંધ રાખતો નથી, તે પ્રમાણે તારે પણ કોઇમાં આશક્ત થવું નહિ.

એ પ્રમાણે હું વાયુ નામના બીજા ગુરૂ પાસેથી વિરકતપણું શીખી રસાસ્વાદને છોડી દઇ વિચરતો રહી આ સુખ ભોગવું છું.

હે રાજા ! હવે તને ત્રીજા ગુરૂ આકાશના ગુણ કહું છું, તે તું સાંભળઃ—આકાશ પાસેથી આત્મા નિર્વિકાર, એક અને અચળ છે, તે જ્ઞાન મને મળ્યું છે. જે પ્રમાણે નાના મોટા ઘટ મઠની અંદર એકજ આકાશ રહેલું છે અને તે ઘટ મઠ ફુટતાં આકાશનો નાશ થતો નથી, તે પ્રમાણે આત્મા દેહમાં રહેવા છતાં એકજ છે. આ વિવિધ પ્રકારના દેહના કાળ, કર્મ અને ગુણ એ ત્રણ હેતુ છે. જે વખતે ઇશ્વર સત્તાથી એ ત્રણના વિભાગ પડી જાય છે, ત્યારે એ દેહ મરી જાય છે; પરન્તુ આકાશના પ્રમાણે આત્માનો નાશ થતો નથી. જે પ્રમાણે આકાશમાં મલિનપણું નહિ છતાં મલિનપણું દેખાય છે, તેજ પ્રમાણે આત્મામાં પ્રપંચ દેખાય છે. જે પ્રમાણે આકાશમાં વાદળાં આવ-જા કરે છે, તેનો આકાશ સાથે સંબંધ નથી; તેજ પ્રમાણે આત્માનો શરીર સાથે સંબધ નથી. જે પ્રમાણે આકાશ હાલતું ચાલતું નથી, તેજ પ્રમાણે આત્મા પણ હાલતો ચાલતો નથી; કારણ આકાશને પણ જેણે અવકાશ આપેલો છે તે કેવી રીતે હાલી ચાલી શકે ? આત્મા નિરાભાસ હોવાથી તેનો નાશ કરવાને કોઇપણ સમર્થ નથી, માટેજ આત્મા અખંડ, એકરસ, અજ અને એક છે. એને દેહનો સંબધ નથી, એમ જાણી સાધનચતુષ્ટય સંપાદન કરી શ્રી સદ્‌ગુરૂની કૃપા મેળવી રાત્ર દિવસ એ આત્માનું ધ્યાન-ચિન્તવન કરવાથી મૃત્યુને જીતી જવાય છે. એ પ્રમાણે હું આકાશ ગુરૂ પાસેથી આત્માના નિર્વિકારપણાને જાણી અભય રહું છું.

હે રાજા ! હવે તને ચોથા ગુરૂ ઉદક ( જળ ) ના ગુણ કહું છું, તે તું સાંભળઃ—જળના પ્રમાણે સ્વચ્છ રહી જગતમાં કેવી રીતે વર્તવું, તે શિખામણ મેં લીધી છે. જે પ્રમાણે સ્વચ્છ, મધુર અને નિર્મળ જળ જોવામાં આવવાથી વિના બોલાવે લોકો તે લેવાને તથા તેમાં સ્નાન કરવાને દોડી જાય છે, તેજ પ્રમાણે મનુષ્યે કોઇની સાથે કડવાશ નહિ રાખતાં અમૃત સમાન પરિમિત વચન બોલી સર્વે સાથે પ્રીતિ રાખવાથી તેની સાથે સર્વે પ્રીતિ રાખે છે જે પ્રમાણે જળ સર્વને પવિત્ર કરે છે અને પોતે બીજાથી ભ્રષ્ટ થતું નથી, તેજ પ્રમાણે મનુષ્યે પણ આચારસંપન્ન

થઇ સ્વચ્છ અંતઃકરણથી રહેવું. એવા પુરૂષના દર્શનમાત્રે પાપી પાવન થાય છે, તેમ એવા પુરૂષો ભવસાગરથી સામાને મુક્ત કરે છે. હે રાજા ! જેમ જળ વિચરતું રહેવાથી તેની અંદર સ્વચ્છપણું બરાબર જોવામાં આવે છે, તેમ જ્ઞાનીઓએ એક જગ્યાએ નહિ રહેતાં તીર્થ ફરી દર્શન તથા સેવા આપી લોકોને પાવન કરવા. જે પ્રમાણે જળ વિચરતી વખતે પોતાનું ઉંચ્ચ સ્થાન છોડી ઉન્મત્ત વૃક્ષને ઉખેડી ખેંચી જાય છે અને નાની નાની વનસ્પતિ પોતાની નજીક છતાં તેનું રક્ષણ કરે છે, તે પ્રમાણે મુક્ત પુરૂષ ધન મદનના અભિમાનીને છોડી શરણે આવેલાને પાવન કરે છે, અને દુષ્ટોને શાપ આપી તેનો સમુળો નાશ કરે છે. હે રાજા ! એ પ્રમાણે ઉદક ( જળ ) ની પાસેથી શિક્ષણ લઇ જળ પ્રમાણે સ્વચ્છ રહેવા માટે હું વિચરતો રહુ છું.

હે રાજા ! હવે તને પાંચમા ગુરૂ અગ્નિના ગુણ કહું છું તે તું સાંભળઃ—અગ્નિ પાસેથી તપશ્ચર્યા કર્યા કરી તેજસ્વી કેવી રીતે થવું, તે શિખામણ મેં લીધી છે. અગ્નિ સ્વયંતેજસ્વી હોવાથી સેવા કરનારને તેજસ્વી બનાવે છે. તે પોતાના પ્રકાશે અંધકારનો નાશ કરે છે. અગ્નિ ગમે તે સ્થળે ફરી જે મળે તે ખાઇ ભ્રષ્ટ નહિ થતાં પવિત્ર રહે છે, તેજ પ્રમાણે સાધકે પણ ગમે ત્યાં ફરતાં છતાં વર્ણાશ્રમથી ભ્રષ્ટ નહિ થતાં, તપશ્ચર્યા કરી તેજસ્વી થઇ, પોતાના ગુણને ગુપ્ત રાખી ભક્તોની ભાવના પૂર્ણ કરી તેમના પાપનો નાશ કરવો અને તીર્થપર વિચરતાં જે કંઇ બુદ્ધિને ભ્રષ્ટ નહિ કરે તેવું ખાવાનું મળી આવે તેનો સંગ્રહ નહિ કરતાં ખાઇ જઇ પવિત્રપણે રહેવું. જે પ્રમાણે અગ્નિ આકારવાન નહિ છતાં કાષ્ટાદિ ઉપાધિવડે આકારવાન દેખાય છે, તેજ પ્રમાણે નિરાકાર આત્મા શરીર ઉપાધિથી આકારવાન જેવો જણાય છે. જે પ્રમાણે અગ્નિ એકદમ વધી જઇ કાષ્ટને આકારે થઇ તેની ભસ્મ કરી આકારને છોડી દે છે, તેજ પ્રમાણે આત્મા પણ જ્ઞાનાગ્નિરૂપે યોગ–ધ્યાનાદિવડે વધી વિષયવાસનાને બાળી પોતાના સ્વરૂપે થાય છે. જે પ્રમાણે લીલાં કાષ્ટ સુકા કાષ્ટની મદદ વિના સળગતાં નથી, તેજ પ્રમાણે સદ્‌ગુરૂ વિના જ્ઞાન તથા સાધન બનતું નથી. એમાં પણ સદ્‌ગુરૂનું બ્રાહ્મણ શરીર જોઇએ. જેમ અગ્નિ એકદમ

પ્રગટ થયા પછી ગમે તેવા મોટા લીલા કે સુકા કાષ્ટના ઢગને બાળી નાંખે છે, તેમ નિયમ પ્રમાણે ઉત્પન્ન થયેલુ વૈરાગ્ય સહિત જ્ઞાન પોતાના ક્રિયમાણ અને સચિતરૂપો પાપના ઢગને બાળી નાંખે છે. હે રાજા! જે પ્રમાણે અગ્નિની જ્વાળાને ઉત્પન્ન થઇ નાશ થવાને વાર લાગતી નથી, તેજ પ્રમાણે આ પંચભૂતાત્મક દેહને ઉત્પન્ન થઇ નાશ થવાને વાર લાગતી નથી; માટે આ દેહને ક્ષણ-ભંગુર સમજી સદ્‌ગુરૂની સહાયતાથી જ્ઞાન પ્રાપ્ત કરી આ ભવ-સાગરનું ઉલ્લંઘન કરી જવું. એ પ્રમાણે આ પાંચમા ગુરૂ અગ્નિ પાસેથી દેહાભિમાન છોડી તપશ્ચર્યા કરી તેજસ્વી થવા માટેનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે.

હે રાજા ! હવે તને છઠ્ઠા ગુરૂ ચન્દ્રમાના ગુણ કહું છુ તે તું સાંભળઃ—આત્માને કોઇપણ વિકાર લાગુ પડતો નથી; તે જ્ઞાન ચન્દ્રમા પાસેથી મેળવ્યું છે. ચન્દ્રમા જળરૂપે છે, અને સૂર્ય અગ્નિમંડળ છે. સૂર્ય ચન્દ્રનો યોગ એક નક્ષત્રમાં આવતાં ચન્દ્રની કળાનો નાશ થાય છે, તે દિવસને અમાવાસ્યા કહે છે. ચન્દ્રમા સવા બે દિવસમાં એક નક્ષત્ર ભોગવે છે અને સૂર્ય તેર દિવસે એક નક્ષત્ર ભોગવે છે. એ પ્રમાણે વિષમગતિ હોવાથી ચન્દ્રમામાં વિષમપણુ માલમ પડે છે. એ પ્રમાણે વચમાં તેર નક્ષત્ર જતાં સૂર્ય ચન્દ્ર સામસામા આવે છે, તે દિવસને પૂર્ણિમા કહે છે. અમાવાસ્યાની સૂક્ષ્મકળા અને શુકલપક્ષની પંદર કળા મળી ચન્દ્રમાની સોળ કળા ગણાય છે. એ પ્રમાણે ચન્દ્રમાની વધઘટ થતાં છતાં પણ ચન્દ્રમાની અંદર કોઇપણ વિકાર લાગુ પડતો નથી; તથાપિ દરેકને વિકાર જોવામાં આવે છે, તેજ પ્રમાણે આત્મામાં કોઇપણ વિકાર લાગુ પડતો નથી; પરન્તુ તમામ વિકાર દેહના ઉપર છે, એમ જાણી દેહની અંદરની અંહબુદ્ધિને કાઢી નાંખવી. જે પ્રમાણે ચન્દ્રમા ઉપર સૂર્યનું પ્રતિબિંબ પડવાથી પ્રકાશ જોવામાં આવે છે, તેજ પ્રમાણે આત્માની સત્તાથી તમામ દેહ ચૈતન્યમય જોવામાં આવે છે. એ દેહમાં અંતઃકરણ રહેલું છે, તેની અંદર આત્માનું પ્રતિબિંબ પડે છે, તેનાવડે તમામ ઇન્દ્રિયો ચૈતન્યવત્ થઇ વિષય તરફ દોડે છે. એ પ્રમાણે શરીરમાં આત્મા રહેલો છે, તેનો નાશ કોઇપણ કાળે થતો નથી; એ પ્રમાણે આત્મા અવિકારી છે. એ શિખામણ મેં ચન્દ્રમા ગુરૂ પાસેથી લીધીછે.

હે રાજા ! હવે તને સાતમા ગુરૂ સૂર્યના ગુણ કહું છું તે તું સાંભળઃ—સૂર્ય પાસેથી આત્માના અચળપણાનો નિશ્ચય કરી પરોપકાર કેવી રીતે કરવો, તે જ્ઞાન મેં લીધું છે. આપણે સૂર્યની પાસે ઘટિકાયત્ર મૂકી તેમાં જળને ભરાવા દઇ તે ઘટિકાયંત્ર-ને પાત્રમાં ફેરવતાં તેની અંદરનું સૂર્યનું પ્રતિબિંબ પૂરતું અને પાત્રને હલાવતાં હાલતુ માલમ પડે છે, છતાં સૂર્ય પૂરતો કે હાલતો નથી, તેજ પ્રમાણે આ શરીર હાલચાલ કરે છે; તથાપિ તેમાં રહેલો આત્મા હાલતો કે ચાલતો નથી; પરન્તુ ઘટિકા યંત્ર પ્રમાથે તમામ વિકારો દેહના પર છે. એ પ્રમાણે નિશ્ચય કરી પોતાની ભ્રાતિને કાઢી નાંખવી. જે પ્રમાણે સૂર્ય ભવિષ્ય જાણીને જળનો સંગ્રહ કરી યથાકાળે તે જળવડે પરોપકાર કરે છે, તેને માટે લેશમાત્ર પણ અભિમાન કરતો નથી, તેજ પ્રમાણે આ જગતમાં પૂરી ઉપયોગી વસ્તુનો સંગ્રહ કરી તેમાં આશકત નહિ થતાં યથાકાળે સત્પાત્રને આપી પરોપકાર કરવો કદાચ પરોપકાર કરતાં કરતાં તે વસ્તુ પૂરી થાય તો પણ તેને માટે ખેદ કરવો નહિ. એ પ્રમાણે અલિપ્ત રહેવું, એ જ્ઞાન મેં સૂર્ય પાસેથી પ્રાપ્ત કર્યું છે.

હે રાજા ! હવે તને આઠમા ગુરૂ કપોતના ગુણ કહું છું, તે તું સાંભળઃ—કપોત પાસેથી સ્ત્રી પુત્રાદિમાં આશકત થવું નહિ, એ જ્ઞાન મેં લીધું છે. એક જંગલમાં કપોત તથા કપોતી રહેતાં હતાં, તેમને પરસ્પર બહુજ પ્રેમ હતો. કપોત સ્ત્રીના વિ-ષય પ્રેમમાં બંધાઇ કપોતીએ ઈંડાં મૂકતાં તેને ખાવાનું લાવી આપતો હતો. કેટલાક દિવસ ગયા પછી બચ્ચાં થતાં એ કપોત કપોતી પોતાને ધન્ય માનવા લાગ્યાં બચ્ચાં મોટાં થવાથી તેમને ખાવાનું વધારે જોઇતું હોવાથી કપોત કપોતી બન્ને જંગલમાં જઇ ખોરાક લાવી પોતે નહિ ખાતાં બચ્ચાંને ખવરાવવા લાગ્યાં. પ્રારબ્ધયોગે એક દિવસ બચ્ચાંને માળાની બહાર આવેલાં દેખી પારધિએ તેમનાપર જાળ નાંખી પકડી લીધાં. ત્યાર પછી કપોતી ખોરાક લઇ આવી, પોતાનાં બચ્ચાંને જાળમાં પકડાયેલાં જોઈ સ્નેહપાશથી તેમની નજીક જતાં પારધિએ તેને પણ પકડી લીધી. ત્યારપછી કપોત આવ્યો, તેણે પોતાનો માળો શુન્ય જોઇ દુઃખી થઇ વિચાર કીધો કે, હવે મારે સ્ત્રી પુત્રાદિ વિના જીવવું એના કરતાં

મરવું સારૂં છે. એટલામાં પોતાનાં સ્ત્રી પુત્રાદિને પારધિની જાળમાં પકડાયેલાં જોઇ સ્નેહપાશથી પાસે જતાં તે પણ તેમાં પકડાઇ માર્યો ગયો. હે રાજા ! એ કપોતના પ્રમાણે જે મનુષ્ય વિષયમાં આશકત થઇ સ્ત્રી પુત્રાદિ સ્નેહમાં બંધાય છે, તેનું કાળ એકાએક ભક્ષણ કરી જતાં પાછળથી એવા મૂઢો રાત્ર દિવસ રૂદન કરી કપોત કપોતીના પ્રમાણે વિના મોતે માર્યા જાય છે. માટે દરેક મનુષ્યે એવા માયિક સુખને છોડી આ મનુષ્ય શરીરવડે ઇશ્વરની પ્રાપ્તિ કરી લેવી. એ પ્રમાણે કપોતને ગુરૂ કરી હું સ્ત્રી પુત્રાદિની મમતાનો ત્યાગ કરી રહ્યો છું.

હે રાજા ! હવે તને નવમા ગુરૂ અજગરના ગુણ કહું છું તે તું સાંભળઃ—અજગર પાસેથી આ જગત પ્રારબ્ધને આધિન રહેલું છે એ જ્ઞાન મેં પ્રાપ્ત કરેલું છે. અજગર પ્રારબ્ધ ઉપર વિશ્વાસ રાખી શરીરમાં બળ છતાં અબળપણે એક સ્થળે પડી રહી વખતપર જે મળી આવે તે ખાઇ આનંદ માને છે. કદાચ ખાવાનું નહિ મળે તો ગભરાતો નથી; તેજ પ્રમાણે મનુષ્યે પોતાના પ્રારબ્ધનો નિશ્ચય કરી આ સંસારનાં તમામ સુખ દુઃખોને ભોગવી લેવાં, અને પાપરૂપી ઉદ્યોગમાં પોતાના આયુર્દાનો વ્યય કરવો નહિ; પરન્તુ પ્રારબ્ધયોગે જે મળે તેમાં સંતોષ રાખીને રહેવું. કોઇ વખત ખાવાને નહિ મળે તોપણ ગભરાવું નહિ. પોતાના અંગમાં ગમે તેટલું બળ હોય તોપણ નિશ્ચળ રહેવું. એ પ્રમાણે રહેતાં દર્શનાદિ વ્યાપારનો લોપ થઇ મન શાન્ત થાય છે. પૂવના કરેલાં કર્મ ઉપરથી પ્રારબ્ધ બંધાએલું છે, તેથી તે તે કર્મો પ્રમાણે વખતો વખત સુખ દુઃખ આવી પડે છે. માટે પોતાના વર્ણાશ્રમાદિ સ્વધર્મને નહિ છાડતાં પ્રમાદનો ત્યાગ કરી ઇશ્વર પ્રાપ્તિ કરવી.

હે રાજા ! હવે તને દશમા ગુરૂ સમુદ્રના ગુણ કહું છુ તે તું સાંભળઃ—સમુદ્ર પાસેથી હર્ષ–શોક છોડીને પ્રસન્ન રહેવાનું શીખ્યો છું. સમુદ્ર પોતે પૂર્ણ હોવાથી વર્ષાકાળમાં નદીઓનાં પુષ્કળ જળ આવવાથી અને ઉનાળામાં નહિ આવવાથી તેમાં વધઘટ થએલી જણાતી નથી, તેમ હર્ષ–શોક થતો પણ જણાતો નથી, તથા એ સમુદ્રનો કોઇ પાર પણ કાઢી શકતું નથી; તેજ પ્રમાણે દરેક મનુષ્યે સુખ દુઃખ આવતાં પોતાના વર્ણાશ્રમરૂપી

સ્વધર્મને છોડવો નહિ; પરન્તુ સ્વધર્મને આધિન રહેવું, અને ભોગ મળતાં અથવા નહિ મળતાં હર્ષ કે શોક કરવો નહિ, તથા પોતાના શ્રેષ્ઠ–કનિષ્ટપણાનો અને ગુણોનો પાર નહિ લાગવા દેતાં સ્વસ્થ રહેવું. એ પ્રમાણે નિર્વિકારપણું ધારણ કરી સમુદ્ર પ્રમાણે પ્રસન્ન રહું છું.

હે રાજા ! હવે તને અગીઆરમા ગુરૂ પતંગીઆના ગુણ કહું છું તે તું સાંભળ:—પતંગીઆ પાસેથી સ્ત્રીમાં મોહિત થવાનુ મે છોડી દીધુ છે. પતંગીયું દીવાદિ અગ્નિનું રૂપ જોઇ તેનો સ્પર્શ કરતાં પોતાના પ્રાણ ગુમાવે છે, તેજ પ્રમાણે જે પુરૂષ માયાથી મોહિત થઇ તરૂણ સ્ત્રી જોઇને ભૂલો પડી જાય છે, તે પતગીઆ પ્રમાણે માર્યો જાય છે.

હે રાજા ! હવે તને બારમા ગુરૂ ભ્રમરના ગુણ કહું છું તે તું સાંભળ:—ભ્રમર પાસેથી સુગંધમાં આશકત નહિ થવાનું જ્ઞાન મેં લીધું છે. ભ્રમરને કમળના વાસ ઉપર બહુ પ્રીતિ હોવાથી સાયકાળે કમળ બીડાતાં ભ્રમર બંધનમાં આવી પડે છે, તેજ પ્રમાણે અનેક શાસ્ત્રમાં આશકત થઇને ભણવા જતાં તેનો પાર નહિ પામતાં તેનું રહસ્ય આપણા હાથમાં આવતું નથી, માટે સદ્‌ગુરૂ પાસેથી સર્વ શાસ્ત્રનો સાર ગ્રહણ કરી એક જગ્યામાં અનેક રસાસ્વાદ મળતાં આશકત થવું નહિ, થવાથી ભ્રમરના પ્રમાણે બંધનમાં આવી પડાય છે.

હે રાજા ! હવે મધમાખી પાસેથી સંગ્રહ નહિ કરવાનું જ્ઞાન મેં લીધું છે, તે તું સાંભળ:—જે પ્રમાણે મધમાખી મહા પ્રયાસ કરી મધ તૈયાર કરે છે. તે પોતે ખાતી નથી તેમ બીજાને પણ ખાવા દેતી નથી, તેથી એકાએક મધ પાડનાર આવી તે માખીઓને બાળી મૂકી મધને લઇ જાય છે, તેજ પ્રમાણે જે અજ્ઞાની ધનનો સગ્રહ કરી પોતે ખાતો નથી, તેમ પુણ્ય પણ કરતો નથી, તેના ધનનો ચોર, રાજા, અગ્નિ અથવા બીજા કોઇ પુરૂષ વિશ્વાસઘાત કરી અથવા પ્રાણ લઇ ખાઇ જાય છે અથવા પાછળ દુષ્ટ પ્રજા નીકળી તેનો તુરત નાશ કરે છે, એટલુંજ નહિ; પરન્તુ એવા કૃપણો પિશાચ થઇ તે ધન કોઇને સુખે વાપરવા દેતો નથી. એમ જાણી ધનનો સંગ્રહ કરવો મેં છોડી દીધોછે.

હે રાજા ! હવે તને તેરમા ગુરૂ ગજેંદ્ર ( હાથી ) ના ગુણુ કહું છું તે તું સાંભળ:—ગજેંદ્ર પાસેથી સ્ત્રી સાથે પ્રીતિ નહિ રાખવી, તે જ્ઞાન મેં લીધું છે. હાથી મહા બળવાન છતાં તેને બંધન કરવો હોય તે વખતે એક ખાડા ઉપર ઘાસનો દાદર કરી, કાષ્ટની હાથણી કરી તેને હાથણીનું ચામડું ઓઢાડી તે ખાડા ઉપર મૂકતાં હાથી તેને જોઇ વિષયની ઇચ્છાથી તેની પાસે દોડી જાય છે, જેથી તે હાથીના ભારથી ઘાસનો દાદર બેસી જાય છે એટલે તે હાથી ખાડામાં પડે છે, તેજ પ્રમાણે પુરૂષ પોતાની સ્ત્રી સાથે બહુ પ્રીતિ રાખતાં અથવા પરસ્ત્રી સાથે પ્રીતિ રાખતાં બંધનમાં પડી છેવટે નરકની પ્રાપ્તિ કરે છે, માટે સમજુએ રૂપવાન કાષ્ટની સ્ત્રી અથવા તેની છબી પણ જોવી નહિ. એ પ્રમાણે મેં હાથીને ગુરૂ કરી સ્ત્રીની સોબત છોડી દીધી છે.

હે રાજા ! હવે તને ચૌદમા ગુરૂ મધુહા ( મધ પાડનાર ) ના ગુણ કહું છું તે તું સાંભળ:—મધુહા પાસેથી મધુકરી ભીક્ષા લાવીને ખાવાની મેં શિખામણ લીધી છે. જે પ્રમાણે મધમાખી મધ તૈયાર કરે છે અને તે પોતાના બચ્ચાંને આપતાં પહેલાં મધ પાડનાર આવી મધને લઇ જાય છે, તેજ પ્રમાણે જે યોગી ધ્યાનનિષ્ટ હોય અથવા તપ અગર વિદ્યાભ્યાસ કરતો હોય તેણે ગૃહસ્થને ઘેર જઇ તેના જમતાં પહેલાં મધુકરી ભીક્ષા લાવી ખાઇ પોતાના તપને સિદ્ધ કરવું; પરન્તુ એવી રીતનું ખાઇ મોજમઝા મારવી કે નિદ્રા કરવી નહિ. એ શિખામણ મેં મધુહા પાસેથી લઇ મધુકરી ભીક્ષા માગી લાવીને ખાવાનો નિયમ રાખ્યો છે.

હે રાજા ! હવે તને પંદરમા ગુરૂ મૃગના ગુણ કહું છું તે તું સાંભળ:—મૃગના પ્રમાણે મેં શૂદ્રગ્રામ્ય ગાયનોને શ્રવણ કરવાનું મેં છોડી દીધું છે. જે પ્રમાણે કોઇના પણ હાથમાં ન આવે એવા વેગથી દોડવાવાળા કસ્તુરીઆ મૃગ વીણા સહિતના ગાયનથી મોહિત થઇ પકડાઇ પોતાના પ્રાણ ગુમાવે છે, તેજ પ્રમાણે જે મૂર્ખ સ્ત્રીના સુસ્વરયુકત ગાયનને સાંભળી તેની નજીકમાં જાય છે તે બંધનમાં પડી છેવટે વિના મોતે માર્યો જાય છે સ્ત્રીનું ગાયન સાંભળી ઋષ્યશૃંગ મુનિ મહાન બ્રહ્મચારી હતા, તેમણે પણ બંધનમાં આવી પડી પોતાના તપને ગુમાવી દીધુ છે, માટે બુદ્ધિમાને વેદ અને શાસ્ત્રના ગાયન સિવાય બીજાં કોઇપણ શૂદ્ર-

ગ્રામ્ય ગાયનો સાંભળવા જવુ નહિ, તેથી મે એવાં સ્ત્રી આદિનાં ગાયનોને સાંભળવાં છોડી દીધાં છે.

હે રાજા ! હવે તને સોળમા ગુરૂ મત્સ્યના ગુણ કહું છું, તે તું સાંભળઃ—મત્સ્યને ગુરૂ કરી મેં રસાસ્વાદ છોડી દીધો છે. મત્સ્યને જળમાં દોડવાની બહુજ ભારી ગતિ હોય છે, તેથી તે કોઇના હાથમાં આવતાં નથી; પરન્તુ એ માછલાંને પકડવા માટે એક લોઢાનો વાંકો કાંટો બનાવી તેની સાથે માંસ બાંધી જળમાં નાંખતાં તેને ખાવા જતાં મત્સ્ય તુરત પકડાઇ માર્યાં જાય છે, તેજ પ્રમાણે મનુષ્ય પણ જીંહ્વાના રસાસ્વાદમાં બધાવાથી માર્યા જાય છે. એ રસાસ્વાદ મનમાં યાદ આવતાં સ્ત્રી વિષય પ્રમાણે કામના ઉત્પન્ન થવાથી મોંમાં લાળ છુટવા માંડે છે અને તે પ્રાપ્ત કરવાને નિર્લજ થઇ જ્યાં ત્યાં ભટકતો ફરે છે, મોટા મોટા પરાક્રમવાળાઓ પણ સ્ત્રી તથા જીંહ્વાના ગુલામ થઇને રહે છે. હે રાજા ! તારે જો સુખની પ્રાપ્તિ કરવી હોય તો સ્ત્રી તથા જીંહ્વાને જીતવી એકદમ એ વશ ન થાય તો ધીમે ધીમે એ વિષયને વિચારપૂર્વક થોડા થોડા કમી કરતાં એ બન્ને વશ થઇ જશે. જ્યાં સુધી જીંહ્વાને નહિ જીતાય ત્યાંસુધી જીતેન્દ્રિય થવાશે નહિ એ પ્રમાણે મત્સ્યને ગુરૂ કરી મેં જીંહ્વાને જીતી છે

હે રાજા ! હવે તને સત્તરમા ગુરૂ પિંગળા વેશ્યાના ગુણ કહુ છું તે તું સાંભળઃ—પિંગળા વેશ્યાને ગુરૂ કરી મે આશાને જીતી લીધી છે. વિદેહનગરમાં એક પિંગળા નામની વેશ્યા રહેતી હતી. તે બહુજ સ્વરૂપવાન હોવાથી કામી પુરૂષને ફસાવી તેના ધન તથા જોબનને હરણ કરતી હતી. તેને પુષ્કળ ધન ભેગું કરવાની ઇચ્છા હોવાથી તે રોજેરોજ નવા પુરૂષને શોધતી હતી. એક દિવસ તેને ત્યાં કોઇપણ પુરૂષ નહિ આવવાથી સારાં વસ્ત્રાલંકાર ધારણ કરી તે નગરના દરવાજાપર ફરવા લાગી. કોઇ પુરૂષ તેને નહિ મળતાં પોતાના ઘરમાં જઇ સુતી ત્યાં પણ તેને નિદ્રા આવી નહિ. ઇશ્વર સ્મરણ કરતાં પ્રારબ્ધયોગે તેને જ્ઞાન પ્રાપ્ત થયું અને તે કહેવા લાગી. હાય ! હાય ! ! મારા જેવી મતિહીન દુરાચારી બીજી કોઇપણ સ્ત્રી નથી; કારણ ધનને માટે રાત્રિ દિવસ મારી અંદર ખોટા વિચાર રહે છે. હે મન ! તેં પરમાત્માને પતિ કરી તેને રતિસુખ આપ્યું હોત તો અત્યારે તારે

શોક કરવાનો વખત આવત નહિ. હે દુષ્ટ મન ! તારા દુષ્ટ સંકલ્પ પૂર્ણ કરવાને મેં મારા દેહને ગમે તેને વેચ્યો છે, છતાં તું શાન્ત થયુ નહિ, માટે તને ધિક્કાર છે. હવે આજથી હું સંકલ્પ કરૂં છું કે, વિશ્વાધાર પરમાત્મા સિવાય અન્ય પતિ સાથે રંગે રમીશ નહિ. એ પ્રમાણે નિશ્ચય કરી પોતાની દુષ્ટ બુદ્ધિ છોડી દઇ આશા રહિત થઇ સુખે નિદ્રા કરવા લાગી. હે રાજા ! તેજ પ્રમાણે જે મનુષ્યની અંદર આશાએ વાસ કરેલો છે, તેને સુખે નિદ્રા આવતી નથી, માટે દરેકે એ વેશ્યા પ્રમાણે વિચાર કરી આશાનો નાશ કરવો, એટલે આ સંસારનું દુઃખ રહેશે નહિ. એ પ્રમાણે જ્ઞાન થતાં સંસારની સર્વે આશાને તજી દઇ આ પ્રમાણે સુખમાં રહું છું. એ શિખામણ મેં પિંગલા વેશ્યા પાસેથી લીધી છે.

હે રાજા ! હવે તને અઢારમા ગુરૂ ટીંટોડીના ગુણ કહું છું તે તું સાંભળઃ—ટીંટોડી પાસેથી પોતાના સ્વાર્થ માટે સંગ્રહ નહિ કરવાનુ મેં જ્ઞાન લીધું છે. એક વખત જંગલમાં એક ટીંટોડીનું ટોળું માંસ વહેંચી ખાતુ હતું. તેમાં એક ટીંટોડીએ તે માંસ નહિ ખાતાં તેનો સગ્રહ કરી રાખ્યો. તે જોઇ તમામ ટીંટોડીઓ કહેવા લાગી કે, આણે માંસ ચોરી લીધું હોય એમ જણાય છે; કારણ આપણે સઘળાં ખાઇ ગયાં અને આની પાસે સિલક છે. એમ કહી સર્વે ટીંટોડીઓએ પેલી ટીંટોડીને મારવા માંડી. છેવટ તે ટીંટોડીએ તે સંગ્રહ કરેલું માંસ આપી દીધું, ત્યારે તેને છોડી દીધી; તેજ પ્રમાણે જે મનુષ્ય અથવા યોગી ઇશ્વરપદ પ્રાપ્ત કરવાનો વિચાર રાખી ધનાદિ બાહ્યવસ્તુનો સંગ્રહ કરે છે, તેનું ચિત્ત કોઇ દિવસ સ્થિર થતું નથી, માટે એવી તુચ્છ આશામાં કોઇએ પણ ફસાવું નહિ. પરન્તુ ભૂખ લાગે ત્યારે ભીક્ષા માગી લાવી તેમાં જે મળે તે ખાઇ લેવું. એ પ્રમાણે મેં ટીંટોડીને ગુરૂ કરી પોતાને માટે સગ્રહ કરવો મેં છોડી દીધો છે.

હે રાજા ! હવે તને ઓગણીસમા ગુરૂ બાળકના ગુણ કહું છું તે તું સાંભળઃ—બાળકને ગુરૂ કરી મેં ચિન્તા તથા રાગ દ્વેષ છોડી દીધાં છે. બાળક ગમે ત્યાં ફરતાં, દોરી સર્પ જોતાં સત્કાર કે તિરસ્કાર સાંભળતાં, દુષ્કાળ પડતાં અને ઘરમાં રહેતાં છતાં ચિન્તા કે રાગ દ્વેષ કરતું નથી; પરન્તુ પોતાની સાથે પોતે ક્રિડા કરીને રહે છે, તેથી ભૂખાદિ શાન્ત થતાં પોતે એકલું ખેલે છે,

તેજ પ્રમાણે જે મનુષ્ય પોતાના પરિવાર તથા ઘર આદિ માટે તથા સુખ અને માન મેળવવા માટે વિચારમાં રહે છે, તેની વૃત્તિ હજારો વર્ષ સુધી શાસ્ત્રને શ્રવણ કરવા છતાં શાન્ત થતી નથી. એ બાબત જાણી જગતને પ્રારબ્ધ આધિન સમજી ચિન્તા તથા રાગ દ્વેષને મનમાંથી કાઢી બાળકવત્ થઇને રહ્યા છુ.

હે રાજા ! હવે તને વીશમા ગુરૂ કુંવારીકંકણુના ગુણ કહું છું તે તુ સાંભળઃ—કુંવારીકંકણુને ગુરૂ કરી એકાકી રહેવાનું શીખ્યો છુ. એક વખત એક બ્રાહ્મણુની કન્યા પોતાના ઘરમાં એકલી હતીતે વખતે તેને ત્યાં પરોણા આવ્યા. તેને જમાડવા માટે ઘરમાં ચોખા નહિ હોવાથી આવનાર માણુસ ન જાણે તેમ ડાંગર ખાંડવા બેઠી; પરન્તુ તેના હાથમાં બંગડીઓ હોવાથી તેનો અવાજ થવા લાગ્યો, તે જોઇ તેણે પોતાના હાથમાં એકેકી બંગડી રાખી બાકીની ઉતારી મૂકી, એટલે તે અવાજ બંધ થયો, તેથી ખુશી થઇ ચોખા તૈયાર કરી આવનાર પરોણાને જમાડયા. તે ઉપરથી મને એવી રીતે જ્ઞાન થયું કે, ઘણાં મનુષ્ય ભેગાં થતાં કલહ થાય છે, અને બે મનુષ્ય સાથે રહેતાં વાતો થાય છે, તેથી એક વૃત્તિ થતી નથી. સત્પુરૂષ સિવાય બીજાની સોબત કરવાથી પ્રમાદ, વ્યસન, અને પાખંડ ઉત્પન્ન થવાથી વૃત્તિનો ભંગ થાય છે, માટે જે મનુષ્યે ધ્યાન યોગાદિ કરવું હોય તેણે એકલું નિવૃત્તિની જગ્યા શોધીને બેસવું. એ પ્રમાણે કુંવારીકકણુને ગુરૂ કરી એકલો રહી હું આ આનંદને ભોગવું છું.

હે રાજા ! હવે તને એકવીશમા ગુરૂ સર્પના ગુણ કહું છું તે તું સાંભળઃ—સર્પ પાસેથી એક સ્થાનમાં ઘર કરી નહિ રહેવા માટેનું શિક્ષણુ લીધું છે. સર્પ કોઇ દિવસ બે સાથે રહેતા કે ફરતા નથી, પ્રમાદીપણે નિદ્રા કરતા નથી તેમ વિના કારણુ ક્રોધ પણુ કરતા નથી, એવી રીતના ઉત્તમ ગુણો સર્પમાં છે; તેજ પ્રમાણે બુદ્ધિમાને પૃથ્વીપર એકલું વિચરવું, ઘર બાંધવું નહિ, પોતાના ગુણુને છુપાવવા, પરિમિત બોલવું, કોઇના પર કોપ કરવો નહિ, પ્રમાદ, વ્યસન, પાખંડ અને ગાઢ નિદ્રાનો ત્યાગ કરી સાવધપણે રહેવું, એ ગુણો મેં સર્પ પાસેથી લીધા છે.

હે રાજા ! હવે તને બાવીશમા ગુરૂ શરકાર ( બાણુ બના-

વનાર ) ના ગુણુ કહું છુ તે તુ સાંભળઃ—શરકાર પાસેથી ધ્યાન કેરી રીતે કરવું, તે શિખામણુ મેં લીધી છે. એક વખત એક બાણુ બનાવનાર કારીગર એક લક્ષ રાખી બાણુની અણી તૈયાર કરતો હતો. તે વખતે ત્યાંથી રાજાની સ્વારી જવા છતાં તેને એ બાબતની ખબર પડી નહિ; તેજ પ્રમાણે જે મનુષ્ય આસન અને પ્રાણુનો જય કરી ઇશ્વરનું ધ્યાન કરે છે તેના ધ્યાનમાં કોઇ દિવસ વિઘ્ન આવતું નથી. એવા યોગીઓ શોક–મોહને જીતી લે છે. એ પ્રમાણેનુ જ્ઞાન મેં શરકાર પાસેથી પ્રાપ્ત કર્યું છે.

હે રાજા ! હવે તને તેવીશમા ગુરૂ ભ્રમર–કીટના ગુણુ કહું છું તે તું સાંભળઃ—ભમરી પાસેથી જે મનુષ્ય જેનું સદૈવ ધ્યાન કરે છે, તે ધ્યાનમાં દેવો પણુ તદાકાર થાય છે તે જ્ઞાન મે પ્રાપ્ત કર્યું છે. ભમરી પોતે મંટોડીનુ ઘર કરી તેની અંદર એક કીડાને પકડી લાવી મૂકે છે, તેને ડંખ મારે છે તેના ભયથી કીડો તે ભમરીનું ધ્યાન કરે છે. ધ્યાન કરતાં તે કીડો ભમરી બની જાયછે; તેજ પ્રમાણે જે મનુષ્ય વર્ણાશ્રમના ધર્મ પાળી સાધનચતુષ્ટય સંપાદન કરી સદ્‌ગુરૂના બતાવ્યા પ્રમાણે ઇશ્વરનું ધ્યાન કરે છે. તે પોતે ઇશ્વરરૂપ થાય છે. એ શિખામણુ ભમરી પાસેથી લઇ સ્વરૂપનું ધ્યાન કરી હું આ પ્રમાણે રહું છુ.

હે રાજા ! હવે તને ચોવીશમા ગુરૂ કરોળીઆના ગુણુ કહું છું તે તું સાંભળ—કરોળીઆ પાસેથી આ સૃષ્ટિના નિમિત્ત ઉપાદાન કારણુ ઇશ્વરજ છે. એ પ્રમાણેનું મેં જ્ઞાન લીધું છે. જે પ્રમાણે કરોળીઓ પોતાની અંદરથી ઇચ્છામાત્રે તંતુ કાઢી તેનું ઘર બનાવી તેમાં ક્રિડા કરી પાછો પોતેજ તે જાળને ગળી જઇ એકલો સ્વતંત્રપણે રહે છે અને ઇચ્છામાં આવે ત્યારે જાળુ તૈયાર કરે છે; તેજ પ્રમાણે ઇશ્વર પોતાની ઇચ્છા માત્રે જગતને ઉત્પન્ન કરી તેનો પોતેજ સંહાર કરે છે, અને પાછા કરોળીઆ પ્રમાણે પ્રાણીના કર્માનુસારે જગતને પૂરી ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે આત્મા નિમિત્ત ઉપાદાન કારણુ છે. તેજ વિષ્ણુ અને તેજ હું છું. એ પ્રમાણે કરોળીઆ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી હું આ આનંદને ભોગવું છું.

હે રાજા ! એ નિર્વિશેષ જ્ઞાન કોઇ દિવસ પૂર્ણ વૈરાગ્ય અને ત્યાગી થયા વિના ટકતું નથી, તેને માટે પ્રથમ મેં મારા

દેહને ગુરૂ કર્યો છે. આ દેહ મારો સમજી એનું લાલનપાલન કરવું નહિ; પરન્તુ ભાડુતી ગાડી પ્રમાણે સમજી એને ખાવાનું આપી ઇશ્વરપદરૂપી કાર્ય કરી લેવું. એ બાબતમાં જે પ્રમાદી થાય છે, તે વિના મોતે માર્યો જાય છે. જે પ્રમાણે વૃક્ષાદિ પોતાના બીજને મૂકી મરે છે; તેજ પ્રમાણે આ દેહ ત્રિવિધ કર્મને ઉત્પન્ન કરે છે, તેજ બીજરૂપે થઇ પાછળ દેહ ઉત્પન્ન કરે છે, તેથીજ સંકલ્પ વિકલ્પરૂપી તાપનું મૂળ આ દેહ છે, માટે મનુષ્ય દેહવડે મોક્ષ પ્રાપ્તિ કરવી હોય તો મોજમઝા છોડી દઇને પાખંડી, આળસુ અને વ્યસનીની સોબત નહિ કરતાં સદ્‌ગુરૂની કૃપા મેળવી અભ્યાસ કરી પૂર્ણાનંદમાં નિમગ્ન થવું.

હે રાજા ! એ પ્રમાણે જાણી સાધન કરવાથી નિઃશંક થઇ હું આ પ્રમાણે રહું છું. એ પચીશ ગુરૂના ગુણ ધારણ કર્યા વિના મનુષ્યને કોઇ દિવસ મોક્ષ મળતો નથી.

શાસ્ત્રીબુવા—હે માતા ! એ પ્રમાણે શ્રીદત્ત મહારાજનાં વચન સાંભળી યદુ સાવધાન થઇ ગયા, અને એજ મારા ઇષ્ટદેવ શ્રીદત્ત ભગવાન છે એમ જાણી પ્રાર્થનાપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કર્યા. દંભ દર્પને છોડી જગતને ઇશ્વરરૂપે માની ધ્યાન કરતાં દ્વૈતને છોડી તેમણે સ્વરૂપને પ્રાપ્ત કર્યું. હે માતા ! તમો પણ આ ઉપદેશનો વારવાર વિચાર કરશો તો તમોને પણ મુકિત મળશે.

રમાબાઇ—હે ભગવાન ! મને વેદ શ્રવણ કરવાનો અધિકાર છે કે નહિ ?

શાસ્ત્રીબુવા—હે માતા ! બીજા યુગમાં બ્રાહ્મણની સ્ત્રીઓને ઉપવીતનો અધિકાર હતો, તે વખતે સ્ત્રીઓને વેદ શ્રવણ કરવાનો પણ અધિકાર હતો; પરન્તુ કલિયુગમાં ઉપવીતનો અધિકાર નહિ હોવાથી વેદ શ્રવણ કરવાનો પણ અધિકાર નથી. કલિયુગમાં ફકત એક બ્રાહ્મણનેજ વેદ ભણવાનો અને શ્રવણ કરવાનો અધિકાર છે. તે સિવાય બીજા કોઇને એ અધિકાર નથી; પરન્તુ પુરાણ શ્રવણ કરવાનો સર્વને અધિકાર છે.

રમાબાઇ—હે ભગવાન ! કદાચ આપના કરેલા ઉપદેશ પ્રમાણે કોઇ સાધન કરવા જતાં વિષયવાસનાને લીધે પોતાનું મન વશ ન થાય ત્યારે તે સાધકે શું કરવું ?

શાસ્ત્રીબુવા—હે માતા ! એવાએ સર્વનો ત્યાગ કરી સાત્વિક પરિમિત શુષ્ક આહાર કરી અભ્યાસ કરવાથી તેને ધ્યાન કરતાં આવડશે.

શાસ્ત્રીબુવા પોતેજ શ્રીદત્ત ભગવાનનો અવતાર હોવાથી પોતાનાં માતા સામે કૃપાદૃષ્ટિએ જોતાં માતાની અજ્ઞાનરૂપી હૃદય-ગ્રંથી તુટી જતાં પુત્રને શ્રીદત્ત સ્વરૂપે જોઇ પ્રાર્થના કરી અપરાધની ક્ષમા માગી.

શાસ્ત્રીબુવા—હે માતા ! હવે તમો મને યાત્રાએ જવા માટે રજા આપો, આ મારા બન્ને ભાઇઓ તમારૂં પાલન કરશે.

એ પ્રમાણે માતાની આજ્ઞા માગી શાસ્ત્રીબુવા પોતાનાં પત્ની અન્નપૂર્ણાબાઇને કહેવા લાગ્યાઃ—

હે પત્ની ! હું તીર્થયાત્રા માટે જાઉં છું, માટે તારે ઘરમાં રહી મારાં માતાની સેવા કરવી.

અન્નપૂર્ણાબાઇ—હે પ્રાણનાથ ! આપની દાસીએ આજ સુધીમાં આપના વચનનું ઉલ્લંઘન કર્યું હોય, એવું કદી બન્યું નથી, ત્યારે મને છોડી એકલા આપ તીર્થયાત્રા કરવાને શું કામ વિચાર રાખો છો ? સ્ત્રીઓએ પોતાના પતિ સાથે તીર્થયાત્રા કરવી. એવું શાસ્ત્રનું વચન છે, માટે કૃપા કરી મને આપની સાથે લઇ જાઓ. કદાચ આપશ્રી આપની દાસીને વિના અપરાધે છોડીને જશો તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ.

એ પ્રમાણે અન્નપૂર્ણાબાઇનાં વચન સાંભળી શાસ્ત્રીબુવાએ પ્રસન્ન થઇ પત્નીને સાથે લઇ, ભાઇઓને માતાની સેવા કરવાની આજ્ઞા કરી આશીર્વાદ આપી સ્થાપન કરેલી શ્રીદત્ત ભગવાનની મૂર્તિ તેમની આજ્ઞાથી દેવળમાં જઇ સાથે લઇ જવા માટે સાષ્ટાંગ નમસ્કાર કરી પ્રાર્થના કરવા લાગ્યાઃ—

नरादत्त गुरु हें परब्रह्म आहे ।
होइ जागृत उगा फसासि मोहें ॥ नरा०
दत्तगुरु मन्मनीं दत्तगुरु लोचनीं ।
दत्तगुरु यद्धचनि भरुनि कानीं ॥
दत्तगुरु बाहेरीं दत्तगुरु अंतरीं ।
दत्त सर्वांतरीं भरुनि राहे ॥ नरा० ॥ १ ॥

ब्रह्महा दत्तगुरु विष्णुहा दत्तगुरु ।
रुद्रहा दत्तगुरु सत्य आहे ॥
दत्तगुरु तारक दत्तगुरु कारक ।
शक्तिधर लोक साक्षीच आहे ॥ नरा० ॥ २ ॥
दत्तगुरु वांचुनी किमपि नाहीं जनीं ।
दत्तगुरु वाचुनी सुरहि नोहे ॥
दत्तगुरु वांचुनी कायफळ वाचुनी ।
जायफळ सोडुनी भोगितांहे ॥ . नरा० ॥ ३ ॥
मायफळ पाजिते कायफळ होयतें ।
जायफळ पुण्य ते भोग नासे ॥
मोहफळ देत्यज्युनि नाहींफळ पाहुनि ।
ह्मणुनितूं दत्तगुरु पाद पाहे ॥ नरा० ॥ ४ ॥
भोग खोटानको याग ताठानके ।
योग ताठानको धरुं विभोहें ॥
दत्तगुरु वांचुनी चितन धरी जनीं ।
दत्तगुरु प्रेमनीं भरुनि स्नेहें ॥ नरा० ॥ ५ ॥
यायुगीं साधनें वाउगीं गुरु विणें ।
नाउगीनूं शिणें शास्त्र मोहे ॥
वासुदेवोक्त हें तत्त्वमनि जाणुनी ।
दत्तपदीं सक्त त्यां सौख्य लाहें ॥ नरा० ॥ ६ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક નમસ્કાર કરી શ્રીદત્ત મહારાજની મૂર્તિને જમણા હાથપર લઇ બીજી અંગુષ્ટમાત્ર મૂર્તિને તથા પાદુકા સાથે લઇ માતાને નમસ્કાર કરી શાસ્ત્રીબુવા પત્ની અન્નપૂર્ણાબાઇસહ નરસોબાવાડી આવવા માટે નીકળ્યા.

જે પ્રમાણે ગોકુળ છોડી શ્રીકૃષ્ણ પરમાત્મા જતાં ગોકુળમાં જેવી રીતે શોક ઉત્પન્ન થયો હતો, તેવીજ રીતનો અફસોસ માણગાવના લોકોને થયો. ઝાડ, પશુ, પક્ષી આદિ જાણે રૂદન કરતાં હોય તેવો ભાસ થવા લાગ્યો. જે માણગાવ પ્રથમ વૈકુંઠ જેવું શોભતું હતું, તે હાલ સ્મશાન સમાન દેખાવવા લાગ્યું. સર્વે લોકો શાસ્ત્રીબુવાને વળાવવા ગામ બહાર આવ્યા હતા.

શાસ્ત્રીબુવા—હે માયાળુ માનવો ! તમો જો ઇશ્વર ભજન કરશો તો હું તમારી સન્નિધ છું. એમ કહી સર્વે લોકોને શાન્ત કર્યા.

શાસ્ત્રીબુવા—હે માતા ! પ્રાણીમાત્રનો સંબંધ પૂર્વના કર્માનુસારે થાય છે, તેથી એક સરખો સહવાસ સાથે રહેતો નથી. આ દેહ સાથે ઉત્પન્ન થયા નથી, તેમ સાથે મરવાના પણ નથી; પરન્તુ જે પ્રમાણે ઉત્પન્ન થયા છે, તેજ પ્રમાણે જનાર છે. જે પ્રમાણે પાનખર ઋતુમાં ઝાડનાં પાન એક પછી એક ખરી જાય છે, તે પ્રમાણે આ દેહનો નાશ થાય છે, માટે કોઇએ પણ દેહનો ભરોસો રાખવો નહિ એમ કહી માતા તથા ભાઇઓને ઘેર જવાની આજ્ઞા કરી.

સર્વે રૂદન કરતાં શાસ્ત્રીબુવાને સાષ્ટાંગ નમસ્કાર કરી હાથ જોડી ઉભાં રહ્યાં, અને રમાબાઇ માતુશ્રી પુત્રભાવથી રૂદન કરવા લાગ્યાં.

શાસ્ત્રીબુવા—હે માતા ! તમો શું કામ રૂદન કરો છો ? જો તમો શ્રીદત્ત ભગવાનનું ધ્યાન કરીને રહેશો તો હું તમારી સમિપજ છું. એમ કહી માતાને શાન્ત કરી પોતાના ખરા સ્વરૂપનું જ્ઞાન કરાવતાં માતા બહુજ પ્રસન્ન થયાં. પુત્રને શ્રીદત્ત ભગવાનનો અવતાર જાણી આશ્ચર્ય કરવા લાગ્યાં.

શાસ્ત્રીબુવા—માતા ! તમોએ શ્રીદત્તભગવાનની એકભાવથી બહુજ સેવા કરી છે, માટે છેવટ તમોને સદ્ગતિની પ્રાપ્તિ થશે. એમ કહી માતા આદિ તમામ લોકોને ઘેર જવાની આજ્ઞા કરી.

સર્વે લોકો પ્રાર્થના કરવા લાગ્યાં:—

ज्या ज्या स्थलींहें मन जाय माझें ।
त्या त्या स्थलींहें निजरूप तूझें ॥
मीं ठेवितों मस्तक ज्या ठिकाणीं ।
ते थें तुझे सदूगुरु पाय दोन्ही ॥

ઉપર પ્રમાણે પ્રાર્થના કરી તથા સાષ્ટાંગ નમસ્કાર કરી સર્વે લોકો પોતપોતાને ઘેર ગયા.

શાસ્ત્રીબુવાએ ત્યાંથી નીકળી પત્ની સહિત સાવંતવાડી આવી શ્રીદત્ત મંદિરમાં મુકામ કર્યો.

સાવંતવાડીમાં શાસ્ત્રીબુવાને આવેલા જાણી દર્શન માટે લોકો આવવા લાગ્યા. દિનપરદિન દર્શનાતુર માણસોની બહુજ ભીડ થવા લાગી. તેમાં ધક્કાધક્કી થતાં એક માણસ નીચે પડી ચગદાઇ મરણ પામ્યો. તે જોઇ શાસ્ત્રીબુવાએ નિશ્ચય કર્યો કે, હવેથી શહેરમાં જવું નહિ. કદાચ જવુ પડે તો ગુપ્ત રીતે જઈ ત્યાંથી તુરત પાછું નીકળી આવવુ.

સાવંતવાડીથી પગ રસ્તે શાસ્ત્રીબુવા નરસોબાવાડી જવા નીકળ્યા. તે વખતે તેમની સાથે દશ હજાર શ્રીદત્ત મહારાજના પિશાચગણો હતા.

પિશાચગણોએ રસ્તામાં ગાડું આવતું દેખી તે ગાડાવાળાને કહ્યું કે, અમારા મહારાજ આવે છે, માટે ગાડું એક બાજુ રાખ. ગાડાવાળાએ નહિ માનવાથી એકદમ તે ગાડાને પિશાચોએ ઉંચકી દૂર ફેંકી દીધું, જેથી તેના ચુરેચુરા થઇ ગયા. તે જોઇ શાસ્ત્રીબુવાએ વિચાર કર્યો કે, તીર્થયાત્રામાં આ ઉપાધિ સાથે કામની નહિ, માટે વાડી જઇ શ્રીદત્ત મહારાજને તેમના ગણો સોંપી દેવા જોઇએ.

એ પ્રમાણેનો નિશ્ચય કરી શાસ્ત્રીબુવા નરસોબાડીએ જઇ સાષ્ટાંગ નમસ્કાર કરી દેવની પ્રાર્થના કરવા લાગ્યાઃ—

नरसोबाची वाडी जे लोक मान्या ।
कृष्णा तीरा शोभवी जी सुधन्या ॥
अन्या तैसी देखिली म्यानसाची ।
श्रीदत्ताची राजदानी सुखाची ॥ ॥ १ ॥
कृष्णा वाहे पूर्वभागी जियेच्या ।
प्रत्यकतीरी वास आहे तिथेच्या ॥
श्रीदत्ताचा कल्पवृक्षा तळीतो ।
आता ज्यांचा चिंतने मोक्ष होतो ॥ ॥ १ ॥
जो चिंतितां तत्क्षणि वारि मोहा ।
त्याच्या पदी संतत ठेवी देहा ॥
मोरांतकातारे मला परेशा ।
न तूज वांचुनि शरण्यधीशा ॥ ॥ ३ ॥

એ પ્રમાણે પ્રાર્થના કરી શાસ્ત્રીબુવાએ તથા અન્નપૂર્ણાબાઇએ દેવને સાષ્ટાંગ નમસ્કાર કરી નારાયણસ્વામીની ઓરડીમાં મુકામ કર્યો. તે વખતે માસી દુર્ગાબાઇ ત્યાં રહેતાં હતાં. અન્નપૂર્ણાબાઇ તેમને સોંપી શાસ્ત્રીબુવાએ ગોવિંદસ્વામી તથા મૌનિસ્વામી પાસે આવી સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાની હકીકત કહી

તે સાંભળી બન્ને સ્વામી ભગવત્ લીલા જોઇ હસવા લાગ્યા.

એ સ્થળે શાસ્ત્રીબુવા એક વર્ષસુધી રહ્યા. ત્યાં અન્નપૂર્ણાબાઇને પુત્ર પ્રસવ થયો; પરન્તુ થોડા વખતમાં તે પુત્ર ગુજરી ગયો, જેથી અન્નપૂર્ણાબાઇ બહુજ દુઃખ કરી રૂદન કરવા લાગ્યાં.

શાસ્ત્રીબુવા—તું મુએલા પુત્રનો શોક કરવો મૂકી દઇ તું તારોજ વિચાર કરી એ શોકસાગરમાંથી મુકત થા.

અન્નપૂર્ણાબાઇ—હે પ્રાણનાથ! પુત્રનો શોક શાન્ત કરવાને મારે શો ઉપાય કરવો, તે મને કૃપા કરી કહો.

શાસ્ત્રીબુવા—હે પ્રિયા! એક ગંગા નામની કન્યાનો પતિ ગુજરી જવાથી દુઃખી થઈ શ્રી ગુરૂને શરણે આવી કહેવા લાગી.

કન્યા—ગુરૂમાયિ! હું તમારા ચરણને શરણે આવી છું. મારા પ્રાણનાથ ગુજરી જવાથી પરાધિનપણે ઘર ધંધામાં ગુંચવાઇ જતાં મને સ્વપ્નામાં પણ સુખ મળ્યું નહિ. સાસરામાં સાસરવાસનું દુઃખ સહન કરી દિવસ કાઢતાં પ્રાણનાથનો ઘાત થવાથી આગળ મને પરમાનંદની પ્રાપ્તિ થવાની આશા હતી તે જતી રહી; પરન્તુ આજ આપના ચરણનાં દર્શન થવાથી તાપત્રયમાં હાય હાય કરતાં આજ સાર્થકતાની પ્રાપ્તિ થઇ. હવે આપનાં ચરણ મારા દુઃખને દૂર કરશેજ. એમ કહી એ કન્યા ગુરૂચરણમાં લીન થઇ ગઇ.

ગુરૂ—હે વત્સે! તું કોણ તથા તને પરમાનંદની પ્રાપ્તિ કરાવનાર વિરહિત થએલા તારા પ્રિય કોણ ? તે પ્રથમ તું મને કહે.

કન્યા—હું કાષ્યપ ગોત્રોત્પન્ન દેવદત્ત નામના બ્રાહ્મણની કન્યા છું, અને વિષ્ણુદત્ત નામના મારા પ્રાણનાથ મને દુઃખ સમુદ્રમાં ડુબાવી ચાલ્યા ગયા છે. હાય હાય!! હે દેવ! ગુરૂજી! એ મારા પતિના મરણનું સ્મરણ થતાં મારૂં અંતઃકરણ ફાટી જાય છે. હાય! હાય!! હવે શું કરૂં ?

ગુરૂ—અરે ! તું સાંભળ, સાંભળ. વિના કારણ શા માટે કલ્પાંત કરે છે ? મારા વચનપર લક્ષ આપ.

કન્યા—દીનદયાળ ! બહુ સારૂં.

ગુરૂ—હે સુતા ! તું તો હૃદયપર હાથ રાખી " એ–હું " " એ–હું " કહી રડે છે, તેજ હૃદય આત્મ પ્રાપ્તિનું સ્થાન છે અને તેજ તારૂં સ્વરૂપ છે. તે બાબતની તને ખબર નહિ હોવાથી તું વિના કારણ દુઃખ કરે છે.

કન્યા—હે દીનાનાથ ! તે કેવી રીતે ? તે મને કૃપા કરીને સમજાવો.

ગુરૂ—હે બ્રહ્મતનયા ! " આ–હુ " કહેતાં આંખ ઉપર અથવા મસ્તકાદિપર હાથ નહિ રાખતાં આત્મ પ્રાપ્તિના સ્થાન ( હૃદય ) પરજ હાથ મૂકયો. એ ઉપરથી તુંજ વિચાર કરીને જો કે, સર્વભૂત માત્રના હૃદયમાં ઇશ્વરને રહેવાનું સ્થાન છે; એ પ્રમાણે શાસ્ત્ર તથા અનુભવીઓ કહે છે, અને જેને જીવાત્મા કહે છે તેજ ઇશ્વર છે. એ પ્રમાણે તને શાસ્ત્રથી, ગુરૂથી કે પોતાના અનુભવથી જાણવામાં આવ્યુ હોતતો આ તારે શોક-મોહ કરવાનો વખત આવત નહિ, એ ઉપરથી સહજ સમજાય છે કે, તને જડ ચૈતન્યનો વિવેક નહિ હોવાથી જડના ઉપર નામ, રૂપ, કુળ, ગોત્ર, જાતિ આદિની કલ્પના કરેલી તે દેહને " હું " અને " મારો " કહીને તું બેઠી છે, પરન્તુ આત્મા તો નામ, કુળ, ગોત્ર, જાતિ તથા વર્ણાશ્રમના સંબંધ રહિતનો એકજ અને નિર્વિકારી છે.

કન્યા—હે ભગવાન ! જડ અને ચૈતન્યનું સ્વરૂપ કેવી રીતનું છે, તે મને કૃપા કરી સમજાવો.

ગુરૂ—હે કન્યા ! જે પોતાને અને પારકાને જાણતો નથી તે જડ છે અને જે પોતાને અને પારકાને જાણે છે, તે સ્વયંપ્રકાશ ચૈતન્ય છે. એજ નિર્વિકાર, કૂટસ્થ, સાક્ષિ, ચૈતન્ય, પ્રત્યગાત્માનુ સ્વરૂપ અજરામર છે.

કન્યા—હે ગુરૂજી ! ત્યારે મેં ખોટું શું કહ્યું ?

**उद्वे जयति सूक्ष्मोऽपि चरणं कंटकांकुरः ॥**

ભાવાર્થ—પગમાં કાંટો લાગ્યો કે, મસ્તક પર્યંત એની તડક મારે છે અને જેના નાકપર બેઠેલી માખી સુદ્ધાં પણ સહન થાય નહિ, તે દેહ જડ કેવી રીતે કહેવાય ?

ગુરૂ—એજ તારૂં વિપરીત જ્ઞાન છે. અરે ! તું જો. દેહ ચૈતન્ય હોત તો ગમે તે જગ્યાથી જોઇ કે સાંભળી શકત અને આંખ નાકાદિ ઇન્દ્રિયની ગરજ રહેત નહિ; પરન્તુ તેમ જોવામાં આવતું નથી. એ ઉપરથી સહજ સમજાય છે કે, અહંકાર અને આત્માનો તદાત્મ્યાધ્યાસ થવાથી અહંકાર આઘાદતલ મસ્તક પર્યંત વ્યાપિને રહે છે. તે વખતે જાગૃત અવસ્થા થાય છે અને દેહ જડ છતાં ચૈતન્ય સરખો ભાસે છે. જ્યારે અર્ધા અહંકારનો વિકાશ થાય છે ત્યારે સ્વપ્નાવસ્થા થાય છે અને જ્યારે અહંકાર ભિન્ન થાય છે, ત્યારે નિદ્રાવસ્થા થાય છે. તે વખતે સર્વે લોકનો વ્યવહાર નહિ સરખો થાય છે.

पात्यस्तंतत्रलोकव्यवहृतिरखिलापुण्यपापानुबंधः।
शोकोमो ेभयंवासमविषमामिरंनस्मरत्येवकिंचित् ॥

એ પ્રમાણે છે, ત્યારે દેહ ચૈતન્ય કેવી રીતે કહેવાય ? બીજું ચૈતન્યને જન્મ મરણ નથી અને દેહના ઉપર છ વિકાર ખુલ્લી રીતે જોવામાં આવે છે. એ પિંડ અન્નમય કોશ છે, એના વડે શુભાશુભ કર્મ થાય છે. જીવાત્માને પૂર્વે એ પ્રમાણે દેહ હોવાથી સારાં નબળાં કર્મ કરવાથી આ દેહ ધારણ કરવો પડયો છે. હવે આ આંખોવડે મુક્તિ સુખ જોવાને નહિ મળ્યું તો જુનાં વસ્ત્ર કાઢી જે પ્રમાણે મનુષ્ય નવાં વસ્ત્ર ધારણ કરે છે, તેજ પ્રમાણે પુનઃ પુનઃ દેહ ધારણ કરવો પડે છે. આ દેહ માતાપિતાના ખાધેલા અન્નના રકત–રેતવડે ઉત્પન્ન થઇ અન્નવડેજ વૃદ્ધિ પામે છે. એ પ્રમાણે એ જડ, વિકારી અને દૃશ્ય છે. અરે ! તું વિચાર કરીને જો. જે જેને જુએ છે તે તેનાથી જુદો છે. એ ન્યાયે દેહ આપણા જોવામાં આવે છે, માટે દેહ આપણાથી જુદો જાણવો, અને જે દૃશ્ય છે તે તમામ જડ છે, એ પ્રમાણે વેદાંત સિદ્ધાંત છે.

કન્યા—હે ભગવાન ! કેવળ વેદાંત સિદ્ધાંત સાંભળીને બેસી રહેવું, કે કેમ ?

ગુરૂ—અરે ! તું જો. આપણો અને બીજાનો દેહ માતા-પિતાના રકત-રેતથી ઉત્પન્ન થયો છે, તેમાં હાડકાં, સ્નાયુ, મજ્જા, પિતાના રેતવડે અને ત્વચા, માંસ, રકત, માતાના રૂધિર-વડે થાય છે, એ પ્રમાણે કફ, વાત, પિત, ધાતુબદ્ધ, દેહ નવ મહિને રજસ્વળાના વિટાળવડે બને છે. છ મહિનામાં ગર્ભપાત થાય તો એ દેહ માંસના ગોળા જેવો જડ જોવામાં આવે છે. સાતમે મહિને તાળુ ભેદી ઇશ્વરના ચૈતન્યનો પ્રવેશ થવાથી હાલતો માલમ પડે છે, ત્યારથી તેને પોતાના પૂર્વજન્મનાં કર્મો યાદ આવતાં અને ગર્ભાશયનું અતિ કષ્ટ જોતાં શ્રીદત્ત ભગવાનની અનેક પ્રકારે પ્રાર્થના કરે છે અને કહે છે કે, હવેથી સોહં રોતે અભેદપણે હું આપનું ભજન કરીશ. છેવટ દશમે મહિને માતાને મરણપ્રાય દુઃખ આપી યોનિદ્વારે કીડા પ્રમાણે બહાર પડે છે. કદાચિત્ એ આડો આવ્યો તો માતાનો પ્રાણ લે અથવા તેને કાપીને કાઢવો પડે. એવા જન્મનો ઉત્સવ કરવાનુ શું કામ ? જન્મ થતાં ઇશ્વરનું ભજન ભૂલી બાળપણ રમતમાં, યુવાવસ્થા વિષયભોગમાં અને વૃદ્ધાવસ્થા તિરસ્કારમાં પૂર્ણ કરી અંતે હજારો વિંછીના ડંખ પ્રમાણે દુઃખ ભોગવી શરીર છોડી કર્માનુસાર શ્વાન, સૂવર, વૃક્ષ કે મનુષ્યાદિ યોનિમાં જાય છે તે વખતે બીજાનો વિશ્વા-સઘાત કરી ધનાદિ મેળવેલી વસ્તુમાંથી કોઇપણ સાથે આવતી નથી; પરન્તુ પાપ પુણ્યરૂપી કર્મ સાથે આવે છે, એ કર્મ કોઇને પણ છોડતું નથી, એ પ્રમાણે જીવ દેહથી જુદો છે. જીવ જે વખતે દેહને છોડે છે, તે વખતે દેહ મરે છે; પરન્તુ જીવ મરતો નથી. એ અજન્મા અજરામર છે, જે દેહ પ્રીતિવાળો હતો, તેજ મરતાં ભયંકર દેખાય છે, તેમ તેને કોઇપણ અડકતું નથી. જે પ્રથમ કોઇનો તિરસ્કાર કે મુખપર માખી સુદ્ધાં પણ બેઠેલી સહન કરતો નહોતો, તેને બાળી મૂકતાં પણ તે બોલતો નથી. એ ઉપરથી વિચાર કરીને જો કે વેદાંતનો સિદ્ધાંત ખોટો છે કે કેમ ?

કન્યા—હે ભગવાન ! એ આપનું કહેવું ઠીક છે; પરન્તુ બ્રહ્મદેવે અમારે કપાળે સ્ત્રી જન્મ લખ્યો તેથી અમો પુનઃ પુનઃ સ્ત્રી જન્મ પામી ચુલા પાસે બેસનારાજ ને ? અને પુરૂષમાત્રે પુરૂષાર્થ મેળવવો ? એજ પ્રમાણે ને ?

ગુરૂ—અરે ! અરે ! ! હું એ અભિપ્રાયથી બોલ્યો નથી. જીવને પુરૂષ, સ્ત્રી અને નપુંશકપણું મૂળેજ નથી. જે પ્રમાણે પૂર્વનાં કર્મ, તે પ્રમાણે દેહ મળે છે, તેનાવડે સ્ત્રી-પુરૂષપણું આવે છે. અધિષ્ઠાનભૂત ચૈતન્ય પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચપ્રાણ, અને મન, બુદ્ધિ, ચિત્ત, અંહકાર એ અંતઃકરણ ચતુષ્ટય મળી ઓગણીશ અવયવનો એક લિંગદેહ છે, અને એ લિંગ દેહની અંદર પડેલી ચૈતન્યની છાયા જીવ કહેવાય છે. તેને સ્ત્રી પુરૂષપણું નથી. અરે ! તું સાંભળઃ—સ્ત્રી મરો અથવા પુરૂષ મરો; પરન્તુ તેનો જીવ ગયો એ પ્રમાણે પુલિંગ પ્રયોગ થાય છે, માટે સ્ત્રીની સ્ત્રીજ રહે એમ નથી. કદાચ કોઇ બ્રાહ્મણને પ્રારબ્ધયોગે સંન્યાસ મળતાં **पुंजन्म लभते माता पत्नी च प्रैष मात्रतः** પ્રેષ માત્રે માતા અને પત્નીને આગળના જન્મમાં પુરૂષ જન્મ મળેછે. પુરૂષ છતાં જે સ્ત્રીનો વેશ ધારણ કરે છે અથવા મહા પાપ કરે છે, તે આગળના જન્મમાં સ્ત્રી જન્મ પામે છે. એ પ્રમાણે દેહ પલટાવવાનાં અનેક કારણો છે. સ્ત્રીને સ્ત્રી જન્મજ સારો લાગે છે. એ પ્રમાણે દરેક સ્થળે સ્ત્રીના મુઢપણાનું વર્ણન કરેલું છે.

> **अनृतं साहसं माया मूर्खत्व मति लोभता ॥**
> **अशुचित्वं निर्दयत्वे स्त्रीणां दोषा स्वभावजाः ॥**
> **आवर्तः संशयानाम विनय भवनं पत्तनं साहसानां ॥**
> **दोषाणां सन्निधानं कपट शतमयं क्षेत्रम प्रत्ययानाम् ॥**
> **स्वर्गद्वारस्य विघ्नं नरकपुर मुखं सर्वपाया करंडं ॥**
> **स्त्रीयंत्रं केनसृष्टं विषम मृतमयं प्राणिनां मोहपाशम् ॥**

ઇત્યાદિ ભર્તૃહરી આદિએ દોષ દીધેલા છે. એ પ્રમાણે વેદમાં ઉર્વશીનું પણ એવીજ રીતનું વાકય છે કે, સ્ત્રી એ જીવતા વાઘનું કાળજું ખાનાર લાણગાના કાળજા જેવી છે. સહેજ માટે ખોટું બોલવાનો વિચાર કરતી નથી. સાસુ વગેરે કોઇ જરા વિરૂદ્ધ બોલતાં તુરત તે જીવ આપવાને તૈયાર થઇ જાય છે. એ પ્રમાણે તમારા સાહસને શું વખાણું ? અરે ! જરા વિચાર કરીને જોવું જોઇએ. તમારાવડે પુરૂષના ધર્મ, અર્થ અને કામ સિદ્ધ થાય છે. પંચમહાયજ્ઞ પણ ગૃહસ્થને તમારે યોગેજ થાય છે.

પુરૂષે કરેલા ધર્મ પૈકી તમોને અર્ધો ભાગ મળે છે. પુરૂષ કદાચ ખટપટ કરી શાસ્ત્રી કે મામલતદાર થયો કે સ્ત્રીને શાસ્ત્રીણી કિંવા મામલતદારીણીનો કિતાબ તુરત મળે છે. વળી સર્વે કહે છે કે, તમો અમારાં માય બેન છો, તમારા હાથવડેજ અમારૂં પેટ ભરાય છે.

यथा मातर मासाद्या सर्वे जीवंति जंतवः ॥

જે પ્રમાણે બાળકને ભૂખ લાગતાં માતા પાસે જઇ હાથ પસારે છે, તે પ્રમાણે બ્રહ્મચારી, સંન્યાસી વગેરે સર્વેનાં માય બેન થઇ તમેજ હાથે ઉંચકી અન્ન આપવાવાળાં છો. ત્યારે તમારી નિંદા મારાથી કેવી રીતે થાય? ફકત તમારામાં કેટલાક દોષો રહેલા છે, તે કાઢવા માટે મારે વધારે ઓછું બોલવું પડે છે, તે તમારે મનમાં આણવું નહિ. તમોને સ્ત્રીનો જન્મ સારો લાગે છે, તેને માટે મારાં વાક્ય સાંભળોઃ—વ્રત–દાન કરતી વખતે,

मम इहजन्मनि जन्मांतरे चाखंड सौभाग्य
पुत्रपौत्रादिक कला वाप्तये ॥

એ પ્રમાણે સંકલ્પ સાંભળી તમોને સારૂં લાગે છે. એમાં જો કમીપણું જોવામાં આવે તો ગોરને બે પૈસા આપવા કઠણ પડે છે. એ સકલ્પમાં इहजन्मनि जन्मांतरेच એટલે આ જન્મમાં જે પ્રમાણે અમોને મળ્યું છે, તે પ્રમાણે આગળના જન્મમાં મળો, એજ પ્રમાણે તમારા મનમાં રહે છે ને ?

કન્યા—ગુરૂજી ! ત્યારે અમારે વ્રત દાનાદિ કરવાં કે નહિ ?

ગુરૂ—વાહ ! વાહ ! ! ઘણીજ સારી બુદ્ધિ વધેલી દેખાય છે ! હું વ્રત દાનાદિ કરવાને ના કહેતો નથી. અરે ! તમો એ કરો છો એ પુરૂષપર મોટો આભાર છે. જે પ્રમાણે પુરૂષને યજ્ઞ, દાન, તથા તપ પાવન કરે છે, તેજ પ્રમાણે તમોને પણ એ વ્રતાદિ પાવન કરે છે. પતિની આજ્ઞા લઇ એ વ્રતાદિ અવશ્ય કરીને કરવાં; પરન્તુ તે વખતે ઉપર પ્રમાણે લાંબો સંકલ્પ કરવો નહિ; તથાપિ અહંપણું અને ફળની ઇચ્છા છોડી ચિત્તશુદ્ધિ માટે વ્રતાદિ કરવાથી ઇશ્વર પ્રસાદવડે સ્ત્રીને મોક્ષ મળે છે. તમારો જન્મ થતાં બે વર્ષ સુધી ચન્દ્ર ઉપભોગ કરે છે, ત્યાર પછી બે વર્ષ ગંધર્વ

ઉપભોગ કરે છે, તે પછી વિવાહ પર્યંત અગ્નિ ઉપભોગ કરે છે; એ શાસ્ત્ર પ્રમાણવડે તથા દૈવી દૃષ્ટિથીજ સમજાય છે. હવે ઉપભોગ કરેલી સ્ત્રીનો **सोमाद्यप भुक्तदोष परिहारार्थम्।** એ પ્રમાણે સંકલ્પ કરી વધુ વસ્ત્રદાન દઇ સ્વિકાર કરવાથી દોષ લાગતો નથી.

સ્ત્રીને ઉપનયનની જગ્યાએ વિવાહ છે. લગ્ન થયા પછી પતિની સાથે બેસી વેદોકતમંત્ર એ વૈદિક કર્મ કરવાનો અને યજ્ઞાંગ સ્વકીય મંત્ર ભણવાનો બ્રાહ્મણ સ્ત્રીને અધિકાર મળે છે. એ સિવાયના વેદ મંત્ર શ્રવણ કરવાનો અધિકાર નથી. કદાચ પુરૂષને ભણતા સાંભળી તે મંત્ર સ્ત્રી ભણે તો આર્ષદ્રવ્ય ચોરીનો દોષ લાગે છે. પતિ સિવાય સ્ત્રી એકલી બેસી વ્રત પૂજા કરે તો તે વખતે પુરાણોકત મંત્ર ભણવા. વેદોકત મંત્રે બ્રાહ્મણે પૂજાદિ કરાવવી નહિ. ઘરની અંદર રહી માતાપિતા પાસે અક્ષરની ઓળખ કરી વાંચતાં શીખવું. શાળામાં જઇ કોઇપણ કન્યાએ શિક્ષણ લેવું નહિ, તેના કરતાં નહિ ભણવું તે વધારે સારૂં છે; પરન્તુ કુલિન સ્ત્રીએ અશાસ્ત્ર પ્રકાર કરવા નહિ. વિવાહ થયા પછી સાસુ સસરાને તાબે રહી રજોદર્શન પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળવું. લગ્ન હોમ વખતે સસરા, સાસુ, નણંદ, જેઠ દીએરની સાથે **सम्रार्गीहो** એટલે એમની સાથે મર્યાદા રાખી પ્રીતિપૂર્વક વર્તણુક રાખવી. એમની સાથે અમર્યાદે ગમે તેમ બોલવું નહિ. એ પ્રમાણે વેદ મંત્રે હોમ થાય છે, માટે તે પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવું. ( પછી પતિ સાથે ગમે તેમ તેર–મેરી કરવાને અડચણ નથી, એમ સમજવું નહિ; કારણ **प्रातिवादाच्छुनीभर्तुः** એટલે પતિ સાથે ગમે તેમ અમર્યાદે બોલનારી સ્ત્રી મુઆ પછી કુતરી કે શ્યાલ થઇ ભૂકે છે. એ પ્રમાણે અનિષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે. ) પોતાને સત્‌માર્ગે ચઢાવવાને સાસુ આદિ તિરસ્કારના શબ્દોબોલે તો તે સહન કરી બ્રહ્મચર્ય પાળવું. ત્યાર પછી ઋતુ પ્રાપ્ત થયા પછી પતિને તાબે રહી તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું.

**प्रथमेऽहनि चांडाली द्वितये ब्रह्म घातिनी ॥**
**तृतिये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥**

એવી રીતે રજોદોષ દુષ્ટ છે, માટે પાછળ કહી ગયા તેમ વર્તવું. જે સ્ત્રી રજોદર્શન છુપાવી રાખે છે તેને કુતરીનો જન્મ

મળે છે અને તેનો સંસર્ગ કરનારાને પશુયોનિની પ્રાપ્તિ થાય છે, માટે કોઇએ રજોદોષ છુપાવવો નહિ. પાછળ કહ્યા પ્રમાણે પતિવ્રતાના ધર્મનો સ્વિકાર કરી શરીરની છાયા પ્રમાણે પતિની આજ્ઞાનુસાર વર્તવું. કુબુદ્ધિથી પરપુરૂષપર દૃષ્ટિ કરવી નહિ. કદાચ દુષ્ટ બુદ્ધિથી વ્યભિચાર થાય તો **पुंसोपत्त्वार दारेषु स्त्रीणामपि तद्दे वाहि** પુરૂષને માટે જે પ્રાયશ્ચિત છે, તેજ પ્રાયશ્ચિત સ્ત્રીને માટે પણ કહ્યું છે. એ પ્રાયાશ્ચિત નહિ કરવાથી યમલોકનાં અનેક દુઃખો ભોગવી કુતરી, વરાહ અને ગર્ધવાદિ યોનિની પ્રાપ્તિ થાય છે એવી સ્ત્રીને કોઇ દિવસ મોક્ષ મળતો નથી, માટે હુશિઆરીથી ખોટે રસ્તે પગ ન પડે તેવી રીતે વર્તવું. લગ્ન થયા પછી શુદ્ધ પવિત્ર વસ્ત્ર પહેરી જમવું, કચ્છ માર્યા વિના ડગ પણ ભરવો નહિ. વિવાહ વખતે કચ્છ રહિત સંસ્કાર કરે છે તે અશાસ્ત્રિય છે. બીજા પતિવ્રતાના ધર્મ પાછળ છે, ત્યાં જોવા. ગર્ભ રહ્યા પછી પાછળ કહી ગયા તે પ્રમાણે ભક્ષણાદિ નિયમે ગર્ભ રક્ષણ કરવું. પ્રસુતિ થયા પછી પણ બાળકને ઉપાધિ થાય તે પ્રમાણે ખાવું, પીવું કે વર્તવું નહિ. સ્ત્રીને પતિ એજ દેવતા છે. જે પ્રમાણે શાલિગ્રામપર વિષ્ણુ દૃષ્ટિ રાખે છે, તે પ્રમાણે સ્ત્રીએ પતિને સમજી પતિ સોપાધિક બ્રહ્મ છે, એવી દૃષ્ટિ રાખવી કદાચ કર્મવશાત્ વિધવાપણું પ્રાપ્ત થાય તો,

**पत्यौ मृतंतु नारीणां विधिद्वय मदाहृतम् ॥**
**वैधव्यं पालयेत्सम्यक् सहाग्निं प्रविशेत्तुवा ॥**

એ પ્રમાણે બે ધર્મ કહ્યા છે. એમાં વૈધવ્ય પાલન કરતાં સહગમન કરવું તે ઉત્તમ છે.

**वर्ततेयाश्च सततं भर्तृणां प्रतिकुलतः ॥**
**कामात्क्रोधाद्भयान्मोहात्सर्वाःपूताभवंतिताः ॥**

એ પ્રમાણે સહગમન કરવાથી ઉપરના શ્લોકમાં બતાવેલાં તમામ પાપોને બાળી નાંખે છે, છતાં દેશકાળ પ્રમાણે સહગમન ન થઇ શકે તો બ્રહ્મચર્ય રાખી વૈધવ્ય પાળવું. તે અપુત્રવાન છતાં બ્રહ્મચારી પ્રમાણે સ્વર્ગાદિ લોકોની પ્રાપ્તિ કરે છે. પતિ મૃત થયા પછી પુનર્વિવાહ કરી ઉત્પન્ન કરેલો પુત્ર ગોલકકુંડ નામનો

કહેવાય છે. એ ધર્મબાહ્ય અપવિત્ર છે, એને એની માતાને આ કલ્પ પર્યંત નરકવાસ મળે છે, માટે એ તમામ બાબત લક્ષમાં રાખી સ્ત્રીએ સ્વપ્નામાં પણ આડે માર્ગે પગ ન પડે એવો મહા પ્રયત્ન કરવો. સ્ત્રીઓએ આચાર સ્વચ્છ રાખવો. પાછળ કહી ગયા તે પ્રમાણે મળમૂત્ર વખતે મૃતિકા લગાડી શૌચાવધિ કરવી. મળ મૂત્ર તથા સ્નાન કર્યા પછી આચમન નહિ કરવાથી અશુદ્ધપણું રહે છે. અરે ! તમારા નિમિ-તેજ પંચમહાયજ્ઞ અને અતિથિ સંસ્કાર થાય છે, અને તમેજ જ્યારે અપવિત્ર રહો તો તેવડે તમોને અને બીજાને અજ્ઞાનરૂપી બંધન રહે છે. અરે ! જરા જો. સદાચારથી વર્તવાવાળી વિષ્ણુદત્તની પત્નીના હાથની રસોઇ જમતાંની સાથે બ્રહ્મનિષ્ઠની અંદર ભય રહેલો હતો તે તુરત નીકળી પૂર્ણ સ્થિતિની પ્રાપ્તિ થઇ. એ પ્રમાણે દત્ત મહાત્મ્યમાં છે. गार्गी, वाचक्नवी, वडवा, सुलभा, मैत्रेयी इ० એ પાતિવ્રત્ય સદાચારવડે આજ જન્મે મુક્તિની પ્રાપ્તિ કરી છે. અનસૂયા માતાએ ત્રૈમૂર્તિને પુત્ર કર્યા, અનુભવીએ સૂર્યની ગતિને બંધ કરી, એ પ્રમાણે તમારૂં અતુલ સામર્થ્ય છે. ध्रुव, प्रह्लाद, शुकादि સરખા ને જન્મ દેનારાં તમેજ છો, માત્ર તમારે શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે વર્તવું જોઇએ.

આજકાલ તો પતિની સેવા નહિ કરતાં ઉલટી સ્ત્રી જાતિ વાઘના પ્રમાણે જાણે ફાડી ખાતી હોય તેવી રીતે પતિ સાથે વર્તે છે. કદાચ વૈધવ્ય આવ્યું તો માથામાં જુ પડતી ઓછી થઇ. એમ સમજી પાલક પતિની આજ્ઞામાં નહિ રહેતાં સ્વઇચ્છા પ્રમાણે વર્તે છે. કદાચ ગુરૂ પાસે મંત્ર લીધો કે ઘરનાની મર્યાદા છોડી ગુરૂના નિમિત્તે ગામોગામ રખડતી ફરે છે, અને મર્યાદા તજી પોતાના પતિ, માતાપિતા તથા ગુરૂના નામને અપવાદ અપાવે છે. વળી કેટલીક અજ્ઞાની સ્ત્રીઓ તો ખુલ્લી રીતે બોલે છે કે, પતિ મરી ગયા તે સારૂં થયું, તે જીવતા હોત તો અમોને સાધુસંતની સેવા કરવાની કયાંથી મળત ? પરન્તુ એ રાક્ષસીઓ એટલું નથી સમજતી કે, મારા પૂર્વના મહા પાપને લીધેજ મને વૈધવ્ય આવ્યું. પતિ જીવતાં તો તેમની એકે દિવસ સેવા કરી નહિ અને હવે ગુરૂની સેવા કરવા દોડે છે. માટે સ્ત્રી જાતિના જેવી બીજી કોઇપણ મૂર્ખ નથી. એને માટે પતિવ્રતા સ્ત્રીઓનાં

ચરિત્રો વાંચી જુઓ. મર્યાદાવાળી સ્ત્રીએ એ પ્રમાણે નહિ વર્તતાં ગુરૂએ આપેલા મંત્રનો ઘરમાં બેસી જપ કરવો.

विधवा पालयेच्छिलं शील भंगात्पतधः ॥
तद्वैगुण्यादपि स्वर्गात्पतिः पतति सर्वथा ॥
तस्या पिताच माताच भर्तृवर्ग स्तथैवच ॥
विधवा कबरी बंधो भर्तृ बंधाय कल्प्यते ॥
शिरसोवपनं तस्मात्कार्यं विधवा स्त्रिया ॥

એ પ્રમાણે વૈધવ્ય ધર્મ નહિ પાળવાથી આગળ મોટો અનર્થ પ્રાપ્ત થાય છે, માટે એ વ્રત ધારણ કરી શ્રવણાદિ કરવું. **न स्त्री स्वातंत्र्य मर्हति** સ્ત્રીને સ્વતંત્ર રહેવાને શાસ્ત્રે ના પાડી છે, માટે અન્ન વસ્ત્ર આપી વિધવાનો ધર્મ ચલાવનાર પતિ ( પાતીતિ પતિઃ એટલે પાળક ) કરવો.

नष्टेमृते प्रव्रजिते क्लिबेच पतिते पतौ ॥
पंच स्वापत्सु नारीणां पतिरन्यो विधियते ॥

સપ્તપદિ થયા પછી પતિ જીવત છતાં પત્તો નહિ લાગતાં, મૃત થતાં, સંન્યાસ લીધા પછી, નપુંશક છતાં પાલન નહિ કરે ત્યારે અને જાતિ ભ્રષ્ટ થયો હોય અથવા જન્મકેદ પડયો હોય તો સ્ત્રીએ અન્ય પતિ ( પાલક ) કરવો. સપ્તપદિ થયા પછી પુનર્વિવાહ કરવો એને માટે કોઈ શાસ્ત્રમાં કોઈપણ જગ્યાએ વિધિ કે ક્રિયા બતાવી નથી. બ્રાહ્મણ ભ્રષ્ટ થાય તો પુનઃઉપનયન શાસ્ત્રે કહ્યું છે અને તેની વિધિ પણ સૂત્રકારે અને શાસ્ત્રકારે બતાવી છે. તે પ્રમાણે પુનર્વિવાહ બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્યાદિની સ્ત્રીએ કરવા; એમ કહ્યું નથી, માટે તેની વિધિ પણ બતાવી નથી.

प्रजा प्रवृत्तौ नारीणां वृत्तिरेषा प्रजापतेः ॥

ઇત્યાદિ વચનો દીએર પાસેથી પુત્ર ઉત્પન્ન કરવો, એ પ્રમાણે યુગાંતર ધર્મ મધ્યે કહ્યા છે. તે પણ તે વખતે ગૌણજ છે. એટલે ક્ષત્રિયની પતિવ્રતા વિધવાએ રાજ્ય માલિક નહિ હોય તો મહા આપત્તિએ સર્વેની આજ્ઞા લઇ એ પ્રમાણે વર્તવું. આ યુગમાં તો તેની વારતા સુદ્ધાં પણ કરવી નહિ.

मृते भर्तरिया नारी ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्य पुत्राऽपि यथा ते ब्रह्मचारिणा ॥

પતિ ગુજરી ગયા પછી સ્ત્રી આઠ પ્રકારથી બ્રહ્મચર્યનો આશ્રય કરીને રહે છે.

स्मरणं कीर्तनं केलि प्रेक्षणं गुह्य भाषणम् ॥
उत्साहो व्यवसायश्च क्रियानिष्पत्ति रेवच ॥
एत दृष्टांग मिथुनं प्रवदंति मनीषिणः ॥
विपरितं ब्रह्मचर्य मेत देवाष्ट लक्षणम् ॥

તેમજ કામ ક્રોધાદિને જીતી શાન્ત થઇ બીજી સ્ત્રીઓને પણ સતમાર્ગે ચઢાવવી; પરન્તુ નિર્લજ થઇ ગુરૂની પાછળ જ્યાં ત્યાં રખડવું નહિ. એને માટે ગ્રંથના આરંભમાં વિધવાના ધર્મ વાંચી તે પ્રમાણે વર્તી પોતાના માતા, પિતા, પતિ અને ગુરૂના નામને શોભાવવું. શાસ્ત્ર, ગુરૂ અને અનુભવીનાં વચન એક આવે તે પ્રમાણે વર્તવું. શાસ્ત્ર તથા ગુરૂના વચનમાં વિરૂદ્ધપણું આવે તો ગુરૂનાં વચનો અંગિકાર કરવાં નહિ. જે સ્ત્રી શાસ્ત્ર વિરૂદ્ધ કર્મ કરે છે, તે કર્મવડે તેને યમયાતના ભોગવવી પડે છે.

કન્યા—હે ગુરૂજી ! આપ શ્રીદત્ત સ્વરૂપ છો, માટે મારા નેત્રમાં જ્ઞાનાંજન આંજી મારી અંદરથી અજ્ઞાનરૂપી ભ્રમ કાઢી નાખો મારી ચિન્તાનો નાશ કરો, અને નશ્વર વિત્તમાંથી મારી વૃત્તિને કાઢી નિર્મળ ચિત્તકરો, એટલા માટે હું આપને શરણે આવી છું. સ્ત્રીઓએ કેવી રીતે વર્તવું. તે મને ટુંકાણમાં કહેવું જોઇએ.

ગુરૂ—સુતા ! કામાધિન થઇ કોઇ દિવસ પોતાના શીલપણાને ડુબાવવું નહિ, કોઇ દિવસ કોઇની નિંદા કરવી નહિ, કોઈ સાથે વૈર કરવું નહિ. લાભ મળતો હોય તોપણ પ્રાણ જતાં ખોટું બોલવું નહિ, સરળપણે મનને શાન્ત રાખી શ્રીદત્ત ભગવાનને વિસરવા નહિ, પોતાના ધર્મને છોડવો નહિ, સત્યને કોઇ દિવસ છોડવું નહિ, વિના કારણ કોઇની નિંદા કે સ્તુતિમાં વખત ગુમાવવો નહિ, નીચ બુદ્ધિ કરી કોઇના ઘરમાં લડાઇ કરાવવી નહી, કોઇની કોડીપણ ચોરીને લેવી નહિ, અભિમાન ધરી બીજાનું અપમાન કરવું નહિ, પોતાનાં કરેલાં સત્કર્મ કે બીજાનાં કરેલાં દુષ્ટ

કર્મો કોઇને કહેવાં નહિ, લોકનાં ઉપર ગુસ્સો કરવો નહિ, મનુષ્યના વચમાં ખડખડ હસવું નહિ, પોતાના સ્વજનમાં સરળપણે રહેવું, કોઇની સાથે કલહ કરવો નહિ, પોતામાં દુર્ગુણ નહિ છતાં કોઇ ગમે તેમ બોલે તે વાત કાનપર ધરવી નહિ, પાડોસીના ઘરમાં જઇ ગમેતેમ બોલવું નહિ, કોઈ દુર્જનની સંગત તેની પાસે ધન છે એમ સાંભળી કરવી નહિ, સ્વજનનો ત્યાગ કરી એકલાં રહેવાની ઇચ્છા કરવી નહિ, કોઇને પોતાનો ઠાઠ માઠ બતાવવો નહિ, કુબુદ્ધિથી કોઇને છેતરવું નહિ, અલંકારાદિ તથા લુગડાં માટે પતિઆદિ સામે મોં ચઢાવવું નહિ, બે દિવસના લક્ષ્મી સમજી તેનો મદ કરવો નહિ, આપત્તિ આવતાં ધૈર્ય ધરવું, કોઇ ગમે તેમ બોલે પરન્તુ તેને તડફડ જવાબ નહિ આપતાં શાન્ત થઇ વિચાર કરીને બોલવું, લોકમાં અપયશ મેળવવો નહિ, સદાચાર માટે કંટાળવું નહિ, આવેલા સુખ દુઃખ ભોગવતાં કોઇના પર દોષ મૂકવો નહિ, વેવાઇ કે જમાઇને ખુશી કરવા ઋણ કરવું નહિ, પોતાના બાપ દાદાના નામને કલંક લગાડવું નહિ, ધર્મમર્યાદા પાળવાને ચૂકવું નહિ, પતિની આજ્ઞા સિવાય વ્રત–દાન સ્વઇચ્છાએ કરવાં નહિ, બીજું કોઇ વ્રત–દાન કરતું હોય તેમાં વિઘ્ન પડાવવું નહિ, હે કન્યા ! આ ઉપદેશને છોડીશ નહિ, શ્રીદત્ત આજ્ઞાથી મેં આ તને કહ્યું છે તેનું ઉલ્લંઘન કરીશ નહિ

કન્યા—હે ગુરૂજી ! તમે મારાં માબાપ છો. તમારો ઉપદેશ મને શિરસા માન્ય છે; પરન્તુ મારા મનને એક સંશય છે, તે આપ સાંભળોઃ—દેહ તો જડ છે, તેમ જીવ અસંગ છે, ત્યારે સુખ દુઃખ પ્રાણને થવું જોઇએ; કારણ પ્રાણ દેહથી જુદો છે અને તેજ દેહમાં પરિપૂર્ણ રહી બળ આપે છે, અને ઇન્દ્રિયો પાસે પોતપોતાનાં કાર્ય કરાવે છે. દેહની હાલ ચાલ પ્રાણથીજ છે. ભૂખ તરશ પ્રાણને લાગે છે, પ્રાણજ લે છે ને આપે છે, ઉંઘી ગયા પછી શરીરને કોલાં કુતરાં ખાય નહિ, માટે પ્રાણ સ્વાસો સ્વાસરૂપે રહીને રક્ષણ કરે છે. જેનો શ્વાસોચ્છ્વાસ બંધ થાય છે તેને અમંગળ ( મરી ગયો ) સમજી બાળી મૂકે છે. જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી પતિ તથા માતાપિતાદિની સાથે વિરૂદ્ધ બોલતાં બીજાં કહે છે કે, તેં તેમનો અશસ્ત્રો વધ કર્યો છે, અને પ્રાણ નીકળતાં તેમને બાળી મૂકે છે તે વખતે તેં હત્યા કરી છે એમ

કોઇપણ બોલતું નથી. એ ઉપરથી માલમ પડે છે કે, પતિ, પુત્ર, પિતા, માતા, બ્રાહ્મણ તથા બ્રહ્મચારી આદિ તમામ પ્રાણ છે, એવું મારૂં સમજવું છે. પ્રાણ એ ચેતન છે તેથી અકસ્માત્ મૂર્છા અથવા સન્નિપાત થતાં બેભાન સ્થિતિમાં પુત્રાદિ રડતાં કિવા મોટેથી પોકારતાં તેને ખબર પડતી નથી પણ પોતાના શરીર-પરનું વસ્ત્ર ખસતાં તે પોતાને હાથે બરાબર કરે છે, એ જગતમાં પ્રસિદ્ધ છે, માટે પ્રાણજ આત્મા છે એવું મારૂં માનવું છે.

ગુરૂ—અરે ! તારો વિચાર ઘણોજ ઉત્તમ છે, તે જોઈ મને બહુજ આનંદ થાય છે, પરન્તુ હજી આત્મા કોણ એની તને ખબર નથી. માત્ર દેહનું અનાત્મપણું તેં જાણ્યું છે. પતિ પુત્રાદિ પ્રાણ છે. એ પ્રમાણે ઉપાસના કરતાં હિરણ્યગર્ભો-પાસક પ્રમાણે પ્રાણલોકમાં ગતિ મળે છે. પરન્તુ પુનરાવૃત્તિ ચુકતી નથી; કારણ કે પ્રાણ એ આત્મા નથી; પરન્તુ બહારના વાયુ પ્રમાણે જડ છે. મૂર્છા આદિ વખતે વસ્ત્ર બરાબર કરવું, એ નિત્યના અભ્યાસથીજ થાય છે. જો પ્રાણ ચૈતન્ય હોત તો નિદ્રા વખતે કોઇથી કોઇની વસ્તુ ચોરી શકાત નહિ. ભૂખ, તરશ લાગી એ કહેનાર પ્રાણ કરતા બીજો કોઇ હોવો જોઇએ. તે પ્રાણનો પણ પ્રાણ છે. શરીરને બળ આપી ટકાવવું એ એકલા પ્રાણનું કામ નથી; પરન્તુ પ્રાણની અંદર અંતર્યામી જે છે તેજ બળ આપે છે. પ્રાણને હૃદયમાં ખેલવી ખાવા પિવાનું આપે છે અને ખાધેલું અન્ન પચાવવા થાટે પ્રાણાદિ દ્વારા અંતર્યામી આત્માજ સર્વ કરે છે. એ પ્રમાણે કરતાં કરાવતાં છતાં પોતે નિર્લેપ રહે છે, તેથી પ્રાણ પ્રમાણે અચેતન એ આત્મા નથી. પોતાની સન્નિધપણે સર્વે કરાવતાં છતાં આત્મા અકર્ત્તા રહે છે, અને તમો તો પરાધિન છતાં, ડાળાનો પાંપણ સુદ્ધાં હલાવવાને સમર્થ છતાં ડગલે ડગલે અહંપણું કરોછો માટે એનો વારંવાર વિચાર કરી કરતા કરાવતાપણાના અહંભાવને છોડી નિર્લેપ રહેવું. જે કર્તાપણાના અહંભાવને છોડીને રહે છે, તેના હાથે ગમે તે કામ થાઓ તેનું તેને બંધન નથી જે પ્રમાણે લોઢાની બેડી અને સોનાની બેડી બંધન કરવાને સરખીજ છે, તેજ પ્રમાણે પાપ, પુણ્ય અને મોક્ષ પ્રતિબંધમાં સરખાંજ છે. જે પ્રમાણે પાપવડે નરક મળે છે, તેજ

પ્રમાણે સંકલ્પવડે કરેલાં પુણ્યથી સ્વર્ગ મળે છે. એ સ્વર્ગ થોડો વખત સુખ આપી અધઃપાત દે છે, તે અધઃપાત દુઃસહ છે.

**यःप्रेतात्यात्मान भिन्नःश्रुति विदपि तथा कर्मकृत्कर्मणोऽस्या**
**नाशः स्याहल्प भोगात्पुनरवतरणे दुःख भोगा महीयान् ॥**

એ પ્રમાણે વચન છે, તેજ પુણ્ય કર્મ ઇશ્વર પ્રિત્યર્થ કરવાથી ઇશ્વરના પ્રસાદવડે બુદ્ધિ શુદ્ધ થઇ તે દ્વારાએ જ્ઞાન પ્રાપ્ત થતાં આજ જન્મે મોક્ષ મળે છે. પૂર્વ જન્મે સત્કર્મ કરેલાં હોવાથી આજ જન્મે સારાસારનો વિચાર કરવાવાળી બુદ્ધિ થઇ ઇશ્વર પ્રસાદે સદ્ગુરૂની સોબત થતાં સદુપદેશ મનમાં ઠસી જાય છે. તેં જે પ્રાણુનો નીવેડો કર્યો તે આ લિંગદેહ પૈકી પ્રાણમય નામનો કોશ છે, એનાં કરતાં આત્મા જુદોજ છે.

કન્યા—હે ગુરૂજી ! તમારી વાત મારા મનમાં ઠસી; પરન્તુ હું બોલું છું, ચાલું છું ઇત્યાદિ વ્યવહાર ઉપરથી ઇન્દ્રિય આત્મા હોવો જોઇએ અથવા ઇન્દ્રિયનો ચાલક મન આત્મા હોવો જોઇએ; કારણ—

**मनएव मनुष्याणां कारणं बंध मोक्षयोः ॥**

એ ઉપરથી મનને આત્મા કહેવો ઠીક છે. દેહના ઉપર અહંતા અને ઘર દારાદિ ઉપર મમતા મનજ કરે છે. કેટલીક વખત મન ભળતી જગ્યાએ જતાં નજીકમાંથી વાજતે ગાજતે જનારની ખબર રહેતી નથી. ઇત્યાદિ વ્યવહાર ઉપરથી મનને આત્મા કહેવાથી શું હરકત છે ?

ગુરૂ—અરે ! તારી બુદ્ધિ ઠીક ચાલે છે ! જે પ્રમાણે એકજ રાજમાં અનેક રાજા કહેવામાં વિરૂદ્ધપણું છે, તેજ પ્રમાણે ઇન્દ્રિયને આત્મા કહેવો એ વિરૂદ્ધ છે. એ ઇન્દ્રિય ભૈતિક જડ કરણ છે. જે પ્રમાણે પ્રાણ રજોગુણી ભૂત વિકાર છે, તેજ પ્રમાણે મન પણ સત્વગુણી ભૂત વિકાર છે. એ મન અન્નના બાફથી થયું છે અને સંકલ્પ વિકલ્પાત્મક હોવાથી ચંચળ છે. એને ત્રૈલોકયનો વૈભવ મળતાં પણ તૃપ્ત થતું નથી અને દુષ્ટ વાસના ધરવાથી ભૂત પ્રેતાદિ યોનિમાં લઇ જાય છે. આત્મા નિત્ય તૃપ્ત અને સર્વ વ્યાપિ છે અને મન વિકારી પરિચ્છિન્ન ખુલ્લી રીતે દેખાય છે.

अगमन्मे मनोऽन्यत्र सांप्रतंच स्थिरीकृतं ॥

મારૂં મન બીજી જગ્યાએ ગએલુ હતુ, તે પાછું આવ્યું, હવે મેં મનને સ્થિર કર્યું. જો એ પરિચ્છિન્ન નહિ હોત તો જવું આવવું કેવી રીતે બની શકત? વળી અંતકાળે જે આકારે મન થાય છે, તે યોનિમાં દરેકને જવુ પડે છે. જે જેને જાણે છે તે તેનાથી જુદો હોવો જોઇએ! તે ન્યાયે મનનું જવું આવવું જેણે જાણ્યું તે આત્મા જડ મન કરતાં જુદો છે, એ સ્વપ્ન જાગૃત મધ્યે ખુલ્લા રીતે માલમ પડે છે. સ્વપ્નામાં ઇન્દ્રિય નહિ છતાં મનજ ઇન્દ્રિયરૂપે થઇ સર્વે વ્યવહાર આત્માના સાનિધ્યત્વે કરે છે. એ ઉપરથી આત્મા સ્વયંજ્યોતિ સિદ્ધ થાય છે; કારણ સ્વપ્ના વખતે કાર્ય જ્યોતિ સૂર્ય, ચન્દ્ર તથા અગ્નિ ઇત્યાદિ નહિ છતાં અને કરણ જ્યોતિ આંખ ઇત્યાદિ નહિ છતાં સ્વચૈતન્ય પ્રકાશવડે મનઃકૃત સર્વ પદાર્થને પ્રકાશિત કરે છે, તે આત્મા મન અને મનોવ્યાપાર કરતાં જુદો સાક્ષિભૂત નિર્વિકાર છે. જે વખતે મન નિશ્ચળ થતું જશે, તે વખતે તે અનુભવમાં આવશે.

मनोजृंभण राहित्ये यथा साक्षी निराकुलः ॥

ઇત્યાદિ પ્રમાણથી લિંગદેહ પૈકી એ મનોમય કોશ આત્માને ઉપાધિભૂત છે, માટે મનની આશામાં બંધન થવું નહિ. કદાચ મનને રોકતાં નહિ રોકાય તો ઇશ્વરની સગુણ પ્રતિમા કરી પોતાના અધિકાર પ્રમાણે પૂજા કરી નિવૃત્તિની વખતે પગથી મસ્તક પર્યંત ધ્યાન કરી સ્થિરાસનપર બેસી હૃદયકમળમાં તે મૂર્તિને સ્થિર કરવી. કદાચ ધ્યાન છુટે તો પુનઃ પુનઃ એ પ્રમાણે કરવુ. મહિને છ મહિને અથવા વર્ષે બે વર્ષે મન સ્થિર નહિ થતાં ના ઉમેદ થવું નહિ; પરન્તુ ખેદ છોડી મન સ્થિર કરવાને એની પાછળ મંડયા રહેવું, એટલે પૂર્વનાં પાપ બળી જતાં આપોઆપ મન સ્વાધીન થશે.

કન્યા—હે ગુરૂજી! આપે યથાર્થ કહ્યું; પરન્તુ મન બુદ્ધિની વૃત્તિ છે, માટે બુદ્ધિને આત્મા કહેવાને શી અડચણ છે? કારણ બુદ્ધિ સ્વતંત્ર છે. બુદ્ધિ નહિ હોય તો પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન આદિ પ્રમાણ કરતાં આવડતું નથી. બુદ્ધિ વિના જ્ઞાન પણ

થતું નથી. બુદ્ધિનુંજ કર્તૃત્વ જોવામાં આવે છે, માટે બુદ્ધિજ આત્મા હોવી જોઇએ.

ગુરૂ—અરે ! એ બુદ્ધિ પંચમહાભૂતના સત્યાંશે ઉત્પન્ન થએલી છે અને એ અંતઃકરણનો એક ભેદ છે. વળી એ બુદ્ધિ ત્રિગુણાત્મક કહેવાય છે.

बुद्धेस्त्रिधावृत्तिरपिहदृष्यतेस्वप्नादिभेदेनगुणत्रयात्मनः ॥

બુદ્ધિને સ્વતંત્ર માનવા જતાં તેને જોનારી બીજી બુદ્ધિ જોઇએ; પરન્તુ તે પ્રમાણે જણાતું નથી, જે પ્રમાણે અગ્નિના યોગે લોઢાને દાહત્વ આવે છે, તેજ પ્રમાણે આત્માના સાનિધ્યપણાને લીધે બુદ્ધિમાં ચૈતન્યત્વ દેખાય છે. બુદ્ધિ નિદ્રા વખતે લીન થઇ જાય છે, એને આત્મા કહેતાં આગીયા પ્રમાણે આત્મ સ્વરૂપ ઠરશે બુદ્ધિજ પુણ્ય પાપ કરશે તો બુદ્ધિનેજ સ્વર્ગ નરક મળશે, ત્યારે જીવની સાથે શું સંબંધ રહેશે ? એ તો એકે કરવું અને બીજાએ ભોગવવું, એ પ્રમાણે થશે. માટે જ્યાં સુધી બદ્ધ દશા છે, ત્યાંસુધી જીવને અધ્યાસીક કર્તૃત્વાદિક શાસ્ત્ર માન્યું છે. લિંગશરીર પૈકી એ બુદ્ધિ વિજ્ઞાનમય કોશ છે. બૌદ્ધ મતવાળાઓએ એનેજ આત્મા કહ્યો છે, તે તેમની ભૂલ છે. માટે બુદ્ધિના સાક્ષિ બુદ્ધિ કરતાં પર છે, તેજ આત્મા છે અને તેજ નિર્વિકાર છે.

કન્યા—હે ગુરૂજી ! પૂર્વે અંહકાર લીન થતાં નિદ્રાવસ્થા કહી હતી અને અત્યારે બુદ્ધિ લીન થતાં નિદ્રાવસ્થા કહી બતાવી, એ કેવું ?

ગુરૂ—કેટલાક અંતઃકરણના ચાર ભેદ અને કેટલાક તેના બે ભેદ માને છે, તેથી મનની અંદર ચિત્ત અને બુદ્ધિની અંદર અહંકારનો અંતર્ભાવ છે માટે દોષ નથી. ચાર્વાકાદિ દેહનું અહંપણું માને છે, એ ખોટું છે. મીમાંસક જીવનું અહંપણું માનેછે, તે પણ ગૌણ છે. વેદાંતિ અકર્ત્તા—અભોકતા, ગમનાગમનાદિ રહિત પ્રત્યગાત્મા અને અહંબ્રહ્મ એ પ્રમાણે મુખ્યત્વે લક્ષણાવૃત્તિને અહંકાર લક્ષ્યાર્થ કૂટસ્થ ચૈતન્યનું નિત્ય શુદ્ધ બુદ્ધ બ્રહ્મની

સાથે સમાનાધિકરણ કરે છે, તે અહંકાર લક્ષ્યાર્થ માત્ર આત્મા કહેવાય છે. વાચ્યાર્થરૂપી જડ અહંકાર તો બુદ્ધિના પ્રમાણે દૃશ્ય છે. એ અહંકાર જ્યાં સુધી જાય નહિ ત્યાં સુધી બ્રહ્મદેવ પાસે વાસ કરવા છતાં પુનરાવૃત્તિ ચૂકતી નથી.

કન્યા—દેહથી આરભી અહંકાર પર્યંત કોઇને પણ આત્મા કહી શકાતો નથી અને ત્યાર પછી કઇજ નથી, ત્યારે બાકી રહેલું શૂન્યજ આત્મા છે કે શુ !

ગુરૂ—અરે ! આત્મા તો પરમાનંદરૂપ છે, તે શુન્ય કેવી રીતે હોઇ શકે ?

કન્યા—ગુરૂજી ! જાગૃતાદિ અવસ્થા વ્યહુવાર નિદ્રા મધ્યે લીન થાય છે. તે વખતે પરમાનંદ થાય છે ત્યારે આનંદરૂપી શુન્યને આત્મા કેમ નહિ કહેવા ?

ગુરૂ—બુદ્ધિમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડેલું છે, તેજ જીવ છે. એ જીવને બુદ્ધિદ્વારાએ સ્થુલ દેહનું તાદાત્મ થતાં જાગૃતાવસ્થાના સ્થુલભોગને વિશ્વનામક જીવ અનુભવે છે અને તેજ જીવ લિંગ દેહનું તાદાત્મ થતાં પ્રવિવિકત ભોગને તૈજસ સંજ્ઞક થઇ અનુભવે છે, તેને સ્વપ્નાવસ્થા કહે છે અને તેજ જીવ હૃદયમાં પુરીત નામની ખુલ્લી જગ્યામાં આવી પ્રાજ્ઞ નામક થઇ પરમાનંદ ભોગવે છે; પરન્તુ તે વખને પાણીમાં પડેલાં પાણીનાં ટીપાં પ્રમાણે બ્રહ્મસ્વરૂપમાં મળી જતો નથી. જે પ્રમાણે પાણીથી ભરેલા પાત્રનું મોં બંધ કરી પાણીમાં ડુબાવતાં તે જેમ પાણીમાં મળે નહિ, તેજ પ્રમાણે અનિર્વચનિય અજ્ઞાને આવરેલો જીવ નિદ્રા વખતે બ્રહ્મરૂપમાં મળવા છતાં પોતાનું પ્રારબ્ધ ભોગવવા માટે કંઇ નિમિતે ( ઇશ્વર ઇચ્છાએ ) તેજ જીવ તેજરૂપે પુનઃ જાગૃત થઇ પૂર્વે કરેલાં અને આગળ કરવાનાં કામને યાદ કરે છે. જ્યાં સુધી બ્રહ્મજ્ઞાનવડે ઉપાધિભૂત અજ્ઞાનનષ્ટ થાય નહિ, ત્યાંસુધી બ્રહ્મસ્વરૂપમાં મળી શકાતુ નથી. એ પ્રમાણે સર્વથી વિલક્ષણ શુન્યને પણ જાણનાર આત્માને શુન્ય કેવી રીતે કહી શકાય ? માટે આત્મા સર્વને જાણનાર શુન્યથી જુદોજ છે, નહિ તો કંઇજ નથી. એ કોણે જાણ્યું માટે આત્મા છે અને તે ચૈતન્ય છે.

કન્યા—હે ગુરૂજી ! ગાઢ નિદ્રામાં સાક્ષી કેવો રીતે રહે છે ? અને જાગૃત થતાં તેને કેવી રીતે જાણવું ?

ગુરૂ—જે પ્રમાણે ગ્રહણ લાગતાં રાહુએ ગ્રાસેલુ ચન્દ્ર યા સૂર્યમંડળ જોનારાને સ્પષ્ટ ન દેખાય તેથી તે મંડળ નથી, એમ કહી શકાય નહિ, તે પ્રમાણે નિદ્રા વખતે શુન્ય સાક્ષીપણે રહી જીવને ઉઠતાંની સાથે સ્મરણ કરાવે છે, તેથી કહે છે કે, એટલી વખત હું સુખપૂર્વક સુતો હતો તેથી મને કંઇજ ખબર નહોતી. એ અનુભવવિના સ્મરણ કેવી રીતે થઇ શકે ? એ જીવ બ્રહ્મ-સ્વરૂપ કરતાં એક જુદોજ પદાર્થ છે એમ પણ નથી.

**ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैवना परः ॥**

એ પ્રમાણે પ્રમાણ છે. જ્યાંસુધી હુંપણાનું અભિમાન કરી વ્યવહાર કરે છે, ત્યાંસુધી જીવ કહેવાય છે એ જીવ સચ્ચિદાનંદ છતાં દેહાદિની અંદર નિમગ્ન થઇ તેમ માયાથી મોહિત થઇ વિષય સુખને માટે તળમળ કરે છે.

**यावतः कुरुते जंतुः संबंधान्मनसः प्रियान् ।**
**तावंतोऽस्यानि खन्यंते हृदये शोक शंकवः ॥**

પરન્તુ તેનાવડે સુખ કેવી રીતે મળી શકે ? કારણ **सुख मस्यात्मनोठयं ॥** પોતે સુખરૂપ છતાં તેની ખબર નહિ પડવાથી દેહ બુદ્ધિ આદિ અથવા છેવટે શુન્યને આત્મા કહી ભ્રાન્તિમાત્ર વાદ કરે છે; પરન્તુ શુન્યનો સાક્ષી ધર્માધર્મ રહિત કાર્ય કારણ-ભાવ વર્જીત છતાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળથી પરિચ્છિ-ન્ન થતો નથી. અતએવ ષડ્ભાવ વિકાર રહિત નિત્ય શુદ્ધ, બુદ્ધ મુકત પરમાનંદ દ્વિતિયરૂપી આત્માને જાણવો કઠણ છે. જાગૃત મ દયેએની ઓળખ કરવી કઠણ નથીજ. સર્વ સંકલ્પ દૂર કરી આત્મસ્વરૂપે પોતેજ છે, એ પ્રમાણે ઓળખવુ. જે પ્રમાણે પવન-વડે પાણીમાં તરંગ જુદા સ્વરૂપે દેખાય છે; પરન્તુ વિચાર કરીને જોતાં પાણીજ છે. વાયુ શાન્ત હોતાં તરંગ જુદા રહેતા નથી, તેજ પ્રમાણે ભૂત ભૌતિક વિવિધરૂપ નામ, કર્મ, ગુણ અને ભેદે બાહ્યદૃષ્ટિએ જે જે ભાસે છે તે તે એક સચ્ચિદાનદાત્મક સ્વસ્વ-રૂપ છે, માટે સર્વમાંથી નામરૂપને છોડી દઇ સચ્ચિદાનંદરૂપે સર્વને જોવું; એટલે કોઇનું કોઇ પ્રિય, અપ્રિય, મિત્ર, શત્રુ, સાધુ, અસાધુ, વિયોગ, યોગ જોવામાં આવશે નહિ.

કન્યા—હે ગુરૂજી ! તમો કહો છો ખરા; પરન્તુ દૃષ્ટિએ દેખાતા જગતને એકજ છે, એવું કેવા રીતે મનમાં ધારણ કરવું?

ગુરૂ—वर्षोपलायथाऽभिन्नाआपिभिन्नाइहांभासि ।
ब्रह्मणीदंतथाविश्वंब्रह्माभिन्नाविनिश्चिनु ॥

જે પ્રમાણે જળરૂપી કરા પત્થર સરખા ઘટરૂપે જળમાં પડવાથી જળ કરતાં જુદા જોવામાં આવે છે; પરન્તુ તેને બુદ્ધિમાન પાણીજ સમજે છે અને ક્ષણની અંદર એ કરા પણ પાણીજ થઇ જાય છે. તે ન્યાયે સર્વે જગતમાંથી નામરૂપ છોડી નિરંતર સચ્ચિદાનંદ દૃષ્ટિ રાખવી, એનું નામજ વિવેક છે એ ઉપરથી એવું નહિ સમજવું કે, નામરૂપનો ઘડાને પત્થર મારી નાશ કરીએ છીએ તે પ્રમાણે નાશ કરવો. એ જાગૃત બ્રહ્માકાર દૃષ્ટિ થયા પછી ભલે રહે એમાં આપણું શું ગયું ? કારણ—

करैनिर्मिलेंतेंमनेंतोडवेना, मनोंनिर्मिलेंतेंकरेमोडवेना ॥

કન્યા—ગુરૂજી ! આપ કહો છો; પરન્તુ એનો નિશ્ચય થતો નથી.

ગુરૂ—તારી અંદર સંશય રહેલો હોય તો પ્રશ્ન કર. હું તે સંશયનો નાશ કરૂં.

કન્યા—ગુરૂજી ! વિચાર કરતાં પણ ચિત્તની એકાગ્રતા રહેતી નથી, તેને માટે શું કરવું ?

ગુરૂ—રાત્ર દિવસ ધ્યાન કરી સાવધાન થા.

કન્યા—ગુરૂજી ! વિના કારણ ગામની પ્રપંચિક વાતો કરવાનો વખત મળે છે; પરન્તુ અદ્વૈત વાસનાનો વિચાર કરતાં મનને બહુજ કઠણ પડે છે.

ગુરૂ—એ ઉપરથી એમ માલમ પડે છે કે, હજી તારા ઉપર ઇશ્વરનો અનુગ્રહ થએલો જણાતો નથી. ઇશ્વરના અનુગ્રહ સિવાય કરેલું શ્રવણ,—

नळींकुफिलीसोनारेंहकडूनातिकडेगलेंवारें ॥

એ પ્રમાણે સમજવું અથવા કાંઇ સમજ પડી તો તેનાવડે લોકમાં કાગડીના પ્રમાણે કલકલ કરવાનું મળે; પરન્તુ તેનો ઉપયોગ શો ?

**लोकांसांगेब्रह्मज्ञान । आपणकोरडापाषाण ॥**

કન્યા—ત્યારે એવી રીતે શ્રવણ કરવું કે નહિ ?

ગુરૂ—તમે શ્રવણ યા જપ કરી પુરાણીને વિદાયગીરી આપી, તેથી પુલાઇ જઇ મનમાં મોટાઇ માનો છો.

કન્યા—ગુરૂજી ! તમો તો અમારી મશ્કરી કરતા હો એમ જણાય છે !

ગુરૂ—હું સ્વતઃજ મશ્કરી (સંન્યાસી) થયો છું, તેથી બીજાની મશ્કરી કરવીજ જોઇએ. એક મનવડે બે કામ થતાં નથી. પ્રથમ શ્રવણ કરવાનો વખત મળે નહિ, અને તે પણ ફોકટ કાઢવો; એટલા માટે મારૂં બોલવું છે. શ્રવણ અંતઃકરણની અંદર રાખી તે પ્રમાણે વર્તવું જોઇએ. ભલે થોડું શ્રવણ થાય તેમાં શું નુકશાન ? કારણ કે એવી રીતે કરેલું શ્રવણ નકામું જતું નથી.

કન્યા—જેનાવડે શ્રવણનું મનન થઇ ધ્યાન કરતાં આવડે એને માટે ઇશ્વરની કૃપા કેવી રીતે મેળવવી ?

ગુરૂ—દરેક પ્રાણીને આપણા પ્રમાણે પોતાનો દેહ પ્રિયછે, તેથી જે પ્રમાણે પોતાને દુઃખ થાય, તેજ પ્રમાણે બીજાને પણ દુઃખ થાય છે; એ પ્રમાણે જાણી દેહને દેવળ સમજી તેની અંદર રહેનારો જીવ સદાશિવ છે; એ પ્રમાણે નિશ્ચય કરી અહિંસારૂપ પુષ્પ એ દેવને ચઢાવી નિરંતર "સોહં" ભાવે પૂજા કરવી. હિંસા એટલે પ્રાણ લેવો એવુ સમજવું નહિ; પરન્તુ બીજાના મનને વિના કારણ દુઃખવવુ તે પણ હિંસા છે. એ પ્રમાણે સમજી કોઇના મનને દુઃખ કરવું નહિ. કાયા, વાચા, અને મને કરેલાં કર્મ ઇશ્વરાર્પણ કરી પોતાની બુદ્ધિ નિર્મળ રાખવી. બધા સાથે સરળ વર્તવું, ખોટું બોલવું નહિ, ક્રોધરૂપી ભંગીનો સ્પર્શ કરવો નહિ, કદાચ ભૂલથી ક્રોધ થાય તો તુરત સ્નાન કરવું, બીજાનું સારૂં નબળું બોલેલું સાંભળી શાન્ત રહેવું, દુર્જનપણું કરવું નહિ, તમામ ઇન્દ્રિયોને પોતાને તાબે રાખવી, સર્વ સાથે પ્રિય ભાષણ કરવું, દુષ્ટકર્મ કરવા માટે લજવાવું, નુકશાન થતાં પણ પોતાનું સત્યપણું છોડવું નહિ, ઇષ્ટ (પ્રિય સંબંધી આદિ) નો વિયોગ થતાં હાય હાય કરવી નહિ, અભિમાનરૂપી મોટાપણાને છોડી

દેવું, બ્રાહ્યાભ્યંતર શૌચ ( શુદ્ધ ) વિધિ કરવી, સોબત કરવી તો સજ્જનની કરવી, જે મળે તેમાં સંતોષ રાખવો, બની શકે તે પ્રમાણે પુરાણ શ્રવણ કરવું, એ પ્રમાણે વર્તનારના ઉપર અવશ્ય ઇશ્વરનો અનુગ્રહ થાય છે.

કન્યા—ગુરૂજી ! સોહં ભાવે પૂજા કેવી રીતે કરવી ?

ગુરૂ—"સઃ" એટલે તે પરોક્ષ દૂર રહેવાવાળો અને "અહં" એટલે હું અપરોક્ષ સ્વયંપ્રકાશ એ પ્રમાણે બે પદાર્થ છે. એનું નામ જીવ શિવ છે. એ પ્રમાણે સોહં "સઃ" અને "અહં" એ બે પદ છે. વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ, એ પ્રમાણે દરેક પદના બે અર્થ છે. એમાં પચ ભૌતિકસ્થુળ દેહ પહેલો, ઇન્દ્રિય અને મન બુદ્ધિ મળી આ લિંગદેહ, બીજો અને અજ્ઞાન કારણ દેહ ત્રીજો. એ ત્રણે મળી દેહત્રય વેષ્ટિત જે ચૈતન્ય પ્રતિબિંબ તે જીવ એ "અહં" પદનો વાચ્યાર્થ છે, અને સાક્ષી કૂટસ્થ એ "અહં" પદનો લક્ષ્યાર્થ છે. વિરાટ સ્થુળદેહ હિરણ્યગર્ભ લિંગદેહ અને માયા અવ્યાકૃત કારણદેહ જેનો એ દેહત્રયવડે વેષ્ટિત જે બ્રહ્મ ચૈતન્ય ( માયાધિષ્ટાન, બ્રહ્મ ચૈતન્ય, અને માયા પ્રતિબિંબ ઇશ્વર ) એ "સઃ" પદનો વાચ્યાર્થ છે અને સત્ય જ્ઞાનાંજન પરમાનંદ લક્ષ્યાર્થ છે. એમાં વાચ્યાર્થનો વિરોધ છે, માટે વાચ્યાર્થને છોડી ( દેહ, પ્રાણેન્દ્રિય, મનોબુદ્ધિ, અહંકાર કરતાં જુદો વિશ્વ, તૈજસ, અને પ્રાજ્ઞ એ ત્રણ દેહનો અભિમાની વિકારી કરતાં જુદો ત્રણ અવસ્થાનો સાક્ષી પચકોશ કરતાં જુદો જે હું કૂટસ્થ સાક્ષી પ્રત્યગાત્મા તેજ આ વિરાટ સુત્રાત્મા અવ્યાકૃત માયાએ ત્રણ દેહ કરતાં જુદો અને તેનો અભિમાની વૈશ્વાનર હિરણ્યગર્ભ ઇશ્વર તેના કરતાં જુદો અને સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય એ તેનો વ્યાપાર, તેનો સાક્ષી સત્ય, જ્ઞાન, અનંત, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત સ્વભાવ પરમાત્મા છે. ) એ પ્રમાણે લક્ષ્યાર્થનું અખંડ તેલધારા પ્રમાણે નિરંતર ચિંતવન કરતાં રહેવું, એજ નિદિધ્યાસન ( ધ્યાન ) છે. જીવ શિવ એક છે, એ પ્રમાણે નિશ્ચય કરવો તે શ્રવણ છે. જીવ શિવને વિચારવડે એક કરી મનમાં ઠસાવવું તે મનન છે, અને એનો નિરંતર અભ્યાસ કરવો તે ધ્યાન છે. જે પ્રમાણે દેહને હું કરીને કહે છે. તે પ્રમાણે શિવ પરમાત્મા હું છું, એ પ્રમાણે નિશ્ચય કરી નિદ્રા પ્રમાણે સર્વને

વિસરી જવું. એ ઉપરતિ (નિર્વિકલ્પ સમાધિ) છે, એનાવડે મનુષ્ય કૃતકૃત્ય થાય છે પછી ફરીથી જન્મ થતો નથી. જ્ઞાનનો નિશ્ચય થતાંજ મુક્તિ છે; પરન્તુ લોક દૃષ્ટિને યાવત્ પ્રારબ્ધ દેહ રહો તેમાં પોતાને નુકશાન નથી. એકવાર આવરણ ભંગ થયા પછી પુનઃ દેહાદિનુ તાદાત્મ થતું નથી. એજ બોધનો વૈભવ છે. જેણે અભ્યાસે બોધ દૃઢ કરી મનોભંગ, વાસનાનો ક્ષય કર્યો તેને પણ જીવન મુક્તિ મળે છે. વિશેષ શું કહું ? એક વખત આત્માનો સાક્ષાત્કાર થયો એટલે મોહ શોકાદિ નષ્ટ થાય છે, સંશય દૂર જાય છે, અને હૃદયગ્રંથી તુટી જાય છે. તેનાવડેજ જન્મ મરણ દેનારાં કર્મનો નાશ થતાં સર્વે પાસ તુટી જાય છે. તે જગ્યાપર કર્તૃત્વ, ભોક્તૃત્વ અને પાપ પુણ્ય ક્યાંથી આવી શકે ? એવા જ્ઞાનીનો દેહ ઝાડના પાકેલા પાન પ્રમાણે ગમે ત્યાં પડો; પરન્તુ તેનો પ્રાણ ઉત્ક્રમણ થતો નથી. જે પ્રમાણે તપાવેલા પત્થરમાં પાણી સમાય છે, તે પ્રમાણે જ્ઞાનીની સર્વેકળા સ્વરૂપમાં લીન થાય છે, તે વખતે તે બ્રહ્મજ થાય છે. હે કન્યા ! એ તને સાર ભૂત વેદાંતતત્ત્વ કહ્યું. હવે તારે સાંભળવાનું બાકી રહ્યું નથી. એ પ્રમાણે બોલી ગુરૂજી સ્તબ્ધ થયા.

એ પ્રમાણે શ્રવણ કરી એ કન્યા શ્રવણનું મનન, નિદિધ્યાસન કરી પરમાનંદની પ્રાપ્તિ કરી છેવટ બ્રહ્મસ્વરૂપમાં મળી ગઇ.

શાસ્ત્રીબુવા—હે પ્રિયે ! એ પ્રમાણે તું પણ પુત્ર શોક અને દેહાભિમાનને છોડી ઉપદેશ પ્રમાણે વિચાર કરીશ તો તને પણ પરમાનંદની પ્રાપ્તિ થશે.

અન્નપૂર્ણાબાઇ—હે પ્રાણનાથ ! આપના આશીર્વાદ વિના મારા હૃદયમાં એ જ્ઞાન સ્થિર રહે તેમ નથી, માટે આપની દાસી આપ પતિ પ્રભુના પ્રસાદની ઇચ્છા રાખે છે.

શાસ્ત્રીબુવા—હે પ્રાણપ્રિયે ! તેં આજ સુધી પતિવ્રતાના નિયમ પાળી મારી બહુ સેવા કરી છે, અને તેજ પ્રમાણે અભેદ બુદ્ધિએ શ્રીદત્ત ભગવાનની પણ તેં સેવા કરી છે, તેથી તારા ઉપર શ્રીદત્ત ભગવાનની પૂર્ણ કૃપા થએલી હોવાથી હું તને આશીર્વાદ આપું છું કે, આજથી તને અજ્ઞાન બંધન કરશે નહિ, તેમ તને કલિકાળનો ભય રહેશે નહિ, એટલુંજ નહિ; પરન્તુ

અત્યારે તારી અંદર બ્રહ્મસ્વરૂપનો પ્રકાશ મારા આશીર્વાદે પડતાં પરમાનંદની પ્રાપ્તિ કરી એજ આંખોએ મુક્તિ સુખના સોહ્‌ળા (આનંદ) ને જોઇશ. એમ કહી અન્નપૂર્ણાબાઈ સામે અમૃત દૃષ્ટિ કરી.

માયાનું આવરણ જવાથી અન્નપૂર્ણાબાઇ પતિ અને જગતને શ્રીદત્ત ભગવાનરૂપે જોઇ સ્વાનુભવવડે નીચે પ્રમાણે બોલવા લાગ્યાં:-

गीत—अंजनी.

मीच मकुन गल्यें होतां ज्ञान ॥ ॥ ध्रु० ॥
नरनारी नगर विचित्र । स्थावर जंगम जे सर्वत्र ॥
पाहत होने तेहे नेत्र । गेले भूलोन ॥ ॥ १ ॥
अहोमी झाल्यें सैरावैरा । आतां कैंची येरा झारा ॥
अंजुळि दिधलीम्यां संसारा । सार घेउन ॥ ॥ २ ॥
देहीं असतां विदेह स्थितिनें । जितेपर्णीमी मरुन गुरुनें ॥
कथित ज्ञानाग्नि ज्वाळेनें । मोह जाळून ॥ ॥ ३ ॥
पूर्व घराळा टाळा खोविला । स्वानंदानंखोंपा भरीला ॥
अंजुळी दिधली कुळशीळाला । सर्जाचा सुदीन ॥ ॥ ४ ॥
आतां निःसंगाचि होउन । जनलज्जे लाहीद् वहून ॥
परपुरुषाला आलिंगोन । धिंगडा घालीन ॥ ॥ ५ ॥
कोणीम्हणोत मजला वेडी । परिमी आवृत्ति साडी फेडी ॥
भरलोकामाधिं नागडी उघडी । फुगडी घालीन ॥ ॥ ६ ॥
पूर्णानंदाची घागर । हाती घेवोनी हुंकार ॥
करि काढोनी उंच स्वर । फुगडी घालुन ॥ ॥ ७ ॥
मीच जगाची उत्पादक । मीसर्वांचा पूर्वील एक ॥
मीअन्नची मीअन्नभक्षक । एक होउन ॥ ॥ ८ ॥

ટીકાઃ—મને સ્વરૂપ જ્ઞાન થતાં બરોબર ચકિત થઇ જતાં જે જગતની અંદર નર નારી મોટાં શહેર તથા જડ અને ચલન વલન પામનારા વિચિત્ર પદાર્થ આંખોવડે જોતી હતી, તે ભૂલી ગભરાયલી જેવી ( દેહાભિમાન રહિત ) સ્થિતિ થતાં કોઇપણ જગ્યાએ જવા આવવાનું રહ્યું નહિ અને સંસારના ખરા તત્વને

લઇ બાકીના રહેલા સંસારને તિલાંજલી આપી ગુરૂ ( પતિ ) ની સેવા કરતાં કરતાં કૃપા થવાથી તેમના કહેલા જ્ઞાને જ્ઞાનાગ્નિ પ્રગટ થતાં તેની જવાળાએ મોહ બળી જતાં દેહ મધ્યે હોવા છતાં વિદેહ સ્થિતિ થતાં જીવતાં મરી ગઇ.

એ પ્રમાણે થતાં અજ્ઞાનરૂપીદેહ ઘર નહિ સરખું કરી આત્માનંદરૂપીઘર પ્રાપ્ત થતાં શરીરના અભિમાનરૂપ નશ્વર કુલ સ્વભાવને તિલાંજલી આપતાં આજના દિવસને ધન્ય છે. હવે દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ આદિ નશ્વર વસ્તુને અને લૌકિક વ્યવહારને છોડી, ત્રણ દેહથી નિઃસંગ થઇ અવ્યકત ( માયા ) થી પર રહેવાવાળા પુરૂષ ( આત્મા ) ને આલિંગન દઈ મદોન્મત્ત પ્રમાણે નાચીશ. એને માટે ભલે મને ગાંડી કહો; પરન્તુ માયાની વિક્ષેપ અને આવરણરૂપી આચ્છાદન થએલી સાડીને કાઢી નાંખી તમામ લોક ( સત્યલોક ) મધ્યે ખુલ્લી રીતે પુદરડી ફરીશ અને આનંદરૂપી જળની ભરેલી ગાગરને હાથમાં લઇ "હુંકાર" ( સોહં ) રૂપ મોટી ગર્જના કરી પુદરડી ફરીશ. સર્વ જગતની ઉત્પત્તિ કરનાર હુંજ છું અને સર્વની પૂર્વે હુંજ હતી, સર્વ ખાવાના પદાર્થ અને ખાવાવાળી હુંજ છું. એ પ્રમાણે બોલી અન્નપૂર્ણાબાઇ પતિના ચરણમાં તલ્લીન થઇ ગયાં.

શાસ્ત્રીબુવા—હે પ્રાણપ્રિયા ! હવે તારા અને મારા સ્વરૂપમાં ભેદ રહ્યા નથી, છતાં હવે આ સંસારમાં કેવી રીતે રહેવું, તે તને કહું છું તે તુ શ્રવણ કર. જે પ્રમાણે સમુદ્ર મહા સમર્થ છતાં પોતાની મર્યાદા છોડતો નથી, તે પ્રમાણે મર્યાદા નહિ છોડતાં સ્ત્રી જાતિના ધર્મ અને મર્યાદા પ્રમાણે વર્તી મદાલસા તથા અનસૂયા માતા પ્રમાણે જગતમાં પોતાનું નામ અમર કરવા માટે સત્‌ધર્મ મર્યાદા પાળી બીજી સ્ત્રીઓને ધર્મ મર્યાદે ચઢાવી પોતે કૃતકૃત્ય થવું. હવેથી તારે શરીરથી હુ પતિની દાસી છું, જીવભાવે હું પતિનો અંશ છું અને આત્મભાવે હું પતિજ છું; એ પ્રમાણે એકરૂપે થઇ જળ તરંગ પ્રમાણે રહી સર્વ વ્યવહાર શરીર ધર્મ પ્રમાણે કરવો.

કેટલાક દિવસ ગયા પછી ગોવિંદસ્વામીને શરીર છોડવાનો વિચાર થવાથી પૂર્વનાં પાપરૂપી કર્મો ભોગવવા માટે બિમાર પડયા.

ગોવિંદસ્વામી—શાસ્ત્રીબુવા ! મારો વિચાર મનન સાંભળવાનો છે, માટે તમો મને સંભળાવશો ?

ગોવિંદસ્વામીનાં વાકય સાંભળી શાસ્ત્રીબુવા મનનનું પુસ્તક લઇ તેમને સંભળાવવા લાગ્યા.

ગોવિંદસ્વામી—મેં અહીંઆંના દરેક શાસ્ત્રીને કહ્યું કે, તમો મને મનન સભળાવો, તે દરેકે ના પાડવાથી છેવટ મેં તમોને કહ્યું. તમે મને મનન સંભળાવવા માટે હા પાડી, તેથી મારા મનને ઘણોજ આનંદ થયો. શાસ્ત્રીબુવા ! મારી કંઇ મનન સાંભળવાની ઇચ્છા નથી; પરન્તુ એ મનનના ગુપ્ત રહસ્યને સમજાવવા માટે મેં દરેકને કહ્યું હતું, છતાં તેમનાં પ્રારબ્ધ આડે આવવાથી તેમણે મને ના પાડી અને તમોએ મને હા કહ્યુ, માટે તમોને એની ગુહ્ય ખુબુ બતાવું છું. એમ કહી શાસ્ત્રીબુવાને મનનના ખરા રહસ્યને સમજાવીને આશાર્વાદ આપી કહ્યું કેઃ—તમો થોડાજ વખતમાં આ જગતમાં મનનરૂપ થઇ જશો.

ગોવિંદસ્વામીનો આશીર્વાદ સાંભળી શાસ્ત્રીબુવા સ્તવન કરવા લાગ્યાઃ—

जो सत्य आहे परिपूर्ण आत्मा ।
जो नित्य राहे उदित प्रभात्मा ॥
ज्ञाने जयाच्या नरहो कृतार्थ ।
तो पूर्ण आनंद गुरु समर्थ ॥ ॥ १ ॥
अखंड आत्मा अविनाशि हृत्त ।
तया पदीला विंतिजे स्वचित्त ॥
चित्त भ्रमा सोडितिते कृतार्थ । तो पूर्ण० ॥ २ ॥
जो जागृति स्वप्न सुषुप्ति साक्षी ।
जो निर्विकारे सकला निरीक्षी ॥
वीक्षी परिज्यासनसे निज़ार्थ । तो पूर्ण० ॥ ३ ॥
जळी स्थळी सर्वहि वस्तु माजी ।
[illegible] राहोचि जयासि राजी ॥
जो ठेवी भावे नर तो कृतार्थ । तो पूर्ण० ॥ ४ ॥

जे दृश्य ते रुप नम्हे जयाचे ।
दृश्यात राहे अविकारि ज्याचे ॥
स्वरुप तोचि अविनाशि अर्थे । तो पूर्ण० ॥ ५ ॥
दृश्या सिघेता नच घेव वेजे ।
स्वरुप तस्य प्रभुजे सुतेजे ॥
स्वयें प्रकाशे जागिजो परार्थे । तो पूर्ण० ॥ ६ ॥
असोनि सर्वत्र गुरु प्रसाद्वा ।
विनान लाभे करिताहि खेदा ॥
भेदाचि वार्ता करि जो यथार्थे । तो पूर्ण० ॥ ७ ॥
अनन्य भावे भजतां अनन्य ।
लक्ष्य प्रभुजो नचहोयि अन्य ॥
संन्यस्त सर्वेषण तारणार्थे ।
तो पूर्ण आनंद गुरु समर्थ ॥ ॥ ८ ॥

એ પ્રમાણે પ્રાર્થના કરી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ત્યાર પછી શરીર છોડવા અગાઉની રાત્રિએ શાસ્ત્રીબુવાને ગોવિંદસ્વામીએ સ્વપ્નામાં આવી દર્શન આપી કહ્યું કે, હુ આવતી કાલે જનાર છું એમ કહી ગોવિંદસ્વામી અંતર્ધ્યાન થઈ ગયા.

શાસ્ત્રીબુવા જાગૃત થઈ અપૂસોસ કરવા લાગ્યા. તે જાણી ગોવિંદસ્વામીએ શાસ્ત્રીબુવાને બોલાવીને કહ્યું કે, તમારે અફસોસ કરવાનુ કંઇ કારણ નથી. સર્વેને જવાનું છે, એમ જાણી બ્રહ્મ-સ્વરૂપની પ્રાપ્તિ કરી લેવી. એટલે અફસોસ કરવાનું કાંઇ રહેશે નહિ અને તે પ્રમાણે તમે પ્રાપ્તિ કરી છે.

શાસ્ત્રીબુવા—આપશ્રીએ આજ પર્યંત મારી સંભાળ લઇ આ દાસનું રક્ષણ કર્યું છે. હવે હું કોનો સમાગમ કરીશ ? એટલુંજ નહિ; પરન્તુ આ વાડીના આપ આભૂષણરૂપ છો, તેથી આપને માટે કોના મનને ખેદ નહિ થાય ? એજ કારણથી મારા મનને ખેદ ઉત્પન્ન થયો છે.

થોડીવારે ગોવિંદસ્વામી એકદમ બેશુદ્ધ થયા. તેવામાં શાસ્ત્રીબુવાના કાનમાં અવાજ થયો કે, બહ્રાને ત્યાં વૈદ્ય આવેલા છે. તે વૈદ્યની પાસે સુતશેખરની માત્રા છે, તે લાવી સ્વામીને આપ.

એ પ્રમાણે સાંભળતાં શાસ્ત્રીબુવાએ જઇ તપાસ કરતાં બહાને ત્યાં આવેલા વૈદ્યને મળ્યા, અને તેમની પાસેથી સુતશેખર નામની માત્રા લાવી દૂધમાં ઓગાળીને સ્વામીને આપો, જેથી ગોવિંદસ્વામી જાગૃત થયા. ત્યાર પછી કેટલોક વખત જતાં ગોવિંદસ્વામી પોતાનું શરીર છોડી દત્ત સ્વરૂપમાં મળી ગયા.

એ વખતે મૌનિસ્વામી બ્રહ્મનિષ્ઠ છતાં તેમના મનને પણ બહુજ ખોટું લાગ્યું હતું.

શાસ્ત્રીબુવા વગેરેએ મળી ગોવિંદસ્વામીના શરીરને કૃષ્ણા-માં પધરાવી મૌનિસ્વામીના કહેવા પ્રમાણે શાસ્ત્રીબુવાએ સમા-રાધના કરી.

કેટલાક દિવસ ગયા પછી શાસ્ત્રીબુવાએ શ્રીદત્ત ભગવાને કહ્યું કે, તમો નરસોબાવાડી છોડી ઉત્તર દેશમાં વિચરો.

શ્રીદત્ત ભગવાનની આજ્ઞા થતાં શાસ્ત્રીબુવાએ નીકળવાની તૈયારી કરવા માંડી, તે વાત વાડીના લોકોના જાણવામાં આવતાં તેમણે મૌનિસ્વામીને જઇ કહ્યું, મૌનિસ્વામીએ લોકોને કહ્યું કે, હું શાસ્ત્રીબુવાને જતા અટકાવું છું, એ વાત જાણી શાસ્ત્રીબુવા વિચાર કરવા લાગ્યા કે, મૌનિસ્વામી અને દત્તમહારાજ કંઇ જુદા નથી. માટે અટકાવ કરશે તો મારાથી જવાશે નહિ.

એ પ્રમાણે વિચાર કરી શાસ્ત્રીબુવાએ મૌનિસ્વામી પાસે જઇ નમસ્કાર કર્યા.

મૌનિસ્વામી—શાસ્ત્રીબુવા ! તમે કોલ્હાપુર જાઓ છો ?

શાસ્ત્રીબુવા—હા, મારો દેવીનાં દર્શન કરવા કોલ્હાપુર જવાનો વિચાર છે.

મૌનિસ્વામી—શાસ્ત્રીબુવા ! કોલ્હાપુરમાં બે દિવસથી વધારે રહેશો નહિ.

મૌનિસ્વામીનાં વાકય સાંભળી શાસ્ત્રીબુવાએ વિચાર કર્યો કે, દેવ અને મૌનિસ્વામી એક હોવાથી એમની પણ આજ્ઞા મળી. એમ માની નીકળવાની તૈયારી કરી.

એ મૌનિસ્વામીની પાંચ વર્ષના બાળક જેવી વૃત્તિ હતી. એમને સ્વાદ કે સુગંધ આદિની બીલકુલ ખબર રહી નહોતી,

એમને નાના બાળકો સાથે ખેલવું, તથા નાના બાળકોને પ્રસાદ વહેંચવો; તેથી વાડીના તમામ લોકો મૌનિસ્વામીની સાથે ખેલવાને આવતા હતા. વખતપર મૌનિસ્વામીને સઘળાં બાળકો મળી કૃષ્ણાની રેતીમાં ખાડો કરી પૂરી દેતાં હતાં. એમની પાસેથી કોઇ ગમે તે વસ્તુ લઇ જાય, તેની એમને ખબર રહેતી નહોતી. એ પોતે બ્રહ્માનંદમાં એવા રીતે નિમગ્ન થઇ ગયા હતા કે, પચીશ સુધી અંક પણ ગણવાને ભૂલી ગયા હતા. એમનું બોલેલુ વચન દેવથી પણ ફેરવી શકાતું નહિ. એ પ્રમાણે વચનસિદ્ધિવાળા તથા બાળ ચેષ્ટાવાળા હોવાથી કોઇપણ માણસ જે વાત કહે તે બાળકના પ્રમાણે સાચી માનતા હતા. માન અને અપમાન શું એ બાબત તે બીલકુલ જાણુતા નહોતા.

એક વખત વરસાદ નહિ પડવાથી શાસ્ત્રીબુવા વગેરેએ મળી વરસાદ માટે દેવની પાદુકાપર સંતતધારાનું અનુષ્ટાન શરૂ કર્યું. તે વખતે સપ્તાહનો આરંભ થવાથી મૌનિસ્વામી ત્યાં બેઠા હતા. તે વખતે કેટલાંક બાળકોએ ગમ્મતને માટે મૌનિસ્વામી પાસે જઇને કહ્યું કે:—

મહારાજ ! શ્રીદત્ત ભગવાન સપ્તાહમાં આવીને બેઠા છતાં પાદુકાપર વરસાદ માટે સતતધારા શરૂ કરી છે, તેથી દેવ બે જગ્યાએ કેવી રીતે બેસી શકાશે ?

મૌનિસ્વામીના—ભાઇઓ ! તમારી વાત બરાબર છે, માટે સંતતધારા બધ રાખવાનું કહી આવો.

મૌનિસ્વામીના કહેવા પ્રમાણે બાળકો જઇ શાસ્ત્રીબુવા વગેરેને સંતતધારા બંધ રાખવાનું કહી આવ્યા. તે સાંભળી તમામ લોકો વિચાર કરવા લાગ્યા કે, સંકલ્પપૂર્વક આરંભ કરેલી સંતતધારા કેવી રીતે બંધ રાખવી ? તે બંધ રખાય નહિ, એવો વિચાર કરી સર્વેએ મળી ચાલુ રાખી.

એ બાબતની ખબર પડતાં મૌનિસ્વામી બોલ્યા:—દેવ સપ્તાહમાં છતાં દેવને ઉપાધિ આપે છે, માટે વરસાદ આવશે નહિ.

સંતતધારાના નિર્મિત દિવસ પુરા થતાં સુધી એક વાદળું પણ જોવામાં આવ્યું નહિ, તેથી શાસ્ત્રીબુવા વગેરેએ વિચાર કર્યો

કે, જ્યાંસુધી મૌનિસ્વામી વરસાદને માટે દેવને કહેશે નહિ ત્યાંસુધી વરસાદ પડશે નહિ, તેથી કંઇપણ યુકિત કરવી જોઇએ.

એ પ્રમાણે વિચાર કરી તમામ લોકોને કહ્યું કે, તમો ગામનાં છોકરાને ભેગાં કરી મૌનિસ્વામી પાસે લઇ જઇ કહો કે, વરસાદ નહિ પડવાથી હવે આ બાળકોનું પાલન અમારાથી થતું નથી, માટે તમે તમારાં બાળકોને સંભાળી લ્યો. તે વખતે ત્યાં આવી હું પણ સ્વામીને કહીશ, એટલે સ્વામીને દયા આવશે, જેથી આપણું કાર્ય સિદ્ધ થશે.

શાસ્ત્રીબુવાના કહેવા પ્રમાણે તમામ લોકો પોતપોતાનાં બાળકોને લઇ મૌનિસ્વામી પાસે આવીને કહેવા લાગ્યાઃ—મહારાજજી ! વરસાદ નહિ પડવાથી આ બાળકોનું પાલન અમારાથી થતુ નથી, માટે તમે તમારાં બાળકોને સંભાળી લ્યો.

મૌનિસ્વામી—શાસ્ત્રીબુવા ! દેવ સમાહમાં બેઠેલા હતા, તે વખતે મારા ના કહેવા છતાં તમોએ સંતતધારા શુ કામ ચલાવી?

શાસ્ત્રીબુવા—મહારાજજી ! આપની આજ્ઞાની પૂર્વે દેવના ઉપર સંતતધારા સંકલ્પપૂર્વક શરૂ થઇ ગઇ હતી, તેથી કેવીરીતે બંધ રાખી શકાય ? એ સંતતધારામાં હું પણ બેઠેલો છું, માટે વરસાદ માટે કૃપા થવી જોઇએ.

એ પ્રમાણે શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી મૌનિસ્વામી શ્રીદત્ત ભગવાનની પાદુકા પાસે જઇ પ્રાર્થના કરી કહેવા લાગ્યાઃ— હે શ્રીદત્ત ભગવાન ! આ “ તુમચાં મુલાં બાળાં કરીતાં પાઉસ પાહિજે તો કૃપા કરૂન પાઠવુન દ્યાવે ” એ પ્રમાણે પ્રાર્થના કરી મૌનિસ્વામી મઠમાં ગયા.

થોડીજવારમાં એકદમ વાદળાં ચઢી આવી એકાએક બહુજ ભારે વરસાદ પડયો, તેથી સર્વેને બહુજ આનંદ થયો. એવાં અનેક ચમત્કારિક કાર્યો મૌનિસ્વામીએ કર્યાં છે. એવી રીતના એ સિદ્ધપુરૂષ હતા. હાલ એ પોતે સમાધિસ્થ થયા છે.

શાસ્ત્રીબુવા પત્ની અન્નપૂર્ણાબાઇ સહિત મૌનિસ્વામીને નમસ્કાર કરી, તેમની આજ્ઞા લઇ શ્રીદત્ત ભગવાનની પાદુકા પાસે આવી સાષ્ટાંગ નમસ્કાર કરી શ્રી સદ્દગુરૂ મહારાજની પ્રાર્થના કરવા લાગ્યાઃ—

कोटयर्कभंकोटिसुचंद्रशांतं । विश्वाश्रयंदेवगणार्चितांघ्रिं ॥
भक्तप्रियंत्वात्रिसुतंवरेण्यं । वंदेनृसिंहेश्वरपाहिमांत्वम् ॥ १ ॥
मायातमोर्कंविगुणंगुणाढ्यं । श्रीवल्लभंस्वीकृतभिक्षुवेषम् ॥
सद्भक्तसेव्यंवरदंवरिष्टं । वंदेनृसिंहेश्वरपा० ॥ २ ॥
कामादिषण्मत्तगजांकुशंत्वा । मानंदकंदंपरतत्त्वरुपम् ॥
सद्धर्मगुप्त्यैविधृतावतारं । वंदेनृसिंहेश्वरपा० ॥ ३ ॥
सूर्येंदुगुंसज्जनकामधेनुं । मृषोद्यपंचात्मकाविश्वमस्मात् ॥
उदेतियस्मिन्नमतेस्तमेति । वंदेनृसिंहेश्वरपा० ॥ ४ ॥
रक्ताब्जपत्रायतकांतनेत्रं । सद्दंडकुंडीपरिहापितायम् ॥
श्रितास्मितज्योत्स्नमुखेंदुशोभं । वंदेनृसिंहेश्वरपा० ॥ ५ ॥
नित्यंत्रयीमृग्यपदाब्जधूलिं । निनाहसदूबिंदुकलास्वरुपम्॥
त्रितापतप्ताश्रितकल्पवृक्षं । वंदेनृसिंहेश्वरपा० ॥ ६ ॥
दैन्याधिभीकष्टदवाग्निमाड्यं । योगाष्टकज्ञानसमर्पणात्कम् ॥
कृष्णानदीपंचसरिद्युतिस्थं । वंदेनृसिंहेश्वरपा० ॥ ७ ॥
अनादिमध्यांतमनंतशक्तिं । मतकर्यभावंपरमात्मसंज्ञम् ॥
व्यतिनवागृहत्प्रथमाछितायं । वंदेनृसिंहेश्वरपा० ॥ ८ ॥
स्तोत्रकर्तेमेस्त्युरुगायशक्ति । श्चतुर्मुखोवैविमुखोत्रजातः ॥
स्तुवन्द्विजिव्हाभवदीश्वरत्वां । सहस्त्रवक्त्रश्चकितोपिवेदः ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક નમસ્કાર કરી તમામ પિશાચાદિ ગણો દેવને સોંપી નરસોબાવાડી છોડી શાસ્ત્રીબુવા પત્ની સહિત કોલ્હાપુર ગયા. એ વખતે એમની ઉમ્મર ત્રીશ વર્ષની હતી.

કોલ્હાપુરમાં જગદંબાનાં દર્શન કરી પંઢરપુર ગયા.

પંઢરપુરમાં વિઠોબાનાં દર્શન કરી દેવળની બહાર નીકળતાં પંઢરીનાથ પોતે બ્રાહ્મણસ્વરૂપે સેકેલા ચણાનો પ્રસાદ આપવા આવ્યા, તે પ્રસાદ લઇ જોતાં બજારૂ ચણા દેખી તેને બાંધી રાખ્યા. પંઢરીનાથે રાત્રે સ્વપ્નામાં દર્શન આપી કહ્યું કે, મે તને પ્રસાદ આપવા છતાં તે કેમ ખાધો નહિ ?

શાસ્ત્રીબુવા—હું કોઇપણ બજારૂ ચીજ ખાતો નથી.

પંઢરીનાથ—તારે એ પ્રસાદ ખાવો છે કે નહિ? એમ કહી શાસ્ત્રીબુવાના લુગડામાં બાંધેલા ચણા હતા તે લઇ પંઢરીનાથ અંતર્ધાન થઇ ગયા.

શાસ્ત્રીબુવા જાગૃત થઇ પેલા પ્રસાદમાં આવેલા ચણા જોવા લાગ્યા તો તે જોવામાં આવ્યા નહિ, તેથી તે વખતે દેવની પ્રાર્થના કરી કહેવા લાગ્યાઃ—હે ભકતવત્સલ ! તમો મારા નિયમની પરીક્ષા જોવા આવ્યા હો એમ જણાય છે ! એ તમામ નિયમો તમેજ ધારણ કરાવેલા છે, તેને છેવટ સુધી જાળવવા એ તમારૂજ કામ છે. એમ કહી નમસ્કાર કર્યા. ત્યાંથી નીકળી બારસી થઇ ગોદાવરી કિનારે ગંગાખેડ ગામે મુકામ કર્યો.

અન્નપૂર્ણાબાઇ—નાથ ! સ્ત્રીઓએ કેવી રીતના નિયમો પાળવાથી ઉત્તમ ગુણસંપન્ન પ્રજા ઉત્પન્ન થાય ?

શાસ્ત્રીબુવા—હે પ્રિયા ! પ્રથમ કન્યાની માતાના જાતકર્મથી આરંભી ગર્ભાધાનાદિ સર્વે સંસ્કાર યથાવિધિ થવા જોઇએ. એ પ્રમાણે માતાના યથાવિધિ સંસ્કારથી ઉત્પન્ન થએલી કન્યાના ઋતુશાન્તિ પર્યંત બરાબર સંસ્કાર થયા પછી તે કન્યા રજસ્વલાપણાના ચાર દિવસ બરાબર નિયમ પાળી પતિવ્રતાના નિયમે પતિની સેવા કરતી હોય, તેમ તે સ્ત્રીનો પતિ પણ આચારસંપન્ન હોય, તેનાથી યથાકાળે નિયમાનુસાર ગર્ભની ઉત્પત્તિ થાય, અને તે ગર્ભના યથાકાળે સર્વે સંસ્કાર થઇ પ્રજા ઉત્પન્ન થયા પછી તેના તમામ સંસ્કાર બરાબર કરાવી, શાસ્ત્રના નિયમ પ્રમાણે તેને ઉછેરવામાં આવે તો અવશ્ય પ્રજા સર્વેસદ્‌ગુણસંપન્ન થાય છે; તેમાં કન્યા થાઓ અગર પુત્ર થાઓ; પરન્તુ તે પોતાના કુળને પાવન કરે છે. એ નિયમ વિના માતાપિતાને સુખ આપવાવાળી પ્રજા ઉત્પન્ન થતી નથી.

અન્નપૂર્ણાબાઇ—કોઇ ઉંચ વર્ણની સ્ત્રીનું અણજાણતાં નીચ વર્ણના પુરૂષ સાથે અથવા એકજ ગોત્રમાં લગ્ન થયું હોય અગર પતિ પતિત થાય તેવી સ્ત્રીએ પતિવ્રત ભંગ ન થાય માટે પતિ સાથે કેવી રીતે વર્તવું ?

શાસ્ત્રીબુવા—હે પ્રિયા ! ગયા દ્વાપરયુગમાં એક ઢેડે પોતાની જાત છુપાવી કાંચીમાં એક બ્રાહ્મણકન્યા સાથે લગ્ન કર્યું હતું.

તેનાથી પુત્ર થયો. તે પુત્ર ઘરમાં હાડકાં વીણી લાવવાનું કામ કરવા લાગ્યો. તે જોઇ બ્રાહ્મણકન્યાએ પોતાના પતિને પૂછયું. હું પતિવ્રતા છતાં તમારાથી ઉત્પન્ન થએલો આ પુત્ર નાચકર્મ કેમ કરે છે ? કેટલાક દિવસ સુધી તો તે ઢેડે પોતાની સ્ત્રીને ઉત્તર આપ્યો નહિ.

એક દિવસ એ ઢેડ પોતાના દેશમાં જવા તૈયાર થયો. તે જોઇ તે પતિવ્રતા બાઇ પણ તેની સાથે જવા તૈયાર થઇ. આગળ ચાલતાં પોતાનો પ્રપચ પ્રગટ થશે. એમ જાણી તે ઢેડે પોતાની સ્ત્રીને કુવામાં ધકેલી મૂકી. પ્રારબ્ધયોગે રસ્તે જતા મુસાફરે તે બાઇને બહાર કાઢી, એટલે તે પતિવ્રતાએ પોતાને પિએર જઇ તે વાત માતાપિતાને કહી.

થોડો સમય વીત્યા બાદ તે ઢેડ તથા બ્રાહ્મણકન્યા પોતાને ઘેર આવ્યાં. પતિવ્રતાને એકભકિતથી પોતાની સેવા કરતી જોઇ એક દિવસ તે ઢેડે કહ્યું કે, હું જાતિનો ઢેડ છું, તેથી એ પુત્ર એવી રીતનુ નીચકર્મ કરે છે.

પતિનાં વચન સાંભળી એ બ્રાહ્મણકન્યાએ તુરત તે પતિનો ત્યાગ કર્યો, અને અતિશય દુઃખ કરતી પોતાના પિતા પાસે જઇ પૂછવા લાગી.

પતિવ્રતા—હે પિતાજી ! પાત્ર અશુદ્ધ થયું હોય તો તેની શુદ્ધિ શી રીતે થાય ?

બ્રાહ્મણ—સુતા ! સર્વે પાત્રની શુદ્ધિ અગ્નિસંસ્કારથી થાયછે.

પિતાનાં વચન સાંભળી એ પતિવ્રતાએ પવિત્ર ક્ષેત્રમાં જઇ બળી મરવાનો નિશ્ચય કર્યો. પ્રથમ પોતાને ઘેર ગઇ અને રાત્રે ઘર સહિત ઢેડ પતિને બાળી મૂકી પોતે પુત્રને લઇ યમુના કિનારે મધુવનમાં ગઇ. ત્યાં ઇશ્વરનું ધ્યાન કરી પુત્ર સહિત તે પતિવ્રતા બળી મૂઇ.

જે જગ્યાએ તે સ્ત્રી પુત્ર બળી મૂઆં હતાં, તે જગ્યાએ વાંસનો જન્મ થયો. એ પતિવ્રતા તથા પુત્રને મુકિત આપવા માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ તે પતિવ્રતાના વાંસના જાળામાંથી મોરલી બનાવી અને પુત્રના વાંસના જાળામાંથી લાકડી બનાવી એ પતિવ્રતાને તથા તેના પુત્રને મુકિત આપી.

શાસ્ત્રીબુવા—હે પ્રિયા ! એ પ્રમાણે પ્રપંચથી પોતાનાથી ઉતરતી વર્ણનાની સાથે લગ્ન થાય, તો તેણે એ પતિવ્રતા પ્રમાણે પતિ તથા પુત્રનો ત્યાગ કરવો. કદાચ જાણી જોઇને અણસમજમાં એ પ્રમાણે થાય તોપણ સમજ આવતાં પતિનો ત્યાગ કરવો. એજ પ્રમાણે એક ગોત્રમાં લગ્ન થયું હોય તો તેણે પણ પતિનો તુરત ત્યાગ કરવો અને જેનો પતિ વટલી ગયો હોય તે સ્ત્રીએ પણ પતિનો ત્યાગ કરી ઇશ્વર ભજન કરવું. તેનાવડે ઇશ્વર તેને દેહ સાથે પરણેલી પતિવ્રતા પ્રમાણે મુકિત આપશે.

એ પ્રમાણે પતિનાં વચન સાંભળી અન્નપૂર્ણાબાઇ બહુજ પ્રસન્ન થયાં.

કેટલાક દિવસ ગયા પછી દેવે અન્નપૂર્ણાબાઇ તથા શાસ્ત્રીબુવાને દૃષ્ટાંત આપ્યુ કે, તમો બન્નેને લેવા માટે અમો ચોથે દિવસે આવીશુ, માટે તમોએ તૈયાર થઇ રહેવું.

શાસ્ત્રીબુવા—હે દેવો ! હું સંન્યસ્ત લીધા સિવાય આવીશ નહિ, માટે તમારે જો લઇ જવી હોય તો આ મારી પત્નીને તમે લઇ જાઓ.

શાસ્ત્રીબુવાની માગણી પ્રમાણે ચોથે દિવસે દેવલોકો વિમાન લઇ અન્નપૂર્ણાબાઇને લેવા માટે આવ્યા. તે રાત્રે અન્નપૂર્ણાબાઇને સહેજ તાવ આવ્યો હતો.

અન્નપૂર્ણાબાઇ—હે પ્રાણનાથ ! આજ મારૂં શરીર પડનાર છે. આ દેવો મને લેવા આવ્યા છે. તેમને હું જોઉ છું તેમ આપ પણ જોતા હશો !

શાસ્ત્રીબુવાએ અન્નપૂર્ણાબાઇને સ્નાન કરવા માટે ગંગાજળ તથા ગાયનું છાણ આદિ મંગાવ્યુ. અન્નપૂર્ણાબાઇએ ગંગાજળવડે સ્નાન કરી પોતાને માટે છાણવતી ભૂમિ લીંપી. તેનાપર દર્ભ પાથરી પૂરીથી સ્નાન કર્યું અને પવિત્ર વસ્ત્ર પહેરી સૌભાગ્ય, ભસ્મ, તથા રૂદ્રાક્ષની માળાને ધારણ કરી બ્રાહ્મણને બોલાવી પોતાના અલંકારાદિનું વિધિપૂર્વક દાન કરી સાવધ થઇ પતિ પાસે પરલોકમાં જવા માટે આજ્ઞા માગવા લાગ્યાં. તે વખતે શાસ્ત્રીબુવાએ ગામના લોકોને દૂર કરી દરવાજો બંધ કર્યો.

અન્નપૂર્ણાબાઇ—હે પ્રાણનાથ ! આપ મારા પતિ, ગુરૂ તથા ઇષ્ટદેવ છો, તેથી મારાં તમામ શુભાશુભ કર્મને આપના ચરણમાં અર્પણ કરૂ છું. હે પતિતપાવન શ્રીદત્ત મહારાજ ! મારાં તમામ પાપનો નાશ કરી મને દેવયાન માર્ગે લઇ જાઓ. હવે હું જન્મ મરણરૂપી દુ:સહ દુ:ખથી કંટાળી ગઇ છું. હે અગ્નિરૂપ પરમાત્મા ! આ મારા પંચભૂતાત્મક શરીરને ભસ્મ કરો. આ મારા પ્રાણને સુત્રાત્મા વાયુમાં મેળવો, અને મને બ્રહ્મ-સ્વરૂપનું ચિન્તવન કરાવો. હે પ્રભુ ! મારો ફરીથી જન્મ ન થાય, એટલા માટે હું આપને વારંવાર સાષ્ટાંગ નમસ્કાર કરૂ છુ. હે પ્રાણેશ ! આ વખતે આપનુ સત્યસ્વરૂપ મને બતાવો.

અન્નપૂર્ણાબાઇની પ્રાર્થના સાંભળી પ્રસન્ન થઇ શાસ્ત્રીબુવાએ તેમના મસ્તકપર હાથ મૂકયો, કે તુરત અન્નપૂર્ણાબાઇના અજ્ઞાન-રૂપી ગ્રંથી તુટી જવાથી પોતાના પતિને શ્રીદત્ત ભગવાન સ્વરૂપે જોઇ તેમના ચરણમાં મસ્તક મૂકયું.

શાસ્ત્રીબુવા—તારી માગણી પ્રમાણે તને ફળ મળશે.

અન્નપૂર્ણાબાઇએ " હરહર શ્રીગુરૂદત્ત " બોલી પોતાના પ્રાણ છોડી દીધા, અને દેવની સાથે વિમાનમાં બેસી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયાં.

એ પ્રમાણે અન્નપૂર્ણાબાઇએ પતિની સેવા કરી યોગીઓને પણ અતિ દુર્લભ એવા સ્થાનની પ્રાપ્તિ કરી.

એ અન્નપૂર્ણાબાઇના પ્રમાણે દરેક સ્ત્રીઓએ પોતાના પતિની સેવા કરી જન્મનું સાર્થક કરવુ. એ બનાવ શાકે ૧૮૧૨ ના વૈશાખ વદ ૧૪ ને દિવસે બન્યો હતો. ગંગાખેડના તમામ લોકો એ બાબતને સારી રીતે જાણે છે.

અન્નપૂર્ણાબાઇના શબની યથાવિધિ દહનક્રિયા કરી યથા-વિધિ સપિંડીકરણ પર્યંતની તમામ ક્રિયા કરાવી શાસ્ત્રીબુવાએ શ્રીદત્ત ભગવાનની આજ્ઞાથી આતુર સંન્યસ્ત લીધો.

શાસ્ત્રીબુવાને પ્રૈષોચ્ચાર રાત્રિએ ગોવિંદસ્વામીના સ્વરૂપે શ્રીદત્ત ભગવાને કર્યો અને કહ્યું કે, આજથી તમારૂ નામ વાસુદેવા-નંદ સરસ્વતી રાખ્યું છે. હવેથી તમારે દરરોજ મધુકરી ભીક્ષા

લાવીને ખાવું. એમ કહી તે સ્વરૂપ અંતર્ધ્યાન થઇ ગયું.

બીજે દિવસે બ્રાહ્મણોને બોલાવી શાસ્ત્રીબુવાએ યથાવિધિ પ્રાયશ્ચિત લઇ સંન્યાસ લીધો; પરન્તુ ગામલોકોના આગ્રહથી તે દિવસે મધુકરી નહિ લાવતાં મઠ ભીક્ષા કરવાથી શાસ્ત્રીબુવાને શૌચનો ઉપદ્રવ થતાં દેવની પ્રાર્થના કરવા લાગ્યાઃ—

मजवरिकांबरिद्दष्टिनसे । जरींमीदूषिअसें ॥ मजवरि०
माझादोषानाहींगाणित । अगणितभूकणसे ॥ मज० ॥ १ ॥
नाहींदयाळुलोकींतुजसम । मजसमदोषिनसे ॥ मज० ॥ २ ॥
रोगिचनसतांमगकोणपुसता । असतांवैद्यजमें ॥ मज० ॥ ३ ॥
गुरुमायबापतूंहरीताप । कोपतवचित्तिनसे ॥ मज० ॥ ४ ॥

શાસ્ત્રીબુવાની પ્રાર્થના સાંભળી શ્રીદત્ત ભગવાને પ્રસન્ન થઇ દર્શન આપ્યુ.

શ્રીદત્ત ભગવાન—તમારે ઉજ્જન જઇ દત્તમંદિરમાં નારાયણસ્વામી છે, તેમની પાસેથી દંડ તથા યોગપટ્ટ લેવો. એમ કહી અંતર્ધ્યાન થઇ ગયા.

શાસ્ત્રીબુવાને સારૂં થતાં ગંગાખેડથી નીકળી ઉમરખેડામાં ગયા.

જે વખતે શાસ્ત્રીબુવા ગંગાખેડમાં હતા, તે વખતે ઉમરખેડમાં રાવસાહેબ, ગોચરસ્વામી તથા વેહેળા ગામે તુકારામ મહારાજ નામે બ્રહ્મચારી રહેતા હતા. તે ત્રણે સત્પુરૂષો હતા, અને એકજ ગુરૂના શિષ્યો હતા. એમાં રાવસાહેબ ગૃહસ્થાશ્રમના નિયમ પ્રમાણે પત્ની સહિત રહી બ્રાહ્મણની સેવા કરતાં કરતાં પોતે વચનસિદ્ધિવાળા થયા હતા.

ગોચરસ્વામી પૂર્વાશ્રમમાં બ્રહ્મચારી હતા. તે પોતે બિમાર પડવાથી તેમનું શરીર છુટી જશે એમ લાગવાથી તેમને આતુર સંન્યાસ આપ્યો. થોડીવારે ગોચરસ્વામીએ શુદ્ધિમાં આવતાં નજીક બેઠેલા મનુષ્યોને પૂછ્યું કે, મારૂં જનોઇ તથા શિખા કયાં ગઇ ? મારા ઉપર આ ભગવું વસ્ત્ર કોણે ઓઢાડયું ? તે સાંભળી નજીક બેઠેલી મંડળીએ કહ્યું. તમોને આતુર સંન્યાસ આપ્યો છે.

ગોચરસ્વામી—મારો સહુસ્ર બ્રાહ્મણ ભોજન કરાવવાનો સંકલ્પ હતો, તેને માટે હવે શું કરવું ?

સર્વે મંડળીએ કહ્યું કે, આજથી તમોને ભિક્ષા માટે જે બ્રાહ્મણ કહેવા આવે તેમને તમારે કહેવું કે, મારી સાથે અગીયાર બ્રાહ્મણ જમવાને આવશે, તેમની વ્યવસ્થા તમારાથી થાય તેમ હોયતો હું ભિક્ષા માટે આવું.

ગોચરસ્વામીને એ વાત ઠીક લાગવાથી તેજ દિવસથી તેમણે એવો નિયમ કર્યો કે, ઓછામાં ઓછા અગીયાર બ્રાહ્મણ સિવાય કોઇને ત્યાં ભિક્ષા કરવી નહિ, એટલુજ નહિ; પરન્તુ એ દિવસથી એ સ્વામી જેને ત્યાં ભિક્ષા માટે જાય, તેની પાસે પ્રથમ ગાયના છાણવડે ભૂમિને લીંપાવી તેનાપર અન્ન પીરસાવી તે અન્નને હાથવતી નહિ ખાતાં ગાયના પ્રમાણે મુખવતી ખાવાનો નિયમ રાખ્યો, તેથી તેમને સર્વે લોકો ગોચરસ્વામી કહેવા લાગ્યા. એવી રીતના વૈરાગ્યપૂર્વક નિયમથી તેમના ઉપર ઇશ્વરનો અનુગ્રહ થતાં પોતે વચનસિદ્ધિવાળા થયા, અને એમના નામની લોકો પોતાની કામના સિદ્ધ કરવા માટે માનતા રાખતાં કાર્ય સિદ્ધ થવા લાગ્યાં.

એક વખત એક બાઇએ એવી રીતની માનતા રાખી કે, જો મને પુત્ર થશે તો હું ગોચરસ્વામીને મારા તમામ દાગીના પહેરાવીશ. થોડા દિવસ જતાં ઇશ્વર કૃપાથી તે બાઇને પુત્ર થયો, જેથી તે બાઇએ પોતાના તમામ દાગીના તથા પતિ સહિત પુત્રને લઇ સ્વામી પાસે આવી સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાની હકીકત કહી.

ગોચરસ્વામી—બાઇ ! તારી જેવી રીતની માનતા હોય તે પ્રમાણે કર, મારી આજ્ઞા છે.

ગોચરસ્વામીની આજ્ઞા થતાં તે પતિ પત્ની ખુશી થયાં અને પોતાની માનતા મુજબ તમામ દાગીના પહેરાવ્યા, નાક ટોચી મોતીનો વાળી પણ પહેરાવી, હાથમાં બંગડીઓ ઘાલીને સ્વામી મહારાજની યથાવિધિ પૂજા આરતી કરી પોતાના પુત્રને સ્વામીના ખોળામાં મૂકી તેમનો આશીર્વાદ લીધો. તે દિવસે ગામના તમામ બ્રાહ્મણોને જમવા બોલાવી મઠ ભિક્ષા કરી. ત્યારથી સ્વામી મહારાજના ઉપર એવી રીતના માનતાના અનેક અલંકારો

લોકો ચઢાવવા લાગ્યા. ગોચરસ્વામીના હાથમાં એટલી બધી બંગડીઓ ભેગી થઇ કે, તેમના હાથમાં બંગડીઓ પહેરાવવાની જગ્યા પણ ન રહી, તેમના નિમિ-ત્તે દરરોજ હજારો બ્રાહ્મણો જમતા હતા. તે વખતે તુકારામ મહારાજ પણ ત્યાં આવતા હતા.

તુકારામ મહારાજપર ગુરૂ ઇશ્વરનો અનુગ્રહ થવાથી તે વિદેહસ્થિતિનું સુખ પિશાચવૃત્તિ રાખીને ભોગવતા હતા. એમનો એવી રીતનો નિયમ હતો કે, દરરોજ રાત્રિ થાય ત્યારે તે શૂદ્રાદિના ઘરમાં જઇ સુતા હતા. એ ચેષ્ટા કેવળ લોકોના મનને ભ્રમિત કરવા માટેની હતી. એ જેમના ઘરમાં જાય તે ઘરના લોકો પોતાનુ ધન્યપણું માનતા હતા. એ તુકારામ મહારાજનો એવી રીતનો નિયમ હતો કે, સવારમાં ઘરમાંથી નીકળતી વખતે તેના ઘરનું જે વસ્ત્ર હાથમાં આવે તે ઓઢી જતા હતા.

એક વખત તુકારામ મહારાજ રાત્રે ભંગીને ઘેર સુવા ગયા. રાત્રે ત્યાં સુઇ રહી સવારે પોતાના નિયમાનુસાર ગોદડી હાથમાં આવી તે લઇ ગોચરસ્વામી તથા રાવસાહેબ પાસે આવ્યા. તે વખતે ત્યાં બ્રાહ્મણો જમવાને બેસતા હતા, તેથી ગોચરસ્વામીએ તુકારામ મહારાજને કહ્યું કે, ભિક્ષા માટે ચાલો.

તે સાંભળી પાસે જમવા બેઠેલા બ્રાહ્મણો બોલ્યા:—મહારાજજી ! એ માણસ ભ્રષ્ટ છે, આજ રાત્રે એ પોતે ભંગીના ઘરમાં હતો. આ જે એની પાસે ગોદડી છે તે ભંગીના ઘરની છે, માટે તમો એને સાથે બેસીને જમાડશો તો અમો જમીશું નહિ.

ગોચરસ્વામી હસીને તુકારામ મહારાજને કહેવા લાગ્યા:—મહારાજજી ! આ તમામ બ્રાહ્મણો તમોને ભ્રષ્ટ કહે છે, માટે તમો ગોદડીને ફેંકી દો.

ગોચરસ્વામીનાં વાકય સાંભળી તુકારામ મહારાજે શરીરપરની ગોદડી દૂર ફેંકી દીધી, એટલે તેવીજ બીજી ગોદડી તેમના શરીરપર જોવામાં આવી. તેને પણ ગોચરસ્વામીએ દૂર ફેંકી દેવાને કહ્યું, જેથી તે ગોદડી પણ દૂર ફેંકી દીધી, છતાં તેમના શરીરપર તેવીજ બીજી ગોદડી જોવામાં આવી. એ પ્રમાણે ફેકેલી ગોદડીઓનો મોટો ઢગ થઈ ગયો, છતાં તુકારામ મહારાજના શરીરપર તેવીજ ગોદડી દરેકના જોવામાં આવી, જેથી તમામ

લોકો આશ્ચર્યચકિત થઇ ગયા.

ગોચરસ્વામી અને રાવસાહેબ કહેવા લાગ્યાઃ—કેમ, બ્રાહ્મણો ! આ તુકારામ મહારાજ ભ્રષ્ટ છે કે ? તે સાંભળી તમામ બ્રાહ્મણો લજવાઇ ગયા અને પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યા.

ગોચરસ્વામી—બ્રાહ્મણો ! એ તુકારામ મહારાજની અમોનેજ ખબર છે, તેથી અમો દરરોજ ભિક્ષા માટે એમની વાટ જોઇએ છીએ. માટે હે બ્રાહ્મણો ! કોઇ દિવસ સાધુપુરૂષનાં છિદ્ર જોવાં નહિ; પરન્તુ તેમનામાં જે સદ્ગુણ દેખાતા હોય તે ગ્રહણ કરવા; તથાપિ દુર્ગુણ લેવા નહિ, એવા જ્ઞાનીઓ અગ્નિવત્ છે. તેથી એમને દોષ લગતો નથી; કારણ તેઓ દેહનું તમામ અભિમાન છોડી દેહને મુએલા મુડદા સમાન ગણી પોતે દેહથી જુદા થઇને રહ્યા છે. તેથી તેમને કોઇપણ પ્રકારનો દોષ લાગતો નથી. હે બ્રાહ્મણો ! આપણને દેહનું અભિમાન હોવાથી અજ્ઞાની છીએ, માટે દેહના વર્ણાશ્રમાદિ જે ધર્મ છે, તે અવશ્ય પાળી પ્રાણીમાત્રના ઉપર દયા રાખી શરીરવડે પરોપકાર કરવો જોઇએ. હે ભાઇઓ ! જેમના ઉપર ગુરૂ ઇશ્વરનો અનુગ્રહ થશે, તેમની સ્થિતિ તુકારામ મહારાજના જેવી થશે, માટે દરેકે સદ્ગુરૂ તથા સાધુપુરૂષની સેવા કરતાં શીખવું. જ્યારે આજ કલિયુગમાં સાધુપુરૂષો આવા ચમત્કારો બતાવે છે ત્યારે કૌરવોની સભામાં દ્રોપદીનાં વસ્ત્રો એકનાં અનેક થયાં એમાં આશ્ચર્ય શું કરવું ?

એ પ્રમાણે ગોચરસ્વામીનાં વાક્ય સાંભળી સર્વે બ્રાહ્મણોએ તુકારામ મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કરી ભોજન કર્યું.

ગોચરસ્વામીને સમાધિસ્થ થયાને થોડા દિવસ ગયા પછી શાસ્ત્રીબુવા એ મઠમાં આવીને ઉતર્યા હતા, અને ત્યાંથી માહોરગઢ આવી માતૃતીર્થ તથા સર્વતીર્થમાં સ્નાન કરી અત્રિ અનસૂયા અને શ્રીદત્ત ભગવાનને વંદન કરી શ્રીદત્ત ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યાઃ—

॥ प्रभात ॥

पहाटेसीउठोनिभक्तहर्षनियांचिती ।
दत्तगुरुप्रत्तिभेटूंयेतिसह्याद्रीवरती ॥ ध्रु० ॥

कृतवीर्यात्मजसहस्त्रबाहूअर्जुनतोपुढती ।
कयाधुसुतजोभागवतोत्तमप्रह्लादसुमती ॥ पहांटेसी० ॥ १ ॥
ययातिसुतयदुज्याचावंशादेवाहिवंदीती ।
मदालसेचानंदनचौथाअलर्कज्याम्हणती ॥ पहांटेसी० ॥ २ ॥
सुनपानाभकभूसुरमुनिवरविष्णुदत्तसुमती ।
अन्यहियेतीसुरमौनितताकरितीतेप्रणती ॥ पहांटेसी० ॥ ३ ॥
अनसूयेच्याबाळादत्ताकरितोतुजविनती ।
उठिउठिविमलाअरुणउदेलाम्हरलीहेराती ॥ पहांटेसी० ॥ ४ ॥
मंगलधामाघनश्यामाउठिउठितूंनिगुती ।
अरुणउदेलाप्रकाशपडलापक्षीगलबलती ॥ पहांटेसी० ॥ ५ ॥
कुंकुममाखुनिप्रार्थाकामिनिहर्षुनीआत्मपती ।
येतोम्हणुनीयेलगबगुनीलोटीतमपुढती ॥ पहांटेसी० ॥ ६ ॥
द्विजातिउठतीवेदापढतीवासुदेवप्रार्थी ।
उठिउठिदत्ताश्रीगुरुनाथादावींमुखदीप्ती ॥ पहांटेसी० ॥ ७ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરી શાસ્ત્રીબુવા ત્યાંથી રેણુકા માતાનાં દર્શન કરવાને આવ્યા. ત્યાં રેણુકા માતાને વંદન કરી પ્રાર્થના કરવા લાગ્યા:—

ऐंद्र्यादिवंदितपदे । वरदेभिष्टकामदे ॥
कामदेवार्चितेनंते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ १ ॥
एकाविरेनिजाधारे । रुचिरेसज्जनादरे ॥
उदरेरेणुसंजाते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ २ ॥
करुणारससंपूर्णे । नयनेसुस्मितानने ॥
शोभनेपाहिनोभीते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ ३ ॥
वीरमातर्महादेवी । त्वदन्याकापराभुवि ॥
तारिणीदुर्गतोनंते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ ४ ॥
राममातर्महामाये । जमदग्निप्रियेभये ॥
विजयेवेदविनुते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ ५ ॥
यैरार्चितेतवपदे । तेधन्याःपरमेपदे ॥
निहितास्तेसुरनुते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ ६ ॥

नत्वदन्यागतिर्दोवि । परमाखलुशांभवी ॥
भुक्तिमुक्तिप्रदेशांते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ ७ ॥
मःकेशवश्शिवश्चापि । सृष्टिस्थित्यंतकारिणः ॥
प्रसादादेवतेनंते । रेणुकेंबनमोस्तुते ॥ ॥ ८ ॥
जगदंबनमोस्तुरेणुके । परिपाहिश्वरिन सुभावुके ॥
जयलाभयशःप्रदमुदे । स्तुतिरेषास्तुनवाखिलार्थदे ॥ ॥ ९ ॥
नावाहनंनार्चनपत्यार्तिते । जानेभक्तिस्त्वमायिमेभवान्ते ॥
अथापिमांत्वंकुलदेविभक्त । कुलोद्भवंप्राथ्र्यपिचार्थसक्तं ॥ १० ॥
मानापुरनिवासिन्याः । श्रीदेव्याःस्तोत्रमुत्तमम् ॥
यःपठेत्प्रियतोभक्त्या । सर्वान्कामान्सआप्नुयात् ॥ ॥ ११ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક વંદન કરી ઉજ્જન જવા નર્મદા કિનારે મંડળેશ્વર આવ્યા. ત્યાં કૈવલ્યાશ્રમ કરીને ઘણાજ યોગ્ય સ્વામી મળ્યા. તેમણે દંડ આપવાને હા પાડવાથી શાસ્ત્રીબુવા ઉજ્જન જવાને અટકી પડયા. તેજ રાત્રે શ્રીદત્ત ભગવાન સ્વપ્ના- માં દર્શન આપી કહેવા લાગ્યા કેઃ—કેમ, તમો મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરો છો ?

બીજે દિવસે એ વાત કૈવલ્યાશ્રમસ્વામીને કહેતાં તેમણે દંડ આપવાને ના પાડી, તેથી શાસ્ત્રીબુવા ઉજ્જન જવાને નીકળ્યા.

રસ્તામાં બલવાડા ગામે મુકામ કર્યો, ત્યાં મધુકરી ભિક્ષા લાવી ત્યાંના થાણુદારને ત્યાં તેમના આગ્રહથી ભિક્ષા કરવાને બેઠા. તે વખતે ત્યાં એક નર્મદા કિનારે ફરનારો બ્રાહ્મણ આવ્યો હતો, તે પણ તે વખતે જમવા બેઠો હતો તે પત્રાળી પીરસાયા પછી જમવા માટે હાથમાં હસ્તોદક લઇ બોલ્યો કે, મને બસો માણસ માટે શીરાપુરીની રસોઇનું સીધું આપો તો હું જમું; નહિ તો હું જમીશ નહિ.

એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળી તે થાણુદાર તથા તેની પત્ની ગભરાઇ ગયાં.

થાણુદાર—મહારાજજી ! હું ગરીબ માણસ છું, તેથી મારાથી એટલા માણસનું સીધું આપી શકાય તેમ નથી; પરન્તુ તમોને હું દશ માણસ માટે સીધું સામાન આપીશ.

બ્રાહ્મણ—તમો જ્યારે બસો માણસના સીધાનો સંકલ્પ છોડશો ત્યારેજ હું જમીશ. એમ કહી તે બ્રાહ્મણે ઉઠવા માંડયુ. તે જોઇ થાણદાર તથા તેની પત્ની ગભરાઇ શાસ્ત્રીબુવા જે સ્વામીરૂપે હતા, તેમને કહેવા લાગ્યાં:—

સ્વામી મહારાજ ! હવે અમારે કેમ કરવુ ? આ બ્રાહ્મણ વિના કારણનો હઠ કરે છે.

સ્વામી મહારાજ—( બ્રાહ્મણને સંબોધી ) તું પત્રાળીપર બેસી કેમ હઠ કરે છે ? તારે બસો માણસનુ સીધું જોઇતું હતુ તો પ્રથમથી કહેવુ હતુ. હવે તને એક પણ માણસનુ સીધું મળનાર નથી. જે લોકો તારા જેવી લબાડી કરે છે તેને આપવાને શાસ્ત્રે ના પાડી છે, માટે તારે જમવું હોય તો જમ અને ના જમવું હોય તો ઉઠી જા, એને માટે આ ગૃહસ્થને દોષ લાગે તેમ નથી.

શાસ્ત્રીબુવાનાં વચન સાંભળી તે બ્રાહ્મણે પોતાની હઠ છોડી દઇ જમવા માંડયુ. તે જોઇ થાણદાર અને તેની પત્ની સ્વામી મહારાજને કહેવા લાગ્યાં:—મહારાજજી ! આજ આપે અમોને ધર્મસંકટમાંથી મુકત કર્યા, આપ નહિ હોત તો આજનો વખત બહુજ કઠીણ હતો.

શાસ્ત્રીબુવા—એવી રીતના પ્રપચીઓ પત્રાળીપરથી ઉઠી જાય તો કોઇપણ પ્રકારનો દોષ લાગતો નથી.

બલવાડેથી નીકળી શાસ્ત્રીબુવા ઉજ્જન ગયા. ત્યાં દત્તમદિર માં જઇ નારાયણસ્વામીને વદન કરી પોતાની તમામ હકીકત કહી.

નારાયણસ્વામી—મારા શ્રીસદ્‌ગુરૂ મહારાજ અનિરૂદ્ધસ્વામી છે તેમની આજ્ઞા વિના તમોને મારાથી દંડ આપી શકાય નહિ.

શાસ્ત્રીબુવાએ પરમ ગુરૂશ્રી અનિરૂદ્ધસ્વામી પાસે જઇ તેમને વંદન કરી પોતાની હકીકત કહી.

અનિરૂદ્ધસ્વામી—બહુ સારી વાત છે. એમ કહી પોતાના શિષ્ય નારાયણસ્વામીને બોલાવી શાસ્ત્રીબુવાને દંડ આપવાને આજ્ઞા કરી.

શ્રીનારાયણસ્વામીએ જ્યેષ્ટ વદ બીજને દિવસે દંડ આપી શાસ્ત્રીબુવાનું નામ વાસુદેવાનંદ સરસ્વતી પાડયું. તે દિવસથી વાસુ-

દેવ શાસ્ત્રીબુવાને સર્વે લોકો વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ કહેવા લાગ્યા તે દિવસે સર્વ સ્વામીઓને મઠ ભિક્ષા કરાવો અને પોતેપોતાના નિત્ય નિયમ પ્રમાણે મધુકરી માગી લાવવા માટે શ્રીગુરૂની આજ્ઞા લેવાને ગયા.

નારાયણસ્વામી—આજનો દિવસ તમો અમારી સાથે ભિક્ષા કરવા બેસો.

ગુરૂની આજ્ઞાનુસાર શાસ્ત્રીબુવાએ ભિક્ષા માટે બેસી સર્વે સ્વામીઓની સાથે ભિક્ષા કરી.

શ્રીદત્ત મહારાજને એ બાબત પસંદ નહિ પડવાથી એકદમ વાસુદેવાનંદ સરસ્વતી સ્વામીને ભારે ઉલટી થવા માંડી તેથી નારાયણસ્વામી ગભરાઇ ગયા. ભિક્ષા માટે દેવની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી આ પ્રમાણે થયુ છે, એમ જાણી તેમણે શ્રીદત્ત ભગવાનને વંદન કરી કહ્યું કે, હે ભગવાન ! એ તમારો શિષ્ય છે અને હું પણ તમારોજ છું. મારાથી ભૂલ થઇ તેની આપે ક્ષમા આપી આ તમારા શિષ્યને સારૂં કરવું જોઇએ. આજ પછી હુ એવી રીતનું કોઇ દિવસ કહીશ નહિ. એ પ્રમાણે પ્રાર્થના કરતાં વાસુદેવાનંદ સ્વામી મહારાજની ઉલટી બધ થઇ ગઇ.

સંન્યસ્ત ધારણ કર્યા પછી શ્રીવાસુદેવાનદ સરસ્વતી સ્વામી મહારાજને શ્રીદત્ત ભગવાનની એવી રીતની આજ્ઞા થઇ કે, આજ કાલ ઘણા લોકો ઉલટે માર્ગે ચઢી નાસ્તિક થઇ પોતાના વર્ણાશ્રમથી ભ્રષ્ટ થયા છે, માટે તમોએ તીર્થપર વિચરી તમારી પાસે આવેલા શ્રદ્ધાવાનને સત્ય ઉપદેશ કરી સુધારવા.

શ્રીદત્ત ભગવાનની આજ્ઞાનુસાર વાસુદેવાનંદ સ્વામી મહારાજ જે બ્રાહ્મણને જે કાંઇ શીખવું હોય તેને તે વિદ્યા શિખવવા લાગ્યા. એ પોતે સર્વેને કહે છે કેઃ—કલિયુગમાં બ્રાહ્મણ સિવાય અન્યને વેદનો અધિકાર નથી. પછી જેને પોતાના પુણ્યને ગુમાવી નરકમાં જવું હોય તે ભલે વેદોકત કર્મ કરે અથવા વેદનાં ભાષ્યાદિ વાંચે અથવા શ્રવણ કરે તેમાં મારૂં શું ગયું ? વળી દરેક પુરાણીને કહે છે કેઃ—પુરાણ સંભળાવતી વખતે અંદર શ્રુતિ લખેલી હોય તે નહિ બોલતાં તેનો અર્થ કહી જવો. સર્વ

વર્ણની વચમાં શ્રુતિ બોલવાથી વેદપુરૂષનો શાપ થવાથી પોતાને નરકની પ્રાપ્તિ થાય છે, તેથી પોતે પણ શ્રુતિ બોલતા નથી, તેમ બીજાને પણ બોલવાની મના કરે છે. એ અધ્યાય માટે શ્રીધર્મ નિરૂપણમાં જેવું, ૮૫

શ્રીગણેશાયનમ: શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ ઉજ્જનમાં શરણે આવેલા બ્રાહ્મણ આદિને પોતપોતાના વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે કર્મનો ઉપદેશ કરી શ્રીગુરૂની સેવા કરતા હતા. તે વખતે મહુત્તપુરમાં એક કાલુમિયાં નામે સપ્ત ભૂમિકાને પ્રાપ્ત થએલા બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ પિશાચવૃત્તિ રાખીને રહેતા હતા. તેને ગાંડો સમજી ત્યાંના લોકો તેમની સાથે ગમે તેવી રીતે વર્તતા હતા પાછળથી તેમને માટે કેટલાક સારા પુરૂષો ઉજ્જન આવી સ્વામી મહારાજને પૂછવા લાગ્યા:—

મહારાજજી ! હાલ મહુત્તપુરમાં એક કાલુમિયાં નામે બ્રાહ્મણ છે, તેની બાબતમાં અમોને સમજ પડતી નથી, માટે આપે કૃપા કરી અમોને કહેવું જોઇએ.

સ્વામી મહારાજ—હાલ તેમની રીતભાત કેવી છે ?

ગૃહસ્થો—મહારાજજી ! એ હાલ થોડા વખતથી ગાંડા જેવી ચેષ્ટા કરી નજીક જનાર લોકોને ગાળો દઇ પત્થર મારે છે. એ પોતે ગમે તેનું ખાનાં છતાં બ્રાહ્મણો તેમને માટે ભિક્ષા લઇને જાય તો તેની ભૂલો કહી તે અન્ન ખાતા નથી. એમણે નિદ્રાને પણ જીતી લીધી હોય તેમ જણાય છે; કારણ કોઇ દિવસ એ સુતા નથી અને નગ્ન ફરે છે.

સ્વામી મહારાજ—પ્રથમ એમની કેવી રીતભાત હતી ?

ગૃહસ્થો—મહારાજજી ! પ્રથમ એ ઘણાજ કર્મનિષ્ઠ બ્રાહ્મણ હતા. તે વખતે એ દરરોજ રૂદ્રાભિષેક તથા સપ્તસતિનો પાઠ કરી આપના નિયમો તમારા પ્રમાણે પાળતા હતા; પરન્તુ સિંધિયા સરકારે જે વખતે શ્રાવણ માસમાં દરરોજ લક્ષ બ્રાહ્મણ ભોજન કરાવ્યું, તે વખતથી એ બ્રાહ્મણની અજુઠી પત્રાળીનું અન્ન ખાઇ એ પ્રમાણે વર્તે છે.

સ્વામી મહારાજ—તમો અજ્ઞાની છો, તેથી તમોને ખબર નથી. શાસ્ત્રે કહ્યું છે કે, જે જગ્યાએ લક્ષ બ્રાહ્મણ ભોજન થાય

છે ત્યાં કોઇપણ બ્રહ્મનિષ્ઠ આવી યજમાનને પાવન કરવા માટે બ્રાહ્મણોની અજુઠી પત્રાળોનો પ્રસાદ લે છે. એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાને ત્યાં શુકયોગીએ યજ્ઞ વખતે પ્રસાદ લીધો હતો. તે પ્રમાણે એ કાલુમિયાંએ ઇશ્વરની આજ્ઞાથી પ્રસાદ લઇ એ વૃત્તિ ધારણ કરી છે. એ પોતે અગ્નિવત્ છે એટલે એમને કોઇપણ બાબતનો દોષ નથી; કારણ તમારા કહેવા ઉપરથીજ માલમ પડે છે કે, એમને બાલકુલ શરીરનુ ભાન નથી. જે લોકો ત્રણ દેહના અભિમાનને છોડી દે છે, તેને વર્ણાશ્રમ રહેતો નથી. એવા પુરૂષની જે લોકો જેવી ભાવનાથી સેવા કરે છે તેમને તેવી રીતનું ફળ મળે છે. એવાને જે ખવરાવે તેનું તે ખાય છે. બ્રાહ્મણની ભિક્ષામાં દોષ કાઢવાનુ એટલુંજ કારણ છે કે, તમો સર્વે વર્ણમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ છો અને સર્વે વર્ણના ગુરૂ છો, માટે તમારે આચારસંપન્ન રહી શ્રદ્ધા ભક્તિથી અતિથીનો આદરસત્કાર કરી અતિથીને વિષ્ણુરૂપે સમજી તેમની પૂજા કરી પવિત્ર ભિક્ષા આપવી જોઇએ. એ પ્રમાણે તમોને ઉપદેશ કરે છે. એ પોતે તમોને કહે છે કે, બ્રાહ્મણ સિવાય કલિયુગમાં તમામ શૂદ્રવત્ છે, માટે તે આચાર પાળો યા નહિ પાળો મારે તેની જરૂર નથી; એટલા માટે બ્રાહ્મણોનો તિરસ્કાર કરે છે. એ બાબતને નહિ સમજવાથી તમો તેમની નિંદા કરો છો એવા બ્રહ્મનિષ્ઠ પુરૂષો અને દેવલોકો બ્રાહ્મણને ત્યાં બ્રાહ્મણસ્વરૂપે આવી ભિક્ષા, પૂજા અને આહુતિ આદિ લઇ જાય છે. ક્ષત્રિરૂપે ક્ષત્રિને ત્યાં, વૈશ્ય–શૂદ્રને ત્યાં પણ તેવે રૂપે થઇને જાય છે. પૂર્વે વસિષ્ઠાદિ બ્રહ્મનિષ્ઠો બ્રાહ્મણ સિવાય ક્ષત્રિ આદિને ત્યાં જઇ માંસ ભક્ષણ કરતા હતા, તેનું કારણ એજ છે; તેજ પ્રમાણે એ કાલુમિયાં વર્તે છે.

એ કાલુમિયાંની સેવા એક રામજી નામે બ્રાહ્મણ કરતો હતો. એ રામજીએ કાલુમિયાંને એક લાકડી આપી હતી.

એક વખત એ રામજીના રામદાસ સંપ્રદાયના ગુરૂ આવેલા હતા તે દાંભિક હતા તેને સમજાવવા માટે એક વખત રામજી તથા તેના ગુરૂ સંધ્યા કરતા હતા તે વખતે એ રામજીએ આપેલી લાકડી લઇ તેનાવડે રામજીને માર મારવા માંડયો. તે એવી રીતનો માર હતો કે, ગમે તેવો માણસ હોય તોપણ તે મારથી મરી ગયા વિના રહે નહિ. તે માર પડતો જોઇ રામજીના ગુરૂ નાસી

ગયા. છેવટ લાકડીના પણ કડકે કડકા થઇ ગયા ત્યારે કાલુમિયાં "લે તેરી લકડી" કહી ચાલ્યા ગયા. ત્યાર પછી તમામ લોકો-એ આવીને જોતાં રામજીને કંઇ ઇજા થયેલી જોવામાં આવી નહિ.

રામજી—ભાઇઓ ! મહારાજે મને પ્રથમ લાકડી મારી તે વખતે શરીરપર કોઇએ પુષ્પની માળા નાંખી હોય તે પ્રમાણે માલમ પડયુ. ત્યાર પછીની મને બીલકુલ ખબર નથી.

રામજીનાં વચન સાંભળી સર્વે લોકો આશ્ચર્યચકિત થયા.

એ પ્રમાણે કાલુમિયાંના અનુગ્રહથી તે દિવસથી રામજી તમો-રજોવૃત્તિને છોડી શાન્ત થઇ ગયા. હાલ પણ એ રામજી મહત્તપુરમાં છે.

આ બનાવ સ્વામી મહારાજની દૃષ્ટિ સામે બન્યો હતો, તેથી સ્વામી મહારાજે કહ્યું કે, એ એમની એક લીલા છે.

કાલુમિયાંએ પોતાનું શરીર પડવાના ચાલીશ દિવસ અગા-ઉ ઉન્મત્તવૃત્તિને છોડી, અન્ન જળનો ત્યાગ કરી સ્વસ્વરૂપનું ધ્યાન કરી પોતાના પ્રાણને અંદર સમાવી શાકે ૧૮૨૨ માં શરીર છોડી પરમપદની પ્રાપ્તિ કરી.

એ પોતે મહાકાલિના ઉપાસક હતા, તેથી તે કાલિમૈયા કરીને બોલતા હતા, તેથીજ એમને સર્વે લોકો કાલુમિયાં કરીને કહેતા હતા. એમણે મહત્તપુરમાં અનેક લીલા કરી છે અને તે બાબતને ત્યાંના લોકો જાણે છે.

શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ ચાતુર્માસ પુરૂં કરી શ્રીદત્ત ભગવાનની ઉજ્જન છોડી આગળ જવાની આજ્ઞા થવાથી સાષ્ટાંગ નમસ્કાર કરી શ્રી સદ્‌ગુરૂ નારાયણ સ્વામી પાસે તીર્થયાત્રા માટે આજ્ઞા માગી ઉજ્જન છોડી કેટલેક દિવસે સારં-ગપુર આવ્યા.

સારંગપુરમાં ત્યાંના બ્રાહ્મણોના આગ્રહથી કેટલાક દિવસ રહી તે લોકોને કર્મ માર્ગે લગાડયા. ત્યાં એક કેશવરાવ નામે દેશી ડાકટર હતો. તે ઘણોજ મિથ્યાભિમાની અને નાસ્તિક જેવો હતો. તે સ્વામી મહારાજને મધુકરી ભિક્ષા લેવા માટે કહેવા આવ્યો. તેની અંદર બ્રાહ્મણનાં લક્ષણો નહિ જોવાથી સ્વામી મહારાજ બોલ્યા:—

તું કોણ છે ? તું બ્રાહ્મણ હોય એમ મને લાગતું નથી. તું સંધ્યાદિ ષટ્કર્મ કરે છે ? જે લોકો સંધ્યા-વૈશ્વદેવાદિ કરતા હોય તેમની હું ભિક્ષા લઉં છું, તે સિવાયનાની ભિક્ષા લેતો નથી.

કેશવરાવ—હું મૂળ રહીશ પુનાનો છું અને કરારો બ્રાહ્મણ છું. વૈશ્વદેવાદિ હું કરતો નથી. આપ કહેતા હો તો આજે હું વૈશ્વદેવ બીજા બ્રાહ્મણ પાસે કરાવું

સ્વામી મહારાજ—હું તારા જેવા કર્મ ચાંડાળનું મોં જોવા માગતો નથી, ત્યારે અન્ન તો ખવાયજ શી રીતે ? તારા કરતાં જાતિ ચાંડાળનું અન્ન ખાવું તથા મોં જોવું તે સારૂ છે.

એ પ્રમાણે સ્વામી મહારાજનાં તિરસ્કાર ભરેલાં વચન સાંભળી કેશવરાવ ગુસ્સે થઇ ચાલ્યો ગયો.

ગામલોક—સ્વામી મહારાજ ! એ મહા દુષ્ટ તથા અભિમાની છે, તેથી તે હવે તમારી પાસે આવશે નહિ.

સ્વામી મહારાજ—જુઓ, એ થોડા વખતમાં પાછો આવે છે કે નહિ ?

કેશવરાવે પોતાને ઘેર જઇ તમામ હકીકત પોતાની માતાને કહી અને કહ્યું કે, સ્વામી મહારાજ ભિક્ષા માટે આવશે નહિ.

માતા—ભાઇ ! જ્યારે આપણે ત્યાં સ્વામી મહારાજ ભિક્ષા માટે આવે નહિ ત્યારે આપણે બ્રાહ્મણ શાના ? સ્વામી મહારાજે તને જે જે વચન કહ્યાં છે તેમાં શું ખોટું છે ?

માતાનાં વચન સાંભળી કેશવરાવ વિચારમાં પડી ગયો, અને છેવટે નિશ્ચય કર્યો કે, કોઇપણ પ્રકારથી સ્વામી મહારાજને આપણે ત્યાં ભિક્ષા માટે લાવવા જોઇએ. એવો નિશ્ચય કરી કેશવરાવ સ્વામી મહારાજ પાસે પાછો આવ્યો.

કેશવરાવ સ્વામી મહારાજ પાસે આવીને સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા માગી કહેવા લાગ્યોઃ—શ્રી સદ્‌ગુરૂ મહારાજ ! હું ખરેખરો મૂર્ખ છું, મને કંઇપણ ખબર નથી, માટે આપના બાળકનાપર કૃપા-અનુગ્રહ થવો જોઇએ. આપ જેમ કહેશો તેમ હું કરવાને તૈયાર છું; પરન્તુ આપે મારા ઘરની ભિક્ષા લેવી જોઇએ.

કેશવરાવનાં વચન સાંભળી સારંગપુરના તમામ બ્રાહ્મણો ચકિત થઇ ગયા.

સ્વામી મહારાજ—કેમ, તમે લોકો કહેતા હતા કે, કેશવરાવ હવે તમારી પાસે આવશે નહિ.

સ્વામી મહારાજ—( કેશવરાવને સંબોધી ) કેમ, તને મારે માટે ખોટો વિચાર આવ્યો નહિ ? આ લોકો કહેતા હતા કે કેશવરાવ તમારી પાસે આવશે નહિ છતાં તુ આવ્યો; એ કામ તે ઘણુંજ ખોટું કર્યું. આ વખતે આ તમામ લોકોની વચમાં તારી આબરૂ ગઇ.

સ્વામી મહારાજનાં વચન સાંભળી કેશવરાવ શરમાઇ ગયો. તે વખતે કેશવરાવની માતાએ આવી સ્વામી મહારાજને કહ્યુ કે, આ મારા કેશવરાવને તમારે બ્રાહ્મણનાં કર્મ શીખવવાં જોઇએ, અને એ પોતે વૈશ્વદેવ કરે તે વખતે તમોએ અમારે ત્યાં ભિક્ષા માટે પધારવું જોઇએ.

સ્વામી મહારાજ—તમો કહો છો તે પ્રમાણે કેશવરાવ કર્મ શીખી તયાર થશે ત્યારે તમારે ત્યાં હું ભિક્ષા માટે આવીશ.

સ્વામી મહારાજનાં વચન સાંભળી કેશવરાવ પ્રસન્ન થયો અને થોડા દિવસમાં ષટ્કર્મ શીખી વૈશ્વદેવ કરવા લાગ્યો. ત્યાર પછી સ્વામી મહારાજ એને ત્યાં ભિક્ષા માટે ગયા હતા. એ માણસ આજ એટલો બધો આસ્તિક થયો છે કે, ષટ્કર્મ કર્યા સિવાય પાણી પણ પીતો નથી.

એ કેશવરાવે લગ્ન કરી પોતાનું ઘર છોડી સારંગપુર આવ્યા પછી પોતાના સંબંધીઓને પોતે સારંગપુર રહ્યાની ખબર આપી નહોતી. સારંગપુરના લોકો તેને લગ્ન માટે પૂછતા ત્યારે તે મારૂ લગ્ન થયું નથી એમ કહેતો હતો.

કેટલોક વખત ગયા પછી કેશવરાવની સ્ત્રી ઉમ્મર લાયક થતાં તેને ખબર મળી કે, પોતાનો પતિ સારંગપુરમાં છે, તેથી તે સ્ત્રીએ તે વાત પોતાનાં માતાપિતાને કહી અને કહ્યું કે, મારા પતિ સારંગપુરમાં છે એવી મને ખબર મળી છે, માટે મને એક માણસ આપી સારંગપુર મોકલો; કારણ મારી ઉમ્મર મોટી થઇ છે, તેથી હવે તમારે ત્યાં રહેવું મને ઠીક લાગતુ નથી.

વળી મારા પતિ મને બોલાવતા નથી છતાં મારા ધર્મ પ્રમાણે મારે તેમની પાસે જવુંજ જોઈએ.

કન્યાનાં વચન સાંભળી તેનાં માતા પિતાએ એક બાઇને સાથે પોતાની કન્યાને સારંગપુર રવાના કરી. કેટલેક દિવસે તેઓ સારંગપુર આવી પહોંચ્યાં.

સારંગપુરના લોકોને કેશવરાવનું ઘર પૂછી જે ઘરમાં કેશવરાવ રહેતા હતા તે ઘરના ઓટલા ઉપર જઇને ઉભાં. તે વખતે કેશવરાવ કચેરીમાં ગયો હતો. એ ત્યાંના કમાસદારની સાથે રહેતો હતો.

કેશવરાવની વહુ સાથે આવેલી બાઇએ કમાસદારના ઘરમાં જઇ તેની પત્નીને પૂછ્યું, બાઇ ! કેશવરાવ અહીંયાં રહે છે ?

કમાસદારની પત્ની—તમો કયાંથી આવ્યાં છો અને તમારે કેશવરાવનુ શું કામ છે ?

સાથે આવેલી બાઇ—મારી સાથે કેશવરાવનાં પત્ની છે, તેમને હું પુનેથી મૂકવા આવી છું.

ઉપર પ્રમાણે સાંભળી કમાસદારની સ્ત્રીએ તેમને ઘરમાં બોલાવ્યાં અને પોતાના પતિને કચેરીમાંથી બોલાવી કહ્યું કે, કેશવરાવ તો કહેતો હતો કે મારૂં લગ્ન થયું નથી, ત્યારે આ તેની વહુ કયાંથી આવી ?

કમાસદારે કેશવરાવને કચેરીમાથી બોલાવી પૂછ્યું.

કેશવરાવ ! તું તો કહેતો હતો કે મારૂં લગ્ન થયું નથી, ત્યારે આ કોણ છે તે મને કહે.

કેશવરાવ પોતાની પત્નીને જોઇ શરમાઇ ગયો અને કહેવા લાગ્યો કે, એ વિના બોલાવે આવી માટે હુ તેને રાખીશ નહિ.

કમાસદાર—તું નહિ રાખે તો હું મારી બેન સમજી એને મારા ઘરમાં રાખીશ.

કેશવરાવનાં પત્ની મહા પતિવ્રતા અને યોગભ્રષ્ટ હતાં, તેથી તે બોલ્યાં:—હે પ્રાણનાથ ! આપે નહિ બોલાવી; પરન્તુ આપની દાસીએ પતિના ચરણમાં સેવા માટે હાજર થવું જાઇએ

એ પ્રમાણે શાસ્ત્રો કહે છે. તે નિયમાનુસાર હું નહિ બોલાવે આવી એમાં મારી કંઇ કસુર કહેવાય નહિ. આ શરીર આપનુંજ છે, માટે હવે ચ્હાય તેમ કરો. હું આપને છોડીને કયાં જાઉં ? એમ કહી પ્રણામ કર્યા.

એ પ્રમાણે પોતાની પત્નીનાં વિવેકરૂપી વચન સાંભળી તથા ઉત્તમ પ્રકારના પતિવ્રતાના ગુણો જોઇ દિનપરદિન અરસપરસ બહુજ ભારી પ્રીતિ થઇ. કેટલોક વખત ગયા પછી એ પતિવ્રતાને એક પુત્ર થયો, તે યોગભ્રષ્ટ તથા અજાનુબાહુ હતો. એ પુત્રમાં ઘણાજ સારા ગુણો હોવાથી સર્વ લોકોની તેના ઉપર બહુજ પ્રીતિ હતી ત્રણ વર્ષની ઉમ્મર થતાં એ પુત્ર માતાપિતાની સેવા કરવા લાગ્યો, અને શ્રી રામદાસ સ્વામીના બનાવેલા મનનના ઉપદેશના શ્લોક શીખવા લાગ્યો. એ પુત્રની અભ્યાગતના ઉપર બહુજ પ્રીતિ હતી, તેથી પોતાને હાથે દરવાજે આવેલા અભ્યાગતને અન્ન આપતો હતો. એમ કરતાં એ પુત્ર પાંચ વર્ષનો થયો.

એક દિવસ સાંજની વખતે એક તેજસ્વી જટાધારી પુરૂષ ભિક્ષા માગવાને આવ્યા. તે સાંભળી તે પુત્ર ભિક્ષા લઇ દ્વારે આપવાને આવ્યો; તે વખતે ત્યાં કેશવરાવ બેઠેલા હતા.

જટાધારી—કયું બચ્ચા ! કહાં તક પ્રપંચમે રહેનેકા બિચાર હય ?

પુત્ર—મય કલ આઉંગા.

પછી ભિક્ષા લઇ તે જટાધારી ત્યાંથી ચાલ્યા ગયા. તે જોઇ કેશવરાવ વિચાર કરવા લાગ્યા કે, એ કોણ આવીને ગયું હશે ! વળી એ પુરૂષે મારા પુત્ર સાથે આવવા જવા માટે વાતચીત કરી, એમાં કઇ મને સમજ પડી નહિ.

એ પોતે નાસ્તિક હોવાથી એ બાબતની તેણે કઇપણ તપાસ કરી નહિ.

બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠી એ પુત્રે સ્નાન કરી પોતાનાં માતા પિતા વગેરેને કહ્યુ કે, આજ આપણે ત્યાં ગામના તમામ લોકોને બોલાવો, મારે તેમને કંઇ કહેવું છે.

પુત્રનાં વચન સાંભળી કેશવરાવે તથા કમાસદારે ગામના તમામ લોકોને ભેગા કર્યા. લોકો એકત્ર થતાં પુત્ર તેમની વચમાં જઇ બોલવા લાગ્યો:—

આ શરીર નાશવાન છે, માટે એનો ભરોસો નહિ રાખતાં સર્વેએ શ્રીરામચદ્રજીનું ભજન કરવુ. એમ કહી રામદાસ મહારાજના શ્લોકવડે શ્રીરામચદ્રજીની પ્રાર્થના કરવા લાગ્યો:—

सदा सर्वदा योग तुझा घडावा,
तुझे कारणीं देह माझा पडावा;
उपेक्षु नको गुणवंता अनंता,
रघुनायका मागणे एज आतां.

એ પ્રમાણે બોલી સાષ્ટાંગ નમસ્કાર કરી સર્વની વચમાં શરીરને છોડી દઇ એ પુત્ર ચાલ્યો ગયો.

પુત્રને મરી ગએલો જોઇ કેશવરાવ તથા ગામના લોકો રૂદન કરવા લાગ્યા. કેશવરાવે રડતાં રડતાં એ પુત્ર તથા સાધુપુરૂષ વચ્ચે થયેલી વાતચીત સર્વને કહી સભળાવી, તેથી તમામ લોકો વિસ્મય થઇ કહેવા લાગ્યા કે, એ કોઇ યોગી હોવો જોઇએ. એ કોઇ જન્મના ઋણાર્બધે અહીંયાં આવીને ચાલ્યો ગયો. તે સિવાય એટલા બાળકને સાધુપુરૂષપર પ્રેમ અને સાધુપુરૂષની તથા માતાપિતાની સેવા કરતાં કયાંથી આવડે ? વળી એણે પોતાના યોગબળે સર્વેના મનને ખેચી લેવાથી તમામ લોકની એનાપર બહુજ ભારી પ્રીતિ હતી, એમ કહી તમામ લોકો રૂદન કરવા લાગ્યા; પરન્તુ એ પુત્રની માતા બીલકુલ રૂદન કરતી નથી તે જોઇ સર્વે લોકો વિસ્મય થઇ વાતો કરવા લાગ્યા કે, આવો સારો પુત્ર જવા છતાં એની માતાને કેમ રૂદન નહિ આવતું હોય ! એનું હૃદય વજ્ર સમાન જણાય છે.

એ પુત્રના શબને અગ્નિસંસ્કાર કરી આવ્યા પછી કેટલાક સમજુ માણસોએ એ પુત્રની માતાને પૂછયુ આવો સારો પુત્ર જવા છતાં તમારા મનને શોક થતો હોય એમ જણાતું નથી એનું શું કારણ છે તે અમોને કહેવું જોઇએ.

પતિવ્રતા—આ જગત માયિક અને નાશવાન છે, તેને હું

સારી રીતે જાણું છું. માયિક વસ્તુનો જે પ્રમાણે ઉદ્દભાવ થાય, તેજ પ્રમાણે તે સમાઇ જાય છે આ જગતમાં કોઇ કોઇનું કોઇજ નથી. સર્વે પૂર્વના ઋણાનુબંધે ભેગાં થઇ પોતપોતાના કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે. જે પ્રમાણે આજ એ પુત્ર ગયો, તેજ પ્રમાણે છ મહિના પછી આ શરીર પંઢરપુરમાં પડનાર છે, તે-થીજ હુ એ પુત્રને માટે શોક કરતી નથી.

એ પ્રમાણે પત્નીનાં વચન સાંભળી કેશવરાવે બહુજ દુઃખ કરવા માંડયું.

છ મહિના વીતી જતાં એ પતિવ્રતાનો મૃત્યુકાળ નજીક આવવાથી પતિને કહેવા લાગીઃ—હે પ્રાણનાથ ! આપે મને પંઢ-રપુર પહોંચાડવી જોઇએ; કારણ આવતી એકાદશીએ હું મારૂં શરીર પંઢરપુરમાં છોડનાર છુ, તે વખતે આપે કૃપા કરી પંઢરપુર આવી મને દર્શન આપવાં જોઇએ; કારણ મારા ઇષ્ટદેવ આપજ છો.

પત્નીનાં વચન સાંભળી કેશવરાવે એને પઢરપુર મોકલી દીધી, અને પાછળથી કમાસદાર વગેરે મંડળી અને કેશવરાવ પણ પંઢરપુર ગયા.

એકાદશીને દિવસે એ પતિવ્રતાએ ચન્દ્રભાગામાં સ્નાન કરી પઢરીનાથનાં દર્શન કર્યાં. મૃત્યુકાળ નજીક આવતાં એ બાઇને લેવા માટે દેવલોકો વિમાન લઇ આવ્યા. તે જોઇ એ બાઇ પોતાના પતિને સાષ્ટાંગ નમસ્કાર કરી કહેવા લાગી હે નાથ ! મારે માટે દેવલોકો વિમાન લઇને આવ્યા છે, માટે હું જાઉં છું. તમો મારે માટે શોક કરશો નહિ. આ જગત સર્વે મિથ્યા છે, તેમ દરેકને જવાનું છે. મારા નિમિ-તે આપના વંશની વૃદ્ધિ થઇ નહિ, તેને માટે આપ ચિન્તા કરશો નહિ. તમો અહિંયાંથી પુને જશો એટલે તમારૂં લગ્ન પુનાના મોરૂપંથના કુટુંબની કન્યા સાથે થશે, અને તેવડે તમારા વંશનો વૃદ્ધિ થશે. એમ કહી પતિને નમસ્કાર કરી ઇશ્વરનું ધ્યાન કરતાં એ પતિવ્રતાએ પોતાનું શરીર છોડી દીધું. તે જોઇ તમામ લોકો વિસ્મય થઈ ગયા. એ પતિવ્રતાના શરીરના સંસ્કાર કરી કેશવરાવ તથા કમાસદાર પુને ગયા.

પુનામાં કેશવરાવ આવ્યાની ખબર થતાં તેના વિવાહ જોડવા માટે મોરૂપંથ કુટુંબના માણુસો આવ્યા. તે સમયે કેશવરાવે લગ્ન કરવાને ના કહેવા છતાં કમાસદારે લગ્ન માટે હા પાડવાથી કેશવરાવે વિચાર કર્યો કે, એ કન્યાની માતાને કંઇપણ ઉલટી વાત સમજાવી આવવી જોઇએ, એટલે લગ્ન કરવાનો વખત આવશે નહિ. એવો વિચાર કરી કેશવરાવ રાત્રે એ ગૃહસ્થને ઘેર જઇ કન્યાની માતાને કહેવા લાગ્યાઃ—તમોએ સારંગપુરવાળા કેશવરાવને કન્યા આપવાને શું કામ હા પાડી, તે તો નપુંસક છે અને તે દુઃખથીજ તેની વહુ મરી ગઇ છે, એમ કહી કેશવરાવ પોતાના મુકામપર આવ્યો.

તે કન્યાનો બાપ ઘેર આવતાં તેની પત્ની કહેવા લાગીઃ— હે પ્રાણુનાથ! તમો આ કન્યાનો જેના સાથે વિવાહ કરી આવ્યા છો તે તો નપુંસક છે એવી મને ખબર મળી છે, માટે તેને કન્યા આપવી નથી.

ગૃહસ્થ—હે પત્ની! કન્યાના પ્રારબ્ધમાં હશે તેમ થશે; પરન્તુ તે વિવાહ મારાથી તોડાય નહિ.

કેશવરાવ વિચાર કરવા લાગ્યો કે, હવે લગ્ન કરવાથી શું સુખ મળવાનુ છે, એના કરતાં મરી જવુ તે વધારે સારૂ છે. એવો વિચાર કરી પોતાની પાસે એક ગોસાંઇ રહેતો હતો, તેને પચીશ રૂપીઆ આપવાના કરી વિષ મગાવી તેને લાડુમાં મેળવાવી પોતે ખાવાનો વિચાર કરે છે એટલામાં કમાસદાર આવવાથી અટકી પડયો.

થોડીવારે કમાસદાર ગયા પછી તે ગોસાંઇ અને કેશવરાવ લાડુ ખાવાને બેઠા. તેમાં દૈવયોગે વિષવાળા લાડુ ભૂલથી પેલો ગોસાંઇ ખાઇ ગયો અને સારા લાડુ કેશવરાવે ખાધા.

મરવાનો નિશ્ચય કરી કેશવરાવ એક ઓરડો બંધ કરીને સૂતો; પરન્તુ વિષ નહિ ચઢવાથી પોતે વિચારમાં પડી ગયો. સવારમાં ઉઠીને જુએ છે તો પેલા ગોસાંઇને મરી ગયેલો દીઠો, તે ઉપરથી પોતે વિચાર કર્યો કે, મારી પત્નીની કહેલી વાત મિથ્યા થશે નહિ; પરન્તુ છેવટનો ઉપાય કરી જોઉં. એ પ્રમાણે વિચાર કરી પોતે ગાંડો બની જઇ નગ્ન થઇ તમામ લોકોને ગાળો દેવા તથા પત્થર મારવા લાગ્યો.

એ બાબતની કમાસદારને ખબર પડતાં એ ઢોંગ કરે છે, એમ જાણી તેને પકડી લાવી કહ્યુ કે, તું ગમે તેમ કરીશ; પરન્તુ તારી પત્નીનુ વચન મિથ્યા થશે નહિ; કારણ તે યોગીના હતી.

એ પ્રમાણે કમાસદારના સમજાવવાથી કેશવરાવે લગ્ન કર્યું અને તે સ્ત્રીને લઇ સર્વે સારંગપુર આવ્યા.

સારંગપુરમાં તે સ્ત્રીને પ્રજા થઇ છે અને તે સ્ત્રી હાલ હયાત છે. એ પ્રમાણેનો અનુભવ થયા છતાં પણ પ્રારબ્ધયોગે કેશવરાવ આસ્તિક થયો નહિ; પરન્તુ સાધુપુરૂષની સંગતીનું ફળ જતું નથી. પોતાની મરનાર પત્ની તથા પુત્ર સાધુપુરૂષ હતાં. તે સંગતીનું ફળ ઉદય પામતાં સ્વામી મહારાજની ભેટ થવાથી પોતે આસ્તિક થયો. એવા રીતે સાધુ સંગતીનું ફળ છે; પરન્તુ સાધુમાં સાધુપણું હોવું જોઇએ, તે સિવાય સામાને ફળ મળતું નથી એ પ્રમાણે નિયમ નહિ હોય તો દરેકને ત્યાં કેશવરાવના પ્રમાણે સ્ત્રી પુત્રો છે.

સ્વામી મહારાજ પાસે મૂર્તિઓ તથા પાદુકા આદિ જોઇ સારંગપુરના શંકરરાવે તેમાંથી મોટી મૂર્તિ પૂજા કરવા માટે માગી.

સ્વામી મહારાજ—એ પૂજામાંની એક પણ મૂર્તિ તમારા ઉપયોગની નથી. એ મૂર્તિ બેસાડવા માટે મેં ઘણી ખટપટ કરી; પરન્તુ શ્રીદત્ત ભગવાન કહે છે કે, તમો મને જે ગામમાં બેસાડશો તે ગામનો હું નાશ કરીશ તથા કોઇ ગૃહસ્થને આપશો તો હું તેના વંશનો નાશ કરીશ, તેથી હું લાચાર છું. હું એ મૂર્તિ તથા દેવની પાદુકા આદિને ગમે ત્યાં મૂકવા છતાં એને કોઇપણ લઇ જતું નથી, તેથી મારે સાથે રાખવી પડે છે.

શંકરરાવ—ગમે તેમ થાય; પરન્તુ આ મૂર્તિ રાખું છું, એમ કહી તે મૂર્તિઓની અંદરથી મોટી મૂર્તિ સ્વામી મહારાજની આજ્ઞા નહિ છતાં ઉપાડી પોતાના ઘરમાં પૂજા માટે રાખી લીધી; પરન્તુ દેવની નહિ મરજી છતાં રાખવાથી તેને એકજ પુત્ર હતો, તે હાલ ગુજરી ગયો. હવે પુત્રની આશા રહી નથી. એ પ્રમાણે એનો નિર્વંશ ગયો.

સારંગપુરથી નીકળી બજરંગગઢ જતાં ગુણા છાવણી નજીક ભારે વરસાદ થવાથી સ્વામી મહારાજ ગામમાં એક અગ્નિહોત્રી

બ્રાહ્મણને ત્યાં ગયા. એ અગ્નિહોત્રી બ્રાહ્મણના ઉપર સારંગપુરના લોકોએ સ્વામી મહારાજ આવે છે, એવો પત્ર લખી મોકલ્યો હતો તેથી એ અગ્નિહોત્રી સ્વામી મહારાજની વાટ જોતો હતો.

સ્વામી મહારાજ તેને ઘેર ગયા, તે વખતે તે અગ્નિહોત્રી ઘરમાં નહોતો; પરન્તુ તેનો પુત્ર અઢાર-વીશ વર્ષનો હતો, તેને સ્વામી મહારાજ કહેવા લાગ્યાઃ—

આજ વરસાદ બહુ પડે છે, તેથી મને આ ઘરના ઓટલા ઉપર આજની રાત્રિ રહેવા દો.

સ્વામી મહારાજનાં વચન સાંભળી તે પુત્ર ગુસ્સે થઇ બોલ્યોઃ—તું જો અહીંયાં મુકામ કરીશ તો તારા દંડ કમડલુને ફેંકી દઇશ, એમ કહી ગાળો દેવા લાગ્યો.

સ્વામી મહારાજ—ભાઇ ! શાન્ત થા. તારી રજા સિવાય હું અત્રે રહીશ નહિ, એમ કહી ત્યાંથી ચાલ્યા ગયા.

સ્વામી મહારાજ ગામની બહાર આવી એક ઝાડ નીચે વરસાદમાં બેસી રહ્યા અને સવાર થતાં તે ગામ છોડી આગળ ચાલ્યા ગયા.

થોડીવારે અગ્નિહોત્રી પોતાને ઘેર આવ્યો, ત્યાં પુત્રને ગાંડો થઇ-લવારી કરતો જોઇ દુઃખી થઇ પોતાની પત્નીને પૂછ્યું, હે પત્ની ! પુત્રને એકદમ આ શું થઇ ગયું ?

પત્ની—હે પ્રાણનાથ ! આજ સાયંકાળે વરસાદની શરૂઆત થતાં આપણે ઘેર એક દંડીસ્વામી આવ્યા હતા. તેમણે કહ્યું કે, આજની રાત્રિ તારા ઓટલા ઉપર રહેવા દે. પુત્રે તેમને નહિ રહેવા દેતાં ઉલટી ગાળો દીધી, તેથી એ સ્વામી ચાલ્યા ગયા. ત્યાર પછીથી એકદમ પુત્રની આ સ્થિતિ થઇ છે, માટે એનું કારણ સ્વામી મહારાજની નિંદા છે.

એ પ્રમાણે સાંભળી અગ્નિહોત્રી દુઃખી થતો સ્વામી મહારાજને શોધવા લાગ્યો; પરન્તુ દોઢ વર્ષ સુધી તેમનો પતો લાગ્યો નહિ. ત્યાર બાદ સ્વામી મહારાજ મળતાં પોતાના અપરાધની ક્ષમા માગીને કહેવા લાગ્યોઃ—

મહારાજજી ! આપને માટે સારંગપુરથી પત્ર આવ્યો હતો તેથી હું આપની વાટ જોતો હતો. આપની ઓળખ નહિ પડવાથી એ પુત્રે એમ કર્યું છે.

સ્વામી મહારાજ—તમે લોકો ખરેખરા દુષ્ટો જણાઓ છો, કોઇ પણ સંન્યાસી ગૃહસ્થને ત્યાં આવે તેને માન આપવું જોઇએ. એ નિયમ તમારે ત્યાં જોયો નહિ, મારા નિમિત્તે લોકોનાં કાર્યો થાય છે, તેથી મારી સેવા કરવી અને બીજા અભ્યાગતો આવે તેને ગાળો દેવી ? હું તમારા જેવા દુષ્ટોનું મોં જોવા માગતો નથી. મે કંઇ તમારા પુત્રને ગાંડો કર્યો નથી, એમ કહી સ્વામી મહારાજ ત્યાંથી ચાલ્યા ગયા.

તે અગ્નિહોત્રીનો પુત્ર હાલ પણ ગાંડોજ છે.

સ્વામી મહારાજ પીછોરા ગામે ગયા. ત્યાંના કમાસદારના ભાઇ ભાસ્કરરાવને અપસ્મારનો આજાર હતો. તેણે ઘણા વૈદ્યોની દવા કરી છતાં નહિ મટવાથી એક દિવસ પુરાણની વખતે સ્વામી મહારાજ પાસે દવા પૂછવા માટે આવતાં તેના શરીરમાં પિશાચે પ્રવેશ કરી બોલવા માંડયુ.

સ્વામી મહારાજ—આ વખતે પુરાણ ચાલે છે, માટે કાલે આવ.

એ પ્રમાણે સાંભળી પિશાચ ચાલ્યો ગયો.

બીજે દિવસે આજ્ઞા પ્રમાણે પિશાચે આવી ભાસ્કરરાવના શરીરમાં પ્રવેશ કરી બોલવા માંડયું

સ્વામી મહારાજ—કેમ, આ બ્રાહ્મણને ઉપદ્રવ કરે છે ? આવી રીતનો રોગ શા માટે ઉત્પન્ન કર્યો ?

પિશાચ—એ બ્રાહ્મણે મારૂં રહેવાનું સ્થાન જે પીંપળો છે, તેની નીચે તેણે પિશાબ કર્યો છે, માટે એને ઉપદ્રવ કરૂં છું.

સ્વામી મહારાજ—એવી સહેજ કસુર બદલ આવી ગંભીર સજા હોય ? તું ખરેખરો લબાડ જણાય છે, માટે તને સજા કરવામાં આવશે. તું નીકળી જાય છે કે નહિ ?

પિશાચ—( ગભરાઇ ) મહારાજજી ! હું અનાથ બ્રાહ્મણ છું. મારી પાછળ મારા વંશમાં કોઇપણ ન હોવાથી મારી ક્રિયા થઇ

નથી, તેથી હું પ્રેતત્વ ભોગવું છું. આ બ્રાહ્મણ ધનવાન છે અને એ મને સદ્ગતિ આપશે, એમ સમજી મેં એના શરીરમાં પ્રવેશ કર્યો છે, માટે આપ કૃપા કરી મને સદ્ગતિ અપાવવા માટે એ બ્રાહ્મણ પાસે નારાયણબળી કરાવો, એટલે મને સદ્ગતિ મળશે અને તે બ્રાહ્મણનું દુઃખ મટી જશે.

એ પ્રમાણે પિશાચનાં વચન સાંભળી સ્વામી મહારાજને દયા આવતાં તેમણે તે ભાસ્કરરાવ પાસે નારાયણબળી કરાવી, જેથી ભાસ્કરરાવનો અપસ્મારનો રોગ મટી ગયો, માટે કોઇ પણ માણસે પીંપળાદિ વૃક્ષ નીચે શૌચ-પિશાબ કરવો નહિ.

એક વખત સ્વામી મહારાજ ખરેરા ગામે ગયા. તે ગામની કચેરીના ચીટનીસના પત્ની સ્વામી મહારાજ પાસે મૂર્તિઓ જોઇ પૂજાનો સામાન લાવી ઉદબત્તી સળગાવતાં તેણે એકદમ બુમ મારી.

ચીટનીસની સ્ત્રીની બુમ સાંભળી ત્યાં ઘણાં માણસો ભેગાં થઇ ગયાં.

સ્વામી મહારાજ—( સ્ત્રીને સંબોધી ) તું કોણ છે ?

તે સાંભળી તે બાઇના શરીરમાં રહેનો પિશાચ બોલ્યોઃ- હું જીદ છુ. એણે મારી મસ્જીદના જગ્યામાં પિશાબ કર્યો છે, તેથી હું એને પિડા આપું છુ.

સ્વામી મહારાજ—કેમ, તું એ બાઇને છોડીને જાય છે કે નહિ ?

પિશાચ—મહારાજજી ! એ બાઇનો પતિ સત્તાવાળો છે, તેથી મારી મસ્જીદ ગામની બહાર છે, તેને તે સુધારી આપે તો હું નીકળી જાઉ.

સ્વામી મહારાજ—હે જીંદ ! તેં એ બાઇના ગર્ભનો ત્રણ વાર નાશ કર્યો છે, માટે તારા જેવા દુષ્ટ બુદ્ધિનાને માટે હું કહીશ નહિ. છેવટ એ પિશાચે બહુજ કાલાવાલા કર્યા, તેથી સ્વામી મહારાજે એ બાઇના પતિ ચીટનીસને એ જીદની મસ્જીદનો જીર્ણોદ્ધાર કરવાની આજ્ઞા કરતાં તે પિશાચ નીકળી ગયો. એ મસ્જીદનો જીર્ણોદ્ધાર કરાવ્યા પછી એ બાઇને સંતાન થયાં.

બ્રહ્માવર્તાદિ પ્રદેશમાં વિચર્યા પછી સ્વામી મહારાજ ફરીથી એ ગામમાં આવ્યા, તે વખતે ભિક્ષાર્થે એ ચીટનીસને ઘેર જતાં

તેને ત્યાં એક બીજા ગામની બાઇ આવેલી હતી. તેને ઋતુ પ્રાપ્ત થયાનો બીજો દિવસ હોવાથી તે બાઇ ઘરની બહાર જઇ એક મસ્જીદના રસ્તા ઉપર ઉભા રહ્યાં, તેથી શરીર જડ થઇ તે બાઇ બિમાર પડી, તેથી પાંચમા દિવસનું સ્નાન થયા પછી એ બાઇને મહારાજે બોલાવી. તે વખતે તેણે બુમ મારી બોલવા માંડયું.

સ્વામી મહારાજ—તું કોણ છે ?

પિશાચ—( બાઇના શરીરમાં રહેલો ) હું આ નજીકની મસ્જીદનો માલીક જીંદ છું. મારી મસ્જીદ નજીક રહેવા છતાં એ લોકો મારી મસ્જીદ સુધારતાં નથી, માટે મે આ બાઇના શરીરમાં પ્રવેશ કર્યો છે. મહારાજજી ! મારી મસ્જીદ સુધારવા માટે એને કહો એટલે હું નીકળી જાઉં.

સ્વામી મહારાજ—હે જીંદ ! એ બાઇ મારે માટે ઘરની બહાર આવીને રસ્તા ઉપર ઉભી રહી છતાં તેં આવા ઉપાધિ કરી, માટે હું એને કહેતો નથી, તે સાંભળી પિશાચે બહુ કાલાવાલા કર્યા.

ચીટનીસ—દરેક વખતે મારે ભાગ તો મસ્જીદ સુધારવાનું કામ આવે છે. હશે ! એમની માગણી છે તો એમના આ મસ્જીદને પણ સુધરાવી આપીશ.

ચીટનીસનાં વચન સાંભળી એ જીંદ નીકળી ગયો. થોડા વખતમાં એ ચીટનીસે મસ્જીદ સુધરાવી આપી. માટે દરેક સ્ત્રીઓએ ઋતુપ્રાપ્તિની વખતે તથા સુવાવડની વખતે બહુજ સભાળીને વર્તવું. દેવસ્થાન, રસ્તો, અને ઝાડને છોડી પિશાબાદિ કરવું.

સ્વામી મહારાજને આગળ જતાં ભારે જંગલ લાગવાથી સર્વે લોકો કહેવા લાગ્યા કે, હાલ રેલવે થવાથી પગ રસ્તે કોઇ કાશી જતુ નથી, તેથી રસ્તો બહુજ વિકટ થઇ ગયો છે. એ રસ્તેથી જતાં તમોને બે દિવસ વસ્તી જણાશે નહિ, માટે ત્યાં તમો કેવી રીતે કરશો ?

સ્વામી મહારાજ—શ્રીદત્ત ભગવાન જે કરે તે ખરૂં. એમ કહી ત્યાંથી આગળ ચાલ્યા.

શ્રીદત્ત ભગવાન ઝાડાના લોકોનું સ્વરૂપ ધારણ કરી માર્ગમાં આવી કહેવા લાગ્યા:—તમો કાશી જતા હો તો હું

તમોને સીધે રસ્તે લઇ જાઉં, એમ કહી તેમણે આગળ ચાલવા માંડયું. તેમની પાછળ પાછળ સ્વામી મહારાજે પણ ચાલવા માંડયું. આગળ ચાલતાં એક ડુંગર ઉતરી શ્રીદત્ત ભગવાને કહ્યું. પેલું ગામ દેખાય છે ત્યાંથી હવે જવાનો રસ્તો સરળ છે, એમ કહી પોતે ચાલ્યા ગયા.

સ્વામી મહારાજને તે ગામમાં જઇ તપાસ કરતાં માલમ પડયું કે, બે દિવસે જે ગામ આવવાનું હતું, તેજ ગામ એક કલાકમાં આવ્યુ. તે સાંભળી ત્યાંના લોકો આશ્ચર્યચકિત થયા. સ્વામી મહારાજ પણ ભગવાનની લીલા જોઇને હસવા લાગ્યા.

કેટલેક દિવસે ફરતા ફરતા સ્વામી મહારાજ ઝાલવણ ગયા. ત્યાંના બ્રાહ્મણોના આગ્રહથી તેમને સવારે સંહિતાના ઋષિ, છદાદિ શીખવી ઉપનિષદ્‌નાં ભાષ્ય શ્રવણ કરાવતા હતા, તેમ રાત્રે પુરાણ શ્રવણ કરાવતા હતા. એ પ્રસંગમાં રામદાસ નવમી આવવાથી સ્વામી મહારાજે તે બ્રાહ્મણોને કહ્યું કે, આજ દાસ બોધ વાંચવો જોઇએ. ત્યાં એક મોટા શાસ્ત્રી રહેતા હતા, તેમને તે વાત ઠીક નહિ લાગવાથી બોલ્યાઃ—દાસ બોધમાં શુ સાંભળવાનું ? જેને સંસ્કૃત ન આવડે તે પ્રાકૃત ગ્રંથ લખે અને વાંચે.

એ બાબતની ખબર સ્વામી મહારાજને પડતાં રાત્રે દાસ બોધ વાંચતાં શ્રુતિ બોલી તે શ્રુતિનુ ભાષ્ય કહ્યું અને તેજ પ્રમાણે દાસ બોધની ઓવી વાંચી બતાવી.

કથા સમાપ્ત થયાં પછી સ્વામી મહારાજે તે શાસ્ત્રીને પૂછયું, આ ગ્રથ પ્રાકૃત છે કે સંસ્કૃત છે? તે સાંભળી તે શાસ્ત્રી લજવાઇ ગયા અને પોતાના અપરાધની ક્ષમા માગી.

સ્વામી મહારાજ—તમો એવું નહિ સમજશો કે, રામદાસ મહારાજને સંસ્કૃત આવડતું નહોતું. જેમની પાસે સર્વે સિદ્ધિઓ હતી અને જે પોતે મારૂતીના અવતાર હતા, તેમને સંસ્કૃત ન આવડે એમ બનેજ નહિ; પરન્તુ આ કલિયુગમાં સંસ્કૃત પુસ્તક લખેલું સર્વેના ઉપયોગમાં આવશે નહિ એ પ્રમાણે વિચાર કરી શ્રીરામચન્દ્રજીની આજ્ઞાથી પોતે પ્રાકૃતમાં વેદાંતને કથન કરી આશીર્વાદ આપ્યો કે, આ મારા ગ્રંથને જે શ્રદ્ધા ભક્તિથી વાંચશે તેમનાપર શ્રીરામચન્દ્રજી પ્રસન્ન થવાથી તે

પોતાના કાર્યની સિદ્ધિ કરશે. એજ કારણથી એવા સાધુપુરૂષના પ્રાકૃત ગ્રંથવડે હજારો માણસ પોતાના કાર્યની સિદ્ધિ કરે છે.

આ કલિયુગમાં આચાર નિયમ પાળ્યા વિના વેદ ભણેલા ઉપયોગમાં આવતા નથી, અને એવા પ્રાકૃત ગ્રંથો ઉપયોગમાં આવે છે. એનો અનુભવ જોવો હોય તો હું તમોને કહું તે પ્રમાણે કરો.

સ્વામી મહારાજ—શાસ્ત્રી ! તમો દરરોજ વેદનું પારાયણ કરવા છતાં તમારા ઘરમાંથી બ્રહ્મરાક્ષસ જતો નથી. એ બ્રહ્મરાક્ષસ-ને ગતિ આપવી હોય તો તમો પ્રાકૃત ગુરૂચરિત્રની સપ્તાહ કરો. પછી જુઓ તે નીકળી જાય છે કે નહિ ?

સ્વામી મહારાજની આજ્ઞાનુસાર ગુરૂચરિત્રની સપ્તાહ કરવા-થી શાસ્ત્રીબુવાના ઘરમાંથી બ્રહ્મરાક્ષસ નીકળી ગયો. તે જોઇ શાસ્ત્રી આશ્ચર્યચકિત થયા અને તે દિવસથી તેમણે દરરોજ ગુરૂચરિત્રાદિ પ્રાકૃત ગ્રંથો વાંચવાનું શરૂ કર્યું.

એજ ગામના એક બ્રાહ્મણે સ્વામી મહારાજનું કહેવું નહિ માનતાં શ્રીદત્ત ભગવાનની પાદુકા અને એક બ્રાહ્મણે પંચાયતન પૂજા ઉચકી લઇ પોતે તે પૂજા કરવા લાગ્યા. એમનો પણ નિર્વંશ ગયો છે.

ઝાલવણ છોડી સ્વામી મહારાજ બ્રહ્માવર્ત ગયા. ત્યાંથી મથુરાં, કુરૂક્ષેત્ર થઇ હરદ્વાર ગયા. ત્યાંથી શ્રી શારદાપીઠના શ્રી રાજરાજેશ્વર મહારાજના આગ્રહથી ચાતુર્માસ કરી નારાયણ જતાં નર્મદા કિનારે સ્વામી મહારાજને ભાલોદ ગામના બળવંતરાવ વગેરે મંડળી ભેગી થઇ ગઈ. રસ્તામાં ચાલતાં બળવંતરાવને ઠંડી વધારે લાગવાથી એક ડાકટરને જઇને કહ્યું કે, મને આ બરફની ઠંડી ન લાગે તેવી દવા આપો.

ડાકટરે બળવંતરાવને સોમલની ગોળીઓ આપીને કહ્યું કે, આ દવા ખાવાથી તમોને ઠંડી લાગશે નહિ.

બળવંતરાવ સ્વામી મહારાજને પૂછયા સિવાય એકપણ કામ કરતા નહિ છતાં તે દિવસે પ્રારબ્ધયોગે સ્વામી મહારાજને પૂછયા સિવાય એ ગોળીઓ ખાઇ કરંડીઆમાં બેસી આગળ ચાલવા

માંડયું. રસ્તામાં સ્વામી મહારાજે તમામને છોડી આગળ નીકળી જઇ મુકામ કરવાની જગ્યા શોધી કાઢી મુકામ કર્યો.

કેટલોક વખત ગયા પછી બળવંતરાવને તે ગોળીથી એકદમ જુલાબ થઇ બહુજ ગરમી થવાથી તેણે ગભરાવા માંડયું. છેવટે તે ગરમી નહિ સહન થતાં ઠંડા પાણીના ધોધ નીચે જઇને બેઠો. બળવંતરાવની બેભાન જેવીસ્થિતિ જોઇ કરંડીઆવાળો બળવંતરાવને છોડી ચાલ્યો ગયો. એ વાત પાછળની મંડળી એ આવી સ્વામી મહારાજને કહેવાથી સ્વામી મહારાજે તે જગ્યાપર પોલીસગેટ હતી, તેમને જઇને એ હકીકત કહેવાથી તે પોલીસે પેલા કરંડીઆવાળાને જઇને પકડયો, અને જે જગ્યાપર બળવતરાવ હતો ત્યાં તેને લઇ આવ્યો. સ્વામી મહારાજ પણ જે જગ્યાપર બળવંતરાવ પડયો હતો ત્યાં આવ્યા.

સ્વામી મહારાજ—આ તને એકાએક શું થઇ ગયું ? તેં કંઇ દવા તો ખાધી નથી ?

તે સમયે ગરમીને લીધે કંઠ બંધ થવાથી બળવંતરાવથી બોલાતું નહોતું, તેથી સ્વામી મહારાજને ઇશારત કરી બાંધેલી દવા બતાવી. સ્વામીમહારાજે તે છોડી જોતાં પ્રત્યક્ષ સોમલ માલમ પડવાથી વિચાર કરવા લાગ્યા કે, એનું ગળું બધ થઇ ગયું છે, તેથી હવે ઘી વિના બીજું કંઇપણ અંદર જશે નહિ. હવે આ જગ્યાપર એના દૈવયોગથી ઘી પણ મળે એમ નથી, જેથી કઇપણ ઇલાજ ચાલી શકશે નહિ, એવો વિચાર કરી તેને કરંડીઆમાં બેસાડી મુકામપર લાવ્યા. મુકામપર આવતાં બળવતરાવ તદ્દન બેભાન થઇ ગયો. રાતની વખત અને અતિશય ઠડી હોવાથી તથા બીજું કોઇપણ માણુસ નજીક નહિ આવવાથી સ્વામી મહારાજ તેની પાસેજ બેસી રહ્યા. સોમલની ગરમીને લીધે વારંવાર જુલાબ થવાથી બળવંતરાવનાં તમામ વસ્ત્રો બગડી ગયાં હતાં. તે વસ્ત્રોને કોઇએ નહિ ધોવાથી સ્વામી મહારાજ જાતે ધોઇ લાવ્યા, અને બળવંતરાવને ધોઈ એક બાજુપર વસ્ત્ર પાથરી સુવાડયા, તેમના મોંમાં ઘી અને દૂધ મેળવી ગરમ કરી આચમનીવડે મૂકવા માંડયું.

રાત્રિના એક વાગ્યાને સુમારે બળવંતરાવ જરા ચેતન થતાં બોલ્યાઃ—મને ખાવાનું આપો.

તે સમયે પાસે કંઈ ખાવાનો નરમ પદાર્થ નહિ હોવાથી સ્વામી મહારાજ ત્યાં મીઠાઇની દુકાનો હતી, ત્યાં જઇ એક દુકાનદારને ઉઠાડી કહ્યું. ભાઇ ! એક અનાથ બ્રાહ્મણ બહુજ બિમાર છે અને તેને આ વખતે ભૂખ લાગવાથી ખાવાનું માગે છે, માટે તું મને મીઠાઇ આપ. તારા પૈસા હુ સવારે તેની પાસે અપાવી દઇશ

દુકાનદાર—તમો કોણ છો ?

સ્વામી મહારાજ—ભાઇ ! હું દંડી સ્વામી છુ. મારે અને તે બ્રાહ્મણને કંઇપણ સબંધ નથી, આ વખતે તેનાં કોઇપણ માણસ નજીક નહિ હોવાથી તેનું દુઃખ જોઇ હું તારી પાસે માગવા આવ્યો છું.

સ્વામી મહારાજનાં વચન સાંભળી દુકાનદારે મીઠાઇ આપી કહ્યું. તમો સંન્યાસી થઇ આવી વખતે તે બ્રાહ્મણની સેવા કરો છો, માટે મારે એ મીઠાઇના પૈસા જોઇતા નથી.

સ્વામી મહારાજે મીઠાઇ લાવી બળવંતરાવના મોંમાં મૂકતાં તે મીઠાઇ જરા જરા ખાવા લાગ્યા. સવાર થતાં સહેજસાજ તેનામાં ચૈતન્ય આવતાં સ્વામી મહારાજે તેના પુત્રપર તાર કરાવી બોલાવ્યો. પુત્ર આવતાં બળવંતરાવની તમામ વસ્તુ સોંપી દીધી. તેજ દિવસે બળવંતરાવે પોતાનું શરીર છોડી દીધું. ત્યારથી સ્વામી મહારાજે રસ્તે ચાલતાં કોઇની પણ સોબત કરવી નહિ, એવો નિયમ ધારણ કર્યો.

ઉત્તરયાત્રા કરીને સ્વામી મહારાજ પાછા બ્રહ્માવર્તમાં આવી થોડા દિવસ રહ્યા. ત્યાં એક ગણપતિબુવા કરીને મહાન્ સાધુપુરૂષ સત્તાવનના બળવા વખત હતા તેમનો ભત્રીજો વટલી મુસલમાન થઇ પોતાની સ્ત્રીને બોલાવવાને આવ્યો. તે વખતે તે સ્ત્રીએ સ્વામી મહારાજને આવીને પૂછયું.

સ્વામી મહારાજ—જે સ્ત્રીનો પતિ ભ્રષ્ટ થયો હોય, તે સ્ત્રીએ અવશ્ય કરી પોતાનો પતિ તે પાપનું પ્રાયશ્ચિત કરે નહિ ત્યાં સુધી પતિનો ત્યાગ કરવો, એ પ્રમાણે શાસ્ત્રે કહ્યું છે.

સ્વામી મહારાજનાં વચન સાંભળી પોતાના પતિએ પ્રાયશ્ચિત નહિ લેવાથી તેનો ત્યાગ કરી એ બાઇ ઇશ્વરભકિત કરવા લાગી.

એ બાઇને તે વખતે એક પાંચ વર્ષનો પુત્ર હતો. તેને પ્રારબ્ધયોગે પિશાચનો સબંધ થવાથી કોઇ કોઇ વખત બેભાન જેવો થઇ પડી રહેતો હતો. એ બાબતની ખબર પડતાં સ્વામી મહારાજે પુત્રને માટે એક ભૂર્જપત્રપર યંત્ર લખી આપી હાથે બંધાવતાં પુત્રની તે વખતે એ પીડા દૂર થઇ ગઇ.

એક વખત દૈવયોગે તે પુત્રની માતાને અટકાવ આવતાં હઠ કરી તે પુત્ર અડકવા જતાં તે પુત્રના હાથેથી યંત્ર છોડાવી એક તાકામાં મુકાવતાં તે યંત્રને પિશાચ આવી લઇ ગયો. તેજ વખતે એ પુત્રનો ભાઇ આવી તેને પોતાની સાથે હોળીને દિવસે રમવા લઇ જતાં રસ્તામાં મુસલમાન લોકોના કબરખાના આગળ જતાં પેલા પિશાચે આવી એ પુત્રનુ ડોકું મરડી નાંખવાથી તે પુત્ર બીજે દિવસે ગુજરી ગયો. એ પુત્રને ઘેર લાવતાં તેની માતાએ ગણપતિની પ્રાર્થના કરતાં તે પિશાચે તે પુત્રના શરીરમાં પ્રવેશ કરીને બોલવા માંડયુ. "હવે ગણપતિની પ્રાર્થના કરે તારૂં શુ વળવાનું છે. હું તારા વંશનો નાશ કરનાર છુ," એમ કહીને પિશાચે તે પુત્રનો પ્રાણ લીધો.

એ પિશાચ મુસલમાનરૂપે એ બાઇના ઘરમાં ફરતો હતો. તેને એ બાઇ જોતી હતી. એ પિશાચે મરનાર પુત્રના બાપને તથા તેની ફોઇને ભ્રષ્ટ કરી મુસલમાન કર્યાં. એ બાઇને ગર્ભ હતો તેનો પણ નાશ કર્યો અને પાછળથી મોટા પુત્રને પણ ગાંડો કરી દીધો.

એ પુત્ર મરવાને આગલે દિવસે તેની માતાને એ પિશાચે સ્વપ્નામાં આવીને કહ્યુ કે, મારો દોઢ રૂપીઓ તે નથી આપ્યો, માટે હું તારા વંશનો નાશ કરવાને પિશાચ થયો છું, જેથી તારા વંશનો નાશ કરીશ.

એ પ્રમાણે સ્વપ્નું થયાને બીજે દિવસે એ પિશાચે તે પુત્રને ડોકું મરડીને મારી નાંખ્યો. એ પ્રમાણે કરેલાં કર્મનું સુખ દુઃખ આગળ–પાછળના જન્મમાં મળે છે.

બ્રહ્માવર્તના તાતીયાટોપીના ભત્રીજાએ, સ્વામી મહારાજ પાસે એક બ્રાહ્મણ પુસ્તક મંગાવવા માટે પૈસા મુકી ગયો હતો, તે ચોરી લીધા. એ બાબતના તપાસ કરતાં તે પૈસાની ચોરી કોઇએ કબુલ કરી નહિ, જેથી સ્વામી મહારાજે શ્રીદત્ત મહારા-

જના ગણુને ચોરી પકડવાની આજ્ઞા કરી; એટલે તે ગણુ ચોરી કરનારના શરીરમાં પ્રવેશ કરી મોટી બુમ પાડી કહેવા લાગ્યો, મેં પૈસા લીધા છે, એમ કહી તે પૈસા સ્વામી મહારાજને લાવી આપ્યા.

સ્વામી મહારાજ—તું સારા ઘરનો થઇ આવા રીતનું નીચ કામ કરે છે તે ઠીક નહિ.

તાતીયાટોપીનો ભત્રીજો—આજથી હું એવી રીતનું નીચ કામ કરીશ નહિ, એમ કહી પોતાના અપરાધની ક્ષમા માગી સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને તેજ દિવસથી તેણે એવું નીચ કામ કરવાનું છોડી દીધું.

એક કાનપુરનો સરવરીયો બ્રાહ્મણ સ્વામી મહારાજપર પ્રીતિ રાખતો હતો. તેને એક દશ વર્ષની કન્યા હતી તેનો કોઇ સારા ઘરના પુત્ર સાથે વિવાહ જોડવાનો વિચાર જાણ્યો તે કન્યા પોતાના પિતાને કહેવા લાગી.

કન્યા—પિતાજી ! મારો વિવાહ તમો જેની સાથે જોડવાના છો, તે શું ધંધો કરે છે ?

પિતા—નોકરી.

કન્યા—તે ક્ષત્રિ બ્રાહ્મણ છે, માટે તેની સાથે હું પરણીશ નહિ, તેજ પ્રમાણે વહેપાર તથા ખેતી આદિ ધંધો કરનારની સાથે પણ પરણીશ નહિ. મારે માટે જો તમે આચારસંપન્ન, તપસ્વી તથા ભિક્ષા માગીને ખાવાવાળો બ્રાહ્મણ શોધી કાઢશો તો હું તેની સાથે લગ્ન કરીશ.

કન્યાનાં વચન સાંભળી તેનો પિતા વિચારમાં પડયો, અને સ્વામી મહારાજ પાસે આવીને તે વાત કહી સંભળાવી.

સ્વામી મહારાજ—એ કન્યા પૂર્વની યોગભ્રષ્ટ જાણાય છે, માટે તારે એની પ્રસન્નતા સિવાય લગ્ન કરવું નહિ. એની શ્રદ્ધા છે તો આપોઆપ તેવો પતિ ઇશ્વર મેળવી આપશે.

કેટલાક દિવસ ગયા પછી અનાયાસે એક તપસ્વી બ્રહ્મ-ચારી તેનીજ ન્યાતનો તેને ત્યાં આવી ચઢયો. તેનાં કર્મ જોઇ એ કન્યાએ પોતાના માતાપિતાને કહ્યું કે, મારૂં લગ્ન આ બ્રહ્મચારી સાથે કરો.

કન્યાનાં વચન સાંભળી તેના પિતાએ તે બ્રહ્મચારીને પૂછતાં તેણે લગ્ન કરવાની ના પાડી, તેથી એ વાત એ બ્રાહ્મણે આવી સ્વામી મહારાજને કહી.

સ્વામી મહારાજે તે બ્રહ્મચારીને પોતાની પાસે બોલાવી તે કન્યા સાથે લગ્ન કરવાને કહ્યું.

બ્રહ્મચારી—મહારાજ ! હું યોગાભ્યાસ કરૂ છું એટલે પરણીશ નહિ.

સ્વામી મહારાજ—એ કન્યા તને વરી ચુકી એમ કહે છે, માટે હવે તું લગ્ન નહિ કરે તો તને સ્ત્રીહત્યાનો દોષ લાગશે.

પોતાના પ્રારબ્ધને જાણી છેવટે તે બ્રહ્મચારીએ એ કન્યા સાથે લગ્ન કર્યું. તે દિવસથી તે કન્યા પોતાના પતિ સાથે માતા પિતાની આજ્ઞા લઇ ચાલી ગઇ.

પૂર્વે એ પ્રમાણે સ્વયવરો થતા હતા; હાલના અજ્ઞાની-ઓના કહેવા પ્રમાણે મોટી ઉમ્મરે સ્વયંવર થતા નહિ.

સ્વામી મહારાજ બ્રહ્માવર્તમાં હતા તે વખતે નર્મદાનો વિચાર તેમને બોલાવવાનો થવાથી સ્વામી મહારાજને દૃષ્ટાંત આપી કહ્યું છતાં સ્વામી મહારાજે તે વાત નહિ સાંભળવાથી એક દિવસ અકસ્માત નર્મદાએ વિઘ્ન આણ્યુ.

બ્રહ્માવર્તમાં એક વિસ્ફોટકના રોગવાળો બ્રાહ્મણ હતો તેને કોઇનું એવી રીતનું કહેવુ થયુ કે, તું સ્વામી મહારાજના ચરણનું તીર્થ લઇ પી જઇશ તો તારો રોગ તુરત મટી જશે.

એક દિવસે તે બ્રાહ્મણે સ્વામી મહારાજ પાસે આવી તેમની નજર ચુકાવી વિના વિચાર્યે પગપર પાણી રેડી તીર્થ લેવાથી સ્વામી મહારાજ પૂછવા લાગ્યા:—હે બ્રાહ્મણ ! તે મને પૂછયા વિના તીર્થ કેમ લીધું ?

બ્રાહ્મણ—મેં મારા રોગનો નાશ કરવા માટે આપના ચરણનું તીર્થ લીધું છે.

સ્વામી મહારાજ તુરત ગંગાજીમાં સ્નાન કરી આવ્યા; પરન્તુ મનમાં ભાસ થયો કે, આ શરીરપર એકાએક વિઘ્ન આવનાર છે. તેજ રાત્રે સ્વામી મહારાજને સ્વપ્ન થયું, તેમાં ચંડાળણીએ પકડયા, જેથી તુરત જાગૃત થઇ શ્રીદત્ત ભગવાનનું

સ્મરણ કરી વિચાર કરવા લાગ્યા કે, આ દુષ્ટ સ્વપ્નું શરીરપર વિઘ્ન જલદી લાવશે, એમ જાણી પાછા સુઇ ગયા.

પ્રાતઃકાળે ઉઠી જુએ છે તો આખા શરીરપર વિસ્ફોટકના ફોલ્લા માલમ પડયા, અને પેલા તીર્થ લેનાર બ્રાહ્મણનો રોગ મટી ગયો તે જોઇ સ્વામી મહારાજ ગંગાજીની પ્રાર્થના કરવા લાગ્યાઃ—

अयिभूषितभर्गवरांगे । मयिकरुणाकरिवरिगंगे ॥ धृ० ॥
तूंपाहतांकरुणापांगे । जंनामिळयांगेयागे ॥
तेंमिळेतवपद्संगं । यास्तवमीसांगगंगे ॥ चाल ॥
पकवेळकरुणापांगे । अवलोकींमजभयभुजंगं ॥
दंशिलेंआनांसुभगं । अनुरागेंस्पर्शिमद्ंगं ॥ अयिभूषित० ॥१॥
प्रार्थितांकविमानंगे । त्यातूंगेम्वीयतरंगें ॥
तारिलास्पर्शुनिवेगं । तीतूंअजिगंगयेगे ॥ चाल ॥
दर्शनदेकलिमलभंगे । दुःखसंगफम्लोगगे ॥
आसलोयाभवरोगें। स्वजलौघपार्जिनिजांगं॥अयिभूषित०॥२॥
इच्छिनांचित्ततुरंगे । बाह्यार्थाआजिअनंगे ॥
व्यापिलंअयिउपरांगे । जंविंचंद्रामगतद्योगं ॥ चाल ॥
नसुचेमजकांहिंअपांगे । पाहतांतूंएकदांगं ॥
योगयागमजमगनलागे।भवद्वाशमविविरागे॥अयिभूषित.॥३॥
गवयाविरिजेविकुरंगे । हस्तिनीवारिमातंगे ॥
दीपावरिजंविपतंगे। कमलावरिजंवीभृंगं ॥ चाल ॥
बडिशावरिमत्स्येरागे । त्यापरिजनाविषयिंनिजांगें ॥
टाकितत्यावळविविरागे। तुजजडदेहनांहेंगंगे॥अयिभूषित० ॥४॥
जीभगीरथसुयांगें । यभूमिवरियवरिवेगे ॥
सगरांतेतारिनिजांगे । तीतारकजगिंतूंगंगे ॥ चाल ॥
तुजपाशींप्रार्थुनिमांगे । एवढंदेशंभुवरांगे ॥
सत्संगेंत्यागविगंगे । निजरंगेंरंगात्रिगंगे ॥ अयिभूषित० ॥५॥

એ પ્રમાણે પ્રાર્થના કરી સ્વામી મહારાજે ગંગાજીને નમસ્કાર કર્યા

બીજે દિવસે સ્વામી મહારાજને દૃષ્ટાંત થયું કે, તમો નર્મદામાં જઇને ત્રણ દિવસ સ્નાન કરશો એટલે તમારો રોગ મટી જશે.

ગંગાજીની આજ્ઞા માગી સ્વામી મહારાજ નર્મદા કિનારે આવવા નીકળ્યા. રસ્તામાં નીમાવર નજીક હરણ ગામે આવતાં તેને બળી ગયેલુ જોઇ તે ગામના લોકોને પૂછવા લાગ્યાઃ—આ તમારૂ ગામ કેવી રીતે બળી ગયું? તથા એ આગમાં આ વચ્ચેનું ઘર કેવી રીતે બચી ગયુ ?

ગામલોક—મહારાજજી ! અમારા ગામમાં એક સાધુપુરૂષ ભિક્ષાર્થે આવ્યા હતા. તેમને ગામમાંથી કોઇએ પણ ભિક્ષા ન આપી તેથી તે ગામની બહાર નીકળી ગયા. એ વચમાના ઘરનો માલીક તે સાધુપુરૂષને મળ્યો અને પૂછવા લાગ્યો, મહારાજજી ! આપ કયાંથી આવો છો ?

સાધુપુરૂષ—આ ગામમાં અગ્નિ લાગેલો જોઇ હું ગામમાંથી નીકળી આવ્યો છું.

ગૃહસ્થ—મહારાજજી ! આપ એમ કેમ કહો છો ?

સાધુપુરૂષ—અરે ભાઇ ! આજ હું ત્રણ દિવસનો ભૂખ્યો હોવાથી પેટમાં અગ્નિ લાગવાથી ગામમાં ભિક્ષાર્થે ગયો. તે અગ્નિ કોઇએ પણ શાન્ત કર્યો નહિ, તેથી મારૂ બોલવુ થયુ છે.

ગૃહસ્થ—મહારાજજી ! આ આપ વૃક્ષની છાંયા નીચે બેસો, હું આપને માટે ખાવાનુ લઇ આવું છું. એમ કહી તે ગૃહસ્થ ગામમાં પેસવા જાય છે એટલામાં ગામમાં આગ લાગી તેથી આખુ ગામ બળી ગયુ. તેમાં ખાવાનું લઇ આવુ છુ, એમ કહેનાર ગૃહસ્થનું ઘર વચમાં હોવા છતાં બચી ગયુ છે. આગ ઓલવાતાં એ ગૃહસ્થ તે સાધુપુરૂષ માટે ખાવાનું લઇને ગયા. તે ખાઇ ત્યાંથી સાધુપુરૂષ ચાલ્યા ગયા.

સ્વામી મહારાજ—તમો લોકો ગૃહસ્થ છતાં દરવાજે આવેલા અભ્યાગતને ખાવાનું પણ આપો નહિ, એ કેટલી બધી તમારી મૂર્ખાઇ છે ! હું ભૂખ્યો છુ, એમ કહી ખાવાનું માગનારને પોતાથી બને તે પ્રમાણે ખાવાનુ આપવું એમાં તેની જાત જોવાનું કામ નથી. એમાં ફકત બ્રાહ્મણને ઘરમાં બોલાવી માન-

પુર્વક આપવું અને અન્યને મધુકરી આદિ જે કંઇ આપવું હોય તે દરવાજામાં ઉભો રાખી આપી દેવું. શુદ્ર અથવા અન્ય કોઇ નીચ જાતિ હોય તો તેમની પાસે કંઇપણ કામ કરાવી પછીથી ખાવાનું આપવુ. અજાના ક્ષુધાર્થીને દરવાજામાંથી નિર્મૂખ જવા દેવો નહિ. એ પ્રમાણે વર્તવાથી ગૃહસ્થના ઉપર ઇશ્વરકૃપાથી તમો લોકોના જેવું અકસ્માત વિઘ્ન આવતુ નથી.

સ્વામી મહારાજનાં વચન સાંભળી સર્વે લોકો શરમાઇ જઇ પોતાના અપરાધની ક્ષમા માગતા કહેવા લાગ્યાઃ—એ બાબતમાં અમોને મોટી સજા થઇ છે, તેથી હવે અમો લોકો કદીપણ એવી ભૂલ કરીશું નહિ.

હરણગામ છોડી સ્વામી મહારાજ નર્મદા કિનારે આવી નર્મદા માતાની સ્તુતિ કરી કહેવા લાગ્યાઃ—હે માતા ! મારી સહજ કસુર બદલ આવી મોટી સજા ? શું મારા વિના આપનું મહાત્મ્ય વધારનાર ન મળ્યું કે મને એકદમ બોલાવ્યો ! એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક વંદન કરી સ્વામી મહારાજે એ જગ્યાપર રહી ત્રણ દિવસ સ્નાન કર્યું એટલે વિસ્ફોટક સારો થઇ ગયો. તે જોઇ સ્વામી મહારાજ નર્મદાની સ્તુતિ કરવા લાગ્યાઃ—

નર્મદેહરસંભૂતે, હરલિંગાર્ચનાદતે;
હરલિંગાંચિતતટે, જયાઘનર્મદેહર.　　ધૃ૦
નમઃપ્રાતર્માતર્ગિરિશદુહિતર્નર્મદઉત,
ક્ષપાયારેવેતેનમઇતમતેમેકલસુતે;
નમોનિત્યંસત્યંહિતઉદકમત્યતકમકં,
હરત્યાધિંસાત્વમખિલવિષહેમેર્પયસુખં　　૧.
મહેશાંગોદ્ભૂતાસુરવરનરાણામભિમતા,
યુતાસિદ્ધૈર્યાતાપ્રસભમિવપાશ્ચાત્યજલધિં;
વૃતાભીમેનૈષાહુતભજકદોષાવરતૃષા,
સુભૂષાસદ્વેષારુચિરવપુષાભાત્યતિરુષા.　　૨.
તટેયસ્યાસ્તપ્ત્વાતપઉપરિગૈદુશ્ચરમરં,
વરંહ્યત્રેઃપત્નીપરમમનસૂયાગતભયા;

સ્વપુત્રત્વેનૈવત્રિભુવનસમારાધ્યમભવં,
સમાપાસ્મદ્દેવં કઇહસરિતં તાંતુનનમેત્ ૩.
પ્રયાંતીસિંધુંયાપ્રતિહતગતિર્વિંધ્યપદતો,
મહાવેગાઽભંગાસકલમલભંગાવરભગા;
નગાન્ભિત્વાનેકાનપિવિવિધલોકાન્સ્વબલતઃ;
પુનાતીયંરેવાજગતિવરભાવાઽદ્દતભવા. ૪.
પ્રસિધ્ધાઽસ્તેયસ્યાજનિરમરકંટેમરવૃતે,
મતેનાભિઃસિધ્ધેશ્વરપુરઉતાસોભૃગુપુરે;
પરેસિંધ્વોલીનાજગતિમલિનાનાંસુમતિદા,
સમુદ્ધર્ત્રીભર્ત્રીનિજભજકલોકસ્યગતિદા. ૫.
સરસ્વત્યાઃસત્યાજલમિહપુનાતિત્રિદિનતઃ,
સ્મકાલિંધાનદ્યાઅપિચસલિલંસદ્યદિનતં;
મહાભંગાગંગાખિલદુરિતભંગાસપદિસા,
મહાભાવારેવાકથમપિહિદૃષ્ટ્વૈવસહસા. ૬.
સ્વભાવાદાસિંધોરિયમચલજાભાસ્તિસુલભા,
ત્રિષુસ્થાનેષ્વેષાહૃતમલિનદોષાનસુલભા;
નગર્યામોંકારાભિધપશુપતેરુત્તમગતિર ,
સુતાવોરાભિખ્યેપિચભૃગમુનેઃક્ષેત્રઉશતિ. ૭.
પુનંત્યન્યામાન્યાઅપિજગતિગંગાદિસરિતઃ,
પ્રયાગાદિસ્થાનેમહતિનહિસર્વત્રદુરિતાત્ ;
ઇયંરેવાદેવાધિપતિશિવસંબ્યોભયતટા,
તટેયત્રક્વાપિસ્વકમિહપુનાત્યાજલનિધિઃ. ૮.
ત્રિશૂલાંકાન્યછાન્યગણિતવિમાનાનિતઉપર્ ,
સુપર્યસ્યાઃકૂલસુવિમલમુપાદાયસતતં;
સ્થિતાઃશંભોર્દ્દતામૃતમિહતુનેતુંશિવપુરં,
વરંતેષામુચ્ચૈરહમહમિકાશબ્દ ઉદિતઃ. ૯.
બહિઃશબ્દાતસ્માત્પ્રવિગલિતધૈર્યાયમભટાઃ,
મૃતાન્નેતુંપ્રાપ્તાઅપિસપદિતેવેપિતહૃદઃ;

અધીરાધીરાદ્રાકૂતતઉતપરાવૃત્યસજવાઃ,
સ્વવાસ સંજગ્મુઃખલુતતઇતઃકોનરકભાક્ . ૧૦.
પ્રભાવોસ્યામૃત્યુંજયદુહિતુરેવંહિસરિતો,
યતોતોસૌરેવાનૃમરણભવાંતાસ્તિવિદિતા;
નતાંકઃસેવેતાનુપદમૃતભીતિર્હતમતિઃ,
સમાનાંતાપાનામપિચદુરિતાનાંપ્રશમનીં. ૧૧,
યદીયાંબુસ્પૃષ્ટઃસ્પૃશતિગતિયોગેનપવનો,
મનોહૃધયંતંતમપિસપુનાતીતિમહિમા;
પ્રતીતોયસ્યાઃસાજગતિગતિદાસાવભયદા,
સદાસક્તાન્યુક્તાન્કિમુતભજતામુત્ધરતિનો. ૧૨.
યદીયંપાનીયંસદમૃતમયંચિત્સુખમયં,
સુપેયંચાયુષ્યંમતિદમુતવર્ચસ્યમભય ;
યશસ્યંચક્ષુષ્યંવિહિતવિજયંસ્વર્ગ્યમલય ,
સુભવ્યંસદ્ગેયંસકલજગદારોગ્યવિજય . ૧૩.
સુરપ્રાર્થ્યંપથ્યંસ્વયમિહચપૂજ્ય વિજયતે,
જગન્માન્યંધન્યંમલહૃદિહલભ્યંતુનિયતેઃ;
નિયોગાત્સારેવાનૃભવદવદાવાતિશમની,
મનીષીડયાપાયાદવિરતમપાયાદ્ધરધુની. ૧૪.
નિયમ્યાત્માનંયેવિહિતનિયમાઃસંતતપરિ,
ક્રમંકુર્વંત્યસ્યાઅમલજલએવૈકનિયમાઃ;
સૂપૂતાસ્તેધન્યાજગતિબહુમાન્યાઃપરગતિં,
વ્રજત્યેવંરેવાજયતિખલુશર્વાંગજનિતા. ૧૫.
અયેરેવેદેવેડિતગુણગણેમર્ત્યતરણે,
ક્ષણેનાપિસ્નાનાત્પરમગતિદાભીષ્ટવરદા;
ત્વમેવાતોદેવાઅપિતવનયેચ્છ તિહિતટં,
પરિત્યક્તુંવક્તુંતવગુણગણાન્કઃપ્રભુરિહ. ૧૬.
યદીયેસ-તોયેહિમનગસુતાગર્ભગગણા,
ધિપસ્યોત્કૃત્યારંશિરઇહસુરારિ સ્વહિતકૃત્ ;

મહામાયાવીપ્રાક્ષિપદપભયોતકર્યમહિમે,
શ્વરસ્યારમાચ્છીર્ષાન્ગતરુધિરસ સ્પર્શ વશતઃ ૧૭.
તતોનંતાઆબ્ધેઃસ્મરહરસુતાયાસ્તુસલિલે,
મલેન તાજાતાઇહરુધિરભાસઃખલુશિલાઃ;
અભૂવન્ગાણેશાઅખિલમલસંક્ષાલનપરા,
વરાપૂજ્યાવિઘ્નક્ષપણુપટવસ્તેપિવરદાઃ. ૧૮.
યદીયેપાનીયેભૃશમમૃતસંસ્પર્ધિનિજનિ,
ક્ષપાયાંતેચોંકારેશ્વરવરપુરાત્પૂર્વતઉત;
મહોતુંગસ્થાનાત્પતિતઉપલાસ્તેપશુપતેર્,
ભવ ત્યાહોબાણાભિધપરમલિંગાનિબહુશઃ ૧૯.
મહાંતસ્તેબાણાઅપિપરમસૂક્ષ્માઃકતિપયાઃ,
શૂભાઃકર્પૂરાભાઃશશધરકલાઢયાઃકતિપયાઃ;
પરેકેચિચ્ચિત્રાઅપિચનિખિલાસ્તેત્રભજનાદ્,
ગજારેઃસાયુજ્યંદદતઇતિરેવાંબુમહિમા. ૨૦.
એવ પ્રભાવેજયદેવિરેવે,
પ્રસીદમેતે બુસદૈવસેવે;
શ્રીનર્મદેદેવિનમોનમસ્તે,
શ્રીશર્મદેસોમસુતેનમસ્તે. ૨૧.
અવતુવિગતરોષાસ્માન્મહાસિંધુયોષા,
પરિહૃતનતદોષાયાનમોમાત્રતોષા;
જયતુભજકપોષાસ ઋવંતીવિશેષા,
નિરુપમતમભૂષામાલિનિદિવ્યવેષા. ૨૨.
સન્માનસસ્વચ્છસુદિવ્યનીરા,
નીરાગયોગ્યાશ્રિતરમ્યતીરા;
ધીરાર્ચિતાનિત્યમખંડપૂરા,
સારાતુરેવેષ્ટમનંતસારા. ૨૩.
સ્વભક્તવરદેસુરદ્વિષદભેદ્યસદ્વર્મદે,
સુદુર્ગતિદકર્મદેહતગદેપિસદ્ધર્મદે;

અયેનદિનદીનતાંવ્રજન્ત્રિકર્હિચિચ્છમદે,
પ્રસિદ્દજનકામદેજયનમોસ્તુતેનર્મદે. ૨૪.
યન્મૂલેસ્ત્યમરેશ્વરોવિજયતેશ્રીસિદ્ધનાથસ્તથા,
કાવેરીપરિવેષ્ટિતોગનિદઓંકારોપરેચામિતાઃ,
મધ્યેન્યેપિચશૂલપાણિસહિતાઃપાશ્ચાત્યભાગેસ્થિતાઃ,
સર્વેતેભજતામભીષ્ટફલદાવર્વતિસાનર્મદા. ૨૫.

( હારબંધ. )

હરપરમરયેસમસ્તમઘંમમ,
કુરુગુરુકરુણાસમસ્તમતેમયિ;
ખલબલદલનેસમસ્તમનોમલં,
હરદરમરમપ્યમર્ત્યમતેમલે. ૨૬.

યસ્યસ્મૃત્યાચસદ્યકલિમલવિલયોજાયતેભાવિકાનાં,
યસ્મૃત્યાસ્મર્તૃગામીભવભયહૃદુપેત્યાત્મદોભાવુકાનામ્,
દત્તાત્રેયયસ્યતસ્યપ્રશમિતમનસઃસદ્વરીવર્તિમાતુઃ,
સ્થાનંયસ્યાસ્તટેસાવિજયતઉશતીનર્મદાશર્મદાનઃ૨૭.

( ગૌમૂત્રિકા. )

કુષ્ઠાદ્યાનોપ્યરોગોભવતિસદનસૂયાશ્રમેયત્તટેયન્,
મધ્યેશુકલાઽઽદિતીર્થામ્યપિઝટિતિપુનંત્યુદ્ધરત્યાશુયાચ;
પ્રેતશ્રાધ્ધેનનારાયણબલિતઇતંદુર્ગતિંમુક્તિદાંતાં,
રેવામસ્તૌદખેદાંપરમસુહિતદાંનર્મદાંવાસુદેવઃ. ૧૬
ભવાન્તકેભય દેહિ, તાપંમેહરનર્મદે;
ભવાત્મકેનયંદેહિ, પાપમેહરનર્મદે. ૨.

એ પ્રમાણે નર્મદા માતાની સ્તુતિપૂર્વક વંદન કરી બ્રહ્માણીના ઘાટપર આવી મુકામ કર્યો. એ જગ્યાએ નર્મદા ઘાટપર સ્વામી મહારાજનો પગ લપસી જવાથી કમ્મરે એકદમ ચસક લાગવાથી ભિક્ષા લેવા જવાયું નહિ, તેથી પોતે જરા સુતા. તે સમયે દશ વર્ષનો કન્યાનું અલૌકિક સ્વરૂપ ધારણ કરી નર્મદા દેવીએ દર્શન આપી કહ્યું કેઃ—

ભિક્ષાનો વખત થયો છે, માટે તમે ભિક્ષા લેવા જાઓ, હું તમારી ચસક સારી કરૂં છું. એ પ્રમાણે બોલી નર્મદામાતા-

એ ભસ્મ મંત્રી કમ્મરે લગાડી કહ્યું, ઉભા થઇ પગને ઠોકો એટલે મટી જશે. નર્મદામાતાના કહેવા પ્રમાણે ઉઠી સ્વામી મહારાજે પગ ઠોકતાં તુરત ચસક મટી ગઇ. તે વખતે સ્વામી મહારાજ નર્મદામાતાને વદન કરી પ્રાર્થના કરે છેઃ—

जयजयशशिकन्ये । नर्मदेशर्मदेत्वम् ॥
जयजयजनमान्ये । धर्मदंऽधर्मदेत्वम् ॥
जयजयसुवदान्ये । धर्मदेकर्मदेत्वम् ॥
जयजयभूविधन्ये । भर्मदेवर्मदेत्वम् ॥

એ પ્રમાણે પ્રાર્થના કરી શ્રીનર્મદામાતાને સાષ્ટાંગ નમસ્કાર કરતાં તુરત તે સ્વરૂપ અંતર્ધ્યાન થઇ ગયું. એ મંત્ર સ્વામી મહારાજને આવડતો હતો, તેથી ખુબ હસી કહેવા લાગ્યાઃ— આ નર્મદાદેવી દરેકને પોતપોતાની ભાવના પ્રમાણે ફળ આપે છે, માટે દરેક મનુષ્યે સદ્ભાવના રાખી શ્રીનર્મદામાતાની સેવા કરવી, એમ કહી ગામમાં જઇ ભિક્ષા લઇ આવ્યા.

એ બ્રહ્માણીમાં એક પુના તરફના બ્રાહ્મણે આવી પોતાની કન્યાનો પ્રથમનો પતિ જીવત છતાં પૈસાના લોભને લીધે તે કન્યાને એ ગામના એક બ્રાહ્મણના પુત્ર સાથે બીજીવાર પરણાવી. પ્રારબ્ધયોગે એ કન્યાનો બીજીવારનો પતિ મરી જતાં એ કન્યાનું મુંડન કરાવી નંખાવ્યું. એ બાબતની પહેલીવાર પરણનારને ખબર પડી, જેથી તે પુનેથી એ કન્યાને લેવા આવ્યો. ત્યાં એક ગણુભૈયા નામે ગૃહસ્થ રહેતો હતો. તેને પેલા મરનારના પિતા સાથે અણબનાવ હોવાથી તે કન્યાને કબજે કરી માથે વાળ પૂરીથી રખાવી તેના પ્રથમના પરણનાર પતિને સ્વાધીન કરી. એ બાબત સ્વામી મહારાજને ખબર પડતાં એ ગામમાં ભિક્ષા નહિ લેતાં મધ્યાન્હ વખતે બ્રહ્માણી છોડી એક વૃક્ષ નીચે આવીને બેઠા.

તે સમયે નર્મદાદેવી બાર વર્ષની કન્યાનું સ્વરૂપ ધારણ કરી સ્વામી મહારાજ સમીપે આવી કહેવા લાગ્યાંઃ—મહારાજજી! તમોએ પાછળના ગામમાં કેમ ભિક્ષા કરી નહિ ?

સ્વામી મહારાજ—એવા દુષ્ટોની ભિક્ષા લેવા કરતાં નર્મદાનું જળ પીને શરીર છોડી દેવું તે વધારે સારૂં છે.

નર્મદાદેવી—મહારાજજી ! ત્યારે તમે મારે ઘેર ચાલો, મારૂં ગામ નજીક છે.

સ્વામી મહારાજ—બાઇ ! હું એક ઘરની ભિક્ષા કરતો નથી.

નર્મદાદેવી—મહારાજ ! મારૂં ગામ આગળ આવે છે. ત્યાં દક્ષિણી બ્રાહ્મણનાં સત્તર ઘર છે, એમ કહી નર્મદામાતા અદૃશ્ય થઇ ગયાં

સ્વામી મહારાજે નીમાવર ગામમાં જઇ ઘરની ગણત્રી કરતાં સત્તરજ ઘર થયાં. ત્યાં થોડો વખત રહી ત્યાંના બ્રાહ્મણોને સદ્દમાર્ગે ચઢાવી ત્યાંથી નીકળી ઓમ્કારેશ્વર આવ્યા. ત્યાં તેત્રીશ દિવસ રહી ત્યાંના રાજાના કારભારી બળવતરાવ કરીને દક્ષિણી બ્રાહ્મણ હતા તેને બ્રાહ્મણનાં વૈશ્વદેવાદિ કર્મ શીખવી ત્યાંથી નીકળી મંડળેશ્વર, મહેશ્વર થઇ ચીખલદે આવ્યા.

એ ગામમાં એક વ્યકટરાવ નામનો બ્રાહ્મણ હતો. તેણે પોતાની સ્ત્રી ગુજરી જવાથી રેલવેની નોકરી છોડી દીધી અને કોટેશ્વર ઘાટપર બેસી ઇશ્વર ભજન કરવા લાગ્યો. તેથી સર્વે લોકો તેને વ્યકટ ચૈતન્ય બ્રહ્મચારી કહેતા હતા. તે સ્વામી મહારાજને શરણે આવ્યો. તેની માગણીથી સ્વામી મહારાજે તેને ષટ્ક્રિયા શીખવી પ્રાણાયામ કરવાની રીત બતાવી. એ ગામમાં નાના સાહેબ ગંગાધર, બાલાવૈદ્ય વગેરે સારી સારી મંડળી રહેતી હતી, તેમને ઉપનિષદ્ તથા પુરાણ શ્રવણ કરાવતા હતા.

શાકે ૧૮૧૮ ની નરક ચતુર્દશીને દિવસે શ્રીદત્ત ભગવાને સ્વામી મહારાજને કહ્યું કે, આજ મને અભ્યંગસ્નાન કરાવો.

સ્વામી મહારાજ—તમારી મૂર્તિ મેં જે વખતે રાખી હતી તે વખતે આપશ્રીએ એવી રીતે કહ્યું હતું કે, હું ભસ્મ પૂજાવડે પ્રસન્ન રહીશ. તેજ પ્રમાણે હું આજ પણ તમારી પૂજા કરીશ.

શ્રીદત્ત ભગવાનની માગણી પ્રમાણે પૂજા નહિ કરવાથી તે મૂર્તિ રીસાઇ નર્મદામાં ચાલી ગઇ.

સ્વામી મહારાજને એ બાબતની ખબર નહિ હોવાથી મધ્યાન્હનો સમય થતાં મધુકરી ભિક્ષા લાવી હાથ પગ ધોઇ

આચમન કરી જેવા દેવને નૈવેદ્ય બતાવવા જાય છે, તે વખતે એકદમ મોટી તોપના અવાજ જેવો અવાજ કરી શ્રીદત્ત ભગવાન કહેવા લાગ્યા:—તું મને અભ્યંગ સ્નાન કરાવ્યા સિવાય નૈવેદ્ય બતાવે છે ? અભ્યંગસ્નાન નહિ કરાવવાથી હું તને છોડી નર્મદામાં જઈને બેઠો છું. એ પ્રમાણે શ્રીદત્ત મહારાજનાં ક્રોધરૂપી વચન સાંભળી સ્વામી મહારાજ ગભરાઈ નર્મદાપર આવી પ્રાર્થના કરવા લાગ્યા:—

मिश्रमिश्रजरिमांडनी । तरीपुनःएकहोती ॥ १ ॥
दंपतिचाहांकलह । लवमात्रतुटस्नेह ॥ २ ॥
देवभक्तांचभांडणे । परभक्तिचेंनेंठाणे ॥ ३ ॥
वासुह्मणेंहाविनोद । देतांदत्तापरानंद ॥ ४ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક વદન કરી સ્વામી મહારાજે નર્મદામાં ડુબકી મારી કે તુરત શ્રીદત્ત ભગવાનની મૂર્તિ હાથમાં આવી, તે લઈ પોતે મુકામપર આવ્યા. નાનાસાહેબ વગેરે ત્યાં હતા, તેમની પાસે દેવને અભ્યંગ સ્નાન કરાવવા માટે સુગંધિત તેલ તથા ગરમ પાણી મંગાવી શ્રીદત્ત ભગવાનને પંચામૃત સહિત સ્નાન-અભિષેક કરી ઉત્તરપૂજા, આરતી અને મંત્રપુષ્પાંજળી કરી તથા દેવની સામે ગાયનાદિ કરી શ્રીદત્ત ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા:—

अचिन्त्यस्यकुतोध्यानं । कुटस्थावाहनंकुतः ॥
कासनंविश्वसंस्थस्य । पाद्यंपूतात्मनःकुतः ॥ ॥ १ ॥
कानर्घोरुक्रमस्यार्घं । विष्णोराचमनंकुतः ॥
निर्मलस्यकुतःस्नानं । कनिरावरणेम्बरम् ॥ ॥ २ ॥
स्वसूत्रस्यकुतःसूत्रं । निर्मलस्यचलेपनम् ॥
निस्तृषःसुमनोभिःकिं । किमक्लेद्यस्यधूपतः ॥ ॥ ३ ॥
स्वप्रकाशस्यदीपैःकिं । किंभक्ष्याद्यैर्जगद्भृतः ॥
किंदेयंपरितृप्तस्य । विराजःकप्रदक्षिणाः ॥ ॥ ४ ॥
किमनंतस्यनतिभिः । स्तौतिकोवागगोचरम् ॥
अंतर्बहिःप्रपूर्णस्य । कथमुद्वासनंभवेत ॥ ॥ ५ ॥
सर्वतोपीत्यसंभाव्यो । भाव्यतेभक्तिभावनः ॥

सेव्यसेवकभावेन । भक्तैर्लीलानृविग्रहः ॥ ॥ ६ ॥
तवेशातींद्रियस्यापि । पारंपर्याश्रुतांतनुं ॥
प्रकल्प्याश्मादावर्चंति । प्रार्थयर्चामनोमयीं ॥ ॥ ७ ॥
कलसुश्लोकगीतेन । भगवन्दत्तजागृहि ॥
भक्तवत्सलसामीप्यं । कुरुमेमानसार्चन ॥ ॥ ८ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક નમસ્કાર કરી સ્વામી મહારાજે સિક્ષા કરી. એ પ્રમાણે શ્રીદત્ત મહારાજની સગુણ ઉપાસનાની લીલા જોઇ ચીખલદાના તમામ લોકો વિસ્મય થઇ ગયા.

સગુણ ઉપાસના પૂર્વક દેવનું ધ્યાન કરવાથી મનુષ્યને દેવનો જલદી સાક્ષાત્કાર થઇ જાય છે, અને દેવ પોતાનાં દરેક વચનોને સિદ્ધ કરે છે. સગુણ ઉપાસના સિદ્ધ થયા વિના કોઇ દિવસ કોઇને પણ અનુભવપૂર્વક જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, અને જ્ઞાન સિદ્ધ થયા વિના કોઇ દિવસ કોઇને પણ મોક્ષ મળતો નથી. જે પ્રમાણે રાજાને પોતાના સિક્કા સ્ટાંપ આદિક માટે જેવી રીતનું અભિમાન છે, તેવીજ રીતે ઇશ્વરને પોતાની મૂર્તિ માટેનું અભિમાન છે. જે પ્રમાણે રાજા પોતે સિક્કા સ્ટાંપ નહિ છતાં તેમનું કાંઇક ચિન્હ તેના ઉપર ચિત્રેલું હોવાથી રાજા નથી એમ કહી શકાતું નથી; કારણ રાજા અંદર નહિ હોયતો સિક્કા સ્ટાંપ ચાલી શકે નહિ. એમાં જેમ રાજાનું જડત્વ યા પરિચ્છિન્ન-પણું માલમ નહિ પડતાં ઉલટી રાજાની મોટાઇ માલમ પડે છે, તેજ પ્રમાણે ઇશ્વર માટે પણ સમજવું. જે પ્રમાણે રાજાને પોતાના કરેલા ઠરાવનું અભિમાન છે, તેજ પ્રમાણે ઇશ્વરને પોતાના ઠરાવ–વેદશાસ્ત્ર તેનું અભિમાન છે. જે પ્રમાણે રાજા તથા રૈયત અરસપરસ બંધાયેલી છે, તેજ પ્રમાણે ઇશ્વર પણ બંધાયેલા છે. જે પ્રમાણે રાજાના ઠરાવેલા નિયમ પ્રમાણે રાજાની સેવા કરવાથી તે પ્રસન્ન થાય છે; તેજ પ્રમાણે ઇશ્વરના ઠરાવેલા નિયમ પ્રમાણે ઇશ્વરની સેવા કરવાથી ઇશ્વર પ્રસન્ન થાય છે, માટે દરેકે સગુણ ઉપાસના કરવી.

ચીખલદેથી નીકળી શાકે ૧૮૧૯ ના વૈશાખ શુદ ૧૦ ને દિવસે સ્વામી મહારાજે ગુજરાતમાં નર્મદા કિનારે તિલકવાડે આવી ચાતુર્માસ કર્યું.

એ તાલકવાડામાં કેટલાક બ્રાહ્મણો પુત્ર કામના માટે પ્રશ્ન મૂકાવી કુંડળી લાવ્યા હતા. તે કુંડળી જોઈ સ્વામી મહારાજે કહ્યું. આની અંદર એક મણીશંકરને પુત્ર થાય તેમ છે, તેણે પણ પૂર્વજન્મમાં સર્પ માર્યો છે, તે દોષથી મુક્ત થયા વિના પુત્ર થશે નહિ.

મણીશંકર—મહારાજજી ! મને કૃપા કરીને એ દોષનો પરિહાર બતાવો.

સ્વામી મહારાજે મણીશંકરને પંચમીનું વ્રત બતાવ્યું, તે પ્રમાણે કરવાથી તેને પુત્ર પ્રાપ્તિ થઈ. એ પુત્ર હાલ આઠ વર્ષનો થયો છે, તેને બે વર્ષ થયાં ઉપવીત આપ્યું છે.

સ્વામી મહારાજ કાર્તિક વદ ૯ ને દિવસે તીલકવાડેથી નીકળી વ્યાસાદિ તીર્થ કરતા કરતા બરકાલ નજીક શ્રીઅનસૂયા અત્રિમહારાજના આશ્રમમાં આવી શ્રીઅનસૂયા માતાની પ્રાર્થના કરવા લાગ્યાઃ—

पतिव्रतानाशिरोरत्न । भूतांसुंदरविग्रहा ॥
सुचरित्रादिव्यतेजाः । सर्वलोकनमस्कृता ॥ ॥ १ ॥
विष्णुप्रपौत्रीकपौत्री । सतीकर्दमपुत्रिका ॥
देवहूतिसमुत्पन्ना । सुमुखीकपिलस्वसा ॥ ॥ २ ॥
अत्रिपत्निमहाभागा । दयाक्षांत्यादिभूषिता ॥
अनसूयावेदगेया । निजधर्मजिताखिला ॥ ॥ ३ ॥
श्रीदत्तात्रयजननी । चंद्रमातामनस्विनी ॥
दुर्वासोजनयित्रीशा । जगत्संकटवारिणी ॥ ॥ ४ ॥
चतुर्विंशतिनामानि । मंगलानिपराणिच ॥
पावनान्यनसूयाया । दत्तमातुःपठेन्नरः ॥ ॥ ५ ॥
त्रिकालमेककालंवा। श्रद्धाभक्तिसमन्वितः ॥
तस्यधर्मेरुचिर्दत्त । भक्तिमुक्तिक्रमाद्भवेत् ॥ ॥ ६ ॥

॥ पद ॥

अनसूयापाया । द[illegible]नसूयापायात् ॥ ध्रु० ॥
अत्रिमुनिप्रियायागतमाया । साध्वीयाविभया ॥ अपाया० ॥१॥

अतपस्त्वधवानुमतारेवा । तीरेयाविनया ॥ अपाया० ॥२॥
तपःप्रभावाद्विधिहरिशर्वा । जानायत्तनया ॥ अपाया० ॥३॥
गुर्जरदेशेतत्राद्यापि । पापीयातिगर्ति ॥ अपाया० ॥४॥
उत्संकगतांभगवानद्त्तां । यत्कुग्धांह्पिपो ॥ अपाया० ॥५॥
सैषानमृयावासुदेवगेया । ध्येयापातुभयात् ॥ अपाया० ॥६॥

એ પ્રમાણે પ્રાર્થના કરી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ત્યાંથી નીકળી શીનોર ગામે આવી માર્કન્ડેશ્વર મહાદેવમાં રહ્યા.

એ સ્થળે સંસાર ભયથી ત્રાસ પામેલો ગાંડા નામનો બ્રાહ્મણ સ્વામી મહારાજને શરણે આવ્યો. એની જન્મભૂમિ સુરત પાસેના તલગપુર ગામે હતી. એનો જન્મ વિક્રમ સંવત ૧૯૨૫ ના માર્ગશીર્ષ પૂર્ણિમાની રાત્રે થયો છે એ નાનપણમાં ઘણોજ તોફાની હોવાથી એને સર્વે ગાંડા કરીને કહેતા હતા. એનું મૂળ નામ કલ્યાણ છે. એની ઉમ્મર આઠ વર્ષની થઇ ત્યારથી એનું લગ્ન થયું હતું. એ નાનપણથીજ વૈરાગ્યવાન હોવાથી સમજ આવતાં યોગી લોકોની શોધ કરતો હતો. એને નિશાળ ખાતાની નોકરી પસંદ નહિ પડવાથી તે છોડી વેપારી લાઇનની નોકરી કરી કોચીન, મદ્રાસ, પોંડિચેરી વગેરે જગ્યાએ રહ્યો હતો. ગાંડા એકવીશ વર્ષની ઉમ્મરે સાધુપુરૂષની શોધ માટે નાશીકથી પગે ચાલીને જંગલને રસ્તે મદ્રાસ સુધી ગયો હતો. છેવટે ત્યાં પણ સાધુપુરૂષ નહિ મળવાથી પાછા મદ્રાસ જઇ નોકરી પત્ત કરી. મૂળથીજ એની બ્રાહ્મણ અને દંડી સ્વામીના ઉપર પ્રીતિ હતી. પૂર્વજન્મના સંસ્કારે એ બ્રાહ્મણ વર્ણ વિના બીજા કોઇને સાધુ માનતો નહિ, એને નાનપણથીજ શંકરના ઉપર પ્રીતિ હતી.

એક દિવસ એને સવારમાં પોંડિચેરીમાં સ્વપ્ન થયું:—"સીતા માતાને રાવણ લઇ જાય છે, તેથી સીતામાતા રૂદન કરે છે. તેમને છોડાવવા માટે જંગલમાં એક સુશોભિત સરોવરમાં સ્નાન કરી બિલ્વ પુત્રવડે તે સરોવરના ઉપર આવેલા મહાદેવની પૂજા કરે છે.' તેવામાં તેનાથી જાગૃત થઇ જવાયું એ સ્વપ્નનું થયાને આઠમે દિવસે શેઠની સાથે વિનાકારણ તકરાર થતાં તેણે તે નોકરી છોડી દીધી.

થોડા દિવસ જતાં તેની મનોવૃત્તિ આપોઆપ શાન્ત થઇ

તમામના ઉપર અપ્રીતિ થઇ ગઇ; પરન્તુ તેનાં માતાપિતા જીવંત હોવાથી તેમની આજ્ઞા વિના તપશ્ચર્યા માટે નીકળવું, એને માટે મનમાં બહુજ ભાંગજડ થવા લાગી, અને એજ કારણથી નર્મદા કિનારે વેપારના નિમિત્તે રહી નર્મદા, બ્રાહ્મણ અને સાધુની સેવા કરવાનું શરૂ કર્યું.

એ સ્થળે એના પિતાનું આવવું થયું. ગાંડાનો ખર્ચ બહુ જોઇ શિખામણને માટે કહેવા લાગ્યાઃ—મારો એક પુત્ર મરી ગયો તેમ તને પણ સમજું છું.

પિતાજીનાં વાકય સાંભળી ગાંડાએ વિચાર કર્યો કે, પિતાજીની મને સંસાર છોડવા માટે આજ્ઞા મળી ચૂકી છે; કારણ આ સંસારમાં એમના ઉપયોગમાં નહિ આવવું એનું નામજ મરવું છે. એવો નિશ્ચય કરી એકદમ વેપાર છોડી પોતાની પત્ની આદિ નજીકમાં હતી, તેને પણ નહિ કહેતાં વિક્રમ સંવત ૧૯૫૨ના કાર્તિક વદ ૧૨ ને દિવસે ઉઘરાણીના નિમિત્તે સુરપાણજી સુધી જઇ પાઘડી વગેરે વસ્ત્રોનો ત્યાગ કરી નર્મદા પ્રદક્ષિણાવાસીનો વેષ ધારણ કરી નર્મદાની પ્રાર્થના કરી નર્મદા કિનારે ઓમ્કારજી થઇ ઓમ્કારનાથની ઝાડીમાં શ્રીસદ્દગુરૂને શોધવા તથા પ્રારબ્ધનો નિશ્ચય કરવા માટે ધરમપુરી ઘાટપર બે મહિના રહ્યો. એ વખતથી ગાંડાને સર્વે લોકો બ્રહ્મચારીબુવા કહીને બોલાવવા લાગ્યા. ત્યાંથી નીકળી બે ગાઉ ઉપર કોટીઘાટપર એક વર્ષ સુધી રહી શ્રીસદ્દગુરૂની પ્રાપ્તિ માટે અનુષ્ઠાન કરતાં દરરોજ દેવસ્વપ્નાં થવા લાગ્યાં; પરન્તુ સાધુપુરૂષનાં દર્શન થયાં નહિ.

નર્મદા કિનારે પાંડુરંગ મહારાજ રહેતા હતા. એમને નર્મદા પ્રસન્ન હતાં. એ પોતે દરરોજ ભિક્ષા માગી લાવી પોતાને હાથે ઘંટીવતી દળી તમામ સામાન પોતાને હાથે તૈયાર કરી પ્રદક્ષિણાવાસીને સીધું આપતા હતા. એ પોતે એકલા કોઇ કોઇ દિવસ બસો માણસને ચાલે એટલો આટો ઘંટીવતી દળી એક દિવસમાં તૈયાર કરતા હતા. એમની ઘંટી નર્મદા ફેરવતાં હતાં. એક વખતે એમને ત્યાંથી ચોર ચોરી કરીને અનાજ લઇ ગયા. તે ચોરો પોતાને ઘેર જતાં તેમના ઘરનાં તમામ માણસોનાં પેટ ફુલી જતાં તે લોકો તે અનાજ લઇને સવારમાં પાંડુરંગ મહા-

રાજને ત્યાં આવી પોતાના અપરાધની ક્ષમા માગી. પાંડુરંગ મહારાજે તેમને જમાડીને કહ્યું કે, હવે એ અનાજ તમારાં છોકરાં માટે લઇ જાઓ. એનાથી હવે તમોને અડચણ થશે નહિ, એમ કહી ચોરોને અનાજ આપી વિદાય કર્યા. એવી રીતના એ પાંડુરંગ મહાત્મા ત્યાં રહેતા હતા. ત્યાં ગાંડો ગયો. ગાંડાને જોઇ પાંડુરંગ મહારાજના શિષ્યોએ કહ્યું કે, આ કોટીઘાટપર રહેતા હતા તે બ્રહ્મચારી આવ્યા, જેથી પાંડુરંગ મહારાજ એકદમ ગુસ્સે થઇ બોલ્યા.

પાંડુરંગ મહારાજ—કેમ, એવા અઘોર અરણ્યમાં સિદ્ધ થવાને બેઠો હશે !

ગાંડો—મહારાજજી ! આપના અજ્ઞાની બાળકને કેટલાક લોકોએ એમ કહ્યું હતું કે, જંગલમાં મહાત્મા લોકો રહે છે, તેમની શોધ કરવાને હું ઝાડીમાં રહ્યો હતો; પરન્તુ કોઇપણ સંતપુરૂષ ત્યાં નહિ મળવાથી ઉઠી આપની પાસે આવ્યો છું.

પાંડુરંગ મહારાજ—અરે ભાઇ ! ઝાડીમાં મહાત્મા લોકો રહેતા નથી. તેમ એવા લોકો બ્રાહ્મણ સિવાય કોઇનું અન્ન પણ ખાતા નથી. કેમ, ઝાડીમાં તે કોઇ જગ્યાએ બ્રાહ્મણ વસ્તી જોઇ ?

ગાંડો—મહારાજજી ! ઝાડીમાં કોઇપણ જગ્યાએ બ્રાહ્મણ જોવામાં આવ્યા નહિ.

પાંડુરંગ મહારાજ—હે મૂર્ખ ! જંગલ એટલે સ્ત્રી તથા શૂદ્રાદિ રહિતની જગ્યા. જે જગ્યામાં સ્ત્રી, શૂદ્રાદિકનું આવવું જવું ન થતું હોય તેવી જગ્યામાં સાધુપુરૂષ રહે છે, એવા લોકો વસ્તીને જંગલ પ્રમાણે સમજે છે. એ પ્રમાણે શિખામણ દઇ કહેવા લાગ્યાઃ—તું અહીંથી નીમાવર ગામે જા. ત્યાં જઇ સિદ્ધનાથના દેવળમાં રહી કોઇ સાથે પ્રીતિ નહિ કરતાં બહારથી પ્રીતિ રાખીને ગાયત્રી જપાદિ કર. ત્યાં દક્ષિણી બ્રાહ્મણો છે, તેમને ત્યાંથી મધુકરી ભિક્ષા લાવીને ખાજે. એ પ્રમાણે રહેતાં તને કોઇ સારા પુરૂષની સોબત થઇ જશે.

એ પ્રમાણે આજ્ઞા થતાં ગાંડો ત્યાંથી નીમાવર ગયો.

નીમાવર આવી સિદ્દ્ધેશ્વર મહાદેવમાં રહી સદ્દગુરૂની પ્રાપ્તિ માટે અનુષ્ઠાન કરવા લાગ્યો. ત્યાં સર્વે ગાંડાને બ્રહ્મચારીબુવા કહીને બોલાવવા લાગ્યા.

કેટલાક દિવસ જતાં એ જગ્યાપર શામભટ્ટ, કેશવભટ્ટ તથા સુબ્રમણી શાસ્ત્રીની સાથે પ્રીતિ થઈ, જેથી તેમણે સ્વામી મહારાજની વાત કહી અને કહ્યું કે, તમો શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ પાસે જાઓ. તે પોતે સાક્ષાત્ શ્રીદત્ત ભગવાનનો અવતાર છે. તેમની કૃપા થતાં તમોને આ ભવસાગરનું દુઃખ રહેશે નહિ. તે પોતે અહીંયાંથી દ્વારિકાં જવાનું કહેતા હતા.

ગાંડો—મહારાજજી ! તેમને ઓળખવા શી રીતે ?

શામભટ્ટ મહારાજ—તેમની પાસે અંગુષ્ટમાત્ર પ્રમાણની શ્રીદત્ત મહારાજની ચાંદીની મૂર્તિ છે. એ પોતે મહા વિદ્વાન અને દયાળુ હોવાથી છુપા રહે તેમ નથી. એમનાં વચન સાંભળી બાપુરાવમુનિ સાથે ગાંડો પાંડુરંગ મહારાજ પાસે આવ્યો. ત્યાંથી નીકળી મંડળેશ્વર આવતાં ખબર મળી કે, સ્વામી મહારાજ ચીખલદેમાં છે, જેથી ગાંડો ચીખલદે આવ્યો.

ગાંડો ચીખલદે આવવાના બે દિવસ અગાઉ સ્વામી મહારાજ ત્યાંથી નીકળી જવાથી બાપુરાવમુનિ સાથે ચાતુર્માસ કરી પછી ત્યાંથી નીકળી તીલકવાડે આવ્યો.

તીલકવાડામાં પણ સ્વામી મહારાજની ભેટ નહિ થતાં ત્યાંથી નીકળી ગાંડો શીનોર આવ્યો.

શીનોરમાં માર્કન્ડેશ્વર મહાદેવમાં સ્વામી મહારાજનાં દર્શન થયાં એટલે ગાંડાએ શિરસાષ્ટાંગ નમસ્કાર કર્યા.

સ્વામી મહારાજ—કેમ, ગઇ કાલે તું અનસૂયામાતાએ રહ્યા હતો ?

ગાંડો—હા, ગુરૂજી !

સ્વામી મહારાજ—મને તારી આવવાની ખબર મળી છે. તું કયાંથી આવે છે અને મારે માટે તને કોણે કહ્યું ?

ગાંડો—હું નીમાવરથી આવું છું. મને શામભટ્ટ મહારાજે તથા સુબ્રમણી શાસ્ત્રી આદિએ આપની પાસે મોકલ્યો છે, એમ કહી પોતાની તમામ હકીકત કહી સંભળાવી અને કહ્યુ કે, આ આપની પાસે બેઠેલા લોકો મને ઓળખે છે.

સ્વામી મહારાજે શીનોરના લોકોને પૂછતાં તેમણે કહ્યું કે, એ અનાવલા બ્રાહ્મણ છે. એ વેપાર કરતા હતા, એમ કહી ત્યાં બનેલી હકીકત કહી સંભળાવી.

ગાંડાની શ્રદ્ધા ભકિત જોઇ સ્વામી મહારાજે પોતાની પાસે રાખી નીકોરા મુકામે પ્રાણાયામ શીખવી યોગાભ્યાસ કરવાને આજ્ઞા કરી.

શુકલતીર્થ આવી સ્વામી મહારાજે ગાંડાને પોતાનાં માતા પિતાની આજ્ઞા લેવા માટે મોકલતાં કહ્યું કે, તારે મને ચાતુર્માસમાં આવીને મળવું, એમ કહી સ્વામી મહારાજ ઝાડેશ્વર થઇ કેટલેક દિવસે ગીરનાર જઇ શ્રીદત્ત મહારાજની પાદુકાનાં દર્શન કરી ત્યાંથી પ્રભાસપાટણ સોરઠી સોમનાથનાં દર્શન કરવા માટે ગયા. એ જગ્યાએ વડોદરાના દેશપાંડે આદિ આવી સ્વામી મહારાજને મળ્યા હતા.

પ્રભાસથી નીકળી પ્રાચી, સુદામાપુરી થઈ દ્વારિકાં જઇ સ્વામી મહારાજે ચાતુર્માસ કર્યું. એ સમયે છપ્પનીઓ દુષ્કાળ પડયો હતો. એ દુષ્કાળ માટે સ્વામી મહારાજે કેટલાક લોકોને ચેતાવ્યા હતા. દ્વારિકાંના લોકો સ્વામી મહારાજને શ્રીકૃષ્ણ પરમાત્મા સમાન માનવા લાગ્યા

સ્વામી મહારાજની આજ્ઞાનુસાર માતાપિતાનાં દર્શન કરી ગાંડે દ્વારિકાંમાં આવી પ્રાર્થનાપૂર્વક નમસ્કાર કર્યા.

आम्हीदेखियलाहो । पूर्णानंदकंदविबुधवंद्यगुरु ॥
देखियलाहो० ॥ ध्रु० ॥

सदयहृदयअत्रीतनय । फलीकृतबहुपाहुनिअनय ॥
सुजनअवनीअवनीसदय । यतीरुपेप्रगटलाहो ॥
देखियलाहो० ॥ १ ॥

कोटीमदनविदितवदन । मंदहसितकुंदरदन ॥
अमलकमलदनसुनयन। लसिततततमाळगळाहो ॥
देखियलाहो० ॥ २ ॥

भस्मभूषितसकळअंग । दुकूलअरुणममसुरंग ॥
पद्नतअघकरुनीभंग । अर्पीसुखद्आत्मकलाहो ॥
देखियलाहो० ॥ ३ ॥
श्रीनृसिंहसरस्वती(वासुदेवयति)स्तवनीचांकितवेद्मति॥
गंगाधरतनयंप्रीति । हृत्कमलीपूजीयलाहो ॥
देखियलाहो० ॥ ४ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક શિરસાષ્ટાંગ નમસ્કાર કરી હાથ જોડી ઉભો રહ્યા.

સ્વામી મહારાજ—કેમ, માતાપિતાની આજ્ઞા લઇ આવ્યો?

ગાંડો—ગુરૂજી ! માતાપિતાની આજ્ઞા લઇને આવ્યો છું. માતાપિતાએ તેમની પાછળનો ક્રિયા અને મરણ વખતે હાજર રહેવાની તથા આ શરીર નિમિ-તે એક કન્યા છે, તેમા લગ્ન કરવાં; એ પ્રમાણે માગણી કરી છે.

સ્વામી મહારાજ—જેવી તારી શ્રદ્ધા હશે તે પ્રમાણે કાર્યની સિદ્ધિ થશે.

એ પ્રમાણે ગાંડાને સ્ત્રી આદિ સર્વ આજ પર્યંત છતાં તપશ્ચર્યા માટે બ્રહ્મચર્ય પાળવાથી તમામ તેમને ગાંડા બ્રહ્મચારી કરીને કહે છે.

દ્વારિકાંમાં રહી સ્વામી મહારાજે પોતે બારેક વર્ષની અંદર સંસ્કૃત ગુરૂચરિત્ર લખેલું હતું, તેના ઉપર ટીકા કરી દ્વારિકાં છોડી નીકળવાને આગલે દિવસે ગાંડાની શ્રદ્ધા જોવા માટે સ્વામી મહારાજે કહ્યું, બેટમાં દર્શન કરી રવિવારે બોટમાં બેસી પ્રભાસ જઇ બાલમભટ્ટની કન્યા દ્વારકી મારે માટે રૂદન કરે છે, તેને શાન્ત કરી રાજકોટ આવી મળ. તે વખતે દ્વારકાંની મંડળી સ્વામી મહારાજને કહેવા લાગી કે, બ્રહ્મચારીબુવાથી રવિવારે પ્રભાસ જવાશે નહિ; કારણ આજ શુક્રવારની સાયંકાળ થઇ એટલે આવતી કાલે બપોરના બે વાગે વહાણમાં બેસી ચાર વાગે બેટમાં જવાશે, અને ત્યાંથી રવિવારે બે વાગે આ પાર અવાશે. ત્યાંથી દ્વારિકાં આઠ ગાઉ છે એટલે સાંજ સુધીમાં બ્રહ્મચારીબુવા અહીંયાં આવી રહેશે. એ રવિવારે બોટ બાર વાગે અહીંથી ઉપડી

જાય છે એટલે બોટ હાથ આવશે નહિ, માટે એમને આવતી કાલે સવારમાં અહીંયાંથી નીકળવાની આજ્ઞા કરો. વળી દુષ્કાળનો વખત હોવાથી રસ્તામાં પણ ભય છે.

એ પ્રમાણે મંડળીનાં વચન સાંભળી સ્વામી મહારાજ હસવા લાગ્યા.

સ્વામી મહારાજની આજ્ઞાનુસાર ગાંડાબુવા તેજ વખતે નીકળી મધ્ય રાત્રિના સુમારે સમુદ્રપર પહોંચતાં સદ્‌ગુરૂની કૃપાથી તુરતજ વહાણ મળી જતાં બે વાગે બેટમાં જઇ ત્યાંના વહીવટદાર નારાયણરાવને ઉઠાડી સૂઇ ગયા. સવાર થતાં સ્નાન કરી તથા દર્શન કરી શનિવારે બે વાગ્યાની બોટમાં સામે પાર આવી રવિવારે સવારમાં દ્વારિકાંમાં આવી બોટમાં બેસી પ્રભાસ નીકળી ગયા. એ પ્રમાણેનો બનાવ જોઇ દ્વારિકાંના લોકો આશ્ચર્યચકિત થઇ કહેવા લાગ્યા કે, સ્વામી મહારાજ પોતે શ્રીકૃષ્ણ પરમાત્મા છે.

ગાંડાબુવા બીજે દિવસે પ્રભાસ ઉતરી સોમનાથનાં દર્શન કરી દ્વારકીને સમજાવા છતાં શાન્ત નહિ થવાથી પ્રાચી, ગીરનાર થઇ રાજકોટ જઇ શ્રીસદ્‌ગુરૂ સ્વામી મહારાજ પાસે આવી સર્વે હકીકત કહેવાથી પ્રભાસથી દ્વારકીને બોલાવી મંગાવો કહ્યું, હવે પછી રડીશ નહિ. તે દિવસથી દ્વારકી રડવાનું છોડી શાન્ત થઇ ગઇ.

રાજકોટથી નીકળી વઢવાણ તથા વીરમગામ થઇ ગાંડાબુવા સાથે સિદ્ધપુર આવી સ્વામી મહારાજ સરસ્વતીને વંદન કરી સ્તુતિ કરવા લાગ્યાઃ—

जुषस्वबालवाक्यवत् । त्सर्वंममाबभारति ॥
असत्सदप्यदस्त्वयि । भ्रमाद्विभातिकेवले ॥ ॥ १ ॥
क्षराक्षरात्परंहिय । त्वमेवतत्पदंध्रुवं ॥
जलेयथोर्मिबुद्‌बुदा । स्तथात्वयीशजीवदृक् ॥ २ ॥
यधीशओकृताखिलं । त्वमेवचास्यमंगलं ॥
यदर्धमात्रमूर्जितां । क्रियाविकारवर्जितं ॥ ॥ ३ ॥
त्रि [illegible]सयागसाधिके । सूभुक्तिमुक्तिदायके ॥
[illegible] : । स्वयंनुके:कृतस्तव ॥ ॥ ५ ॥

प्रकाशकप्रकाशके । श्रुतिश्रुतादिधारके ॥
त्वमेवसर्वकारणं । त्वमेवसर्वतारणं ॥ ॥ ५ ॥
सुयुक्तभक्तभावितं । हियेनसर्वथाततं ॥
तदेवधामनेवरं । यदिक्ष्यतेबुधैःपदं ॥ ॥ ६ ॥
स्थिराश्चराश्चगोचराः । परत्रचात्रवांबयं ॥
त्वदेवतत्समागमः । प्रयाणयत्रचागमः ॥ ॥ ७ ॥
नमोस्तुतेसरस्वति ।ध्येयित्रिवाजिवर्णिनि॥
प्रसीदबुद्धिचेतने । स्वभक्तहृत्निकेतने ॥ ॥ ८ ॥
स्तुतैवंविष्णुजिव्हासा। प्रसन्नाभूदतेरका ॥
प्राहाविष्कृत्यचात्मानं । तुष्टास्मिवरयेप्सितं ॥ ९ ॥
सर्कंबलस्यकुरुमे । सहायंशंभुगायने ॥
सुस्वरत्नादियच्छेति । यथार्चेतिसरस्वती ॥ १० ॥
वागीशाहोभयोरस्तु। दिव्यनादरहस्योत्तम॥
स्तोत्रंचास्तुसबलद्री । ष्वुजाड्यादिहरत्विदं ॥ ११ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક સ્તુતિ કરી સ્વામી મહારાજે હાટકેશ્વર મહાદેવમાં મુકામ કર્યો. એ જગ્યાપર એક કર્ણાટકનો બ્રહ્મચારી યાત્રા કરતો કરતો આવ્યો હતો. તે બિમાર પડવાથી સ્વામી મહારાજે તેનો બંદોબસ્ત કરાવી શરીર છોડતી વખતે તેની પાસે જઇ તે બ્રહ્મચારીને કહ્યું, તારૂં શરીર છુટી જાય છે, માટે હુશિયાર થઇ ઇશ્વરનું ધ્યાન કર.

સ્વામી મહારાજનાં વચન સાંભળી તે બ્રહ્મચારીએ સાવધ થઇ ઇશ્વર નામના ઉચ્ચાર સાથે પોતાના પ્રાણને ઉત્ક્રમણ કર્યો. એ પ્રમાણે એ બ્રહ્મચારીને દયાળુ સ્વામી મહારાજે ક્રમમુકિતની પ્રાપ્તિ કરાવી.

સ્વામી મહારાજ સિદ્ધપુરથી નીકળી ડાકોર થઇ શીનોર આવ્યા. ત્યાંથી તીલકવાડે જઇ ગાંડાબુવા સાથે થોડા દિવસ રહ્યા. એ વખતે દુષ્કાળને લીધે જ્યાં ત્યાં કોલેરા બહુ ચાલતો હતો, તેથી પુષ્કળ માણસો મરતાં હતાં. તેમાં જે માણસોએ શ્રદ્ધાપૂર્વક સ્વામી મહારાજનાં દર્શન કર્યાં હતાં, તેમનાં શરીર છુટતી ખવતે

દરેકને સ્વામી મહારાજનાં દર્શન થયાં હતાં. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્વામી મહારાજ પોતે શ્રીકાશીવિશ્વેશ્વર છે.

એ તીલકવાડાના કબાડી દાદા કરીને એક ગૃહસ્થને એક વિનાયક નામનો પુત્ર હતો. તે પરીક્ષામાં પાસ નહિ થવાથી તેને નોકરીમાં કોઇ રાખતુ નહોતુ. તેણે આવી સ્વામી મહારાજની પ્રાર્થના કરવાથી તેને સ્વામી મહારાજે અનુષ્ટાન બતાવતાં ગોધ-રાના કલેકટરે બોલાવી તેના બાપની જગ્યા તેને આપી. તે જોઇ તમામ લોકો વિસ્મય થયા.

સ્વામી મહારાજે તીલકવાડેથી નીકળી ચીખલદે આવી ચાતુર્માસ કર્યું. તે વખતે ત્યાં કર્ણાટકનો આપા નામનો ગૃહસ્થ સ્વામી મહારાજ પાસે ગયો હતો. એ ગૃહસ્થ પોતે સરવૈખાતામાં નોકરી કરતો હતો. એની ઉમ્મર પચાશ વર્ષની હતી. તેનાપર કંઇ સરકારી તહોમત આવતાં ઘર છોડી પોતાનું મૂળ નામ બદલી ગુજરાત તરફ નીકળી આવ્યો હતો. તેને પ્રારબ્ધયોગે સ્વામી મહારાજની ભેટ થઇ.

ચીખલદેથી નીકળી મંડળેશ્વર થઇ સ્વામી મહારાજ પોતાના સદ્‌ગુરૂ શ્રીનારાયણસ્વામી બિમાર પડવાથી શ્રીદત્ત ભગવાનની આજ્ઞાથી ઉજ્જન ગયા. ત્યાં સદ્‌ગુરૂની પ્રકૃતિ સુધરવાથી સ્વામી મહારાજે મહત્તપુર જઇ ચાતુર્માસ કર્યું.

સ્વામી મહારાજે મહત્તપુરમાં શ્રીદત્ત ભગવાનની આજ્ઞાથી પ્રાકૃત દત્તમહાત્મ્ય તથા સંસ્કૃત દત્તપુરાણ બનાવ્યું. ત્યાં ગાંડા-બુવા, વ્યંકટરાવ તથા આપા હતા.

ગુણા છાવણીના ડાકટર વિશ્વનાથ નારાયણ તાટકે પોતાનો પગ સડી જતાં અનેક દવા કરવા છતાં નહિ મટવાથી તથા મોટા મોટા ડાકટરોએ એ પગને કાપી નાંખવાનું કહેવાથી તેઓ સ્વામી મહારાજ પાસે આવ્યા. સ્વામી મહારાજે તેમને મંત્રાનુષ્ટાન બતાવી પોટીસ બાંધવાનું કહ્યું. સ્વામી મહારાજની આજ્ઞાનુસાર વર્તતાં તાટકેનો પગ સારો થઇ ગયો, તે જોઇ મોટા મોટા ડાકટ-રો પણ ચકિત થઇ ગયા.

મહત્તપુરથી નીકળી ગંગા કિનારે જવાને શ્રીદત્ત ભગવાને સ્વામી મહારાજને આજ્ઞા કરી, છતાં નહિ ઉઠવાથી શ્રીદત્ત ભગ-

વાને રાત્રે સર્પરૂપે આવી ડંશ કર્યો. તે લીલા જોઇ સ્વામી મહારાજ હસવા લાગ્યા. એ સર્પનું વિષ દશમે દિવસે એ ગામ છોડતાં સુધી ઉતર્યું નહિ. મહત્તપુરથી નીકળી આગળ જતાં તુરત તે વિષ ઉતરી ગયું. ત્યાંથી અલોટ થઇ સારંગપુર ગયા.

સ્વામી મહારાજે ગાંડાબુવા, વ્યંકટરાવ તથા આપાને ખેચરિમુદ્રા માટે જીભ્હા છેદન કરવા ગુણાના ડાકટર પાસે મોકલ્યા અને પાછળથી પોતે પધારી એ ત્રણેને કહ્યું કે, તમારૂ છેદનનું કામ પૂર્ણ થયું છે, માટે તમારે જ્યાંની હવા પસંદ પડે ત્યાં બેસી અભ્યાસ કરવો. તમારે ગંગા કિનારે આવવું નહિ.

એ પ્રમાણે સ્વામી મહારાજની આજ્ઞા થતાં ગાંડાબુવા ભરૂચ આવ્યા. વ્યંકટરાવ તથા આપા ગંગા કિનારે બ્રહ્માવર્ત જતાં આપા બિમાર પડવાથી તેમનું શરીર છુટી જશે, એમ જાણી તેને સ્વામી મહારાજે આતુર સંન્યાસ આપી પદ્માસને બેસાડી કહ્યુ કે, પ્રણુવના ઉચ્ચાર સાથે જીભ્હાને ઉંચે લગાડી પ્રાણુને ખેચ. એ પ્રમાણે પ્રાણુને ખેંચતાં આપાનું શરીર છુટી ગયું. એ પ્રમાણે આપાને સ્વામી મહારાજે ક્રમમુકિત આપી.

વ્યંકટરાવને રોગ થવાથી સ્વામી મહારાજે તેને નર્મદા કિનારે જવાને આજ્ઞા કરી. છેવટ એ રોગે હાલ વ્યંકટરાવના શરીરનો પણ નાશ કર્યો છે. તેમને રોગ થવાનું નિમિત્ત એવી રીતનું થયુ કે, બ્રહ્માવર્તમાં આપા કરીને છે. તે બિમાર પડવાથી તેની માને કોઇએ કહ્યું કે, તમામ પ્રકારની રસોઇ કરી તારા પુત્રના ઉપરથી તેનો ઉતાર ઉતારી બીજાને ખવરાવશે તો તારો પુત્ર સારો થશે.

આપાની માએ તમામ જાતની રસોઇ બનાવી આપા ઉપરથી ઉતાર ઉતારી તે ઉતાર વ્યંકટરાવને ભિક્ષા માટે બોલાવી ખવરાવ્યો, જેથી આપા સારો થયો અને તેજ દિવસથી વ્યંકટરાવને ઝાડાવાટે રકત પડવા માંડયું, તેથી તેનું શરીર દિવસે દિવસે અશકત થતું ગયું.

સ્વામી મહારાજ—તેં કોઇનો ઉતાર ખાધો છે, તેથી આ પ્રમાણે થયું છે.

એ રોગ માટે અનેક ઉપાય કરવા છતાં પણ એ રોગ મટયો નહિ અને તેમાંથી શ્વાસનો રોગ થઇ છેવટ વ્યંકટરાવના શરીરનો નાશ થયો. એવી રીતે અન્નની અંદર પણ મોટા દોષ રહે છે, માટે બહુ સંભાળથી પવિત્ર અન્ન ખાવું.

એ પ્રમાણે સદ્‌ગુરૂનાં વચનનું ઉલ્લંઘન કરવાથી ઉલટાં ફળની પ્રાપ્તિ થાય છે.

બ્રહ્માવર્તમાં પ્લેગ શરૂ થશે એમ જાણી સ્વામી મહારાજે તમામ લોકોને બોલાવીને કહ્યું કે, તમારા ગામમાં પ્લેગ થનાર છે, માટે તમો લોકો ગામ છોડી નીકળી જાઓ. આ મારા વચનને નહિ માની જે લોકો ગામમાં રહેશે, તે લોકો માર્યા જશે.

સ્વામી મહારાજનાં વાકય સાંભળી જે લોકો ગામમાંથી નીકળી ગયા તે બચ્ચા અને જે લોકો ગામમાં રહ્યા તે માર્યા ગયા.

બ્રહ્માવર્તમાં એક સુબેદાર સાહેબ નામે ધનવાન બ્રાહ્મણ રહે છે. તેમની પાસે આશરે પંદર–વીશ લાખ રૂપીઆની મિલ્કત છે. તેને ત્યાં દરરોજ સાધુસતને સદાવ્રત અપાતું હતું. પ્રારબ્ધયોગે એક વખત સદાવ્રત લેવામાટે ચાર–પાંચ સાધુ આવ્યા. તેમણે સદાવ્રત લઇ સુબેદારને પૂછ્યા વિના પાસે પડેલા લાકડાંના ઢગમાંથી થોડાં લાકડાં લીધાં. તે જોઇ સુબેદારે તે સાધુઓ ઉપર ગુસ્સે થઇ તેમને પકડાવી માજીસ્ટ્રેટ પાસે મોકલી દીધા. તે વખતે સાધુ લોકો કહેવા લાગ્યા કે, અમારી ભૂલ થઇ છે, માટે અમો માફી માગીએ છીએ. તે ઉપરથી માજીસ્ટ્રેટ વગેરે સારા સારા માણસોએ તે સાધુઓને છોડી મૂકવા સુબેદારને કહ્યું, છતાં સુબેદારે નહિ માનતાં એ લાકડાં લેનાર સાધુઓને કેદની સજા કરાવી.

સાધુઓએ સુબેદારને ઘેર આવી ચીપીઆ ઠોકી કહ્યું કે, હે દુષ્ટ ! બ્રાહ્મણ થઇ તેં આવું નીચકર્મ કર્યું, માટે થોડા દિવસમાં ઇશ્વર તારા બેહાલ કરશે.

થોડા દિવસ ગયા પછી એક દિવસ મધ્ય રાત્રિએ સુબેદારના ઘરમાંથી નીકળી એક બાઇ રડતી રડતી ગંગાકિનારે ગઇ. તે જોઇ સ્વામી મહારાજે વિચાર કર્યો કે, સુબેદારના ઘરમાંથી

આ રડતું રડતું કોણ જાય છે ! છેવટે ધ્યાનથી જોતાં માલુમ પડયું કે, એ બાઇ પોતે લક્ષ્માજી છે.

સુબેદારને એક માધવરાવ નામનો ભત્રીજો હતો. તે સ્વામી મહારાજ સાથે બહુજ પ્રીતિ રાખતો હતો. તેને સ્વામી મહારાજે કહ્યું કે, તારા ઘરમાંથી ગઇ રાત્રિએ લક્ષ્મીજી રડતાં રડતાં નીકળી ગયાં છે, માટે તારા ઘરપર મોટી આપત્તિઓ આવી પડશે અન થોડા વખતમાં તમામ મિલ્કતનો નાશ થશે, માટે બહુજ સંભાળીને ચાલવું.

એક દિવસ માધવરાવ સ્વામી મહારાજ પાસે આવ્યો. તેને સ્વામી મહારાજે કહ્યું કે, માધવરાવ ! આ પ્લેગ ચાલતો બંધ થયા પછી તારે ગામમાં આવવું, તે સિવાય આવવું નહિ.

સ્વામી મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન કરી માધવરાવ ગામમાં આવ્યો એટલે તુરત તેને પ્લેગ લાગુ પડયો અને તે ગુજરી ગયો. થોડા દિવસમાં સુબેદારના ઘરનાં સારાં સારાં માણસો ગુજરી ગયાં અને તેમનાપર અનેક આપત્તિઓ આવવા લાગી. સુબેદારનો ભાઇ તથા ભત્રીજા ગુજરી જતાં તેમની પત્નીઓ અપુત્રવાન અને મિલ્કત નહિ વહેંચાયલી છતાં તેમણે ભાગને માટે સુબેદાર ઉપર દાવો કર્યો, તેમાં સુબેદાર ભારી ખરચમાં આવી પડયા, અને છેવટ એ બાઇઓને સરકાર તરફથી હિસ્સો મળતાં સુબેદારના તમામ દોલતનો નાશ થયો. તે હાલ સાધારણ માણસની સ્થિતિમાં આવી પડયા છે.

ઇશ્વરી નિયમ છે કે, જેમના ઘરમાં જ્યાંસુધી સપ હોય ત્યાંસુધી તેમની ચઢતી રહે છે અને જ્યારથી કુસંપની પ્રાપ્તિ થાય ત્યારથી એકદમ પડતી દશા આવે છે. તેજ પ્રમાણે આ સુબેદાર સાહેબને સાધુનો શાપ થતાં તેમના ઘરમાં કુસંપ પેઠો તેથી આપત્તિમાં આવી પડાયું અને લક્ષ્મીનો નાશ થયો, માટે કોઇએ પણ સાધુસતને સતાવવા નહિ, તેમજ પોતાના ઘરમાં, ગામમાં તથા દેશમાં કુસંપ ઘાલવો નહિ. એવાં પાપવડે પોતે ખરાબ થાય છે અને છેવટે નરકની પ્રાપ્તિ કરે છે.

એ સ્થળે કોકણ દેશના રત્નાગીરી જીલ્લાના પાલઘર ગામનો એક વિષ્ણુબુવા નામે બ્રાહ્મણ પોતાની સ્ત્રી ગુજરી જતાં

સ્મશાન વૈરાગ્ય થવાથી ઘર છોડી નીકળી આવ્યો હતો. એક દિવસ એ વિષ્ણુબુવાની દૃષ્ટિ એક સ્રીના ઉપર જવાથી તેણે આંખમાં આકડાનું દૂધ આંજી આંખ ફોડી નાંખવાનો વિચાર કર્યો. એ બાબત સ્વામી મહારાજના જાણવામાં આવતાં પહેલાં તેણે આકડાનું દૂધ આંજ્યું હતું. તેને સ્વામી મહારાજે પોતાની પાસે બોલાવી ઠપકો આપીને ડાકટર પાસે આંખ ધોવરાવી દવા આંજતાં સારી થઈ ગઇ.

એ વિષ્ણુબુવાએ પંઢરપુરમાં એક માણસ સાથે તકરાર થતાં પોતાની જીભ કાપી નાંખી હતી. એ પ્રમાણે કરવા છતાં તેનામાં લોભાદિ અવગુણો હોવાથી તે પોતાની વૃત્તિ સુધારી શકયો નહિ, માટે જયાસુધી મનુષ્ય પોતાના મન ઉપર દાબ બેસાડે નહિ ત્યાંસુધી ઇન્દ્રિયોને ગમે તેવી સજા કરવા છતાં પણ વશ થતી નથી.

એ બ્રહ્માવર્તમાં એક વ્યંકટેશ નામનો બ્રહ્મચારી પગે ચાલીને તીર્થયાત્રા કરતો કરતો આવ્યો હતો. સ્વામી મહારાજના ના કહેવા છતાં તે અંગુષ્ટમાત્રના પ્રમાણની શ્રીદત્ત ભગવાનની મૂર્તિ ઉપાડી લઇ પૂજા કરવા લાગ્યો. એ માણસ પણ હાલ ગુજરી ગયો છે.

સ્વામી મહારાજનું એવી રીતનું કહેવું છે કે, એ તમામ મૂર્તિઓ જેને ત્યાં જશે, તેના વંશનો નાશ કર્યા વિના રહેશે નહિ; કારણ દેવની મરજી નહિ છતાં એ લોકો લઇ ગયા છે. સારાંશ એટલોજ કે, સિદ્ધ પુરૂષોની ઇચ્છા વિરૂદ્ધ જે લોકો કામ કરે છે, તેમને વિરૂદ્ધ ફળનીજ પ્રાપ્તિ થાય છે. વળી સિદ્ધ પુરૂષોના જેવી પૂજા-અર્ચા બીજાઓથી બની શકતી નથી, માટે દેવ પણ તેમને છોડીને દૂર જતા નથી.

એ સમયે સ્વામી મહારાજના પૂર્વાશ્રમના બંધુ સીતારામ બ્રહ્માવર્તમાં આવ્યા. તેમણે સ્વામી મહારાજની આજ્ઞાથી ત્યાં રહી ગાયત્રી પુરશ્ચરણ કર્યું હતુ.

શ્રીદત્ત ભગવાનની આજ્ઞાથી સ્વામી મહારાજ બ્રહ્માવર્તમાંથી નીકળી નરસોબાવાડીએ આવી શ્રીદત્ત ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા:—

नमोब्रह्मदेवा । नमोवासुदेवा ॥
नमोवामदेवा । सुभावा ॥ ॥ ध्रु० ॥
शिष्टजनरंजना । दुष्टजनभंजना ॥
दुःखभयतर्जना । शोकशमना ॥ नमोवा० ॥ १ ॥
हीनजनमाधवा । दीनजनबांधवा ॥
तारिमजकेशवा । वारिभावा ॥ नमोवा० ॥ २ ॥
दैत्यजनतापना । पतितजनपावना ॥
अहितजनदाहना । कोपदहना ॥ नमोवा० ॥ ३ ॥
तापशमनाभवा । पापदमनाशिवा ॥
तवपदीह्याजिवा । देविसावा ॥ नमोवा० ॥ ४ ॥

એ પ્રમાણે પ્રાર્થના કરી પાદુકાને સાષ્ટાંગ નમસ્કાર કરી બ્રહ્માનંદના મઠમાં આવી સ્વામી મહારાજે મુકામ કર્યો. ત્યાં વાડીના તમામ પૂજારીઓને બોલાવી સ્વામી મહારાજ કહેવા લાગ્યાઃ—

તમો તમારા પૂર્વજો પ્રમાણે દેવની સેવા કરતા નથી, તેથી દેવ તમોને ભારે સજા કરશે અને એટલા માટેજ મને શ્રીદત્ત ભગવાને અહીં મોકલ્યો છે.

પૂજારીઓ—મહારાજજી ! આપ જે પ્રમાણે અમોને મર્યાદા બાંધી આપશો તે પ્રમાણે અમો વર્તીશું.

પૂજારીઓનાં વચન સાંભળી સ્વામી મહારાજે આગળ પ્રમાણે નિયમો બાંધી આપ્યા. તે નિયમો તુકારામ વામનને પસંદ નહિ પડવાથી તેણે સ્વામી મહારાજની નિંદા કરી. તે વખતે તેને કોઇ પણ પૂજારીએ અટકાવ્યો નહિ અને સર્વે પોતપોતાને ઘેર ગયા.

નરસોબાવાડીના નારાયણ દિક્ષિત નામે એક બ્રાહ્મણને પોતાની સ્ત્રી આદિ ગુજરી ગયા પછી પોતે બિમાર પડતાં સર્વેએ મળી આતુરસંન્યાસ આપ્યો હતો. નારાયણ પોતે સારા થતાં દંડ લેવા માટે સ્વામી મહારાજની શોધ કરવા લાગ્યા.

નારાયણ દિક્ષિત બ્રહ્માવર્તાદિ ગયા. ત્યાં સ્વામી મહારાજનો પત્તો નહિ લાગવાથી હુસંગાબાદ જઇ સ્વામી મહારાજને મળ્યા, અને પોતાની સર્વે હકીકત નિવેદન કરી. તેમને સ્વામી મહારાજે

વાડીએ જવાની આજ્ઞા કરવાથી તે વાડીએ આવ્યા. સ્વામી મહારાજે વાડીએ આવી દિક્ષિતને દંડ આપવાની ના પાડી જેથી તે રૂદન કરી કહેવા લાગ્યા કે, હે ભગવાન ! આપે મને બાલ્યાવસ્થામાં વિદ્યાભ્યાસ કરાવી સદ્‌માર્ગે ચઢાવ્યો છે, એટલે હવે હું બીજા પાસે દંડ લઇશ નહિ. આપશ્રી મને દંડ નહિ આપો તો હું અદંડી રહીશ. છેવટે શ્રીદત્ત મહારાજની આજ્ઞાથી સ્વામી મહારાજે નારાયણ દિક્ષિતને દંડ આપી કહ્યું કે, આજથી તમારૂં નામ નૃસિંહ સરસ્વતી પાડયું છે. એ સ્વામીની અંદર ઘણાજ સારા ગુણો છે. તેમને સ્વામી મહારાજે વાડીમાં રહી ઉત્સવ મૂર્તિની પૂજા કરવાની આજ્ઞા કરવાથી હાલ પણ તે પોતે પૂજા કરે છે. સ્વામી મહારાજની કૃપા થતાં તે હાલ મોટા વિદ્વાન બની ગયા છે, એટલુંજ નહિ; પરન્તુ બ્રહ્માનંદના સુખને ભોગવે છે.

એ જગ્યાએ શ્રીદત્ત ભગવાનની આજ્ઞાથી સ્વામી મહારાજે પોતાનો ફોટો લેવા દીધો.

નરસોબાવાડીમાં સ્વામી મહારાજનાં દર્શન કરવા માટે કોઠાગુલંદના તાતીઆ સાહેબ પોતાની પત્ની સહિત આવ્યા. પોતાના પત્નીને બેતાલીશ વર્ષની ઉમ્મર થવા છતાં પ્રજા નહિ થવાથી તાતીઆ સાહેબે સ્વામી મહારાજને પોતાની જન્મોતરી બતાવી. તે જોતાં તે સ્ત્રીને વંધ્યાદોષ હોવાથી તેને અનુષ્ટાન બતાવી સ્વામી મહારાજે પતિપત્નીને નાળીએરનો પ્રસાદ આપ્યો. તે લઇ તાતીઆ સાહેબ પોતાના મુકામપર ગયા.

રસ્તામાં સ્વામી મહારાજના ફોટા જોવાથી તેમણે ગોરની પાસે ફોટા મંગાવતાં ગોરે ફોટા મોકલી આપ્યા. તે ફોટા જોતાં તાતીઆ સાહેબના મનમાં સંશય પડવાથી તે ફોટાને બદલવા માટે પાછો મોકલવાથી એ પતિપત્નીને રાત્રે સ્વપ્નું થયું કે, તમોને મારૂં સ્વરૂપ ગમ્યું નહિ, માટે મારો આપેલો પ્રસાદ પાછો લાવો, એમ કહી પ્રસાદનાં નાળીએર સ્વપ્નામાં લઇ લીધાં. પછી જાગૃત થતાં પતિપત્ની બન્ને પોતપોતાના મનને ખેદ કરવા લાગ્યાં.

પ્રાતઃકાળ થતાં તાતીઆ સાહેબે તે ફોટાને પાછો મંગાવી લઇ સ્વામી મહારાજ પાસે જઇ પોતાના અપરાધની ક્ષમા માગી,

જેથી સ્વામી મહારાજે તેમની શ્રદ્ધા જોઇ ફરીથી પ્રસાદ આપ્યો. સ્વામી મહારાજની કૃપાથી એ બાઇને પીસતાળીશ વર્ષની ઉમ્મરે કન્યા થઇ, તે કન્યા હાલ પણ છે. એ બનાવ જોઇ તમામ લોકો ચકિત થઇ ગયા. હાલમાં તેમને પુત્ર પણ થયો છે.

શ્રીદત્ત ભગવાનની આજ્ઞા થતાં સ્વામી મહારાજ નરસોબાવાડી છોડી ગાણુગાપુર ગયા.

ગાણુગાપુરના મઠમાં શ્રીદત્ત મહારાજનાં દર્શન નહિ થવાથી સ્વામી મહારાજે સંગમપર જઇ શ્રીદત્ત ભગવાનનું ધ્યાન કર્યું એટલે તુરત દર્શન થયાં. દર્શન કરી સાષ્ટાંગ નમસ્કાર કરી બન્ને હાથ જોડી પૂછવા લાગ્યા.

સ્વામી મહારાજ—હે ભગવાન ! આપની પ્રતિજ્ઞા છે કે, હું ગાણુગાપુરનો મઠ છોડીને દૂર જઇશ નહિ, તેથી જે શ્રદ્ધાવાન હશે તેને મઠમાં મારાં દર્શન થશે. તે પ્રમાણે આજ જોવામાં આવ્યું નહિ !

શ્રીદત્ત મહારાજ—હાલ ગાણુગાપુરમાં બહુજ પ્રાયશ્ચિત થવા માંડયું છે, તેથી કંટાળી મઠ છોડીને હું સંગમપર રહું છું. એ કારણથીજ તમોને મારાં દર્શન થયાં નહિ, તમો પણ એ ગામમાં રહેશો નહિ, એમ કહી શ્રીદત્ત ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. ત્યારપછી સ્વામી મહારાજે પણ ગાણુગાપુર છોડી કયાધુ નદીને કિનારે નરસીગામે એ સાલનુ ચાતુર્માસ કર્યું.

સ્વામી મહારાજ નરસોબાવાડી છોડી નીકળ્યા પછી શ્રીદત્ત ભગવાનની ઉત્સવ મૂર્તિ પ્રદક્ષિણા વખતે હજારો માણસની વચમાં એકાએક પાલખીમાંથી કૂદી નીચે જમીન ઉપર પડી, જેથી ત્યાંના પૂજારી લોકો ગભરાઇ સ્વામી મહારાજની શોધ કરવા લાગ્યા; પરન્તુ તે વખતે સ્વામી મહારાજનો પત્તો નહિ લાગવાથી ચાતુર્માસમાં નરસીગામે આવી સ્વામી મહારાજને સર્વે હકીકત નિવેદન કરી.

સ્વામી મહારાજે શ્રીદત્ત ભગવાનનું ધ્યાન કરી પાલખીમાંથી કૂદી પડવાનું કારણ પૂછયું. તે વખતે શ્રીદત્ત ભગવાનનું ભયંકર ક્રોધયુકત સ્વરૂપ જોઇ પોતે ગભરાઇ શ્રીદત્ત ભગવાનની સ્તુતિ કરવા લાગ્યાઃ—

शांतहोश्रीगुरुदत्ता । ममचित्ताशमवीआतां ॥

शांतहो० ॥ ध्रु० ॥

तूंकेवळमाताजनिता । सर्वथातूंहितकर्ता ॥
तूंआप्तस्वजनभ्राता । सर्वथातूंचित्राता ॥
भयकर्तातूंभयहर्ता । दंडधर्तातूंपरिपाता ॥
तुजवांचुनिनदुजीवार्ता । तूंआर्ताआश्रयदत्ता ॥

शांतहो० ॥ १ ॥

अपराधास्तवगुरुनाथा। जरिदंडाधरिसीयथार्था ॥
तरिआम्हीगाउनीगाथा । तवचरणींनमवूंमाथा ॥ चाल ॥
तूंतथापिदंडिसिदेवा । कोणाऱ्यामगकरुधांवा ॥
सोडवितांदुसरातेव्हां । कोणदत्ताआम्हातांना ॥

शांतहो० ॥ २ ॥

तूंनटसाहोउनिकोपी । दंडितांहिआम्हीपापी ॥
पुनरपिहिचुकतांतथापि । आम्हांवाग्निच्चमंतापी ॥ चाल ॥
गच्छतःस्खलनंक्वापि । असेमानुनिनचहोकोपी ॥
निजकृपालेशाओपी । आम्हावरितूंभगवंता ॥

शांतहो० ॥ ३ ॥

तवपदरीअसतांताता । आडमार्गिपाउलपडतां ॥
सांभाळुनिमार्गावरतां । आणितांनदुजात्राता ॥ चाल ॥
निजश्रीदाआणुनिचित्ता । तूंपतितपावनादत्ता ॥
वळेआताआम्हावरतां । करुणाघनतूंगुरुनाथा ॥

शांतहो० ॥ ४ ॥

सहकुटुंबसहपरिवार । दासआम्हीहेघरदार ॥
तवपदींअर्पूंअसार । संसाराहितहाभार ॥ चाल ॥
परिहरिसीकरुणासिंधो । तूंदीनानाथसुबंधो ॥
आम्हाअघलेशनबाधो । वासुदेवप्रार्थितदत्ता ॥

शांतहो० ॥ ५ ॥

॥ पद २ जुं ॥

श्रीगुरुदत्ताजयभगवंता । तेंमननिष्ठुरनकरीआतां ॥ ध्रु० ॥
चोरेंद्विजांसीमारितांमनजे ।
कळकळलेंतेंकळकळोंआतां ॥ श्रीगुरु० ॥ १ ॥
पोटशुळानेंद्विजतडफडतां ।
कळकळलेतेंकळकळोआतां ॥ श्रीगुरु० ॥ २ ॥
द्विजसुतमरतांवळलेंतेमन ।
होकिंउदाशिननवळेंआतां ॥ श्रीगुरु० ॥ ३ ॥
सतिपतिमरतांकाकुळतियेतां ।
वळलेंतमननवळेंकिआतां ॥ श्रीगुरु० ॥ ४ ॥
श्रीगुरुदत्तात्यजिनिष्ठुरता ।
कोमलचित्तावळवीआतां ॥ श्रीगुरु० ॥ ५ ॥

॥ पद ३ जुं ॥

जयकरुणाघननिजजनजीवन ।
अनसूयानंदनपाहिजनार्दन ॥ जयकरुणा० ॥ ध्रु० ॥
निजअपराधेंउपराठिदृष्टि ।
होउनिपोटींभयधरुपावन ॥ जयकरुणा० ॥ १ ॥
तूंकरुणाकरकधिंआम्हावर ।
रुसमिनकिंकरवरदकृपाघन ॥ जयकरुणा० ॥ २ ॥
वारीअपराधतूंमायवाप ।
तवमनिंकोपलेशनवामन ॥ जयकरुणा० ॥ ३ ॥
बाळकापराधांगणंजरिमाता ।
तरिकोणत्रानादेइलजीवन ॥ जयकरुणा० ॥ ४ ॥
प्रार्थिवासुदेवपदिंठेविभाव ।
पदिंदेवोठांवदेवअत्रिनंदन ॥ जयकरुणा० ॥ ५ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરતાં શ્રીદત્ત ભગવાન પોતાના ભયંકર સ્વરૂપને સમાવી શાન્તસ્વરૂપે થઈ સ્વામી મહારાજને કહેવા લાગ્યાઃ—

નરસોબાવાડીના લોકો તમારા બાંધી આપેલા નિયમ પ્રમાણે નહિ વર્તતાં ઉલટા નિંદા કરે છે, માટે એ લોકોને હું સજા કરીશ, એમ કહી શ્રીદત્ત ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા.

સ્વામી મહારાજ—(પૂજારીઓને સંબોધી) તમારા ઉપર શ્રીદત્ત ભગવાન ગુસ્સે થયા છે, તે કારણથીજ ઉત્સવ મૂર્તિ પાલખીમાંથી આપોઆપ નીચે આવીને બેઠી છે; માટે તમો તમારા દુર્ગુણોનો ત્યાગ કરી દેવની સેવા કરશો તો વધારે સારૂં છે, નહિતો તમો જાણો અને શ્રીદત્ત મહારાજ જાણે. શ્રીદત્ત મહારાજ પાસે પોતાના અપરાધની ક્ષમા માગવા માટે આ કરૂણા ત્રિપદિથી દરરોજ દેવની પ્રાર્થના કરવી અને ॥ **दिगंबरा दिगंबरा श्रीपादवल्लभ दिगंबरा** ॥ આ નામ મંત્રવડે દરરોજ એક સરખું ભજન ચાલુ રાખવું; એટલે તમોપર વિઘ્ન આવશે નહિ.

એ પ્રમાણે સ્વામી મહારાજની આજ્ઞા થતાં પૂજારી લોકોએ નરસોબાવાડીએ આવી ભજન શરૂ કર્યું. એ ઉપરની ત્રિપદીવડે જે લોકો દરરોજ દેવની પ્રાર્થના કરશે તેના ઉપર આવેલાં વિઘ્નોનો નાશ થઇ અનાયાસે શ્રીદત્ત ભગવાનની કૃપા થશે.

ચાતુર્માસ સમાપ્ત થતાં સ્વામી મહારાજ નરસોબાવાડી છોડી બ્રહ્માવર્ત ગયા.

બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજને શ્રીદત્ત ભગવાને કહ્યું કે, અહીંઆં ગંગા કિનારે એક સાધુપુરૂષ આવેલા છે.

સ્વામી મહારાજ—આપની આજ્ઞા હોય તો હું તેમને મળવા જાઉં.

શ્રીદત્ત ભગવાન—તે આવતી કાલે સવારે તમોને મળવા માટે આવશે.

બીજે દિવસે ભાષ્ય ચાલતું હતુ, તે વખતે તે સાધુપુરૂષ સ્વામી મહારાજ પાસે આવ્યા સ્વામી મહારાજે તેમને આવતા જોઇ આસન આપી માનપૂર્વક બેસાડયા. એ સાધુપુરૂષ પોતે દિગંબર સ્વરૂપે હતા. તેમને પોતાના સ્થુલ શરીરનું તેમ ખાવા પીવાનું પણ બીલકુલ ભાન નહોતું. તે પોતે આખો દિવસ સમાધિમાં રહેતા હતા, તેમ કોઇના સાથે બોલતા પણ નહોતા. એ સાધુપુરૂષ સ્વામી મહારાજ સામે થોડા વખત બેસી ગંગા કિનારે ચાલ્યા ગયા.

એવા બીજા પુરૂષ હાલ મીયાનાના કમાસદારને ઘેર છે, તે પણ કોઇની સાથે બોલતા નથી. એ પોતે જંગલમાં ફરતા હતા. ત્યાં કમાસદાર સાથે ગાંઠ પડતાં તેમની સાથે આવી તેમને ત્યાં રહ્યા છે, માટે જેમને દર્શન કરવાં હોય તેમણે મીયાનાના કમાસદારને ત્યાં જવું.

એવાજ એક પુરૂષ આકોલા નજીક શિગામામાં ગજાનંદ મહારાજના નામે હતા.

એ બ્રહ્માવર્તમાં કુસોબા નામનો એક પવિત્ર બ્રાહ્મણ રહેતો હતો. પૂર્વના પ્રારબ્ધને લીધે નિમિત્તમાત્રે તેનો હાથ સડી જવાથી તે બહુ દુઃખી થતો હતો. તેને ઘેર સ્વામી મહારાજ ભિક્ષા માટે ગયા. સ્વામી મહારાજને જોઇ તે બ્રાહ્મણ રડી પડયો. તેને શાન્ત કરી સ્વામી મહારાજ કહેવા લાગ્યાઃ–હવે તમારૂં શરીર જલદી પડશે, માટે તમો શ્રીદત્ત ભગવાનનું સ્મરણ કરો, એમ કહી સ્વામી મહારાજ ચાલ્યા ગયા.

તેજ રાત્રે કુસોબાને દૃષ્ટાંત થયું કે, તમે પૂર્વજન્મમાં તમારા ગામમાં હાલ જે ગોવિંદભટ્ટ છે, તેનું ઋણ કાઢેલું છે. તેના ઋણના તમો પાંત્રીશ રૂપીઆ તેને આપી દેશો, એટલે તમારૂ શરીર છુટી જવાથી તમો એ દુઃખથી મુકત થશો.

બીજે દિવસે કુસોબાએ ગોવિંદભટ્ટને બોલાવી સંકલ્પપૂર્વક તેમના પૂર્વના ઋણના પાંત્રીશ રૂપીઆ આપ્યા, એટલે તુરત એ કુસોબાનું શરીર છુટી ગયુ.

દરેક માણસે આ કુસોબાનું દૃષ્ટાંત લક્ષમાં રાખી કાઢેલા ઋણથી મુકત થવું. કદાચ પોતાથી ન અપાય તો તેની પાછળના તેમના વારસોએ પણ ઋણ આપી પોતાના વડીલોને ઋણથી છોડાવવા. ઋણ આપ્યા સિવાય કોઇથી પણ છુટાતું નથી.

શ્રીદત્ત ભગવાનની આજ્ઞા થતાં સ્વામી મહારાજ બ્રહ્માવર્ત છોડીનીકળ્યા, તે સમયે ત્યાંના લોકો તેમની પ્રાર્થના કરવા લાગ્યાઃ—

**गुरुरायादत्तात्रेया । आठविनोनूझियापाया ॥ धृ० ॥**
**जरिनेणंभजनउपाया । तरिधरिलंतूझियापाया ॥**
**जरिहारसीतूंनअपाया । लाजहेतूझियापाया ॥ चाल ॥**

गुरुरायामस्वयाआतां । सदयाशिरीधरिवरहस्ता ॥
तुजवांचुनिपेश्यापतिता । उद्धरिकोणजगीया ॥ गुरुरा० ॥ १ ॥
मींजाहलोंअतिशयकष्टि । एकवेळमजवरिदृष्टि ॥
उघडुनियांकरुणावृष्टि । करिजेणेंहोईलतुष्टि ॥ चाल ॥
व्यापिसमष्टिहीसकळ । मूर्तिस्थितिंहतवत्सळ ॥
पुष्टिंदत्तंकेवळविमळ । चेष्टिनतवनेंणुअपाय ॥ गुरुरा० ॥ २ ॥
पापतापदैन्यविनाशी । तूंमनोरथपुरवांसी ॥
जडपडेलतुजहेंएसी । वार्तातारिमानुंकैसी ॥ चाल ॥
म्हातारिसाठवर्षांची । होतीतीगंगासाची ॥
कन्यासुतदेउनितीची । वांच्छापुरवीलीसदयाळा ॥ गुरुरा० ॥ ३ ॥
तूंअघटितघटनांकारिसी । कृष्णातटींहेसर्वांसी ॥
हेप्रसिद्धमगआम्हांसी । तूंउपेक्षिसीकींकैसी ॥ चाल ॥
कींवनयेमाझीआतां । निजबिरुदाआणुनिचित्ता ॥
ममकामनापुरविसीदत्ता । वासुदेवनमस्कारीगेया ॥ गुरुरा० ॥ ४ ॥

એ પ્રમાણે પ્રાર્થના સાંભળી ત્યાંના લોકોને શાન્ત કરી સ્વામી મહારાજ પ્રયાગ ગયા.

પ્રયાગમાં ત્રિવેણીનું સ્નાન કરી ત્યાંથી કાશી ગયા.

કાશીમાં આવી તારકમઠમાં મુકામ કર્યો, જેથી ત્યાંના સ્વયં-પ્રકાશસ્વામી વગેરે બહુજ ખુશી થયા. ત્યાં સર્વે મંડળીના અત્યાગ્રહથી સ્વામી મહારાજ પચકોશીની યાત્રા કરવા નીકળ્યા.

રામેશ્વર મુકામે જતાં શ્રીદત્ત ભગવાન કહેવા લાગ્યાઃ—શું અહીંયાં તમો શ્રાદ્ધનું અન્ન ખાવાને આવ્યા છો ?

શ્રીદત્ત ભગવાનનાં વચન સાંભળી સ્વામી મહારાજે તપાસ કરતાં શ્રાદ્ધ કરનારી મંડળી શ્રાદ્ધ નહિ કરતાં સ્વામી મહારાજને ભિક્ષા આપતી હતી, તેથીજ શ્રીદત્ત ભગવાનનું એવુ બોલવું થયું હતું સ્વામી મહારાજે એ બાબતનો બંદોબસ્ત કરી મધુકરી લાવીને ભિક્ષા કરવાને બેઠા.

શ્રીદત્ત ભગવાન—અત્યારે તમો કાશી છોડી નરસોબાવાડી જવાને રસ્તો ધરો.

શ્રીદત્ત ભગવાનની આજ્ઞાનુસાર સ્વામી મહારાજ ત્યાંથી એકદમ ઉઠી દંડ લઇ સર્વેની વચમાંથી નીકળી પ્રયાગ જઈ ત્રિવેણી સંગમપર આવીને ઉભા રહ્યા. એ બાબતની ખબર પડતાં સ્વયપ્રકાશસ્વામી તથા કાશીના લોકો પ્રયાગમાં આવી સ્વામી મહારાજને મળ્યા. તે સમયે તેમને સ્વામી મહારાજે કાશી છોડવા માટેની હકીકત કહી સંભળાવી. તે સાંભળી સર્વ આશ્ચર્યચકિત થયા અને સ્વામી મહારાજ પોતેજ શ્રીદત્ત ભગવાન છે, એમ કહેવા લાગ્યા.

એ બનાવ શાકે ૧૮૨૮ માં બન્યો હતો. ૮૭

સ્વામી મહારાજે નર્મદા કિનારે બઢવાઇ ગામ આવી એ સાલનું ચાતુર્માસ કર્યું. ત્યાં પુષ્કળ માણસો ભેગાં થયાં હતાં. ભાદ્રપદ શુકલ ૧૧ ને દિવસે બ્રહ્માવર્તના નાનાશાસ્ત્રીને મહામારીનો ઉપદ્રવ થયો. એ ઉપદ્રવ થવા અગાઉ સ્વામી મહારાજને ખબર પડી હતી.

નાનાશાસ્ત્રીને મહામારીનો ઉપદ્રવ થતાં સ્વામી મહારાજે દેવને પ્રાર્થના કરી કહ્યું કે, હે શ્રીદત્ત ભગવાન ! આ તમારાં બાળબચ્ચાંને સુખે ઘેર પહોંચતાં કરો. હું પૂર્ણમાને દિવસે અહીંયાંથી નીકળીશ. એ પ્રમાણે સ્વામી મહારાજે માગણી કરતાં નાનાશાસ્ત્રીને મટી ગયું.

બઢવાઇથી નીકળી સ્વામી મહારાજે સનાવડ જઇ મુકામ કર્યો. એ સમયે સ્વામી મહારાજના પૂર્વાશ્રમના બંધુ સીતારામે પિતાનું શ્રાદ્ધ આવવાથી ત્યાં આવી શ્રાદ્ધ કર્યું. તે સમયે સ્વામી મહારાજે ગાંડાબુવાને બોલાવીને કહ્યુ કે, વરસાદ આવવા સંભવ છે, માટે તમો ગામમાં જઇ રસોઇ કરો.

તે દિવસે વરસાદનાં બીલકુલ ચિન્હ નહિ હોવાથી ઘાટપર રસોઇ કરી. છેવટ શ્રાદ્ધની સમાપ્તિ થતાં એકાએક એવો ભારી વરસાદ પડયો કે, સર્વે ગભરાઇ ગયા, અને ગાંડાબુવા વગેરેએ સ્વામી મહારાજની પ્રાર્થના કરી, જેથી સ્વામી મહારાજે શ્રીદત્ત ભગવાનની પ્રાર્થના કરી, એટલે જમી રહેતાં સુધી વરસાદ બંધ થયો.

બીજે દિવસે સ્વામી મહારાજ નરસોબાવાડી આવવાને નીકળવાથી તમામ મંડળી પોતપોતાને ગામ ચાલી ગઇ.

બ્રહ્માવર્તના નાનાશાસ્ત્રી દોઢ મહીને બ્રહ્માવર્ત પોતાને ઘેર પહોંચતાં તેજ રાત્રે તેમને મહામારીનો ઉપદ્રવ શરૂ થયો અને બીજે દિવસે તેમનું શરીર છુટી ગયું.

સ્વામી મહારાજની માગણીથી શ્રીદત્ત ભગવાને નાનાશાસ્ત્રીને એટલા દિવસનું આયુષ્ય વધારી આપ્યું હતું.

એ બાબતની સર્વેને ખબર પડતાં સ્વામી મહારાજ શ્રી-દત્ત ભગવાનનો અવતાર છે, એમ કહેવા લાગ્યા.

સ્વામી મહારાજે સનાવડથી નીકળતી વખતે નરસોબાવાડી-ના પૂજારી નરૂ ગોવિંદને કહ્યું હતું કે, તમોએ કોઇ જગ્યાએ નહિ જતાં ગાંડા સાથે નરસોબાવાડીએ જવું.

સ્વામી મહારાજની આજ્ઞાનુસાર એ પૂજારી પોતાને ઘેર આવ્યો, એટલે એકદમ એને તાવ શરૂ થયો અને આઠમે દિવસે તે પૂજારીનું શરીર છુટી ગયું.

સ્વામી મહારાજે સીતારામબુવા સહિત અશ્વિન વદ ૬ ને દિવસે નરસોબાવાડીએ પધારી શ્રીદત્ત ભગવાનની પાદુકાને વદન કરી બ્રહ્માનંદસ્વામીના મઠમાં મુકામ કર્યો.

ભરૂચમાં ખરસાડ ગામના એક કલ્યાણજી કરીને રહે છે. તેમના પુત્રને બહુ વખતથી જીર્ણજ્વર લાગુ પડયો હતો, જેથી તે પુત્રનું શરીર નાશ થાય એમ લાગતું હતું. એ બાબત સ્વા-મી મહારાજના જાણવામાં આવવાથી તેને એક યંત્ર કરી આપ્યો એટલે તે પુત્રને તુરત સારૂં થયું. પ્રારબ્ધયોગે તે યત્ર જતો રહે-વાથી પાછી પૂર્વ સ્થિતિ થતાં સ્વામી મહારાજે ફરીથી યંત્ર કરી આપવાથી તે યંત્ર બાંધતાં તે રોગ મટી ગયો અને પુત્રનું શરીર સારૂં થઇ ગયું.

એ યંત્રવિદ્યાવડે કાનપુરમાં આર્યસમાજી દયાનંદ સરસ્વતી સ્વામીનું એક બ્રહ્મચારીએ મુખસ્તંભન કરવાથી સાડા ત્રણ દિવસ બોલાયું નહોતું.

એ સાલના ગુરૂદ્વાદશીના ઉત્સવમાં કોલ્હાપુર સરકારે વિઘ્ન નાંખ્યું હતું, જેથી સર્વે પૂજારીઓ સ્વામી મહારાજને શરણે આવ્યા. સ્વામી મહારાજની કૃપાથી એ ઉત્સવની નિર્વિઘ્ને સમાપ્તિ થઇ.

અશ્વિન શુદ ૧૦ ને દિવસે સવારમાં સ્વામી મહારાજને કૃષ્ણામાં સ્નાન કરતાં શ્રીદત્ત ભગવાનનાં દર્શન થતાં સ્વામી મહારાજે નમસ્કાર કર્યા.

શ્રીદત્ત ભગવાન—તમારે મારા ઉત્સવની અગાઉ અહીંયાંથી નીકળી રામેશ્વર જવું.

સર્વેને એ બાબતની ખબર પડતાં એકત્ર થઇ શ્રીદત્ત પાદુકાપર સતતધારા શરૂ કરી સ્વામી મહારાજને દેવની બીજી આજ્ઞા થતાં સુધી અટકાવ્યા.

એ દિવસે સ્વામી મહારાજની સવારની લાગેલી સમાધિ સાંજે પાંચ વાગે ઉતરી હતી. એ દિવસે સ્વામી મહારાજ મધ્યાન્હ વખતે બીજું સ્વરૂપ ધારણ કરી વાડીમાં ગોખલાની ઓરીમાં જઇ બેલગામના ધોંડોપંથ કાલકુંદરોકરને ઘેર જઈ મધુકરી ભિક્ષા લઇ આવ્યા. તે વખતે તે જગ્યાપર ઘણાં માણસો બેઠેલાં હતાં. તે લોકો સ્વામી મહારાજની પાછળ આવતાં તુરત તે સ્વરૂપ અંતર્ધ્યાન થઇ ગયું, તેજ દિવસે બહારગામના આવનાર લોકોને ગામની બહાર સ્વામીમહારાજનાં દર્શન થયાં હતાં,તેથી સર્વે લોકો કહેવા લાગ્યાકે, અમો શ્રીસ્વામી મહારાજનાં દર્શન ગામની બહાર કરીને આવ્યા છીએ અને તેમનો આપેલો પ્રસાદ અમારી પાસે છે.

એ બાબતની ખબર પડતાં ગાંડાબુવાએ સ્વામી મહારાજને પૂછતાં સ્વામી મહારાજ હસીને કહેવા લાગ્યા:—મને એ બાબતની ખબર નથી, હું તો મઠમાં ધ્યાનમાં બેસી રહ્યો હતો.

શ્રીદત્ત ભગવાને સ્વામી મહારાજને રાત્રે કહ્યું કે, પૂજારી લોકોનો બહુ આગ્રહ છે, માટે મારી બીજી આજ્ઞા થતાં સુધી તમારે અહીંયાં રહેવું. એ પ્રમાણે દેવની આજ્ઞા થતાં સ્વામી મહારાજ વાડીમાં રહ્યા.

એ ગુરૂદ્વાદશીના ઉત્સવ વખતે પૂજારી રામા સોનભટે એક બાઇને અન્નપૂર્ણાની પૂજા થવા અગાઉ તૈયાર કરેલી રસોઇ-

માંથી અન્નની ચોરી કરતાં પકડી તે બાઇને ખુબ ગાળો દઇ સીપાઇને સ્વાધિન કરી.

એ બાબત શ્રીદત્ત ભગવાનને પસંદ નહિ પડવાથી બટુકનું સ્વરૂપ ધારણ કરી દંડાવતી તે પૂજારીને સર્વની વચમાં માર મારતાં તે પૂજારી બેભાન થઇને પડવાથી તેને ઘેર ઉંચકી ગયા. માર મારનાર બ્રહ્મચારીને રામા સોનભટ વિના બીજાએ જોયા નહિ. એ પૂજારી ત્રણ દિવસ સુધી બેભાન રહેતાં સર્વે પૂજારીએ મળી એ વાત સ્વામી મહારાજને કહી.

સ્વામી મહારાજ—એ અપરાધ માટે તમો શ્રીદત્ત મહારાજ પાસે ક્ષમા માગો, અને તીર્થ અગારા તેમને આપો એટલે મટી જશે. એ પ્રમાણે કરતાં તે પૂજારી સારો થઇ ગયો.

દિવાળીની ચૌદશને દિવસે સ્વામી મહારાજને સર્વ ભકત મંડળીએ મળી અભ્યંગસ્નાન કરાવ્યું, અને શ્રીનૃસિંહ સરસ્વતી સ્વામી પાસે સ્વામી મહારાજની પૂજા સર્વ મંડળીએ મળી કરાવી. તે વખતે શ્રીનૃસિંહ સરસ્વતી મહારાજ શ્રીસદ્‌ગુરૂ મહારાજની પ્રાર્થના કરે છે.

जयजयश्रीमद्गुरुवरस्वामिन्परमात्मन्हंसा ॥
वासुदेवानंदसरस्वतीआरातितद्हंसा ॥ ॥ ध्रु०॥
सोऽहंहंसःपक्षाभ्यांसंचरासिह्याकाशं ॥
वासस्तेखलुलोकेसत्येक्रीडातवमानसे ॥ जयजयश्री० ॥ १ ॥
मुक्ताहारोब्रह्मवाहकोवैराड्रूपधर ॥
भक्तराजहृत्ध्वांततमोहत्स्वीकुरुमांचहर ॥ जयजयश्री० ॥ २ ॥
पक्षस्यैकेवातेनैतेभीताःकाकाद्याः ॥
पलायितास्तेद्रुतंप्रभावाद्भवंतीचाहृदयाः ॥ जयजयश्री० ॥ ३ ॥
एवंसतिखलुबालस्तेऽहंग्रसितःकामाद्यैः ॥
मातस्त्वरयाचोद्धरकृपयाप्रेषितशांत्याद्यैः ॥ जयजयश्री० ॥ ४ ॥
दासस्तेनरसिंहसरस्वतीयाचेश्रीचरणम् ॥
भक्तिश्चद्वेवासस्तेहृदिसततंमेशरणम् ॥ जयजयश्री० ॥ ५ ॥

એ પ્રમાણે આરતી ઓવાળી શ્રીસદ્‌ગુરૂ મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

એ દિવસે શ્રીદત્ત ભગવાનની પાદુકાને પૂજારીઓએ બહુજ ગરમ જળથી સ્નાન કરાવવાથી શ્રીદત્ત ભગવાન સ્વામી મહારાજને કહેવા લાગ્યાઃ—

મને દરરોજ બહુજ ઉન્હા પાણીથી સ્નાન કરાવે છે, તેનો તમો બંદોબસ્ત કરતા નથી, માટે તમોનેજ ઉપાધિમાં નાંખવા જોઇએ, એમ કહી શ્રીદત્ત ભગવાને સ્વામી મહારાજને પેટમાં અતિ ઉષ્ણતા વધારી દેવાથી પીસાએ લોહી પડવા માંડયું.

એ બાબત જાણી સર્વેએ સ્વામી મહારાજને લોહી પડવાનું કારણ પૂછયું.

સ્વામી મહારાજ—તમો લોકો દેવની પાદુકાને જોઇએ તે કરતાં વધારે ગરમ જળથી સ્નાન કરાવવાથી મને દેવે ઉપાધિ કરીછે.

સ્વામી મહારાજનાં વચન સાંભળી સર્વે મંડળીએ પોતાના અપરાધની ક્ષમા માગતાં સ્વામી મહારાજને લોહી પડતું બંધ થઇ ગયું. તે દિવસથી વધારે ગરમ જળવડે પાદુકાને સ્નાન કરાવવાનુ સર્વેએ છોડી દીધું.

નરસોબાવાડીમાં વૈજનાથ નામના એક સત્‌પુરૂષ રહેતા હતા, તે પોતે અક્કલકોટસ્વામીના શિષ્ય હતા. તેમના એવો નિયમ હતો કે, દરરોજ સવારમાં ઉઠી લોટો લઇ અગાઆર વાગ્યા સુધી પંચગંગાને કિનારે ફરવું, ત્યારપછી ખુબ મટોડી લાવી ઘાટપર આવી શરીરને વારંવાર ખુબ મટોડી લગાડીને સ્નાન કરવું; એજ તેમની સંધ્યાપૂજા હતી. દેવની પાદુકાપર સુદ્ધાં કોઇ દિવસ જળ ચઢાવવુ નહિ. એ બાબતમાં કદાચ કોઇ પૂછે તો ॥ **मिसंबंधी मनुष्य आहेस तो कर्तातां माला सबंधकाहिज सुचुनदेतनाहिं** ॥ એ પ્રમાણે બોલતા હતા. એમને શ્રીદત્ત મહારાજનો સાક્ષાત્કાર હતો, તેથી બાળચેષ્ટા કરતા હતા. એ પોતે એક નાનું પંચીઉં પહેરતા હતા. તે સિવાય બીજું વસ્ત્ર રાખતા નહિ. તેમને એવો નિયમ હતો કે, કોઇ ભિક્ષા માટે બોલાવે અને ભોજન દક્ષિણામાં જે કાંઇ પૈસો બે પૈસા આપે તે પોતે લેતા. તે સિવાય બીજી વખતે કોઇ માણુસ ગમે તે આપવા આવે તે લેતા નહિ. એમને દક્ષિણામાં જે કંઇ મળે તે લઇ કોઇ સારા માણુસને તે પૈસા

મૂકવા આપતા હતા, તેનો હિસાબ પોતે જાતે રાખતા હતા. કોઇ વખત પંચીઉં ફાટે ત્યારે તે પૈસામાંથી પચીઉ લાવતા, તે સિવાય તે પૈસાનો ખર્ચ કરતા નહિ. એવી રીતે પૈસા ભેગા કરતાં કરતાં પચીશ વર્ષે તેમના ખજાનામાં આઠ રૂપીઆ ભેગા થયા હતા.

એ બાબતની ખબર ગાંડાબુવાને પડતાં વૈજનાથ મહારાજને પૂછવા લાગ્યાઃ—

ગાંડાબુવા—કેમ, વૈજનાથ ! તમો પચાશ વર્ષ થયાં વાડીમાં રહેવા છતાં શ્રીદત્ત મહારાજને પાણી ચઢાવતા કે મહાપૂજા કેમ કરતા નથી ?

વૈજનાથ—" માઝો સંબંધ સુચુન દેત નાહિ. "

ગાંડાબુવા—વૈજનાથ ! શ્રીદત્ત મહારાજના ખજાનામાં આઠ રૂપીઆ ભેગા થયા છે, તે લાવો આપણે મહાપૂજા કરાવીએ.

વૈજનાથ—હું મારા બંધુને ભેટવા માટે જવાનો છુ, તેને માટે એ રૂપીઆ રાખ્યા છે.

તે સાંભળી પાસે બેઠેલા કેટલાક ગૃહસ્થો કહેવા લાગ્યા — બ્રહ્મચારીબુવા ! એ વૈજનાથ આજ કેટલાં વર્ષ થયાં બંધુને ભેટવા માટે જવાને કહે છે; પરન્તુ હજુ સુધી જતા નથી, માટે એમનું બોલવું ખોટું છે. તમો તે રૂપાઆ તેમની પાસેથી લઇ તેમના પાસે મહાપૂજા કરાવો.

વૈજનાથે તે વાત કબુલ કરી નહિ, જેથી ગાંડાબુવાએ સ્વામી મહારાજને કહ્યું.

ગાંડાબુવા—ગુરૂજી ! આ વૈજનાથ પચીશ વર્ષ થયાં છતાં દેવને પાણી ચઢાવતા કે, મહાપૂજા કરતા નથી. તેમની પાસે આઠ રૂપીઆ છે તે માગતાં કહે છે કે, મારે બંધુને ભેટવા માટે જવું છે, તેને માટે રાખ્યા છે.

સ્વામી મહારાજ—તને એ વૈજનાથના બોલવામાં સમજ પડી હોય તેમ જણાતું નથી. એને મહાભુત જે શ્રીદત્ત મહારાજ તેનો સંબંધ છે અને બંધુને ભેટવા જવું એટલે શરીર

છોડી આત્મસ્વરૂપમાં એક થતાં આ શરીરની વ્યવસ્થા માટે કોઇને આપણી ઉપાધિ નહિ પડે એટલા માટે એ રૂપીઆ રાખેલા છે.

ગાંડાબુવા—ગુરૂજી ! વૈજનાથ પાસે આપે મહાપૂજા કરાવવી જોઇએ. એ પૂજા માટે જે કાંઇ કમી પડે તે મારે પુરૂં કરી આપવું.

સ્વામી મહારાજ—( વૈજનાથને સંબોધી ) વૈજનાથ ! ગાંડો કહે છે, તે વાત ખરી છે, માટે તમારે મહાપૂજા કરાવવી જોઇએ.

વૈજનાથ—મહારાજ ! હું આઠ રૂપીઆ આપું; પરન્તુ હું સંબંધી મનુષ્ય હોવાથી મારાથી મહાપૂજા વખતે આવી શકાશે નહિ, માટે મારા તરફથી કૃપા કરી તમો પૂજા કરી લેશો.

સ્વામી મહારાજ—તમારે એ વખતે આવવુંજ જોઇએ. એક વખત તમો કહી દો કે, હું નવ વાગે આવીશ એટલે તમારો સંબંધ તમોને એ વખતે આવવા દેશે છેવટ હા–ના કરતાં વૈજનાથે આવવાને કબુલ કરતાં માર્ગશિર્ષ શુકલ બારશને દિવસે મહાપૂજા કરવાનો ઠરાવ નક્કી કર્યો તે બારશને દિવસે આઠ રૂપીઆ નિમિ-ત્તે લગભગ ત્રણ સાડાત્રણ હજાર માણસ જમ્યાં હતાં. એ પ્રમાણે વૈજનાથ પાસે સ્વામી મહારાજે લીલા કરાવી હતી.

સાવંતવાડી નજીકના ગોઠસ ગામનો જનાર્દન નામે સીતારામબુવાનો ભાણેજ પિશાચના ત્રાસથી સ્વામીમહારાજ પાસે આવી કહેવા લાગ્યો:—

મહારાજજી ! મારે ઘેર એક અણજાણ્યો બ્રાહ્મણ આવ્યો હતો. તેને મારા બપ્પાવાએ અતિથી સમજી ગૃહસ્થના ધર્મ પ્રમાણે જમાડયો. તે માણસ જતા વખતે મારા બપ્પાવાને બત્રીશ રૂપીઆ આપી કહેવા લાગ્યો કે, આ રૂપીઆને તમો મૂકી રાખો, હું પાછો આવીશ ત્યારે લઇ જઇશ. તેના આપવાથી મારા પિતામહે તે રૂપીઆ અનામત મૂકયા. કેટલાક દિવસ ગયા પછી તે બ્રાહ્મણ પાછો આવ્યો. તે વખતે મારા બાપાએ તે રૂપીઆ આપવા માંડયા. તે વખને તે બ્રાહ્મણ બોલ્યો, મારૂં લગ્ન આ બાજુ થવાનું છે, તેથી બીજા રૂપીઆ ઘરથી લઇ મારે અહીંયાં આવવાનું છે. તે વખતે એ રૂપીઆ હું તમારી પાસેથી

લઇશ. તે વચન સાંભળી મારા બપ્પાવાએ તેમને તેમનું નામ તથા ગામ નહિ પૂછતાં તે રૂપીઆ અનામત રાખી મૂકયા. કેટલાંક વર્ષ જતાં તે બ્રાહ્મણ નહિ આવવાથી મારા બપ્પાવા મારા પિતા જોડે વિચાર કરવા લાગ્યા કે, આ બ્રાહ્મણના રૂપીઆ તેમને કેવા રીતે પહોંચાડવા; કારણ તેમના નામ ઠામની મને ખબર નથી. છેવટ મારા બપ્પાવાનો કાળ આવતાં તે અનામત રૂપીઆ માટે મારા પિતાને કહ્યું કે, એ બ્રાહ્મણ અથવા એનું માણસ માગવા આવે કે તુરત તુ એ રૂપીઆ આપી દેજે. તે પ્રમાણે તે રૂપીઆ અનામત રાખ્યા હતા. મારા પિતામહ ગુજરી ગયા પછી એ અનામત રૂપીઆવાળો બ્રાહ્મણ પિશાચ થઇ મારા પિતાને ઉપાધિ કરવા લાગ્યો. તે વખતે તેને પૂછતાં તે બોલ્યો.

પિશાચ—હુ બ્રાહ્મણ હતો, તે વખતે તારે ત્યાં બત્રીશ રૂપીઆ અનામત મૂકયા હતા. તે રૂપીઆ મારૂ મૃત્યુ થવાથી મારાથી લેવાયા નથી, તેથી મારી અસદ્ગતિ થઇ છે, માટે મારા એ રૂપીઆ આપી દે.

એ પિશાચની માગણી પ્રમાણે તે રૂપીઆ હાથમાં આપ્યા અને નારાયણબળી કરાવી છતાં થોડા દિવસ ગયા પછી પાછો એ પિશાચ મારા પિતાને દુ:ખ દેવા લાગ્યો અને ઘરમાંનાં કેટલાંક માણસનો નાશ કર્યો. તે ઉપરથી તે પિશાચને પૂછયુ, હવે તું મને શુ કામ દુ:ખ દે છે ?

પિશાચ—મેં તને મારે માટે નારાયણબળી કરવાને કયાં કહ્યું હતું ? હજુ મારી ગતિ થઇ નથી, માટે ફરીથી નારાયણબળી કરાવ, એટલે હું તને ઉપદ્રવ કરીશ નહિ.

એ પિશાચની માગણી પ્રમાણે ફરીથી પચાશ રૂપીઆ ખરચી બીજીવાર નારાયણબળી કરાવવા.છતાં મારાં માતાપિતાને દુ:ખ આપવાથી તેઓ ગુજરી ગયાં ત્યારપછી હવે એ પિશાચ મને દુ:ખ દે છે, માટે હવે મારે શુ કરવુ ? હુ ગરીબ માણસ છું એટલે હવે મારાથી પૈસા ખરચી શકાય તેમ નથી.

જનાર્દનનાં વચન સાંભળી સ્વામી મહારાજ પિશાચને બોલાવી પૂછવા લાગ્યા:—કેમ, તું આને ઉપદ્રવ કરે છે અને એ માણસ જે વાત કહે છે તે ખરી છે કે ખોટી છે ?

પિશાચ—મહારાજજી ! એ વાત ખરી છે, પરન્તુ હજુ મારી સદ્દગતિ થઇ નથી, માટે આપની સામે એમની પાસે નારાયણબળી કરાવશો તો પછી હું એને દુ:ખ આપીશ નહિ. મારી પાછળ મારા વંશમાં કોઇજ રહ્યું નથી, તેથી મને કોઇ સદ્દગતિ આપે તેમ નથી, માટે હું આપની પાસે બન્ને હાથ જોડી માગી લઉં છું.

પિશાચની માગણી સાંભળી સ્વામી મહારાજ દયા આવવાથી જનાર્દનને કહેવા લાગ્યા:—તું અહીં નારાયણબળી કર. કદાચ તારી પાસે પૈસા નહિ હોય તો સીતારામબુવા વગેરે તને મદદ કરશે.

સ્વામી મહારાજનાં વચન સાંભળી જનાર્દન નારાયણબળી કરવાને કબુલ થયો. ખરચનો હિસાબ ગણતાં બત્રીશ રૂપીઆ કમી પડયા. એ બાબતનો વિચાર સ્વામી મહારાજ તથા સીતારામબુવા કરતા હતા. તે વખતે રાત્રિના બે વાગ્યા હતા. તે વખતે એ ભૂતનું નરસોબાવાડીના સ્કુલમાસ્તર નદગાંવકર પાસે કોઇ જન્મનું લહેણું હોવાથી તેને રાત્રે સ્વપ્નામાં ગભરાટ થતાં અને સ્વપ્નામાં તે પિશાચે કહેવાથી તેજ વખતે તે માસ્તરે આવી બત્રીશ રૂપીઆ સ્વામી મહારાજને આપી સ્વપ્નાની સર્વે હકીકત કહી સંભળાવી અને નમસ્કાર કરી પોતાને મુકામે ગયો.

એ પ્રમાણે રૂપીઆ આવતાં જનાર્દને નારાયણબળી શ્રાદ્ધ કરાવવાથી તે પિશાચની સદ્દગતિ થતાં જનાર્દનની ઉપાધિ મટી ગઇ, માટે કોઇપણ માણસે કોઇના અનામત પૈસા ઘરમાં રાખવા નહિ. રાખવાથી કોઇક વખતે આ જનાર્દનના જેવી મુશ્કેલીમાં આવી પડાય છે.

નરસોબાવાડીમાં એક સૌભાગ્યવતી સ્ત્રી પિશાચના ઉપદ્રવથી પોતાની માતા સાથે આવીને રહી હતી. એક વખત મધ્યાન્હ સમયે તે પિશાચ આવી તે બાઇને ઘણા માણસની વચમાંથી ઉપાડીને લઇ ગયો, તેથી તેની માતાએ ગભરાઇ સ્વામી મહારાજ પાસે આવી બનેલી હકીકત કહી.

સ્વામી મહારાજ—એને બ્રહ્મરાક્ષસ ઉપાડીને લઇ ગયો છે, તેનો પત્તો સાંજરે તમોને અમુક જગ્યામાં લાગશે, માટે ગભરાવું નહિ.

સ્વામીમહારાજના કહેવા પ્રમાણે તે બાઇ સાંજે મળી આવી.

નરસોબાવાડીનો પૂજારી સખારામ કરીને પચીશ વર્ષની ઉમ્મરનો હતો. તેને કોઇ અજ્ઞાનીએ યોગાભ્યાસ બતાવવાથી તે પ્રમાણે કરતાં તે ગાંડો થઇ ગયો. તેને માટે સ્વામી મહારાજે ઔષધ તથા જપ બતાવવા છતાં તે નહિ કરવાથી હજુ તે ગાંડો જ રહ્યો છે. એ બનાવો શાકે ૧૮૨૮ માં બન્યા છે.

શિરોળ ગામનો તાનીઆ મહાબળ ગણેશવાડીકર મૂર્ખ લોકોના કહેવાથી સ્વામી મહારાજની પરીક્ષા કરવા માટે સ્નાન કરતી વખતે આવી પોતાનો હાથ જાણે ધ્રુજતો હોય તેમ કરી સ્વામી મહારાજને પૂછવા લાગ્યો, જેથી સ્વામી મહારાજે તેને દવા બતાવી. તે ઉપરથી તે સ્વામી મહારાજની નિંદા કરવા લાગ્યો.

થોડા સમય ગયા પછી એ ગણેશવાડીકરને તેજ હાથેથી ગલતકુષ્ટ શરૂ થઇ હાથ આદિ અંગ સળવા માંડયાં, તેથી તેને કોલ્હાપુર સરકાર તરફથી નોકરીમાંથી કાઢી મૂકયો અને છેવટ તે ગુજરી ગયો.

એ પ્રમાણે સાધુપુરૂષની પરીક્ષા કરવા જતાં તથા નિંદા કરવાથી પાછળથી ઈશ્વર એવી રીતનું ફળ આપે છે. ૮૮

સ્વામી મહારાજ માર્ગશીર્ષ વદ ૯ ને દિવસે નરસોબાવાડી છોડી રામેશ્વર જવાને નીકળ્યા તે વખતે ત્યાંના ભકતલોકો સ્વામી મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કરીને પ્રાર્થના કરવા લાગ્યાઃ—

**नमोगुरुवासुदेवा । घडलीनाहींकांहींसेवा ॥**
**दुस्तरसंसारीया । श्रमझालेमाझ्याजीवा ॥ नमोगुरु० ॥१॥**
**दंभाहंकारयुक्त । विषयींझालोंमदोन्मत्त ॥**
**देउनीदर्शनासी । करायातिवरामुक्त ॥ नमोगुरु० ॥२॥**
**पापगर्तीआर्यावर्ते । भक्तजनउद्धारार्थे ॥**
**आज्ञाहोताअत्रिजाची।सोडुनिदिधलाब्रह्मावर्त ॥ नमो० ॥३॥**
**जन्मार्जितपुण्यफळली । म्हणुनीपाउलेपाहिली ॥**
**तारीआतांगुरुराया । तुंचिआमुचीमाउली ॥ नमो० ॥४॥**
**कृष्णातिरीऔदुंबरी । वासज्याचानिरंतरी ॥**
**तेचतुम्हीकळूनआले । तोहागणपतीअंतरी ॥ नमो० ॥५॥**

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરી તમામ ભકતમંડળી રૂદન કરવા લાગી.

સ્વામી મહારાજ—તમો લોકો શ્રીદત્ત ભગવાનની શ્રદ્ધા ભકિતથી સેવા કરશો તો મારૂ જલદી આવવું થશે અને મને બોલાવવો એ તમારાજ હાથમાં છે, એમ કહી ત્યાંથી ચાલ્યા ગયા.

નરસોબાવાડીથી નીકળી સ્વામી મહારાજ બેલગાંવ રહી ત્યાંથી ગુર્લાહુસોર ગયા. ત્યાં ચિદંબર મહારાજ નામે સિદ્ધપુરૂષ થઇ ગયા છે, તેમના દેવળમાં કૈવલ્યાશ્રમસ્વામી રહેતા હતા. તેમના રોકવાથી ગુર્લાહુસોર સ્વામી મહારાજ દશ દિવસ રહ્યા.

ગુર્લાહુસોરના ચિદંબર મહારાજના પિતાજી નામે મલ્હારદિક્ષિતે કાશી જઇ વિદ્યાભ્યાસ કરી શ્રીગુરૂનો આજ્ઞાથી દ્રાવિડ દેશમાં ચિદંબરનાથ જ્યાં આકાશલિંગ છે, તે ગામે જઇ ગાયત્રી પુરશ્ચરણ તથા શ્રીશંકરના જપ કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા. તે વખતે શ્રીશંકર કહેવા લાગ્યા:—તમો ઘેર જઇ ગૃહસ્થાશ્રમનો સ્વિકાર કરો. તમારે ત્યાં મારા અંશથી પુત્ર થશે.

મલ્હાર દિક્ષિત—હે ભગવાન ! તમારા અંશથી થએલા પુત્રને કેવી રીતે ઓળખવો ?

શ્રીશંકર—મારા અંશથી જે પુત્ર થશે તેને જન્મતાં જમણા કાનપર બિલ્વપત્ર તથા અક્ષત સર્વના જોવામાં આવશે.

એ પ્રમાણે શ્રીશંકરની આજ્ઞા થતાં મલ્હાર દિક્ષિતે મુરગોડ ગામે આવી ગૃહસ્થાશ્રમનો સ્વિકાર કર્યો. કેટલાક દિવસ ગયા પછી શ્રીશંકરના અંશથી તેમને એક પુત્ર થયો. શ્રીશંકરના કહેવા પ્રમાણે તે પુત્રના જમણા કાનપર બિલ્વપત્ર તથા અક્ષત જોવામાં આવતાં માતાપિતાને અત્યાનંદ થયો. ચિદંબરનાથની કૃપાથી તે પુત્ર થયો માટે તેનું નામ ચિદંબર પાડયું.

ચિદંબર નવ વર્ષનો થતાં એના પિતાજીએ એને ભાદ્રપદ માસમાં ગૌરીની પૂજા કરવા માટે મોકલતાં ત્યાં બ્રાહ્મણોએ ચિદંબરની મશ્કરી કરી કહ્યું કે, તમો તો આ માટીના બનાવેલા હાથીપર બેઠેલાં ગૌરી તથા હાથીને ચૈતન્યમય કરી ચલાવશો. તે સાંભળી ચિદંબર કાંઇપણ બોલ્યા નહિ; પરન્તુ દેવને એ વાત

સહન નહિ થવાથી એ મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરાવતાં તુરત તે મૂર્તિમાં ચૈતન્ય આવી એ માટીના હાથીએ ચાલવા માંડ્યું. તે જોઈ તમામ લોકો આશ્ચર્યચકિત થઇ ગયા અને તેજ દિવસથી સર્વ લોકો એમને ચિદંબર મહારાજ કહેવા લાગ્યા.

થોડા દિવસ ગયા પછી એમનાં લગ્ન થયાં અને ધીમે ધીમે એમની કીર્તિ જ્યાં ત્યાં ગવાવા લાગી. તે સાંભળી તૈલંગ દેશના પંડિત શિવશાસ્ત્રી ચિદંબર મહારાજની પરીક્ષા લેવા માટે આવ્યા.

શિવશાસ્ત્રી—તમો શું શીખ્યા છો ?

ચિદંબર મહારાજ—મને કંઇપણ આવડતું નથી.

શિવશાસ્ત્રી—તમારી કીર્તિ જ્યાં ત્યાં ગવાય છે, તે તમો શું કામ ગવરાઓ છો. જો કંઇ શીખ્યા હો તો મારી સાથે વાદ કરો. મને ચાર શાસ્ત્ર આવડે છે.

તે સમયે એક બાઇ પોતાના પુત્રને કમ્મરપર બેસાડી ચિદંબર મહારાજનાં દર્શન કરવાને આવી હતી. તેના પુત્રને ચિદંબર મહારાજે કેળાનો પ્રસાદ આપી કહ્યું કે, બા ! તું આ પંડિતની સાથે વાદવિવાદ કર.

ચિદંબર મહારાજની આજ્ઞાનુસાર તે બાળકે શિવશાસ્ત્રીની સાથે વાદવિવાદ કરી તેમને હરાવ્યા. તે જોઇ આશ્ચર્યચકિત થઇ શિવશાસ્ત્રીએ ચિદંબર મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા માગી અને પોતે ચિદંબર મહારાજનો શિષ્ય થઇને રહ્યો. તેમણે તૈલંગી ભાષામાં ચિદંબર મહારાજનું ચરિત્ર લખ્યું છે.

ચિદંબર મહારાજને બે પત્ની હતાં. તેઓ પોતે અગ્નિ-હોત્ર રાખી દરરોજ અગ્નિનારાયણને પ્રાતઃ તથા સાયમ્ હોમ આપતા હતા. એ પોતે અયાચક વૃત્તિ રાખીને રહેતા હતા છતાં દરરોજ એમને ત્યાં હજારો બ્રાહ્મણ જમતા હતા. તેઓ યજ્ઞ યાગાદિ પણ કરતા હતા. એમને જે વખતે પૈસાનું કામ પડે ત્યારે પોતાની પાસેના લોટામાંથી જેટલા પૈસા જોઇએ તેટલા કાઢતા હતા. એ તેમનો લોટો હાલ તેમના પૌત્રે પૂજામાં રાખેલો

છે. હાલ તેમાંથી પૈસા નીકળતા નથી; કારણ તે લોકો એવા તપસ્વી નથી.

એક વખત ચિદંબર મહારાજ બીજાપુર પાસે હીપરડી નામે ગામ છે, ત્યાં પોતાના કુળદેવતાની પૂજા કરવા માટે ગયા હતા ત્યાં જમતાં વખતે એકાએક પવન છુટતાં તે જગ્યાપર એક મોટો પત્થર પડવાથી જમવા બેઠેલા એક બ્રાહ્મણનુ મૃત્યુ થયું તે જોઇ ચિદંબર મહારાજે તે બ્રાહ્મણ ઉપર પડેલો પત્થર દૂર ખસેડાવી તે બ્રાહ્મણપર મંત્રવડે જળને અભિમંત્રણ કરી છાંટતાં તુરત તે બ્રાહ્મણ સજીવન થયો અને સર્વેએ આનંદપૂર્વક ભોજન કર્યું.

એ પ્રમાણે ચિદંબર મહારાજની લીલા સાંભળી તે વખતના રાજા લોકો ચિદંબર મહારાજના શિષ્ય થઇને રહ્યા હતા. એ પોતે શુકલયજુર્ની કાણ્વશાખાના બ્રાહ્મણ હતા. એમણે એક વખતે મોટો યજ્ઞ કર્યો હતો. તે વખતે પુનેથી છેલ્લા બાજીરાવ પેશ્વા સરકાર પણ પધાર્યા હતા. યજ્ઞની સમાપ્તિ થતાં બાજીરાવે ચિદં-બર મહારાજના હાથનો પ્રસાદ માગ્યો.

ચિદંબર મહારાજ—મારા હાથનો આપેલો પ્રસાદ પાસેના માણસને નહિ આપતાં તમો જાતે મુકામ સુધી લઇ જાઓ તો તમોને પ્રસાદ આપુ.

બાજીરાવ—મહારાજજી ! બહુ સારૂ, આપની આજ્ઞા પ્ર-માણે કરીશ.

તે સાંભળી ચિદંબર મહારાજે બાજીરાવ પેશ્વા સરકારને પ્રસાદ આપ્યો; પરન્તુ પ્રારબ્ધયોગે બાજીરાવે ભૂલથી ચિદંબર મહારાજના સામેજ તે પ્રસાદ પોતાના માણસને આપ્યો.

ચિદંબર મહારાજ—( દીલગીર થતાં ) આ તમોએ શું કર્યું ! હવે તમારૂ રાજ્ય રહેશે નહિ; પરન્તુ થોડા વખતમાં ત-મારૂં રાજ્ય તમારા આશ્રિતો કરશે તથા બ્રાહ્મણોના ઉપર મોટી આફત આવશે. એવા આપત્તિના વખતમાં જે બ્રાહ્મણ ધૈર્ય ધારણ કરી પોતાનુ નિત્યનૈમિત્તિક કર્મ કરી શાન્ત રહેશે તેઓ સુખી થશે.

ચિદંબર મહારાજના પૌત્ર હાલમાં છે. એમને થઇ

ગયાને લગભગ સવાસો વર્ષ થયાં છે ચિદંબર મહારાજે પોતાનું શરીર મુરગોડ ગામે છોડયું છે. એમની સમાધિની જગ્યાપર બીજે દિવસે ત્રણ ઔદુંબરના છોડ ઉત્પન્ન થયા હતા, તે હાલ પણ છે અને લોકો તેમની પૂજા કરે છે. એ કૈવલ્યાશ્રમમહારાજે પાછળથી ગુર્લાહુસોરમાં નિવાસ કર્યો હતો, તેથી સ્વામી મહારાજ પોતે એ સ્થાનમાં ગયા હતા. એ સ્વામી મોટા અધિકારી હોવાથી તેમની આજ્ઞા લઇ સ્વામીમહારાજ એ ગામની નજીક એલંમા નામે રેણુકા-માતાનું સ્થાન છે (એ સ્થાનમાં રેણુકામાતાનો જન્મ થયો છે)ત્યાં જઇ રેણુકામાતાનાં દર્શન કરી કિષ્કિન્ધાપર થઇ કાર્તિકસ્વામી ગયા.

કાર્તિકસ્વામીના ડુંગરપર ત્રણ દિવસ રહી સ્વામી મહારાજે કુમારશિક્ષા નામનો ગ્રંથ અજ્ઞાનીઓને રસ્તે ચઢાવવા માટે બ-નાવ્યો. ત્યાંથી બાલાજી, કાળહસ્તી, શિવકાંચી, પક્ષાતીર્થ, ચિદં-બરનાથ, શ્વેતારણ્ય, અસ્તાચળ, ઉદયાચળ, કુંભકોણ થઇ માય-વરમ ગયા. ત્યાં નરસોબાવાડીની મંડળી સ્વામી મહારાજને જઇને મળી હતી. ત્યાંથી શ્રીરંગ, મદરામિનાક્ષી, નવપાષાણ થઇ રામેશ્વર જઇ સેતુનાં દર્શન અને દક્ષિણ સમુદ્રનું સ્નાન કરી તંજાવર નજીક સંધ્યામંડપમ ગામે આવી કાવેરી કિનારે ચાતુર્માસ કર્યું.

એ જગ્યાપર તંજાવરના દેશસ્થ બ્રાહ્મણની વિધવા બાઇ એકવીશ વર્ષના દમવાળી આષાઢી પૂર્ણિમાને દિવસે સ્વામી મહારાજનાં દર્શન કરવા આવી હતી. તેને ગાંડાબુવાએ સદ્‌ગુરૂ મહારાજના ચરણનું તીર્થ આપતાં તે બાઇનો રોગ મટી ગયો. એ શ્રદ્ધાનું ફળ છે.

તંજાવરના એક દેવશંકર ત્રવાડીનો બધુ સુબુ નામે ઘણોજ ઉન્મત્ત અને ઉલટે રસ્તે ચાલવાવાળો હતો. તેને શ્રીસ્વામી મહા-રાજે એક યંત્ર કરી આપવાથી તેણે પોતાની કટેવ છોડી દીધી.

એક વખત વાડીમાં પ્લેગ શરૂ થતાં પૂજારી મંડળીએ એની શાન્તિ માટે સ્વામી મહારાજને પૂછાવતાં તેમણે શ્રીદત્ત ભગવાનને પ્રાર્થના કરી પૂછયું.

શ્રીદત્ત ભગવાન—એ વાડીના લોકોને માટે તમોને બેવાર ગંગા કિનારેથી મોકલવા છતાં તે લોકોએ પોતાનો દુષ્ટ સ્વભાવ

છોડયો નથી, માટે હવે તમારે વચમાં પડવું નહિ, હું એ લોકોને મારે સજા કરનાર છું.

તે સાંભળી સ્વામી મહારાજે તે બાબત વાડીના પૂજારી-ઓને લખી જણાવી.

એ પ્લેગમાં નરસોબાવાડીનાં ઘણાં માણસો માર્યાં ગયાં. શ્રીદત્ત ભગવાનની અવકૃપા થતાં પૂજારીઓને ત્યાંના ટાંગાવાળા જોડે અણબનાવ થતાં ટાંગાવાળાનો સરદાર ફરસા જોગળે નામે હતો. તેણે નીચ લોકોને ઉશ્કેરી તુકારામ, ગુંડુ, પંડિત વગેરેને ખુબ માર મરાવી ગામને બળાવવા લાગ્યો, તેથી ગામના તમામ લોકો મહા દુઃખમાં આવી પડયા. કોણ જાણે કઇ વખતે શું થશે, એવી ભયભિત સ્થિતિમાં તમામ લોકોને દેવે નાંખી દીધા. સ્વામી મહારાજની નિંદા કરનાર તુકારામ તો ગામ છોડી નાશી ગયો. એવી રીતનું દુઃખ ભોગવવા છતાં પૂજારીઓએ પોતાના દુર્ગુણને નહિ છોડવાથી દેવ દરરોજ નવાં નવાં દુઃખો ઉત્પન્ન કરી વધારે વધારે દુઃખ દેવા લાગ્યા.

સંધ્યામંડપમ ગામ છોડી તંજાવરમાં આવતાં એક વાસુ-દેવ મરાઠે નામના બ્રાહ્મણને મહામારી થવાથી સ્વામી મહારાજે તેને તે દુઃખથી મુકત કરી પોતાને દેશ મોકલી દીધો.

સ્વામીમહારાજ જંબુકેશ્વર થઇ કાવેરી કિનારે ઇરોળ નજીક શૃંગેરીમઠના શ્રીશંકરાચાર્ય મહારાજનો મુકામ હતો, ત્યાં ગુરૂસ્વા-મીનાં દર્શન માટે જઇ પ્રાર્થનાપૂર્વક વંદન કરવાથી શ્રીશંકરાચાર્ય મહારાજ ખુબ હસવા લાગ્યા. સ્વામી મહારાજને શ્રીદત્ત ભગ-વાનનો અવતાર જાણી બહુ માન સાથે આસન આપી બેસાડી ભિક્ષા માટે બંદોબસ્ત કરાવ્યો, ભિક્ષા થઇ રહ્યા પછી તે જગ્યાએ હજારો માણસ ભેગાં થયાં હતાં તેમને પ્રથમ દ્રાવિડ ભાષામાં સ્વામી મહારાજ કોણ છે તથા કેવા છે. તે કહી શ્રી-શંકરાચાર્ય મહારાજ મહારાષ્ટ્ર ભાષામાં શ્રીવાસુદેવાનંદ સરસ્વતી મહારાજ માટે બોલવા લાગ્યા.

શ્રીશંકરાચાર્ય—હે ભકત લોકો ! તમો આ શ્રીવાસુદેવા-નંદ સરસ્વતી સ્વામી મહારાજને ઓળખતા નથી, તેથી તમોને એમના સ્વરૂપની ખબર નથી, માટે મારે બોલવુ પડે છે. તે

સર્વ મંડળીએ લક્ષ દઇ શ્રવણ કરવું.

એ સ્વામીની મૂળ જન્મભૂમિ કોંકણદેશની છે. એમના માતાપિતા પાસે અનંત કોટી જન્મનાં સુકૃત ભેગાં થવાથી શ્રીદત્ત ભગવાને તેમને ત્યાં અવતાર લીધો છે, માટે આપણે એમનાં માતાપિતાનો મોટો ઉપકાર માનવો જોઇએ. એ આપણા મૂળ શ્રીશંકરાચાર્ય મહારાજના જેવાજ છે, તેમણે પ્રગટ રીતે ધર્મ સ્થાપના કરી હતી અને આ પોતે ગુપ્ત રીતે ધર્મસ્થાપના કરે છે. આ પોતે સનાતન ધર્મના બરાબર યથાવિધિ નિયમ પાળી શરણે આવેલાને ઉપદેશ કરી સદ્‌માર્ગે ચઢાવે છે. આજ એમનાવડેજ આચાર્યપરનાળિકાનો ઉદય થયો છે એમને કોઇ ગમે તેવો નાસ્તિક હોય તે પણ સુધરી જાય છે. એમણે અનેક નાસ્તિકોને સદ્‌માર્ગે લગાડયા છે. એ પોતે આપણા શ્રીશંકરાચાર્ય મહારાજ જેવાજ સર્વગુણસંપન્ન છે. એ પોતે મહા દયાળુ હોવાથી શરણે આવેલા દુઃખી મનુષ્યોને તે તે દુઃખનો શાસ્ત્રના નિયમ પ્રમાણે પરિહાર બનાવી તે તે દુઃખથી મુકત કરે છે, એટલુજ નહિ; પરન્તુ એમણે મરી ગયેલા મનુષ્યોને પણ જીવત કર્યા છે. એમના દર્શનમાત્રે પતિત પાવન થાય છે. એજ કારણથી એ પોતે પગે ચાલીને તીર્થ ઉપર વિચરે છે. એમનાવડેજ આર્યાવર્તના હજારો લોકો સદ્‌માર્ગે લાગી ઇશ્વર ભજન કરે છે આપત્તિના વખતમાં એમણે આપણા આચાર્યોના નામનો પુનઃ ઉદય કર્યો છે. તેથી હું પણ એમનેજ આચાર્ય માનુ છુ અને એમને માટે ઇશ્વર પાસે માગણી કરૂ છું કે, એમના આયુર્દાનો સૂર્ય ચંદ્ર તપે ત્યાંસુધી વૃદ્ધિ થાઓ.

એ પ્રમાણે શ્રીશંકરાચાર્ય મહારાજનાં વચન સાંભળી સર્વ લોકોએ આશ્ચર્યચકિત થઇ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજને નમસ્કાર કર્યા.

શ્રીશંકરાચાર્ય—આપે આ આપત્તિના વખતમાં ધર્મ ઉપર લક્ષ રાખવું જોઇએ. હુ પણ આપણા આચાર્ય શ્રીશંકર ભગવાનની મૂર્તિને લઇને કાલટી જાઉં છુ, ત્યા આચાર્યની જન્મભૂમિ છે. તે જગ્યાપર મૂર્તિને સ્થાપન કરી મારે એટલી માગણી કરવી છે કે, હે ભગવાન ! આપ આપના આર્યાવર્ત દેશ તરફ લક્ષ કરી ધર્મ મર્યાદાનું રક્ષણ કરો. તેજ પ્રમાણે હું આપને પણ કહું છું.

સ્વામી મહારાજ—આપશ્રી સર્વગુણસંપન્ન હોવાથી આજ આચાર્યની ગાદીને શોભાવો રહ્યાછો. આપના મનમાં જે સત્યસંકલ્પ ઉત્પન્ન થયો છે, તેની સિદ્ધિ ઇશ્વરને કરવીજ પડશે. આપે મારે માટે જે વખાણ કર્યાં છે, તેટલી યોગ્યતા મારામાં નથી, છતાં હું આપની આજ્ઞાની બહાર નથી

એ પ્રમાણે અરસપરસનું બોલવું સાંભળી સર્વ લોકો હાથ જોડી જયજયકાર શબ્દ બોલી કહેવા લાગ્યા કે, તમારી ગતિને તમોજ જાણો હે ભગવાન ! તમો બન્ને અમોને ભિન્ન માલમ પડો છો; પરન્તુ તમારૂં એક રૂપ અને એક મન છે. તમો, લોકોને પાવન કરવાને અવતાર લઇ એ પ્રમાણે બોલો છો, એમ કહી સર્વેએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા

સ્વામી મહારાજ શ્રીશંકરાચાર્ય મહારાજની આજ્ઞા લઇ ઇરોળ નજીક કરૂર સ્ટેશનથી ત્રણ ગાઉ ઉપર નેરોર નામે કાવેરી કિનારે ગામ છે. ત્યાં શ્રીસદાશિવેંદ્રસ્વામીની સમાધિનાં દર્શન કરવાને ગયા.

એ શ્રીસદાશિવેંદ્ર મહારાજ મ્હૈસુરમાં ટીપુ સુલતાનના વખતમાં હતા. એમણે બ્રહ્મસૂત્રવૃત્તિ આદિ ગ્રંથો બનાવેલા છે. એ પોતે શરીર છતાં વિદેહમુક્તિ ભોગવતા હતા, તેથી સ્વઇચ્છા પ્રમાણે નગ્ન વિચરતા હતા.

એક વખત એ પોતે કાવેરી કિનારે વિચરતા હતા. તે વખતે પ્રારબ્ધયોગે તે જગ્યાપર ટીપુ સુલતાનના સરદારનો મુકામ પડેલો હતો. સરદારની સ્ત્રીએ સદાશિવેંદ્ર મહારાજને નગ્ન જોઇ પોતાના ધણીને કહ્યુ કે, અમારી નજીક આ કોઇ નગ્ન પુરૂષ ફરે છે.

એ પ્રમાણે પોતાની સ્ત્રીનાં વચન સાંભળી તે સરદાર એકદમ તરવાર લઇને બહાર જોવા આવતાં શ્રીસદાશિવેંદ્ર મહારાજ તે સરદારની નજરે પડ્યા. એ કોઇ કાફર છે એમ જાણી તેણે શ્રીસદાશિવેંદ્ર મહારાજના તરવારવડે બન્ને હાથ કાપી નાંખ્યા. એ પ્રમાણે હાથ કપાવાથી લોહી વહેવા છતાં સદાશિવેંદ્ર મહારાજને શરીરનું ભાન નહિ હોવાથી પોતે પોતાની આનંદવૃત્તિમાં વિચરવા લાગ્યા તે જોઈ એ મ્લેચ્છ સરદાર આશ્ચર્યચકિત થઇ વિચાર કરવા લાગ્યો કે, મે એમના બન્ને હાથ કાપી નાંખ્યા તે

છતાં એમને કંઇ દુઃખ થતું હોય એમ જણાતું નથી, માટે જરૂર એ અલ્લાહ હોવા જોઇએ ! એ પ્રમાણેની સ્થિતિ જોઇ તે સરદારે પોતાની પાસે બ્રાહ્મણો હતા તેમને પૂછયું કે, એ કોણ પુરૂષ હશે ?

બ્રાહ્મણો—એ શ્રીસદાશિવેંદ્રસ્વામી છે, અને અમો એમને ઇશ્વર માનીએ છીએ અમારા લોકોની અંદર જે લોકો એવી રીતની સ્થિતિ ભોગવે છે, તેનેજ ઇશ્વરનો અવતાર કરીને કહે છે.

એ પ્રમાણે સાંભળી તે મ્લેચ્છ સરદાર પોતાના મનમાં બહુજ દુઃખ કરતો સદાશિવેંદ્રસ્વામીનાં પાછળ પાછળ ચાલવા લાગ્યો.

મ્લેચ્છ સરદારને દુઃખ થતું જોઇ સદાશિવેંદ્રસ્વામી વિચાર કરવા લાગ્યા કે, એમના મનને શું કામ દુઃખ કરવું જોઇએ, તેથી હાથને કહેવા લાગ્યાઃ—

તમો શું કામ અહીં પડી રહી એ મ્લેચ્છ સરદારને દુઃખ આપો છો, તમો તમારી જગ્યાએ વળગી જાઓ.

એ પ્રમાણે સદાશિવેંદ્રસ્વામીએ બોલતાં તુરત તે હાથ આવી વળગી જવાથી પ્રથમના જેવાજ થઇ ગયા. તે જોઇ આશ્ચર્યચકિત થતો "અલ્લાહતોબા–અલ્લાહતોબા" કહી પોંચા કરડતો સરદાર કહેવા લાગ્યોઃ—"હિંદુ ફકીર જૈસા આજ તલક મેરે દેખનેમેં નહિ આયા, એ ખુદ અલ્લાહજ હય, ઉસકે લીએ કુચ જાદા બિચાર કરનેકા કામ નહિ હય," એમ કહી અતિશય દુઃખ કરી એ મ્લેચ્છ સરદાર શ્રીસદાશિવેંદ્રસ્વામીને પગે લાગી પોતાના અપરાધની ક્ષમા માગી રૂદન કરી કહેવા લાગ્યો.

મ્લેચ્છ સરદાર—હું ખરેખરો દુષ્ટ મ્લેચ્છ હોવાથી મને આપના સ્વરૂપની ખબર નથી. આપ પોતે અલ્લાતાલા છો, અને હું આપનો બાળક છું, માટે મને મારા અપરાધની ક્ષમા આપવી જોઇએ.

સદાશિવેંદ્ર સ્વામી—મારોને તારો કોઇ જન્મનો એવી રીતનો સંબંધ હશે, તેથી વિના કારણ તારાથી આ પ્રમાણે બન્યું છે; એને માટે તું દુઃખ કરીશ નહિ.

મ્લેચ્છ સરદાર—મારી કસુરને માફ કરી મારાપર આપનો અનુગ્રહ થવો જોઇએ.

એ પ્રમાણે મ્લેચ્છ સરદારની પ્રાર્થના સાંભળી સદાશિવેંદ્ર સ્વામીએ તેને જ્ઞાનનો ઉપદેશ કર્યો, જેથી તેણે એકદમ વૈરાગ્યવાન થઇ સર્વ ઉપાધિને છોડી દઇ સદાશિવેંદ્રસ્વામીના કૃપાથી છેવટ પરમપદની પ્રાપ્તિ કરી. એ સ્વામી મહારાજે છેવટ સમાધિને તૈયાર કરાવી અંદર આસનવાળી બેસી ઉપરથી સમાધિ બંધ કરાવી લીધી છે. એ પ્રમાણે શ્રીસદાશિવેંદ્રસ્વામીની જીવંત સમાધિ છે. એ સમાધિ ઉપર તમામ આચાર્યો અને બ્રાહ્મણો અભિષેક કરી શ્રીસદાશિવેંદ્રસ્વામીની પ્રાર્થના કરી નમસ્કાર કરે છે. એ સમાધિની માનતા લેવાથી આજ પણ અનેક લોકોનાં કાર્ય સિદ્ધ થાય છે, એ જગ્યાએ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજે જઇ પ્રાર્થનાપૂર્વક વંદન કરી ત્યાંથી ફરતા ફરતા તંજાવર જઇ અવધુતરાવ નાગરાજપંથને ત્યાં દત્તજયંતિ કરી. ત્યાંથી નીકળી કાળહસ્તી થઇ શ્રીશૈલ્યની નીચેના ભાગમાં કૃષ્ણા કિનારે આવી સમુદ્ર તરફ કિનારે વિચરવા લાગ્યા. વસંતઋતુનું ક્ષૌર આવવાથી ચૌદશને દિવસે સાયંકાળે કૃષ્ણા કિનારે એક ચામરતી ગામ છે, ત્યા ગયા.

એ ગામમાં ઉતરવાની જગ્યા નહિ મળવાથી કૃષ્ણા નદીને કિનારે જઇ મુકામ કર્યો. ત્યાં ક્ષૌરનો બંદોબસ્ત નહિ થવાથી સ્વામી મહારાજ કૃષ્ણાને કહેવા લાગ્યાઃ—

હે માતા ! તમારૂં અભિમાન રાખવા છતાં તમોને મારૂં અભિમાન હોય એમ જણાતું નથી, માટે હવેથી હું ક્ષૌર કરાવીશ નહિ તથા દંડનો ત્યાગ કરી સ્વઇચ્છા પ્રમાણે વિચરીશ. આજથી મારે તમારી આજ્ઞામાં રહેવાનું કંઇપણ કારણ જણાતું હોય એ દેખાતું નથી. એ પ્રમાણે પ્રાર્થના કરી સ્વામી મહારાજ સુતા, તે વખતે શ્રીકૃષ્ણામાતા દર્શન આપી સ્વામી મહારાજને કહેવા લાગ્યાંઃ—મને તમારૂં અભિમાન છે.

એ પ્રમાણે કૃષ્ણામાતાનાં વચન સાંભળી સ્વામી મહારાજ વંદન કરી પ્રાર્થના કરવા લાગ્યાઃ—

कृष्णानःपातुतृष्णाहृग्मधुरमाचिद्रमासारसाक्षी ।
साक्षीभूताननानांनिखिलमलहरायाहरानंतमूर्तिः ॥
त्रुर्निघ्नीभीर्निनिघ्नासकलहितरतातारतम्यव्यतीताऽ-
तीतावाक्चित्तमार्गजगतिगतिद्यन्त्यातिरेषाविशेषा ॥ १ ॥
कृष्णावेणीसततरुणीवीक्षितामध्यनीवृ-
घोषावेषासुषुमवपुषाभासमानासमाना ॥
मानातीतापिखलुभजतांदृष्यतांयातिमाता-
मातापादेरितउपरिपरिक्रांतिवार्तामर्यीह ॥ ॥ २ ॥
तवगुणगणंवारंवारंसुधारुचिरंचिरं-
भगवतिसतिस्मारंस्मारंपरंत्ववरंवरं ॥
नलषतिमतिःसारंसारंविचार्यपरावरं-
लषतिमहतोदूरंदूरंप्रदर्शयतंपरं ॥ ॥ ३ ॥
कृष्णेकृष्णतनेमनोहरकथेनाथेश्वरिप्रार्थये-
दत्तंदत्तपरंप्रदर्शयपरंनातोबरंत्वर्थये ॥
अन्यंयोटतितेतटनटइवानेकांगधारीहरिः-
संसारारिररिंदमःशमपरःसाक्षाद्यआत्मापरः ॥ ४ ॥
प्रत्यक्प्रवाहितखइत्सुमहत्सुदेव-
उद्यन्स्वयंहरातिहार्दतमःसएव ॥
तीरभ्रमत्यनुदिनंतवभावगम्यं-
तंदर्शयाद्यकृपयाप्यनुपाधिगम्यं ॥ ॥ ५ ॥

એ પ્રમાણે સ્વામી મહારાજે પ્રાર્થનાપૂર્વક વંદન કરતાં તુરત તે સ્વરૂપ અંતર્ધ્યાન થઇ ગયુ.

રાત્રે કૃષ્ણાવેણી માતાએ એ ગામના તમામ લોકોને એકી વખતે એક સરખું ભયંકર સ્વરૂપ બતાવી સ્વપ્નામાં કહ્યું, હે દુષ્ટો ! તમારા ગામમાં સંન્યાસી આવવા છતાં તમોએ તેમને મુકામ આપ્યો નહિ તેથી તમારા ઉપર તેમની અવકૃપા થવાથી થોડા વખતમાં તમો લોકો ઉપર મોટી આપત્તિ આવશે, અને તેમાં તમો વિના મોતે માર્યા જશો. એ આપત્તિમાંથી તમારે બચવું હોય તો તે સ્વામીને શરણે જઈ તમારા અપરાધની ક્ષમા

માગી તેમને પ્રસન્ન કરો.

એ પ્રમાણે સ્વપ્ન થતાં તમામ લોકો જાગૃત થઇ ગયા, અને એક બીજાને પોતપોતાના સ્વપ્નાની વાત કહેવા લાગ્યા. તમામનાં સ્વપ્નાની વાત એકસરખાં મળતી આવવાથી તમામ લોકો ગભરાઇ ગયા.

સવાર થતાં તમામ લોકો શ્રીસ્વામી મહારાજની શોધ કરતા કરતા કૃષ્ણા કિનારે આવતાં ત્યાં સ્વામી મહારાજ દૃષ્ટિએ પડતાં સર્વ લોકોએ સ્વામી મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

ગામ લોક—( રૂદન કરતાં ) અમો લોકો અજ્ઞાની તથા મહા પાપી છીએ, તેથી અમારાથી ગઇ કાલે તમારો આદરસત્કાર થયો નહિ, તેમ તમારા સ્વરૂપને પણ અમો ઓળખી શક્યા નહિ, અમો આપના અજ્ઞાની બાળક છીએ. અમોને આપે બચાવવા હોય તો કૃપા કરી આપે ગામમાં આવી યથાવિધિ ક્ષૌર કરાવવું.

ગામ લોકોના આગ્રહથી સ્વામી મહારાજ ગામમાં ગયા. ત્યાં યથાવિધિ ક્ષૌર કરાવી રહ્યા. ત્યાંથી નીકળી કૃષ્ણા કિનારે મુક્તેશ્વર ક્ષેત્ર જેને હાલ મુક્ત્યાલા કહે છે ત્યાં આવી ચાતુર્માસ કર્યું. એ જગ્યાએ સ્વામી મહારાજે યોગશિક્ષા, વૃદ્ધશિક્ષા અને સ્ત્રીશિક્ષા નામના ગ્રંથો લખ્યા છે.

ચાતુર્માસ પુરૂં કરી સ્વામી મહારાજ હંસલાદેવી (કૃષ્ણા જે જગ્યાએ સમુદ્રમાં મળ્યા છે ત્યાં) આવી સમુદ્ર સંગમનું સ્નાન કરી રાજમહેંદ્રી આવ્યા.

રાજમહેંદ્રીમાં બ્રહ્માનંદસ્વામીના આગ્રહથી થોડા દિવસ રહ્યા. તે સમયે શ્રીસ્વામી મહારાજની આજ્ઞા લઈ બ્રહ્માનંદસ્વામીએ શ્રીદત્ત ભગવાનની પાદુકાની સ્થાપના કરી.

રાજમહેંદ્રી પાસેના કોડર ગામના શાસ્ત્રી શ્રીપાદ આપાની બહેનને પિશાચનો સંબંધ હતો, તેથી તે બેભાન જેવી પડી રહેતી હતી, તેને તે શાસ્ત્રી સ્વામી મહારાજ પાસે લાવી પૂછવા લાગ્યાઃ—

શ્રીપાદ આપા—મહારાજજી ! આ મારી બહેનને કઇ જાતનો વાયુ છે અને એ રોગ માટે મારે શું કરવું ?

સ્વામી મહારાજ—તમે પિશાચને માનો છો ?

શ્રીપાદ આપા—પિશાચ એ એક યોનિ છે; પરન્તુ તેમનો અને મનુષ્યનો સંબંધ થતો હોય એ મેં પ્રત્યક્ષ પ્રમાણથી જોયું નથી.

સ્વામી મહારાજ—ત્યારે હું તમોને બતાવું. આ તમારી બહેનનેજ પિશાચનો સબંધ છે. એમ કહી સ્વામી મહારાજે તેમની પાસે એક મટોડીની ઇટ મંગાવી તેના ઉપર યંત્ર લખી આપી તેનું વિધાન બતાવતાં કહ્યું કે, દરરોજ સંધ્યાકાળે આ ઇટ ઉપર ગુગળનો ધુપ મૂકી બતાવેલા યંત્રને એકવીશ વખત ભણી જવો. એ પ્રમાણે એકવીશ દિવસ કરતાં એ પિશાચ પોતાની હકીકત કહી નીકળી જશે, એ પ્રમાણે કહી સ્વામી મહારાજે તે શાસ્ત્રીને યંત્ર લખી આપ્યો.

સ્વામી મહારાજના કહેવા પ્રમાણે એ શાસ્ત્રીએ પાંચ છ દિવસ કરતાં તે પિશાચે બોલવા માંડયું અને પોતે પિશાચ થયાનું તથા તે બાઇની સાથે સંબંધ થયાનું કારણ કહેવા લાગ્યો.

પિશાચ—હુ નીકળવાનો તો નહિ હતો; પરન્તુ શ્રીસ્વામી મહારાજનો તાપ મારાથી સહન થતો નથી, માટે મારે માટે તમો અમુક કાર્ય કરો એટલે હું ફરીથી આવીશ નહિ, એ પ્રમાણે કહી તે પિશાચ નીકળી ગયો.

શ્રીપાદ આપા શાસ્ત્રીએ પોતાની બહેનને સારી થએલી જોઇ આશ્ચર્ય પામતા સ્વામી મહારાજ પાસે આવી બનેલી હકીકત કહી.

સ્વામી મહારાજ—કેમ, શાસ્ત્રી ! પિશાચ મનુષ્યને પીડા કરે છે એ વાત ખરી છે કે ખોટી ?

શાસ્ત્રી—મહારાજજી ! એવાત ખરી છે. પૂર્વજન્મના ઋણાનુબંધે એનો સંબંધ થાય છે, એ મારી બહેનના ઉપરથી મને બરાબર ખાત્રી થઇ, એમ કહી સ્વામી મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કરી તેમનો મોટો ઉપકાર માનવા લાગ્યો.

એ પ્રમાણે દરેક મનુષ્યની પીડા જવાથી દરેક જગ્યાપર શ્રીસ્વામી મહારાજ પાસે મનુષ્યની બહુ ભારી ભીડ થવા લાગી, અને તૈલંગ-દ્રાવિડ દેશમાં સ્વામી મહારાજને ઇશ્વરનો અવતાર

છે, એમ જાણી મોટા મોટા પંડિત લોકો સ્વામી મહારાજનાં દર્શન માટે આવતા હતા. એ જગ્યાપર સીતારામબુવા શ્રીસ્વામી મહારાજને મળતાં સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાને હરિહરક્ષેત્રે સંન્યાસ માટે થએલા દૃષ્ટાંતની વાત બ્રહ્માનદસ્વામી પાસે સ્વામી મહારાજને કહેવરાવતાં સ્વામી મહારાજ બોલ્યાઃ—

उद्धरेदात्मनाऽऽत्मानं । नात्मानमवसादयेत् ॥
आत्मैवह्यात्मनोबंधु । रात्मैवरिपुरात्मनः ॥

એ પ્રમાણે તમો સીતારામને કહો. એવી રીતે બ્રહ્માનંદસ્વામીએ આવા સીતારામબુવાને કહેતાં પોતે સમજી ગયા કે, સ્વામી મહારાજ મને દેવની આજ્ઞા થયા વિના હાલમાં સંન્યસ્ત આપશે નહિ. એ જગ્યા ઉપર દુર્ગામાસી વગેરે વાડાની મંડળી પણ આવીને મળી હતી. બહુ ભીડ થતાં શ્રીસ્વામી મહારાજ જંગલમાં ઉતરી પડી ગોદાવરી છોડી સીતારામબુવા સહિત ઉત્તર તરફ આવવા લાગ્યા.

નરસોબાવાડીના દત્તુ દિક્ષિતની કન્યા સીતાબાઇ નામનાં છે, એમનું લગ્ન ભાલોડી થયું હતું. એ કન્યા પોતાના પતિની સેવા કરવાવાળાં છતા સ્વરૂપે કાળા હોવાથી તેના પતિએ ફરીથી લગ્ન કર્યું. એ કન્યા ઘણીજ શ્રદ્ધાવાન હોવાથી તેને સ્વામી મહારાજનાં દર્શન થતાં તેમને ઇશ્વર પ્રમાણે માની સ્વામી મહારાજ ચાલતાં ધુળમા તેમના પગ પડયા હતા; તે પગલાંની ધુળ લઇ એક દાબડામાં ભરી રાખી સીતાબાઇ દરરોજ તેની પૂજા કરતાં હતાં.

એ સીતાબાઇને તેના ખોરાકી બદલ તેના પતિએ થોડી જમીન આપવાથી, તેમા તેણે જુવાર વવરાવી હતી. તે જુવાર તૈયાર થતાં તેને ખળામાં લાવી ઝુંડાવી સાફ કરી તેનો ઢગ તૈયાર થતાં એકાએક વાદળા ચઢી આવી એકદમ વરસાદ થયો, તેથી સીતાબાઇ ગભરાઇ રૂદન કરવા લાગી તે વખતે તેના મનમા આવ્યું કે, આવખતે મારૂં રક્ષણ કરનાર સ્વામી મહારાજ વિના બીજું કોઇ નથી, એમ બોલી ઘરમાંથી દાબડી લાવી તેની અંદરની સ્વામી મહારાજના પગની ધુળ લઇ તે ખળાની ફરતી રેખા કાઢી કહેવા લાગી કે, હે શ્રીસ્વામી મહારાજ ! મને આ આપત્તિમાંથી બચાવશો તો હું વાડાએ આવી આપના નિમિત્તે અમુક બ્રાહ્મણ

જમાડીશ, એમ કહી તે સીતાબાઇ સ્વામી મહારાજનું નામ સ્મરણુ કરવા લાગી. તે વખતે ત્યાં બહુજ ભારી વરસાદ થવા છતાં તેના બળામાં વરસાદનો એક છાંટો પણુ પડ્યો નહિ. એ પ્રમાણે જોઇ તે કન્યા ઘણીજ ખુશી થઇ અને વાડીમાં આવી તેણે બ્રાહ્મણુ ભોજન કરાવ્યું. આ બનાવને હાલ ચાર વર્ષ થયાં છે. એ વાતને ભાલોડીના તથા વાડીના તમામ લોકો જાણે છે. એ પ્રમાણે એ શ્રદ્ધાવાન કન્યાનું શ્રીદત્ત ભગવાને રક્ષણુ કર્યું. એ કેવળ શ્રદ્ધાનુ ફળ છે, એવી રીતની એ પવિત્ર કન્યા છતાં એના પતિએ સીતાબાઇનો ત્યાગ કરી બીજી જે સ્ત્રી પરણ્યો તે દરરોજ હજારો વાતો સંભળાવે તેવી શંખીની સ્ત્રીને પરણી તેમાં આનંદ માને છે, એના જેવો મૂર્ખ બીજો કોણુ કહેવાય !

સિદ્ધપુર પાટણુના રણુછોડજીના મંદિરના પૂજારી નામે કૃષ્ણુભટ્ટ ગોપાળભટ્ટ હતા. તેમની સ્વામી મહારાજપર બહુજ ભારી શ્રદ્ધા હતી. જે વખતથી એમને સ્વામી મહારાજનાં દર્શન થયાં ત્યારથીજ દર વર્ષે સ્વામી મહારાજનાં દર્શન કરવાં, એવી રીતનો એમને નિયમ હતો. ગયા સિંહસ્થમાં એ પોતે ગોદાવરીનુ સ્નાન કરી મુકત્યાલામાં શ્રીસ્વામી મહારાજનાં દર્શન કરી ભરૂચ આવી નર્મદાનું સ્નાન કરી ગાંડાબુવાને માટે સ્વામી મહારાજે આપેલો પ્રસાદ ગાંડાબુવાને પહોંચાડી સિદ્ધપુર ચાલ્યા ગયા. ત્યારપછી ફાલ્ગુન માસમાં બીમાર પડવાથી કૃષ્ણુભટ્ટે આતુર સન્યસ્ત લઇ પોતાના પુત્ર તથા તમામ બ્રાહ્મણોને કહેવા લાગ્યા કે, મને સારૂં છે, માટે તમો ભોજન કરીને આવો, એમ કહી પોતે શ્રીરણુછોડજીની મૂર્તિ સામે જઇ આસનવાળી બેસી સ્વામી મહારાજની તથા શ્રીદત્ત ભગવાનની સ્તુતિ કરી મોટેથી પ્રણુવનો ઉચ્ચાર કરી શરીર છોડી દીધું. એ પ્રમાણે કૃષ્ણુભટ્ટે ક્રમમુક્તિની પ્રાપ્તિ કરી. એ કેવળ સ્વામી મહારાજની કૃપાનુ ફળ છે.

બેળગાંવમાં એક ઘોંડોપંથ કાલકુંદરીકર નામે મોટા શાહુકાર હતા તેમના પિતાપર કોઇએ મારણપ્રયોગ કરવા છતાં પ્રારબ્ધયોગે તે બચી ગયા; પરન્તુ તેમની વાચા બંધ થઇ તમામ બાબતની વિસ્મૃતિ થઇ ગઇ. તે વિસ્મૃતિ એટલે સુધી કે, સંધ્યામાં આચમન કરવા માટે તેમને બીજો માણુસ આચમન કરવાનો મંત્ર બોલે ત્યારે તે મનમાં બોલી આચમન કરે,

શ્રીસ્વામી મહારાજ વાડીએ પધારવાથી કાલકુંદરીકર તેમના પિતાને લઇ સ્વામી મહારાજ પાસે આવ્યા. તેમને જોઇને સ્વામી મહારાજે કહ્યું, એમનાપર તમારા કુટુંબના માણસે મારણપ્રયોગ કરાવેલો છે, તેમ એ પ્રયોગ કરાવનાર પણ ખરાબ થયો છે.

કાલકુંદરીકર—મહારાજજી ! મારા પિતાપર આપની કૃપા થવી જોઇએ.

સ્વામી મહારાજ—હાલ જે સ્થિતિમાં તારા પિતા છે એ સ્થિતિમાં રહેવાથી છેવટ એમનુ કલ્યાણ થાય એમ છે, માટે એમાં હાથ ઘાલીશ નહિ.

એ પ્રમાણે સ્વામી મહારાજનાં વચન સાંભળી ઘોંડોપથે આગ્રહ છોડી દીધો છેવટ એમના પિતાનું મૃત્યુ નજીક આવતાં સ્વામી મહારાજની કૃપાથી ત્રણ દિવસ અગાઉ ખબર પડવાથી તેમણે કહ્યું કે, ઘોંડોપંથ બહારગામ ગયા છે, માટે તેમને બોલાવો, મારૂં મૃત્યુ પરમ દિવસે થવાનું છે.

બીજે દિવસે એકાદશીનો ઉપવાસ આવવાથી ઉપવાસ કરી બારશને દિવસે પોતે કાલકુંદરી ગામે નારાયણનું દેવળ બંધાવેલું હતું, ત્યાં દર્શન માટે જઇ દેવનાં દર્શન કરી તેમનો સાથેના માણસોને કહ્યુ, મને બીજી જગ્યાએ દર્શન માટે લઇ જાઓ. તે સાંભળી પાસેના લોકો કહેવા લાગ્યા કે, અત્યારે વરસાદ બહુ પડે છે, માટે પારણાં કરી સાંજે દર્શન માટે જઇશું. એ પ્રમાણે સાંભળી તે ડોસાએ કહ્યુ, ત્યારે તમો મને એકવાર દેવને નમસ્કાર કરી લેવા દો, એમ કહી તે ડોસાએ દેવનીમૂર્તિનું ધ્યાન કરી સાષ્ટાંગ નમસ્કાર કરી ઇશ્વરના નામોચ્ચારની સાથે શરીરછોડીદીધું. ડોસા નમસ્કારકરી નહિઉઠવાથી તેમને પાસેના બ્રાહ્મણો ઉઠાડવા જતાં ડોસાનું શબ તેમના હાથમાં આવ્યું. તે વખતમાં તેમનો પુત્ર ઘોડોપથ ત્યાં આવી પહોંચવાથી તેમણે પોતાના પિતાની તમામ ક્રિયા કરી. એ પ્રમાણે સ્વામી મહારાજપર શ્રદ્ધા રાખવાથી દરેકને ફળની પ્રાપ્તિ થાય છે. આ બનાવ બનવાને હાલ પાંચ વર્ષ થયાં છે.

સ્વામી મહારાજ સીતારામબુવા સહિત જંગલને રસ્તે વૈનગંગા અને ગોદાવરીનો સંગમ થાય છે, તે જગ્યાએ મંથન-

કાળેશ્વર ગામ છે; ત્યાં આવીને રહ્યા. ત્યાં નિવૃત્તિની જગ્યા માલમ પડવાથી એ જગ્યાએ સ્વામી મહારાજનો ચાતુર્માસ કરવાનો વિચાર થયો. તે જાણી શ્રીદત્ત મહારાજે કહ્યુ, હજી ચાતુર્માસના આરભને વાર છે, માટે ધીમે ધીમે આગળ ચાલો.

સ્વામી મહારાજ—આગળ વસ્તીમાં જવાથી બહુ ઉપાધિ નડે છે, માટે હું અહીંયાં જગલમાંજ ચાતુર્માસ કરીશ.

શ્રીદત્ત ભગવાન—એવી અગવડની જગ્યાએ ચાતુર્માસ કરવાનું કંઇજ કામ નથી, માટે આગળ જવું વધારે સારૂ છે.

સ્વામી મહારાજે તે વાત નહિ માનવાથી શ્રીદત્ત ભગવાન યવનનું સ્વરૂપ ધારણ કરી હાથમાં સોટી લઇ સ્વામી મહારાજ પાસે આવી તીરસ્કારના અનેક શબ્દો કહી કહેવા લાગ્યા—તું ઉઠે છે કે નહિ ? તુ અહીંયાંથી આગળ નહિ જાય તો આ સોટીવતી માર પડશે.

એ પ્રમાણે શ્રીદત્ત ભગવાનનું ક્રોધયુકત સ્વરૂપ જોઇ સ્વામી મહારાજ પ્રાર્થના કરવા લાગ્યાઃ—

तवकोपावंदुरुद्रा । तवचापावंदुभद्रा ॥ ॥ १ ॥
तवबाणावंदुर्भीमा । तवबाहुवंदुसोमा ॥ ॥ २ ॥
शिवहोवोबाणतुझा । शिवहोवोचापतुझा ॥ ॥ ३ ॥
शरज्याशिवहोवोते । नित्यरक्षीयाहिमाते ॥ ॥ ४ ॥
पापघ्नीशिवतनूतुझी । गिरिशार्तात्रातमाझी ॥ ५ ॥
परिवारासहआम्हांते । रुद्रराखाशस्त्रहस्ते ॥ ॥ ६ ॥
तवमहिमावासुदेव । वर्णवर्कासदाशिव ॥ ॥ ७ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક વંદન કરતાં શ્રીદત્ત ભગવાનનું ક્રોધયુકત સ્વરૂપ શાન્ત થઇ આનંદમય મનોહર સ્વરૂપ દેખાવા લાગ્યું.

સ્વામી મહારાજ—હે શ્રીગુરૂદેવ ! આપની અહીંયાંથી આગળ જવાની આજ્ઞા છે તો હુ જાઉં છું.

તે સાંભળી શ્રીદત્ત મહારાજ અતર્ધ્યાન થઇ ગયા.

સ્વામી મહારાજ કાળેશ્વર છોડી ધીમે ધીમે વૈનગંગા

કિનારે પવની ગામે આવ્યા. ત્યાં વિઠોબાના મંદિરમાં શાકે ૧૮૩૧ માં ચાતુર્માસ કર્યું.

એ જગ્યાએ બહાર દેશાવરથી હજારો માણુસ આવ્યાં હતાં. એ જગ્યાપર દરરોજ બ્રાહ્મણુ ભોજનનો સમારંભ ચાલ્યો હતો. તેનો બંદોબસ્ત સીતારામબુવા રાખતા હતા.

એ સમારંભમાંથી શિખા વિનાના, પુનર્વિવાહની મદદ કરવાવાળા અને જેણે બ્રાહ્મણુ સિવાય અન્યજાતિને ગુરૂ કર્યો હોય તેવાને બ્રાહ્મણુ છતાં ચંડાળ જાણી સ્વામી મહારાજ પંકિતમાંથી ઉઠાડી મુકાવતા હતા, એવા કર્મચંડાળને દર્શન માટે નજીક પણ આવવા દેતા નહિ, તેજ પ્રમાણે શિખા છતાં જેમણે ભંગીના જેવાં દાઢી મુંડાવી બાબરાં રાખેલાં હોય તેમને પણુ પંકિતમાંથી ઉઠાડી મુકાવતા હતા.

પવનીની આજુબાજુના ગામોમાં બહુ ભારી પ્લેગ ચાલતો હતો તેથી પવનીના લોકો બહુ ગભરાવા લાગ્યા તેવા પ્રસંગમાં શ્રાવણુ વદમા મોરલીધરના મંદિરમાં ગાંડાબુવાનો મુકામ હતો, તે જગ્યામાં એકાએક ઉંદર મરી જવાથી તે બાબતની ખબર સ્વામી મહારાજને કરવાથી સ્વામી મહારાજે શ્રીદત્ત ભગવાને પૂછ્યું, આપની આજ્ઞા પ્રમાણે મેં અહીંયાં ચાતુર્માસનો આરંભ કર્યો તેથી આપના બાળબચ્ચાં આપના દર્શન માટે અહીં આવ્યાં છે. તેની અંદર આજ વિઘ્ન આવે એમ દેખાય છે, માટે હું અહીંયાંથી ચાતુર્માસ પુરૂં થવા અગાઉ ઉઠું છું.

શ્રીદત્ત ભગવાન—તમો સુખે તમારાં ચાતુર્માસની સમાપ્તિ કરો. તમો છો ત્યાંસુધી એ ગામમાં કઇપણુ ઉપાધિ આવશે નહિ.

એ પ્રમાણે શ્રીદત્ત મહારાજનાં વચન સાંભળી સર્વે મંડળીને કહ્યું, તમારે કોઇપણુ બાબતનો મનમાં ડર નહિ રાખતાં ગામમાં ખુશીમાં આવે ત્યાં રહેવું. એ જગ્યાપર નાનાદશપુત્રે અને વિઠલરાવ કાળીકરના કારભારી બળવંતરાવ વગેરે ગૃહસ્થો આવનાર જનારનો બંદોબસ્ત રાખતા હતા.

એ જગ્યાપર નર્મદા કિનારાના મંડલામહારાજપુરના ભૈરવપ્રસાદબાજેપૈ નામનો કાન્યકુબ્જ બ્રાહ્મણુ સ્વામી મહારાજને શરણે આવ્યો હતો, એ બ્રાહ્મણુની સ્ત્રીને પ્રજા થાય કે, તે પ્રજા તુરત

મરી જતી હતી. એ પ્રમાણે ચાર પ્રજા મરી ગયા છતાં પાંચમો પુત્ર થતાં તે પણ જન્મતાં સાથે તુરત મરી ગયો. એ પુત્ર મરી જતાં તે વખતે પ્રસુતિકા ઘરમાં એકાએક મોટો જટાધારી પુરૂષ આવી ત્યાં બેઠેલાં માણુસની વચમાંથી એકાએક તે મરી ગયેલા પુત્રને ઉંચકી ત્યાંને ત્યાં ગુમ થઇ ગયો.

એ પ્રમાણેનો ભયંકર ચમત્કારિક ખેલ જોઇ એ બ્રાહ્મણ તથા એમની સ્ત્રી આદિ તમામ માણસો ગભરાઇ જઈ વિચાર કરવા લાગ્યાં કે, એ મરી ગયેલા પુત્રને એ જટાધારી ઉચકીને ક્યાં લઇ ગયો હશે? એ બાબતની તપાસ કરતા કઇજ પતો લાગ્યો નહિ છેવટ એ બાબતને માટે નર્મદાની પ્રદક્ષિણા કરનારા બ્રાહ્મણ આદિને પૂછતાં તેમાંથી એક મનુષ્યે કહ્યું કે, એ બાબત અમારા જેવાથી જાણી શકાય તેવી નથી, માટે તમો શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજને શોધી કાઢી તેમને પૂછો એટલે તે તમોને એ બાબતને માટે કહેશે, તે પોતે શ્રીદત્ત મહારાજનો અવતાર છે, એટલે એનો પરિહાર બતાવી તમોને એ દુ:ખમાંથી મુક્ત કરશે.

એ બ્રાહ્મણ સ્વામી મહારાજની શોધ કરતો કરતો પવની ગામે આવ્યો અને એ વાત સ્વામી મહારાજને કહી.

સ્વામી મહારાજ—તારા વંશમાંનો અમુક માણસ અમુક કારણથી પિશાચ થવાથી તારી પ્રજાનો નાશ કરે છે તથા તારાં માણસને દુઃખ આપે છે અને તેજ પિશાચ જટાધારીરૂપ ધારણ કરી પ્રસુતિકા ઘરમાં આવી તારા મરી ગયેલા પુત્રના શબને લઇ ગયો છે. જ્યાંસુધી તુ એને એની વાસના પ્રમાણે આપશે નહિ, ત્યાંસુધી એ પિશાચ તારા વંશની વૃદ્ધિ થવા દેશે નહિ.

ભૈરવપ્રસાદ બાજેપૈ—મહારાજ ! આપ જે પ્રમાણે કહેશો તે પ્રમાણે એ પિશાચ માટે હું કરવાને કબુલ છું.

એ પ્રમાણે એ બ્રાહ્મણનાં વચન સાંભળી સ્વામી મહારાજે એ બ્રાહ્મણને એ પિશાચના મુક્તિ માટે નારાયણબળી, એક હજાર વિષ્ણુસહસ્રના પાઠ અને કૃચ્છ્ર આદિ પ્રાયશ્ચિત બતાવી એક યંત્ર કરી આપી કહ્યું કે, મારા કહેવા પ્રમાણે સારા બ્રાહ્મણો પાસે તું યથાવિધિ કરાવશે તો પાછળથી તારાવંશની વૃદ્ધિ થવામાં

વિઘ્ન આવશે નહિ. સ્વામી મહારાજના કહેવા પ્રમાણે કરવાથી તે બ્રાહ્મણ એ દુ:ખમાંથી મુકત થયો.

ભાદ્રપદ પૂર્ણિમાને દિવસે સ્વામી મહારાજનું ચાતુર્માસ સમાપ્ત થવાથી સીમાઉલ્લંઘન વખતે દર્શન માટે ઓછામાં ઓછાં એક લાખ માણુસ ભેગાં થયાં હતાં, તેથી વેનગંગા કિનારો સ્વર્ગભુવનના જેવો દેખાવ આપતો હતો. તે વખતે સંધ્યાકાળ થવાથી તમામ લોકોએ લાખોલાખ ઘીના દીવા કરી ગંગાજીમાં છોડયા હતા. ગામમાં પણુ દરેક માણુસે તેજ પ્રમાણે દીવાની રોશની પોતપોતાનાં આંગણુામાં કરી હતી. હજારો સાૈભાગ્યવતી સ્ત્રીઓ ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકાર ધારણુ કરી સ્વામી મહારાજની આરતી ઓવાળતી હતી, તે વખતે અનેક પ્રકારનાં વાજીત્રના ઘોષ થઇ રહ્યા હતા. ત્યાં અનેક વૈદીક લોકો આવેલા હોવાથી જ્યાં ત્યા વેદનો ઘોષ સભળાતો હતો. હરદાસની કથા કરનારા અનેક આવેલા હોવાથી તે લોકો ભજન કરતા હતા. શાસ્ત્રી પુરાણીઓ નાવડીમાં બેસી શાસ્ત્ર પુરાણુની ચર્ચા કરતા હતા, વૈનગંગામાં જયાં ત્યા નાવડાઓ મનુષ્યની ભરેલી જોવામાં આવતી હતી સ્વામી મહારાજ નાવડામા બેસી કિનારાના તમામ માણુસોને દર્શન આપતા આપતા વિશ્વરૂપ દર્શન માટે સામે પાર જતાં તમામ લોકો સ્વામી મહારાજના ઉપર પુષ્પ વધાવતા હતા. લગભગ રાત્રે સાત વાગે સામે પાર સ્વામી મહારાજ પહોંચતાં ત્યાં વાડીના પૂજારીઓ પાસે તમામે મળી સ્વામી મહારાજની અર્ધ્યપાદ્ય પૂજા કરાવી હતી. પૂજા, આરતી અને મંત્રપુષ્પાંજલી થયા પછી ગીતાના અગિઆરમા વિશ્વરૂપ દર્શનના અધ્યાયવતી સ્વામી મહારાજે ઇશ્વરની સ્તુતિ કર્યા પછી તમામને પ્રસાદ આપ્યો, ત્યારપછી પાછા નાવડામા બેસી લગભગ રાત્રે અગિઆર વાગે મોરલીધરના મંદિરમાં આવ્યા. ત્યાં વિઠલરાવ કાળીકરે માનપૂર્વક તમામને બેસાડી સ્વામી મહારાજની આજ્ઞાથી પ્રસાદ વેહેંચ્યો હતો. એ દિવસના સમારંભ વખતે સ્વામી મહારાજ પોતે શ્રીદત્ત મહારાજ હોય એ પ્રમાણે બરાબર લોકોને દેખાતુ હતુ. તે વખતે દરેક મનુષ્ય પોતાના દેહનું ભાન વીસરી ગયાં હતાં, તેથી દરેકને વૈકુંઠ ભુવન જેવું સુખ લાગતું હતુ.

બીજે દિવસે મોરલીધરના મંદિરના માલીક વિઠલરાવ કાળી-કર મુનસફ સાહેબે સ્વામી મહારાજને ભિક્ષા માટે રોકી બે અઢી હજાર બ્રાહ્મણની રસોઇ કરી સ્વામી મહારાજને મધુકરી ભિક્ષા આપી હતી.

નરસોબાવાડીના પૂજારીપર શ્રીદત્ત ભગવાનની અવકૃપા થવાથી બહુ ભારી દુઃખમાં આવી પડવાથી તે દુઃખથી મુકત થવા સ્વામી મહારાજને બોલાવવા માટે અગ્નિહોત્રીબુવા, દતુવામન, અંતોબા વગેરેએ આવી પોતાના દુઃખની વાત સ્વામી મહારાજને કહી તમામ રૂદન કરી કહેવા લાગ્યા.

પૂજારીઓ—હે ભગવાન ! આપ શ્રીદત્ત ભગવાન છો અને અમો તમારાં બાળક છીએ, માટે અમારી કસુર માફ કરી આપના બાળકોને દુઃખમાંથી મુકત કરવાં જોઇએ. હવે અમારાથી વાડીમાં નીચ લોકોના તરફનું દુઃખ સહન થતું નથી. આપ વાડી નહિ આવશો તો અમો પણ વાડી નહિ જતાં ગમે ત્યાં આપઘાત કરીને શરીર છોડી દઇશું, એમ કહી સાષ્ટાંગ નમસ્કાર કરી પ્રાર્થના કરે છેઃ—

मा(?)कोणगतिगुरुनाथा। कधितारिसिदीनानाथा ॥ ध्रु० ॥
मनापासुनियासांगावें । दासासीधन्यकरावें ॥ १ ॥
कोणासांकडेंहेघालुं । कोण्यादेवाशरणाचिजाउं ॥ २ ॥
कांरंधरिलासिअबोला । जिवमाझाव्याकुळझाला ॥ ३ ॥
बाळकासिजैशीमाय । गजाननातुझेपाय ॥ ४ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરતાં શ્રીદત્ત ભગવાને સ્વામી મહારાજને કહ્યું કે, હાલ ઉત્તર તરફ જવું બંધ રાખી પાછા આવેલે રસ્તે જાઓ.

સ્વામી મહારાજ—પૂજારીઓ ! તમો વાડી ચાલો, હું પણ શ્રીદત્ત ભગવાની આજ્ઞાથી તે બાજુ આવું છું.

એ પ્રમાણે સ્વામી મહારાજનાં વચન સાંભળી સર્વને ખુબ આનંદ થયો અને સર્વેએ ભોજન કર્યું.

સાવંતવાડીના એક ગૃહસ્થ નારાયણરાવ ઉકડવીલ કરીને

પવની આવેલા હતા. તે પ્રથમ તદ્દન નાસ્તિક હોવાથી પુનર્જન્મને પણ માનતા નહોતા. એ પોતે સાવતવાડીમાં અવલકારકુન હતા. પ્રારબ્ધયોગે પ્રથમ તેમને વિષ્ણુ અણ્ણાઉકરની ગાંઠ પડતાં તેમણે કહ્યું કે, તમો દરરોજ મારે ત્યાં આવીને બેસો એટલે તમોને પુનર્જન્મની ખાત્રી થશે. તે ઉપરથી નારાયણરાવ દરરોજ તેમને ત્યાં જવા લાગ્યા. એ અણ્ણાઉકરની વાત આગળ આવી ગઇ છે તેને બસો પાંસઠ વર્ષના બ્રહ્મરાક્ષસનો સબંધ થવાથી તેનાવડે તે અનેક મનુષ્યને પિશાચાદિ પીડાથી મુકત કરતો હતો.

એ બાબત નારાયણરાવના જોવામાં આવવાથી વિચાર કરવા લાગ્યા કે, આ જગ્યાએ કઇ ઢોંગ નથી, પરન્તુ તે ખરેખરી બાબત પ્રત્યક્ષ જોવામાં આવે છે. એ પિશાચો પોતાના પૂર્વજન્મની તમામ હકીકત કહી પિશાચ થવાનુ તથા સામાને પીડા આપવાનું કારણ પણ કહે છે, એટલુંજ નહિ; પરન્તુ તેમની માગણી પ્રમાણે કરવાથી સામો માણસ પોતાના દુઃખથી પણ મુકત થાય છે. એ ઉપરથી પુનર્જન્મ છે, એવો મને નિશ્ચય થાય છે. જ્યારે પુનર્જન્મ છે, ત્યારે કર્મ હોવાંજ જોઇએ ! જ્યારે કર્મ છે ત્યારે શુભાશુભ કર્મના ભેદ પણ સત્ય છે. જયારે કર્મના ભેદ પણ સત્ય છે, ત્યારે શાસ્ત્રે કહેલી બાબતો પણ સત્યજ છે. જ્યારે શાસ્ત્ર સત્ય છે, ત્યારે શાસ્ત્રમાં બતાવેલાં વર્ણાશ્રમનાં કર્મ દરેક મનુષ્યોએ અવશ્ય કરીને કરવાંજ જોઇએ. એ પ્રમાણે નિશ્ચય થતાં નારાયણરાવ સ્વામી મહારાજને શરણે માણગાવ ગયો હતો. ત્યાર પછી એ પોતે સધ્યાદિ ષટ્કર્મ બરાબર કરી શ્રીદત્ત ભગવાનની ઉપાસના કરવા લાગ્યો.

સ્વામી મહારાજે કરેલુ સંસ્કૃત ગુરૂ ચરિત્ર છપાવી નારાયણરાવ લોકોને મફત આપે છે. પાછળથી નારાયણરાવમાં એટલી બધી શ્રદ્ધા વધી ગઇ કે, ઇશ્વરી કર્મની અદર વખત નહિ મળવાથી નોકરી છોડવાનો વિચાર કર્યો. છેવટ સ્વામી મહારાજની આજ્ઞા મળતાં નોકરી છોડી પેનશન મળતું હતું, તે નહિ લેતાં ગામમાંથી ભિક્ષા માગી લાવી ખાઇ પતિ પત્ની બન્ને શ્રીદત્ત ભગવાનની સેવા કરવા લાગ્યાં. નારાયણરાવે સ્વામી મહારાજની આજ્ઞાથી ગાયત્રી પુરશ્ચરણ કર્યું,

સ્વામી મહારાજ પવની હતા. તે વખતે શ્રીદત્ત ભગવાને નારાયણરાવને સ્વપ્નામાં દર્શન આપી કહ્યું કે, તું સંસ્કૃત ગુરૂ ચરિત્રનો સ્વાહાકાર કર.

એ પ્રમાણે સાંભળી બીજે દિવસે નારાયણરાવે શ્રીદત્ત ભગવાનને પ્રાર્થના કરી કહ્યુ કે, મારા પાસે પૈસા નથી. તે ઉપરથી પાછુ રાત્રે સ્વપ્નામાં શ્રીદત્ત ભગવાને કહ્યુ, અહીંયાં જડજ છે તે સારા બ્રાહ્મણ છે, તેમની પાસે જવાથી તને પૈસા મળશે

બીજે દિવસે નારાયણરાવે જડજ પાસે જઇ દ્રષ્ટાંતની વાત કરતાં તુરત તેમણે પૈસા આપવાને હા પાડી, એટલામા વાડીમા પ્લેગ શરૂ થયો તે ઉપરથી નારાયણરાવે દેવની પ્રાર્થના કરવાથી દેવે કહ્યું કે, પ્લેગને હુ બંધ કરૂં છુ. તુ સ્વામી મહારાજના ગુરૂચરિત્રનો સ્વાહાકાર કર. એ પ્રમાણે સ્વપ્નામાં દ્રષ્ટાંત થતાં બીજે દિવસથી પ્લેગ મટી ગયો.

એ બાબત નારાયણરાવે સ્વામી મહારાજને લખી જણાવી સ્વાહાકાર માટે આજ્ઞા માગી. સ્વામી મહારાજે નારાયણરાવને ગુરૂ ચરિત્રની સ્વાહાકાર માટે ના લખી; લખ્યુ કે, પુરાણનો સ્વાહાકાર થાય નહિ.

શ્રીદત્ત ભગવાને નારાયણરાવને રાત્રે સ્વપ્નામાં કહ્યું કે, કોલ્હાપુરના જ્યોતિષપથે ભાગવતનો સ્વાહાકાર કર્યો છે, માટે તું પણ ગુરૂ ચરિત્રનો સ્વાહાકાર કર.

એ પ્રમાણે દેવના કહેવા છતાં નારાયણરાવે પોતાના ભોળપણને લીધે સ્વાહાકાર નહિ કરતાં એ બાબત સ્વામી મહારાજને પવની લખી જણાવતાં સ્વામી મહારાજે સ્વાહાકાર કરવાની ના પાડી. એ બાબત ગાંડાબુવાના જાણવામાં આવી, જેથી સ્વામી મહારાજને કહેવા લાગ્યા:—

ગુરૂજી ! તમો સ્વાહાકાર કરવા માટે નારાયણરાવને શું કામ ના લખો છો ?

સ્વામી મહારાજ—આજકાલના મારા જેવા અજ્ઞાનીના લખેલા પુસ્તકનો સ્વાહાકાર થાય નહિ. મારા જેવાનાં લખેલાં પુસ્તક વાંચવાં પણ નહિ.

ગાંડાબુવા—ગુરૂજી ! આપનાં લખેલાં સંસ્કૃત અને પ્રાકૃત પુસ્તકને હું તો વેદાક્ષર માનું છુ, એ પ્રમાણે નહિ હોય તો પછી શ્રીદત્ત મહારાજ નારાયણરાવને સ્વાહાકાર કરવા માટે આટલો આગ્રહ શુ કામ કરે ! એક બાજુથી તમો કરવાને આગ્રહ પણ કરતા જાઓ છો અને બીજી બાજુથી તમો ના પણ કહેતા જાઓ છો, એની અંદર અમારા જેવા અજ્ઞાનીઓએ શુ કરવું ? એ લીલામા મને તો સમજ પડતી નથી.

સ્વામી મહારાજ—શુ ! દેવ ગમે તેવી ભળતી વાત કહે તેને પણ કરવી ?

ગાંડાબુવા—ગુરૂજી ! કરવીજ જોઇએ, અમારા જેવા પામરથી દેવના આજ્ઞાનું કેવી રીતે ઉલ્લઘન થાય !

સ્વામી મહારાજ—ત્યારે હું કહુ તે ખરૂ, કે દેવ કહે તે ખરૂ ?

ગાંડાબુવા—ગુરૂજી ! હું તો આપની અને દેવની બન્ને વાતને ખરી માનુ છુ; કારણ આપ અને દેવ જુદા નથી.

સ્વામી મહારાજ—જ્યારે તુ બન્નેમાં ભેદ જોતો નથી, ત્યારે તો હું કહું તેજ તારે કરવું જોઇએ.

ગાંડાબુવા—એ બાબતમાં નારાયણરાવને આપની આજ્ઞા માગવાનું કામજ નહોતુ, મને જો એ પ્રમાણે શ્રીદત્ત મહારાજે આજ્ઞા કરી હોત તો પ્રથમ સ્વાહાકાર કરી પછીથી આપને લખી જણાવત; કારણ પોતાના લખેલા ગ્રથને માટે પોતે આજ્ઞા આપે નહિ. આજ્ઞા આપવાથી શાસ્ત્રમર્યાદાનુ ઉલ્લઘન થાય છે.

એ પ્રમાણે ગાંડાબુવાનાં વચન સાંભળી સ્વામી મહારાજ હસવા લાગ્યા અને નારાયણરાવને સ્વાહાકાર કરવાને ના લખી મોકલી તેથી નારાયણરાવે ગુરૂચરિત્રનાં દશ પારાયણ કરાવી બ્રાહ્મણ ભોજન કરાવ્યું. આ ઉપરથી સ્વામી મહારાજના લખેલા ગ્રંથોની બુદ્ધિમાનને કિમત સમજાશે અને સ્વામી મહારાજ દેવ છે કે મનુષ્ય છે તે પણ સેહેજ સમજાશે.

એ નારાયણરાવને પવનીમાં સ્વામી મહારાજે પોતાને ઓઢવાના વસ્ત્રનો પ્રસાદ આપ્યો હતો. તે લઇને પોતે સાવંતવાડી

ચાલ્યા ગયા. સાવંતવાડી આવ્યા પછી નારાયણરાવના ભાઇને એકાએક અર્ધાંગવાયુ થવાથી અરધુ શરીર જુદુ થઇ ગયું, તેને માટે અનેક દવા કરવા છતાં નહિ મટવાથી અને એવા વખતમાં સ્વામી મહારાજ નરસોબાવાડીમાં આવવાથી દર્શન માટે આવવાને નારાયણરાવ બહુ ફીકરમાં પડી ગયા. એક દિવસ નારાયણરાવ શ્રીસદ્‌ગુરૂ મહારાજનું ધ્યાન કરી સૂતા પછી સ્વપ્નામાં સ્વામી મહારાજે આવીને કહ્યું, તું શુ કામ ફીકર કરે છે, ઘોંડોપથને તું દેવના તીર્થ અંગારા આપ એટલે મટી જશે.

એ પ્રમાણે સાંભળી બીજે દિવસે દેવની પૂજા કરી તીર્થ અંગારા આપતાં પોતાના ભાઇનો અર્ધાંગવાયુ મટી સારૂ થઇ ગયું. ત્યારપછી નારાયણરાવ દર્શન માટે વાડીએ આવ્યા હતા. એ પ્રમાણે ઇશ્વર શ્રદ્ધાવાનનું રક્ષણ કરે છે.

સ્વામી મહારાજે ભાદ્રપદ વદ પ્રતિપદાને દિવસે પવની છોડી જંગલમાં શિરશાળ ગામે જઇને મુકામ કર્યો, ત્યાં બીજે દિવસે સીતારામબુવાએ પિતાજીનુ સાંવત્સરીક શ્રાદ્ધ કર્યુ હતું. ત્યાંથી જગલને રસ્તે ગાંડાબુવા સહિત માહોરગઢ જવા માટે બોરી ગામે આવ્યા. એ વખતે ગાંડાબુવાની તબીઅત બિમાર હતી તેથી બોરી ગામે ત્રણ દિવસ રહ્યા.

એ ગામના પટવારીની બાઇને વિલક્ષણ બાળક જન્મ્યું હતું. તે બાળકને કોઇપણ અવયવ નહિ હતા. એક ફકત નાનું સરખુ મોં હતું. એવી રીતનું બાળકનુ બિહામણું સ્વરૂપ જોઇ તે બાઇના શરીરમાં રોગ થવાથી તે બાઇએ આવી સ્વામી મહારાજને કહ્યું કે, મને ભૂત જન્મ્યુ હતું ત્યારથી તે ભયને લીધે મારૂં શરીર બગડયું છે.

સ્વામી મહારાજ—તારા કુટુંબમાં અમુક પિશાચ થયું છે તેથી એ પ્રમાણે થયું છે, એમ કહી તેને માટે પરિહાર બતાવી એક યત્ર કરી આપ્યો.

સાવતવાડીમાં એ પ્રમાણે એક બાઇને રાક્ષસ જન્મ્યો હતો. તેને મોટા મોટા દાંતો હતા. જે જન્મતાંની સાથે મોં મોટું કરી બીજા માણસને ખાવા માટે દોડવા માંડયું, તે જોઇ તેને બંદુકનો ગોળાબાર કરી મારી નાંખ્યો.

મંથનકાળેશ્વરમાં એક બ્રાહ્મણની બાઇને એક પુત્ર અને એક સાપ એ પ્રમાણે પ્રસવ થયો હતો. તે સાપ દશ વર્ષ સુધી જીવંત રહ્યા હતો. તેને તે બ્રાહ્મણે ઉપવીતનો સસ્કાર કરાવ્યો હતો તે સાપ કોઇને કરડતો નહોતો; પરન્તુ પોતાના ભાઇના સાથે જ્યાં ત્યાં બધાં બાળક સાથે ખેલતો હતો. પ્રારબ્ધયોગે તેનાપર અંધારામાં વજન મુકાવાથી તે સાપ મરી ગયો હતો. એ પ્રમાણે પોતપોતાના કર્માનુસારે મનુષ્ય યોનિમાં પણ જન્મ આવે છે, તેટલા માટે દરેકે સત્કર્મ કરવાં જોઇએ.

બોરીથી નીકળી સ્વામી મહારાજ ઉનકદેવ આવ્યા. એ જગ્યાએ પૂર્વે સરભંગ ઋષિનો આશ્રમ હતો. એ ઋષિને મળવા માટે વનવાસ વખતે શ્રીરામચંદ્ર સીતામાતા સહિત આવ્યા હતા. તે વખતે સરભંગ મહારાજે શ્રીરામચંદ્રને કહ્યું હતું કે, મારી બહુ વૃદ્ધાવસ્થા થવાથી અને પૂર્વના પ્રારબ્ધને લીધે શરીરમાં રોગ થવાથી મારાથી ઠંડા પાણીવડે સ્નાન થઇ શકતું નથી, માટે તમો અગ્ન્યાસ્ત્ર બાણ મારી મારે માટે સર્વ તીર્થને ગરમ પાણી રૂપે પ્રગટ કરો.

એ પ્રમાણે સરભગ ઋષિની માગણીથી શ્રીરામચંદ્રજીએ અગ્ન્યાસ્ત્ર બાણ મારી ગરમ જળ સર્વતીર્થરૂપે પ્રગટ કર્યું. તે તીર્થને હાલ ઉનકદેવ કહે છે. એ માહોરગઢની નીચે આઠ ગાઉ ઉપર છે. એ જગ્યાપર ગરમ પાણીના અને ઠંઠા પાણીના કુંડો છે, તેમાંથી પાણી વહ્યા કરે છે. એ ગરમ પાણી આપણને નહાવા માટે જોઇએ તેટલુ ગરમ અને ઘણુંજ સ્વચ્છ છે. તેની અંદર કોઇપણ જાતની બીલકુલ વાસ નથી. એ ગરમ જળમાં આપણે થોડીવાર બેસી રહેવાથી શરીર ખુબ હલકું થઇ એકદમ ઘણીજ ભૂખ લાગે છે. બિમાર માણસને થોડીવાર તે જળમાં બેસાડી તેને વસ્ત્ર ઓઢાડીને સુવાડતાં એકદમ ખુબ પસીના છુટી શરીર હલકું બની જાય છે. એ જગ્યાપર સ્વામી મહારાજ વગેરે સર્વ મંડળીએ સ્નાન કર્યું અને ત્યાંથી ત્રીજે દિવસે માહોરગઢ આવ્યા.

માહોરગઢમાં માતૃતીર્થમાં સ્નાન કરી ડુંગરપર જઇ રેણુકા માતા તથા અનસૂયા અત્રિ મહારાજનાં દર્શન કરી સ્વામી મહા રાજ શ્રીદત્ત ભગવાનને પ્રાર્થનાપૂર્વક વંદન કરી માહોરગઢની નીચે

પુલસાંબી ગામે આવી ગુરૂદ્વાદશી કરી. ત્યાંથી આગળ ચાલતાં શ્રીદત્ત ભગવાને સ્વામી મહારાજને કહ્યું કે, વાડી જવાનું કંઈ કામ નથી, તમો અહીંયાંથી પાછા ફરો તમોને પવનીમાં ગાવેલે રસ્ત જવાને કહ્યુ હતું એટલે આવેલે રસ્તે તૈલંગ મુલક માંથી રામેશ્વર થઇ નરસોબાવાડી તરફ આવવું.

એ પ્રમાણે વાડી આવતાં રસ્તાના રોકાણથી ત્રણ ચાર ચાતુર્માસ નીકળી જાય એમ હતુ એ પ્રમાણે શ્રીદત્ત ભગવાનની આજ્ઞા થવા છતા સ્વામી મહારાજ તે આજ્ઞાનો સ્વિકાર નહિ કરતાં આગળ ચાલ્યા.

શ્રીદત્ત ભગવાનને તે બાબત ઠીક નહિ લાગવાથી એકદમ સ્વામી મહારાજને સંધિવા આણ્યો ઉઠી શકાય નહિ એ પ્રમાણે કરી દીધું.

સ્વામી મહારાજ—હે ભગવાન ! મેં વાડીના પૂજારીઓને કહ્યું છે કે, તમો વાડી ચાલો, હુ તમારી પાછળ આવુ છું, તેથી આ વખત તમો ગમે તેમ કરશો તોપણ હુ વાડી ગયા વિના રહીશ નહિ. ગઇ સાલ પણ તમોએ એ પ્રમાણે કર્યું હતું. તે વખત હું વાડી જવાનું છોડી ઉત્તર તરફ આવ્યો, એમ વારવાર વચન ફેરવવું એ ઠીક નહિ, માટે આ વખત વાડી જઇશ; છતાં તમારે નહિ જવા દેવું હોયતો આ શરીર તમારૂં છે તેને તમો લઇ લો, એમ કહી ઉઠી નહિ શકાય તેવી સ્થિતિમાં સ્વામી મહારાજ દરરોજ પાંચથી સાત ગાઉ ચાલતા હતા. એવા રીતના શરીર ઉપાધિમાં જીવનમુકતદશા ભોગવનાર સિવાય અન્યથી પીશાબ કરવાને પણ ઉઠી શકાય નહિ. એવી રીતનો એ સંધિવાયુ હતો. એ વાયુએ પચીશ દિવસ સરખી ઉપાધિ રાખી હતી. એવી અવસ્થામાં સ્વામી મહારાજને ચાલતા જોઈ દેવે તેમના શરીરમાં મહા ભયંકર જ્વર ઉત્પન્ન કર્યો, તેમ છતાં પણ જ્યારે સ્વામી મહારાજ ચાલતા અટકયા નહિ ત્યારે દેવે કહ્યું કે, તમો મારૂં કહ્યું માનતા નથી, માટે ગોદાવરી નદી ઉતરતાં તમારાપર વારંટ કહાડીશ.

એવી સ્થિતિમાં સ્વામી મહારાજ, ગાંડાબુવા તથા સીતારામબુવા સહિત વરાડમાં હિંગોળી ગામે આવ્યા. હિંગોળી ગામે

સ્વામી મહારાજનાં દર્શન માટે લાખો મનુષ્ય ભેગાં થયાં હતાં. એ જગ્યાપર દરરોજ ત્રણ હજાર બ્રાહ્મણને જમવા માટે રસોઇ થતી હતી, ત્યાં આવનાર જનારનો બંદોબસ્ત જયંતરાવ તથા દાજીસાહેબ વગેરેએ રાખ્યો હતો. ત્યાંથી નરસો, આજેગામ આદિ ગામે થઇ રણાપુર આવીને દત્તજયંતિ કરી.

રસ્તામાં દરરોજ પાંચસો સાતસો બ્રાહ્મણની રસોઇ થતી હતી અને દરેક ગામે તમામ બ્રાહ્મણની સૌભાગ્યવતી સ્ત્રીઓને ચોખા માટે ખંડ [illegible] કંકુ સ્વામી મહારાજ અપાવતા હતા. એ પ્રસંગમાં નરસોબાના વાડીના લોકોને શૂદ્રલોકોએ ત્રાસ આપવાથી ગુરુ. પંડિત વગેરે મંડળી આવી સ્વામી મહારાજને મળી. તેમના દુઃખનો પરિહાર કરવા માટે સ્વામી મહારાજે તેમને શ્રીદત્ત મહારાજની આજ્ઞાથી મંત્ર પ્રયોગ બતાવી કહ્યું, તમો આ મંત્રનો શ્રદ્ધા ભકિતથી જપ કરશો તો થોડા વખતમાં તમારી ઉપાધિ દેવ મટાડી દેશે. સ્વામી મહારાજના બતાવ્યા પ્રમાણે પૂજારીઓએ વર્તવાથી ને શૂદ્રોમાં માંહોમાંહેમાં તકરાર ઉઠવાથી તેમણે પોતાનાં ત્રણ માણસોને મારી નાંખ્યાં. તેની તપાસ કોલ્હાપુર સરકાર તરફથી થતાં પૂજારીઓને ઉપાધિ કરનાર તમામ શૂદ્રોને સજા થઇ. તેમાં કેટલાકને કાળાપાણીની, કેટલાકને જન્મ કેદની અને કેટલાકને આઠ દશ વરસ સુધીની સજા થતાં વાડીના લોકોની ઉપાધિ મટી ગઇ.

સ્વામી મહારાજે ગોદાવરી નદી ઉતરી માસલા ગામે મુકામ કર્યો તે દિવસે દેવના કહેવા પ્રમાણે વારંટ નીકળતાં સ્વામી મહારાજને ગુદા વાટે લોહી પડવા માંડયું. એવી સ્થિતિમાં ધીમે ધીમે બારસી ગામે આવ્યા.

એ બારસી શહેરમાં આગળ અંબરીષ રાજાની રાજધાની હતી. એ જગ્યાએ એકાદશીનાં પારણાં નિમિત્તે દુર્વાસાઋષિએ અંબરીષ રાજાને શાપ આપવાથી શ્રીમહવિષ્ણુ પોતાના ભકતનું રક્ષણ કરવા માટે સગુણ સ્વરૂપ પ્રગટ કરી દુર્વાસાઋષિને કહેવા લાગ્યાઃ—

હે ઋષિ ! તમોએ મારા ભકતને સેહેજ કસુર બદલ ભયંકર શાપ આપ્યો, એ બાબત મને ઠીક નહિ લાગવાથી હું પ્રગટ

થઈ આપની પાસે માગણી કરૂં છું કે, મારાપર કૃપા કરી આપ મારા ભકતને શાપથી મુકત કરો અને તેમના બદલ મને શાપ આપો.

એ પ્રમાણે શ્રીવિષ્ણુ ભગવાનનાં વચન સાંભળી દુર્વાસાઋષિ વિચાર કરવા લાગ્યા કે, રાજાને શાપ ભોગવાવવાથી કંઈ જગતનું કલ્યાણ થાય તેમ નથી, માટે જગતનું કલ્યાણ કરવા માટે રાજા બદલ વિષ્ણુ ભગવાનને શાપ આપવો એ વધારે સારૂંછે

દુર્વાસાઋષિ—હે ભગવાન ! તમારી એવી રીતની માગણી છે તો તમારા ભકત બદલ તમો મૃત્યુલોકમાં આવી નાના પ્રકારની યોનિમાં જન્મ લો.

એ પ્રમાણે દુર્વાસાઋષિનાં વચન સાંભળી વિષ્ણુ ભગવાન પ્રસન્ન થયા અને દુર્વાસાઋષિના શાપના કારણથી મહા વિષ્ણુ દશ અવતાર લેવાને કબુલ કરી અંતર્ધ્યાન થઈ ગયા.

એ પ્રમાણે આ જગતના ઉપર દુર્વાસાઋષિએ મોટો ઉપકાર કર્યો છે.

એ બારસી શહેરમાં જે જગ્યાએ અંબરીષ રાજાનો મહેલ હતો તે જગ્યાએ હાલ શ્રીવિષ્ણુ ભગવાનનુ મંદિર છે અને તેમની નજીક દુર્વાસાઋષિનો આશ્રમ છે એ જગ્યાએ જઈ જે લોકો શ્રદ્ધા ભકિતથી શ્રીવિષ્ણુ ભગવાનનાં તથા દુર્વાસાઋષિનાં દર્શન પૂજા કરી; યાત્રાની પૂર્ણતાની પ્રાપ્તિને માટે એ તીર્થપર બ્રાહ્મણ અને સૌભાગ્યવતી જમાડે છે, તેને નાના પ્રકારની નરકરૂપી યોનિથી શ્રીવિષ્ણુ ભગવાન અને દુર્વાસા ઋષિ મુકત કરે છે.

બારસીથી નીકળી ગાંડાબુવા સહિત સ્વામી મહારાજ મકરસંક્રાન્તીને દિવસે પંઢરપુર આવી ચદ્રભાગામાં સ્નાન કરી પંઢરીનાથનાં દર્શન કરવા માટે ગયા.

એ પંઢરપુરમાં આ કલિયુગમાં એક પુંડરીક નામે બ્રાહ્મણ પોતાનાં માતાપિતાને સાક્ષાત્ ઈશ્વર સમજી એકભાવનાથી તેમની સેવા કરતો હતો. પોતાનાં માતાપિતાને જે પ્રમાણે સારૂં લાગે તે પ્રમાણે વર્તી એકભાવનાથી સેવા કરતાં કરતાં પુંડરીકના ઉપર શ્રીભગવાન સતુષ્ટ થઈ સગુણ સ્વરૂપ ધારણ કરી

દર્શન આપી વર માગવાને કહ્યું. એ પ્રમાણે શ્રીભગવાનને પ્રસન્ન થએલા જોઇ પુંડરાક પૂછે છેઃ—

હે ભગવાન ! મેં કોઈ દિવસ આપની સેવા કરી નથી, છતાં આપ મારાપર પ્રસન્ન થઇ "વર માગ" એમ કહો છો તેનું કારણ પ્રથમ મને કહેવું જોઇએ.

શ્રીભગવાન—અરે ભાઇ ! તેં તારાં માતાપિતાને ઇશ્વર તુલ્ય સમજી તેમની એકભાવનાથી સેવા કરી છે, જેથી હું પ્રસન્ન થયો છું; કારણ જે મનુષ્ય પોતાનાં માતાપિતા અને ગુરૂની સેવા કરે છે અને સ્ત્રી પોતાના પતિની એકભાવનાથી સેવા કરે છે તે સેવા તેમણે મારીજ કરી એ પ્રમાણે હું સમજું છું અને એ સેવારૂપી મારા પૂજનથી હું દરેકના ઉપર પ્રસન્ન થાઉં છું તે નિયમ પ્રમાણે તેં તારાં માતાપિતાની સેવા કરી છે, જેથી હું પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તે પ્રમાણે મારી પાસેથી તું વર માગી લે.

પુંડરીક—હે ભગવાન ! તમો મારાપર પ્રસન્ન થયા હો તો તમારે આ ચંદ્રભાગાને કિનારે નિત્ય નિવાસ કરીને રહેવું જોઇએ, અને મારા પ્રમાણે માતાપિતા તથા ગુરૂ આદિની સેવા કરનાર ભકતને મારા જેવુંજ ફળ આપવું જોઇએ તથા મારી અંદર માતાપિતાની સેવા કરતાં પ્રમાદ નહિ આવવો જોઇએ.

શ્રીભગવાન—હે પુંડરીક ! હું તારી માગણી પ્રમાણે ચંદ્રભાગા કિનારે નિત્ય તારા સાનિધ્ય રહીશ અને દરેકને મારી સેવા કરવાથી તારી માગણી પ્રમાણે તેમને તેમની ઇચ્છાનુસાર ફળ આપીશ, એમ કહી શ્રીભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. તે દિવસથી પંઢરપુર મોટું પ્રખ્યાત તીર્થ થઇ ગયું છે. સ્વામી મહારાજે એ જગ્યાપર જઇ વિઠોબાને પ્રાર્થનાપૂર્વક વંદન કર્યું.

બીજે દિવસે પંઢરપુર છોડી ધીમે ધીમે નરસોબાવાડીએ પોશ વદ ૧૩ ને દિવસે આવ્યા. ત્યાં શ્રીદત્ત ભગવાનની પાદુકાને વંદન કરી મઠમાં આવી મુકામ કર્યો. તે વખતે તમામ ભકત લોકોએ મળી સ્વામી મહારાજની આરતી ઓવાળવા માંડી.

जयजयश्रीमद्गुरुवरदेवादिदेवा ।
पंचारतिहेचरणींघडवीमजमत्रा ॥ ॥ ध्रु० ॥
वासतूझाब्रह्मांडीचालकतूंदेवा ॥
असमीतूंसर्वांचाआनंदठेवा ॥
वदतिवेदमरस्वतिनहींयहाठावा ॥ जयजयश्री० ॥ १ ॥
सद्दातातवमहिमांवार्णितसवेद ॥
मोक्षांचीसत्रेंहिठेविलिबहुसुखद ॥
अतिदुःखेंशक्तिनमेहारिमाझाखेद ॥
ज्ञानामृतपाजुनिदेअखंडतवपद ॥ जयजयश्री० ॥ २ ॥
लीलाअनंततूझ्यावदतांआनंत ॥
चारीसाहीअठरापाहतांनचअंत ॥
नारदव्यासमुनींद्रध्यातांनचयेत ॥
तोतूंदेहाधरुनीदेसीकरिस्वार्थ ॥ जयजयश्री० ॥ ३ ॥
परिगंगाकटिशोभेशाटीकौपीन ॥
हृदयींगंगाकौस्तुभभृगुपदलांछन ॥
दंडकमंडलुहातीरवींदुसमवदन ॥
राहोमाझेहृदयींहेंचीसदाध्यान ॥ जयजयश्री० ॥ ४ ॥
आलिंगोत्वद्मूर्तीदिसोचहेंनयनां ॥
पेकोकर्णगुणातेनामामृतरसना ॥
त्वत्पदसुमगंधमदालागोहाघ्राणां ॥
देपरभक्तिश्रद्धासततकरुंनमन ॥ जयजयश्री० ॥ ५ ॥

એ પ્રમાણે આરતી ઓવાળી સ્વામી મહારાજની પ્રાર્થના કરે છેઃ—

नमःश्रीगुरोमेशाधीशदयाब्धे ॥
भयार्तिघ्नतंस्वात्मदोवासुदेव ॥
यतीद्रसंवितानंदपादाब्जयुग्मम ॥
सदामेह्यदेस्यात्स्फुरतांयातुदेव ॥ ॥ १ ॥
भक्तिभद्रे ह्यमेतं यालां ॥

दासोदीनोभावतापेनतप्तः ॥
सर्वेस्त्यक्ताद्वारितेऽत्रप्रसंस्थो ॥
हंमांमातःपालयाद्यस्वबालम् ॥ ॥ २ ॥
आलोक्यमामच्युतईश्वरापि ॥
भितोगमत्सागरशूरशैलान् ॥
सत्यंतथाचतवहृत्कमलेस्थितोयः ॥
भ्रांतःस्वदर्शयतेगुरुवासुदेव ॥ ॥ ३ ॥
श्रीसद्गुरुंचयतिरूपधरंह्यनंतम् ॥
सच्चित्सुखंविधिहरिशमयंदयाब्धिम् ॥
भक्तिप्रियंभजकदुःखहरंध्यघीशम् ॥
श्रीवासुदेवगुरुदत्तमहंनमामि ॥ ॥ ४ ॥
श्रीदत्तदेवंमनसास्मरामि ॥
श्रीवासुदेवंवचसागृणामि ॥
नृसिंहराजंशिरसानमामि ॥
दामोदरोहंहृदिभावयामि ॥ ॥ ५ ॥
भक्तिंचमेवर्धयभोस्त्वदीये ॥
रुपेतथानाशयहृत्तमश्च ॥
दुर्वासनाश्चगुरुवर्यदयानिधेते ॥
यच्चेष्टमेवकुरुतन्मयिमार्गविन्न ॥ ॥ ६ ॥
माभीश्चभोस्तेस्त्यभयंसदैव ॥
याचेऽहमेतद्वचनंगुरोते ॥
अहोऽहमाशाकरुणाघनवासुदेव ॥
रक्षस्वमांसर्वतएवसर्वदा ॥ ॥ ७ ॥
प्रसीदमेसद्गसआर्तबंधो ॥
कारुण्यसिंधोऽनुपमास्तबंधो ॥
बंधोमृषाऽपिव्यथयत्ययंमां ॥
स्वप्नोपमंछिंध्यवसर्वतोमां ॥ ॥ ८ ॥

એ પ્રમાણે સર્વ મંડળીએ પ્રાર્થના કરી શિરસાષ્ટાંગ

નમસ્કાર કર્યા. સ્વામી મહારાજના પધારવાથી તમામ લોકોને બહુજ આનંદ ઉત્પન્ન થયો. તમામ સ્ત્રીઓ સારાં વસ્ત્રાલંકાર ધારણ કરી પોતાના સૌભાગ્ય માટે સ્વામી મહારાજની આરતી ઓવાળતી હતી. એ જગ્યાએ સીતારામબુવાએ તીર્થ શ્રાદ્ધ અને મોટું પ્રયોજન કરી તમામ સૌભાગ્યવતી સ્ત્રીઓને ચોળીના ખડ આપ્યા.

સ્વામી મહારાજના આવવાથી તેમની આજ્ઞા લઇ દામલે વગેરે સર્વે વૈદિક મંડળીએ મળી ઋગ્વેદની સંહિતાનો સ્વાહાકાર કર્યો. એ ઘણોજ મોટો સમારંભ થયો હતો. દરરોજ બબ્બે ત્રણ ત્રણ હજાર બ્રાહ્મણની રસોઇ થતી હતી, એ સ્વાહાકાર માટે ઘણાજ સારા સારા વૈદિક બ્રાહ્મણો આવવાથી યથાસાંગ શાસ્ત્ર મર્યાદા પ્રમાણે સ્વાહાકાર થયો હતો. એ સ્વાહાકારની દેખરેખ સીતારામબુવા રાખતા હતા. એ વખત બહારગામથી પુષ્કળ મંડળી આવી હતી. એ સ્વાહાકારની સમાપ્તિ થતાં અગ્નિહોત્રીબુવાએ પોતાના ચાતુર્માસનો સમારંભ કર્યો હતો. તેની વ્યવસ્થા પણ સીતારામબુવા રાખતા હતા.

નરસોબાવાડી મુકામે એક વડોદરાના નોંધણી કારભારી આણંદરાવ ખંડેરાવ સિંધેસાહેબ દેવનું દૃષ્ટાંત થવાથી સ્વામી મહારાજને શરણે આવી સાષ્ટાંગ નમસ્કાર કરી બન્ને હાથ જોડી કહેવા લાગ્યાઃ—

હે ભગવાન ! આજ છ મહિના થયાં હું મારી કસુરથી બહુ ભારી બિમારી ભોગવું છું. મારાપર દેવની અવકૃપા થતાં મને સંગ્રહણીનો રોગ થઇ તેમાંથી છાતી બગડી ક્ષયરોગ થવાથી હાલ મને દરરોજ ચાર શેર પાંચ શેર ગળા પડે છે, તેથી મારાથી ઉઠી પણ શકાતું નથી એને મટાડવા માટે મેં આજ સુધીમાં ઓછામાં ઓછા ચાર પાંચ હજાર રૂપીઆ ડકટર અને વૈદ્યોને આપ્યા. મેં પ્રથમ વડોદરાના સારા વૈદ્યો અને ડાકટરોની દવા કરવા છતાં નહિ મટવાથી મુંબઇ આવી ત્યાંના ડાકટરોની દવા કરી, ત્યાંપણ નહિ મટવાથી છેવટ પુને આવી પુનાના સારા ડાકટરોની દવા કરવા છતાં નહિ મટવાથી એ રોગ માટે સારા સારા ડાકટરોનો અભિપ્રાય લેતાં તે લોકોએ કહ્યું, હવે તમને સારૂં થશે નહિ, માટે તમે તમારે ગામ જાઓ. તમારૂં શરીર

તમારૂં શરીર બે ત્રણ દિવસમાં છુટી જશે. એ પ્રમાણે ડાકટરોના કહેવાથી અફસોસમાં પડી શ્રીદત્ત ભગવાનનું ધ્યાન કરીને સુતો. તે વખતે મને સ્વપ્નામાં દેવે એવી રીતનું કહ્યું કે, ગાંડા મહારાજ અને સ્વામી મહારાજ નરસોબાવાડી આવે છે, તેમને જઇને તું મળ એટલે તને સારૂં થઇ જશે. એ પ્રમાણે દષ્ટાંત થતાં હું પુનેથી નીકળી મારા ભત્રિજાનો સાથે પરમ દિવસના અત્રે આવ્યો છુ. મારા આવવા પછી ગઇ કાલે આપ અત્રે પધાર્યા. ગઈ કાલે બહુ ભીડ હોવાથી મારાથી આપની પાસે અવાયું નહિ તેથી આજે હુ આપની પાસે આવ્યો છું.

સ્વામી મહારાજ—દેવની તેં એવી શું કસુર કરી કે, જેથી તારા ઉપર દેવની અવકૃપા થઇ ?

સિંધે—હે સદ્ગુરૂનાથા ! મારા ઘરમાં શ્રીદત્ત ભગવાનની મૂર્તિ છે. તેની પૂજા હું આપની આજ્ઞાથી બ્રાહ્મણ પાસે કરાવુંછું. તે પૂજા થઇ રહ્યા પછી મારા નિત્યનિયમ પ્રમાણે હુ દેવનું ધ્યાન કરી બેઠો હતો. તે વખતે દેવનું એવી રીતનું કહેવું થયુ કે, તું બ્રહ્મચારીને સાથે લઇ નાશીકની યાત્રા કરી ત્યાંથી ઔદુંબર થઇ બ્રહ્મચારીની સાથે વાડી આવ. એ પ્રમાણે શબ્દ સાંભળી હું વિચારમાં પડી ગયો કે, દેવ કયા બ્રહ્મચારી માટે કહેતા હશે, તે વખતે મને ગાંડા મહારાજ લક્ષમાં આવ્યા નહિ; કારણ ગાંડા મહારાજને હું એક દિવસજ મળ્યો હતો તેથી વિસ્મૃત્તિ થવાથી શ્રીદત્ત મહારાજને પૂછયું, આપ કોને માટે કહો છો એનો મને ખબર પડતી નથી. તે ઉપરથી બીજે દિવસે ધ્યાન વખતે શ્રીદત્ત ભગવાન કહેવા લાગ્યા:—

સ્વામી મહારાજના શિષ્ય ગાંડા મહારાજને લઇ તું વાડી જા. ત્રીજે દિવસે પણ ધ્યાનમાં એવી રીતનો શબ્દ સાંભળતાં ગભરાઇ મેં ગાંડા મહારાજને પલસાણા મુકામે પત્ર લખી એ હકીકત જાહેર કરી. તે પત્રના ઉત્તરમાં ગાંડા મહારાજે લખ્યું કે, મને કંઇ દેવે કહ્યું નથી છતાં જવું થશે તો અક્ષયતૃતિયા બાદ હું પલસાણેથી નીકળીશ, તે વખતે તમોને લખી જણાવીશ. એ પ્રમાણે ગાંડા મહારાજનો પત્ર આવતાં હું શાંત થઇને બેઠો.

અક્ષયતૃતિયા થતાં ગાંડા મહારાજનો જવાનો વિચાર થતાં

મને કાગળ લખી જણાવવાથી હું રજા લઈને નીકળ્યો, પરન્તુ ગાંડા મહારાજના લખવા પ્રમાણે રજા મંજુરનહિ થવાને લીધે નહિ જવાવાથી એક દિવસનો વચમાં વાંધો પડવાથી ગાંડા મહારાજ નાશિક જઈ ત્યાંથી નરસોબાવાડી આવ્યા. હું ગાંડા મહારાજની શોધ કરતો કરતો પુના પર્યંત આવ્યો; એટલામાં મારૂં કુટુંબ બિમાર પડવાથી વાઈ જવું પડયુ. ત્યાં મારી પત્નીનું શરીર છુટી જવાથી પાછળ દોઢ મહિને વાડી આવી ગાંડા મહારાજને મળી મારી હકીકત કહી.

ગાંડા મહારાજ—શ્રીદત્ત ભગવાનની મરજી. હવે આપણે ચાર પાંચ દિવસ પછી ઔદુંબર સાથે જઈશું. તેટલા દિવસ તમે વાડીમાં શ્રીદત્ત ભગવાનની સેવા કરી લો. તે ઉપરથી મેં એટલા દિવસ રહેવાને કબુલ કર્યું. મારા પ્રારબ્ધયોગે બીજે દિવસે મને વડોદરેથી ખબર મળી કે, તમારી જગ્યા સરકારે કમી કરી છે તેથી તમો જલદી નહિ આવશો તો ગમે તે ખાતામાં તમારી નીમનોક કરી દેશે. તે ઉપરથી બીજે દિવસે મેં આવી ગાંડા મહારાજને હકીકત કહી કહ્યું કે, આપની આજ્ઞા હોય તો હું વડોદરે જાઉં. તે ઉપરથી ગાંડા મહારાજે કહ્યું કે, તમારી મરજી, એ પ્રમાણે કહેતાં હું વાડી છોડી વડોદરે આવ્યો.

ગાંડા મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન કરી વડોદરે આવતાં દૈવની અવકૃપા થવાથી મારા ઉપરીઓએ મને નાલાયક ઠરાવીને પચાશ રૂપિયા દંડ કર્યો, એ બાબત માટે હું જેમને કહેવા જાઉં તે લોકો મારા મિત્ર છતાં મને ઉલટી રીતે જોવા લાગ્યા, અને મને ધિક્કારવા લાગ્યા. તે ઉપરથી હું સમજી ગયો કે, મારા ઉપર દૈવની અવકૃપા થઇ છે, માટે મેં બ્રાહ્મણ પાસે ગુરૂ ચરિત્રની સપ્તાહ કરાવવા માંડી. એક સપ્તાહ સમાપ્ત કરી બીજી સપ્તાહનો આરંભ કરતાં સપ્તાહ કરનાર બ્રાહ્મણનુ ગળું એકાએક સોજી ગયું, એટલે સપ્તાહ બંધ રહી. તે વખતે ગાંડા મહારાજ વડોદરે આવવાથી તેમને મળી મારી હકીકત કહી. તે ઉપરથી તેમણે કહ્યું કે, તમો શ્રીસદ્ગુરૂ ભગવાનને પવની જઇને મળો. તે ઉપરથી મેં પવની આવવાનો વિચાર કર્યો; એટલામાં એકાએક આમાઉંસ થઇ મને સંગ્રહણી થઇ. આ દશામાં આવી પડવાથી મારાથી પવની આવી શકાયુ નહિ. એવી રીતની મારી હકીકત છે,

માટે મારા ઉપર કૃપા કરી જે યોગ્ય લાગે તે રસ્તો આપે મને બતાવવો જોઇએ.

એ પ્રમાણે સિંધેનાં વચન સાંભળી સ્વામી મહારાજ ગાંડાબુવાને કહેવા લાગ્યાઃ—તેં સિંધેને શું કહ્યું હતું ?

ગાંડાબુવા—ગુરૂજી ! મને એમણે પત્ર લખી જણાવ્યો હતો. તે વખતે મારા મનમાં આવ્યુ કે, શ્રીસદ્‌ગુરૂ મહારાજે કૃષ્ણભટ્ટ સિદ્ધપુરકર સાથે મુકત્યાલાથી પ્રસાદ મોકલી કહેવરાવ્યું છે કે, હાલ તુ આ બાજુ આવીશ નહિ; પરન્તુ હું એ બાજુ આવવા નીકળ્યો છુ તેથી વાડી નજીક થોડા દિવસમાં આવોશ ત્યારે તું મને આવીને મળજે. આપશ્રી ચૈત્રમાસ સુધી એ બાજુ આવ્યા નહિ તેથી હું સિંધેસાહેબને પત્રના જવાબમાં ના લખવાનો વિચાર કરૂં છું, એટલામાં શ્રીગુરૂ મહારાજે મારા શરીરપર એકાએક તાવરૂપી ઉપાધિ નાંખવાથી મને હસવું આવ્યું અને વિચાર કર્યો કે, હાલ શ્રીસદ્‌ગુરૂ મહારાજ આ બાજુ આવશે નહિ એ પ્રમાણે જણાય છે તેથી દેવની મરજી સિંહસ્થને લીધે ગોદાવરીનું સ્નાન કરાવાની જણાય છે અને વાડીમાં કંઇપણ મારા જેવું કામ હોવું જોઇએ, માટે સિંધેસાહેબને ના પાડવાથી આ ઉપાધિ આવેલી છે. તે ઉપરથી મેં શ્રીસદ્‌ગુરૂ મહારાજની પ્રાર્થના કરી કહ્યું કે તમારીજ જ્યારે મરજી છે તો હું વાડી જઇશ. એ પ્રમાણે કહેતા તુરત મને સારૂ થઇ ગયું. બીજે દિવસે મેં સિંધેસાહેબને લખી મોકલ્યું કે, હું અક્ષયતૃતિયા કરીને નીકળીશ તે પ્રમાણે નીકળી હું નાશિક થઇ અત્રે આવ્યો. અત્રે આવી શ્રીનૃસિંહ સરસ્વતી સ્વામીની ખોલી દુરસ્ત કરવા માટે મેં પૈસા મોકલ્યા હતા છતાં દુરસ્ત નહિ થવાથી તે કામ કરાવ્યું અને શ્રીધર્મ નિરૂપણનું પુસ્તક શ્રીગુરૂ મહારાજની પાદુકાને શ્રવણ કરાવી જવાનો વિચાર કરૂંછું એટલામાં સિંધેસાહેબ આવ્યા હતા, તેમને મારાથી કહેવાયું કે, આપણે ત્રણ ચાર દિવસમાં અહીંયાંથી નીકળી ઔદુંબર થઇ ભરૂચ ચાલ્યા જઇશું. એટલામાં એમને અડચણ આવવાથી એમણે રજા માગી મને કહ્યુંકે, મારા જેવું કામ હોયતો મને કહો. તે ઉપરથી મારી પાસે પૈસા ખરચાઇ ગયેલા હતા તેથી એમની પાસેથી પચીશ રૂપીઆ માગી લીધા અને એ પોતે વડોદરે ગયા.

સ્વામી મહારાજ—સિંધેસાહેબને દેવનું દૃષ્ટાંત થવા છતાં તારૂં વચન ઉલ્લંઘન કરવાથી એમના ઉપર દેવ ગુસ્સે થવાથી આ દશા આવી છે, માટે એમને કહો કે, તમો દેવની પાદુકા પાસે જઇ શ્રીપૂળ મૂકી પોતાના અપરાધની ક્ષમા માગો અને એ કસુર બદલ જળધારાવડે પાદુકાપર એક મહારૂદ્ર કરવાની બાધા લ્યો, એમ કહી ગાંડાબુવાને કહ્યું કે, એને તું કંઇ દવા બતાવી દે એટલે મટી જશે.

એ પ્રમાણે શ્રીસદ્દગુરૂ મહારાજની આજ્ઞા થતાં સિંધેસાહેબને ગાંડાબુવાએ એ બાબત કહી અને કહ્યું કે, તમો રોજ જરા જરા છાસનું સેવન રાખો, એ છાસ ઠંડી ન પડે તેટલા માટે એની અંદર ચિત્રકનું મૂળીયું ચાર–છ આની ભાર ઘસીને તે છાસ ભાત સાથે ખાશો, એટલે એ રોગ મટી જશે.

એ પ્રમાણે ગાંડાબુવાનાં વચન સાંભળી સિંધેસાહેબે સ્વામી મહારાજની આજ્ઞા પ્રમાણે કરતાં તેજ રાત્રે કફ પડતો બંધ થઇ સવારમાં હુશિઆર થઇ જવાથી દેવની પ્રદક્ષિણા કરવા લાગ્યા અને થોડા દિવસમાં તદ્દન સારૂં થઇ જવાથી સ્વામી મહારાજની આજ્ઞા લઇ પોતાની નોકરીપર હાજર થયા. દેવની કૃપા થતાં જે લોકો એમને ઉલટી દૃષ્ટિએ જોતા હતા તેજ લોકોએ પાછા મિત્ર થઇ એમને એમની જગ્યા પાછી આપી અને પોતાની ભૂલ માટે ક્ષમા માગી.

સાવંતવાડી પાસેના આરોસ ગામના ગણુપતિ તુળપૂળે કરીને બ્રાહ્મણ પિશાચનો ઉપદ્રવ થવાથી પોતાનું ગામ છોડી નરસોબાવાડી આવી દેવની સેવા કરવા લાગ્યો. એના પિતાનો પિતા નામે ગણેશભટ્ટ તુળપૂળે હતો. તેણે પોતાના કુટુંબી સખ્ખમભટ્ટ તુળપૂળે સાથે તકરાર કરી કોરટમાં ખોટી પુરવાર કરી આપી સખ્ખમભટ્ટના બગીચાને લઇ લેવાથી સખ્ખમભટ્ટને બહુજ ખોટું લાગ્યું. છેવટ મરતી વખતે સખ્ખમભટ્ટે ગણેશભટ્ટ પાસેથી તે બગીચામાંનું એક નાળિએર ખાવાને માગ્યું. તે નહિ આપવાથી તે બ્રાહ્મણે અફસોસ કરી પોતાનું શરીર છોડવાથી તે નિમિત્તે સખ્ખમભટ્ટ પિશાચ થઇ ગણેશભટ્ટનાપુત્ર નરસિંહભટ્ટને બહુ દુઃખ દઇ છેવટ તેનો પ્રાણ લીધો: એટલુજ નહિ પરન્તુ એ ગણેશભટ્ટના કુટુંબના તમામ માણસનો એ પિશાચે નાશ

કર્યો. છેવટ એ નરસિંહભટ્ટનો પુત્ર નામે ગણપતિ રહ્યો, તેને પણ દુઃખ દેવા માંડયું. તેથી તે વાડી આવી દેવની સેવા કરવાને રહ્યો હતો. એ પ્રસંગમાં એને સ્વામી મહારાજનો પ-તો લાગતાં પવની આવી પોતાની હકીકત કહી. એના પિતાને સ્વામી મહારાજ ઓળખતા હતા અને એની તમામ હકીકત સ્વામી મહારાજ જાણુતા હતા તેથી તેમણે શ્રીદત્ત ભગવાનને પૂછ્યુ, આ પિશાચ એનો નાશ કરવાને ફરે છે માટે શું કરવું ?

શ્રીદત્ત ભગવાન—એની પાસે એ પિશાચના કરજ માટે ઓગણપચાશ ગુરૂચરિત્રની સપ્તાહ કરાવો, એટલે એ પિશાચ ઉપદ્રવ કરશે નહિ. તે ઉપરથી સ્વામી મહારાજે ઓગણપચાશ સપ્તાહ પવિત્રપણે વાડીમાં રહી કરવાને આજ્ઞા કરી, અને ગણપતિની માગણીથી સવા લક્ષ ગાયત્રી જપનું પુરશ્ચરણ કરવાનું વિધાન સ્વામી મહારાજે લખી આપ્યું.

એક દિવસ પવનીમાં કોકણનો આઠલે નામની અટકનો બ્રાહ્મણ ગણપતિ સાથે આવેલો હતો. તેના બાપે એક શૂદ્રનું ખેતર લઇ લેવાથી તે શૂદ્ર પિશાચ થઇ એ આઠલેને દુઃખ દેતો હતો. તે પિશાચે પવનીમાં આઠલેના શરીરમાં પ્રવેશ કરી બોલવા માંડયું. તે જોઇ ગણપતિ હસવા લાગ્યો. તે વખતે સ્વામી મહારાજે કહ્યુ, તારૂં પિશાચ હાલ બોલતું નથી; પરન્તુ થોડા દિવસ પછી તને પણ એ એવી રીતે ઉપાધિ કરનાર છે. ત્યારપછી ગણપતિ વાડી આવતાં પિશાચે એને ભારે દુઃખ આપી બોલવા માંડયું, અને ગુરૂચરિત્રની સપ્તાહ કરવા દીધી નહિ. એવા પ્રસંગમાં સ્વામી મહારાજ ગાંડાબુવા સહિત વાડી આવ્યા. તે વખતે એ ગણપતિનું શરીર એ પિશાચે સુજાવી દીધુ હતું. તે જોઇ ગાંડાબુવાએ ગણપતિને દવા બતાવવાથી તે દવા કરતાં સોજો ઉતરી ગયો; પરન્તુ બીજે દિવસે તે સોજા કરતાં બમણો સોજો એકદમ ચઢેલો જોઇ ગાંડાબુવાએ કહ્યું, તને દવા ઉપયોગ આવશે નહિ; કારણ તારો સોજો પિશાચે આણેલો જણાય છે.

રાત્રે એ પિશાચે ગણપતિના શરીરમાં પ્રવેશ કરી સ્વામી મહારાજની સામે બોલવા માંડયું. હું અમુક છું અને અમુક કારણથી પિશાચ થયો છુ એ બાબત તમો જાણો છો માટે તમારે એવાનો પક્ષ કરવો નહિ. હું એનો પ્રાણ લેનાર છું.

સ્વામી મહારાજ—હે પિશાચ ! એનો પ્રાણ લેવાથી તને શું ફાયદો મળનાર છે ? તેના કરતાં તારી ગતિ આપવા માટે એ સપ્તાહ કરે છે તેને તું કરવા દે.

પિશાચ—આપ શ્રીદત્ત મહારાજ છો, એટલે મારાથી આપની આજ્ઞાનું ઉલ્લંઘન થાય તેમ નથી; પરન્તુ આપે એને પવનીમાં સવા લક્ષજપનું પુરશ્ચરણ બતાવ્યું છે. તે ઓગણપચાશ સપ્તાહ ઉપરાંત કરવાને એ કબુલ કરે તો પછી એને દુઃખ આપીશ નહિ.

સ્વામી મહારાજ—અરે ! તું તો તારા બગીચાની કિંમત કરતાં એની પાસે વધારે માગે છે તે ઠીક નહિ, માટે તારે કઇ છુટ આપવી જોઇએ.

પિશાચ—હે ભગવાન ! આપની આજ્ઞા છે તો હું પચાશ હજાર જપની છુટ મુકુ છું, માટે એની પાસે પોણોલક્ષ ગાયત્રીના જપ સપ્તાહ ઉપરાંત કરાવો, એટલા માટેજ મેં એને આપની પાસે પવની મોકલ્યો હતો.

સ્વામી મહારાજ—હું એને કહીશ; પરન્તુ હવેથી તારે એ કાર્યમાં વિઘ્ન કરવું નહિ. એનાથી એ સપ્તાહ અને જપ બની શકશે નહિ. માટે પાંચ માણસની મદદ લઇ સપ્તાહ બ્રાહ્મણદ્વારાએ કરાવશે.

પિશાચ—આ પિશાચયોનિનો સ્વભાવ બિલાડી જેવો છે, એટલે જેમ બિલાડીના જોવામાં ઉંદર આવે કે, તેનાપર ધરાયલી હોય તોપણ તલપ માર્યા વિના રહેતી નથી. તેજ પ્રમાણે પિશાચનો સ્વભાવ સ્વાભાવિક દુઃખ દેવાનો હોવાથી સામાને દુઃખ આપ્યા વિના રહેવાતું નથી, તેથી એ કાર્ય વખતે વખતપર થોડી થોડી ઉપાધિ કરીશ. આપશ્રી બ્રાહ્મણદ્વારાએ સપ્તાહ કરાવવાને કહો છો તે હું કબુલ કરતો નથી; કારણ બ્રાહ્મણો બીજા માટે સપ્તાહ કરતી વખતે એક પાનું વાંચી પાંચ પાનાં છોડી વળી એક પાનું વાંચે છે, માટે તે કઇ સપ્તાહ થઇ કહેવાય નહિ, માટે એણે જાતેજ સપ્તાહ કરવી જોઇએ, એમ કહી પિશાચે સ્વામી મહારાજ પાસે તીર્થ માગ્યું.

સ્વામી મહારાજ—હું તારા જેવા દુષ્ટ બુદ્ધિનાને તીર્થ આપતો નથી.

પિશાચ—હે ભગવાન ! આ વખતે હું આપનાં દર્શન કરવા માટે અને તીર્થ લેવા માટેજ આવ્યો છું, માટે મને કૃપા કરીને તીર્થ આપો. આપ જ્યાંસુધી તીર્થ નહિ આપશો ત્યાંસુધી હું જઇશ નહિ. છેવટ સ્વામી મહારાજે તીર્થ આપતાં પિશાચ ગણુપતિના શરીરમાંથી નીકળી જતાં ભાન આવવાથી ગણુપતિને સ્વામી મહારાજે કહ્યું.

તારો પિશાચ સમાહ ઉપરાંત પોણા લક્ષ ગાયત્રીના જપ વધારે માગે છે, માટે તારે એ દુઃખમાંથી મુકત થવું હોય તો કબુલ કર.

ગણુપતિ—મહારાજજી ! એનું ઋણ આપવાને કબુલ છું.

પિશાચ—॥ कलौचतुर्गुणंप्रोक्तं ॥ એટલે કલિયુગમાં કામના માટેના કરેલા સંકલ્પના જપને ચારગણા કર્યા વિના જપનું ફળ મળતું નથી, માટે તારે એ હિસાબે મારે માટે ત્રણ લક્ષ ગાયત્રીના જપ કરી બ્રાહ્મણ ભોજન યથાશકિત કરવું, એટલે તને ઉપાધિ કરીશ નહિ.

ગણુપતિએ એ પ્રમાણે કબુલ કરતાં ધીમે ધીમે સોજો કમી થતાં સમાહ અને જપનો આરંભ કરવાથી વીશ સમાહ થતાં ગણુપતિને સારૂં થઇ ગયું. હાલ એ સમાહ પુરી થયા પછી એ પિશાચે આવી ગણુપતિને કહ્યું કે, તું બ્રાહ્મણ ભોજન કરાવ, નહિતો તને પાછી ઉપાધિ કરીશ, તેથી બ્રાહ્મણ ભોજન કરાવવાથી એ ઉપાધિ બંધ થઇ છે.

એવી રીતે વિશ્વાસઘાત કરનારની પાછળના મનુષ્યને પણ દુઃખની પ્રાપ્તિ થાય છે, માટે કોઇએ કોઇને વિશ્વાસઘાત કરવો નહિ, અને જેનું ઋણ કાઢેલું હોય તેને તેના પૈસા આપી દેવા. પોતાની ગરીબ સ્થિતિ હોય તો જે મળે તે આપી સામાને પ્રસન્ન કરી તેના ઋણુથી મુકત થવું. કદાચ પોતાનાથી નહિ અપાય તો તેની પાછળનાએ તે ઋણુ આપવું. ઋણ આપ્યા સિવાય કોઇ દિવસ તેમાંથી મુકત થવાતું નથી. જે મનુષ્ય પિશાચની

પીડાથી મૃત્યુ પામે છે, તે કયાં તો પિશાચ થાય છે અથવા નરકમાં જાય છે.

પુના સતારા નજીક કોરેગામના બ્રાહ્મણ શંકરરાવ મહાદેવ બોકે, તે હાલ તાસગાવમાં મુનસફ કોર્ટમાં કારકુન છે. તેને ત્યાં એક ગોધુ નામની કન્યા જન્મી હતી. તેને ગુહ્યઇન્દ્રિયની જગ્યા બદલ નીચેના ભાગમાં એક બારિક પીશાબ કરવાનું છિદ્ર હતું. એવીરીતની નપુંસક હતી. એટલી એકજ કન્યા એવીરીતની નપુંસક થવાથી એનાં માતા પિતા અફસોસ કરી સારો પુત્ર થવા માટે રાત્ર દિવસ દેવની ઉપાસના કરી પીપળાની સેવા કરતાં હતાં.

એ કન્યાની ઉમ્મર મોટી થતાં તેના બાપે ડાકટરોને બતાવતાં એ કન્યાજ છે, એ પ્રમાણે નક્કી થતાં તેનું લગ્ન પુનાના બ્રાહ્મણ ગોપાળરાવ જોડે કર્યું. એ કન્યાની ઉમ્મર લગભગ તેર–ચોદ વર્ષની થતાં તે ગોધુબાઇને એવી રીતનું ભાસવા માંડયું કે, હું કન્યા નથી; પરન્તુ પુરૂષ છું તેથી તેણે પોતાની માતા આદિને કહ્યું કે, તમો મને કન્યા સમજી ઘરનું કામ કરાવો છો; પરન્તુ હું કન્યા નથી, તેમ હું મારે સાસરે પણ જઇશ નહિ. એ પ્રમાણે ગોધુબાઇએ કહેવા છતાં એની વાતપર કોઇએ લક્ષ આપ્યું નહિ.

પંદર વર્ષ થતાં એક દિવસ એ ગોધુબાઇએ પોતાના ઘરમાં કોઇને નહિ કહેતાં એકદમ ઘરમાંથી નીકળી મીરજના ડાકટર પાસે આવી કહ્યું કે, ડાકટર સાહેબ ! હું કન્યા નથી; પરન્તુ પુરૂષ છું એ પ્રમાણે મને ભાસે છે, માટે આપે ઓપરેશન કરી એ બાબતની તપાસ કરવી જોઇએ.

ડાકટર—તારાં માતાપિતા આદિ કોઇ છે કે નહિ ?

ગોધુબાઇ—મારે માતાપિતા આદિ કોઇ નથી, હું એકલી અનાથ છું.

ડાકટર—કદાચ ઓપરેશન કરતાં મૃત્યુ થાય તો તે જોખમ કોના ઉપર ?

ગોધુબાઇ—ડાકટર સાહેબ ! હું ભણેલી છું તેથી એ બાબતનો જોખમ મારા ઉપર રાખી એને માટે હું સહી કરી આપું છું.

એ પ્રમાણે ગોધુબાઇનાં વચન સાંભળી ડાકટરે લખાવી લઇ બેભાન કરી ગોધુબાઇની ગુહ્યેંદ્રિયની જગ્યાએ ઓપરેશન કરી

તપાસ કરતાં અંદરથી પુરૂષના પ્રમાણે ગુહ્યેંદ્રિય માલમ પડવાથી તેને આજુબાજુથી ચામડી કાપીબહાર કાઢી તે ગુહ્યેદ્રિય અદરના ભાગમાં ઉમ્મરના પ્રમાણે વધી હતી; પરન્તુ તેનું છિદ્ર બધ થઇ ગયેલું હોવાથી નીચેના ભાગમાં ઇશ્વરી સત્તાથી છિદ્ર પડી પીશાબ થતો હતો, અને તે ઇદ્રિયને દબાવી તેના ઉપર ચામડી ફરીવળી ઉપરનો ભાગ સપાટ દેખાતો હતો. તેને કાપી તે ઇદ્રિય બહાર કાઢી તેના બધ થઇ ગયેલા છિદ્રમાં સળી મૂકી ધીમેધીમે તે છિદ્રને ખુલ્લું કર્યું. જ્યારે તે છિદ્ર બરાબર ખુલ્લું થયું, ત્યારે ડાકટરે મૂળ કુદરતી પીશાબનાં છિદ્રને બંધ કરવાથી ગુહ્યેંદ્રિય વાટે પીશાબ થવા માંડયો, અને ધીમેધીમે તે ઇંદ્રિય જાગૃત થવા માંડી.

ગોધુબાઇ ઘરમાંથી નીકળી આવતાં તેમનાં માતાપિતાએ તેની તપાસ કરવા માંડી; પરન્તુ ગોધુબાઇનો પત્તો લાગ્યો નહિ.

ડાકડરે ઓપરેશન કર્યા પછી ગોધુબાઇને પૂછતાં તેણે પોતાનું નામ, ગામ તથા બાપનું નામ કહી કહ્યુ કે, આ ગામની સ્કુલમાં માસ્તર છે, તે મારાં માતાપિતાને ઓળખે છે. તે ઉપરથી ડાકટરે માસ્તરને બોલાવી વાત કહેતાં માસ્તરે ગોધુબાઇને જોઇ કહ્યુ કે, હા, હું એને તથા એના માબાપને ઓળખું છું.

એ પ્રમાણે ખબર કહી ગોધુબાઇનાં માતાપિતાને એ બાબતની ખબર આપતાં તે ડાકટર પાસે મીરજ આવ્યાં.

ગોધુબાઇનાં માતાપિતાને એટલી એજ કન્યા હતી, તેથી એકાએક કન્યાનો પંદર વરસનો પુત્ર થતાં તેઓ બહુજ પ્રસન્ન થયાં. ઓપરેશન રૂઝાતાં અને ગુહ્યેદ્રિય બરાબર થતાં તે ગોધુબાઈ સ્વામી મહારાજનાં દર્શન કરવા વાડી આવી હતી. તેનું નામ ગોવિંદો પાડયું હતું. તેના સંસ્કાર માટે સ્વામી મહારાજને ગાંડાબુવાએ પૂછયું.

સ્વામી મહારાજ—એની ઉમ્મર પંદર વરસની પુરી થઇ નથી, માટે જાતકર્મ, નામકર્મ ચૌલાદિક સંસ્કાર કરાવી યથાવિધિ ઉપવીતનો સંસ્કાર કરાવો. એ ગોવિંદાના ઉપવીત સંસ્કાર શાકે ૧૮૩૨ ના ચૈત્ર માસમાં કર્યો. તેનાં માબાપ પૈસા

વાળાં હોવાથી તેના લગ્ન માટે ઘણાનાં માગાં થવાથી લગ્ન થયાં. એ પ્રમાણે ગોધુબાઇનો ગોવિંદો થયો.

ચૈત્ર શુદ એકમને દિવસે શાકે ૧૮૩૨ ના નવાં વર્ષનો આરંભ થવાથી તે દિવસે નવા વરસનુ પંચાંગ સ્વામી મહારાજ અને શ્રીદત્ત મહારાજની પાદુકા સમીપ વંચાયા પછી લીંબડાના પાનની સાથે મરી, હિંગ, માંહું તથા જીરૂ મેળવેલો પ્રસાદ વેહેંચવામાં આવ્યો હતો. એ જગ્યાપર બારસીથી અક્કલકોટના સ્વામી મહારાજના શિષ્ય બાવડેકર શાસ્ત્રી સ્વામી મહારાજને મળવા માટે આવ્યા હતા. તે સ્વામી મહારાજ સામે પુરાણ વાંચતા હતા.

કેટલાંક દિવસ ગયા પછી બાવડેકર શાસ્ત્રીના મનમાં આવ્યું કે, આપણે પ્રથમ સોમયાગ કરી અગ્નિહોત્ર લઇ પછીથી સંન્યાસ લેવો, તેથી તેમણે એ બાબત માટે સ્વામી મહારાજને કહ્યું કે, મારો વિચાર વાડીમાં સોમયાગ કરવાનો છે, માટે એટલું કામ આપના તરફથી થવું જોઇએ.

સ્વામી મહારાજ—વાડીમાં શ્રીદત્ત ભગવાન સંન્યાસી સ્વરૂપે રહેલા હોવાથી એ જગ્યાએ પશુયાગ કરવો નહિ. એ બાબત માટે રામભાઉ કવીશ્વરને પણ દેવે ના પાડી હતી, છતાં તેમણે સોમયાગ કરવાથી છ મહિનામાં તેમનો કાળ થયો હતો, માટે તમોને હું એ બાબતમાં સલાહ આપીશ નહિ. તમારો સોમયાગ કરવાનો વિચાર હતો, તો તમારા ગુરૂ પોતે શ્રીદત્ત મહારાજ મહા સમર્થ હતા અને તેમની તમારાપર કૃપા હતી; તે વખતે તેમની આજ્ઞા લઇ તમોએ એ યજ્ઞ કર્યો હોત તો તેમનાં વચનમાત્રે તમારૂં કાર્ય સિદ્ધ થાત; છતાં તે પોતે સચરાચરમાં વ્યાપીને રહેલા છે, તેમનું ધ્યાન કરી તેમની આજ્ઞા માગો, અને તે આજ્ઞા આપે તો તમો એ કામ કરો.

એ અક્કલકોટના સ્વામી મહારાજની જન્મભૂમિ તથા એમનાં નામ, ઠામ અને એમની ઉમ્મરનો આજસુધી કોઇનેજ પત્તો લાગતો નથી. એ સ્વામી મહારાજ કોઇની સાથે બહુ કરીને બોલતા નહોતા. કદાચ બોલે તો તેમાં કોઇને સમજ પડે નહિ તેવી રીતનું બોલતા હતા. જેનું સારૂં થવાનું હોય તે માણસને તેની ઉલટી તરફ જોઇ ગાળો દેતા હતા. એમની

નજીકમાં રહેવાવાળા માણસો વખતપર એમની વાતમાં સમજતા. એ પોતે બાળકના જેવાં ખેલવાનાં રમકડાં રાખી બાળકના પ્રમાણે ધુળમાં એકલા ખેલતા હતા. વખતપર પોતાના શરીરપર ધુળ નાંખી ખુશી થતા હતા. એક નાળીએરની કાચલીવતી ધુળ લઇ બીજી નાળીએરની છિદ્રવાળી કાચલીમાં ધુળ નાંખી તે ધુળ નીચે પડતાં ખુબ હસતા હતા. એ પ્રમાણે આત્મક્રીડા આત્મરતિ કરી બ્રહ્માનંદમાં નિમગ્ન રહેતા હતા. એ પોતે ઇશ્વરના જેવી અનેક ચમત્કારિક લીલા કરતા હતા. એમની પાસે કોઇ કાંઇ મૂકે તે ગમે તે લઇ જતા હતા.

એક વખક વાડીના પૂજારી એમનાં દર્શન માટે અક્કલ-કોટ જઇ સ્વામી મહારાજની સામે નાળીએર અને કઇ દક્ષિણા મૂકી સાષ્ટાંગ નમસ્કાર કરી બેઠા. તે મૂકેલી દક્ષિણા અને નાળી-એર એક માણુસને ઉઠાવતાં જોઇ તેને તે દિવસ સ્વામી મહારાજે કહ્યુ કે, અરે ! તું એને કયાં લઇ જાય છે. હજી એમનું કરજ બાકી છે. એ પ્રમાણે કહી તે નાળીએર, દક્ષિણા અને બીજા નજીક પડેલા પૈસાદિ ઉઠાવી સ્વામી મહારાજ વાડીના પૂજારીને આપી હસવા લાગ્યા. એ ઉપરથી કેટલાક એમને શ્રીનૃસિંહ સરસ્વતી મહારાજ છે, એ પ્રમાણે માનતા હતા.

એક વખત અક્કલકોટમાં વરસાદ નહિ પડવાથી દુષ્કાળ પડયો તેથી સર્વ લોકોએ મળી સ્વામી મહારાજની પ્રાર્થના કરતાં એમણે यज्ञपर्जन्य મુખથી બોલી ઇશારતવતી સમજાવ્યું કે, પશુયાગ કરવાથી વરસાદ પડશે. એ પ્રમાણે નજીકના રહેનારના જાણવામાં આવતાં સર્વેએ મળી વિચાર કર્યો કે, સ્વામી મહારાજ પોતેજ યજ્ઞેશ્વર ભગવાન છે, એજ સર્વની અંદર વૈશ્વાનરરૂપે રહેલા છે, અને એજ સર્વના ચાલક છે એજ પોતે વૈશ્વાનર અગ્નિની અંતર્ગત રહી સર્વે ભક્ષણ કરે છે, છતાં એ પોતે અભુકત છે તેથી એમને કોઇપણ કર્મ બંધન કરતું નથી, એ પોતે સાક્ષાત્ શ્રીદત્ત ભગવાન છે, માટે અગ્નિમાં આહુતિ નહિ આપતાં પશુ હનન કરી સ્વામી મહારાજને આપો એટલે વરસાદ પડશે. એ પ્રમાણે વિચાર કરી એક બકરાને મરાવી તેનું માંસ આણી સ્વામી મહારાજ પાસે મૂકતાં તુરત તે ભક્ષણ કરી ખુબ હસવા લાગ્યા અને તેજ વખતે આખા દેશમાં બહુજ ભારી વરસાદ પડવાથી સર્વેને ખુબ આનંદ થયો.

એક વખતે એ અક્કલકોટ સ્વામીનાં દર્શન માટે શૃંગેરી મઠના શાસ્ત્રીઓ આવ્યા હતા. તેમણે એમની બાળચેષ્ટા જોઇ નજીકમાં બાવડેકર શાસ્ત્રી હતા તેમને બોલાવી કહ્યું, આવા ગાંડા માણસ પાસે તમો શું કામ રહો છો ? એની પાસે રહે-વાથી તમારૂં કાંઇ કલ્યાણ થાય એમ અમોને કઇ દેખાતું નથી. એના કરતાં તમો અમારી સાથે રહેશો તો તમોને શાસ્ત્ર શીખ-વીશું. તે વખતે બાવડેકર શાસ્ત્રીની નાદાન અવસ્થા હોવાથી આવવાને હા પાડી.

તે બાબત એ સ્વામી મહારાજની અંતર્દૃષ્ટિવડે જાણવામાં આવવાથી રાત્રે બાવડેકર શાસ્ત્રી પોતાનો સુવાનો ઓરડો અંદરથી બંધ કરી પોતે ઉંઘી ગયા હતા તે વખતે ફરતાંફરતાં ત્યાં સ્વામી મહારાજ આવતાં એકદમ ઓરડાના દરવાજા આપોઆપ ખુલી ગયા, તેનો અવાજ કાનમાં પડતાં બાવડેકર શાસ્ત્રી એકદમ જાગૃત થઇ જુએ છે તો શ્રીગુરૂ મહારાજને આવેલા જોયા; તેથી ગભરાઇ જઇ બરાબર જાગૃત થઇ સાષ્ટાંગ નમસ્કાર કરી તેમને જોવા જતાં હજારો સૂર્યના પ્રકાશ જેવા તેજવાળા શ્રીગુરૂ મહા-રાજને જોયા. તેમના પ્રકાશવડે જાણે તમામ દિશાઓ પ્રકાશિત થઇ ગઇ હોય એ પ્રમાણે જોઇ બાવડેકર શાસ્ત્રી સ્તબ્ધ બની ગયા. તે વખતે અક્કલકોટ સ્વામી મહારાજે બાવડેકર શાસ્ત્રીના સામુ જોઇ સંસ્કૃત ભાષામાં મહા મોટા વિદ્વાન બોલતા હોય તે પ્રમાણે બોલવા માંડયુ.

સ્વામી મહારાજ—બાવડેકર શાસ્ત્રી ! કેમ, મને શાસ્ત્ર આવડે છે કે નહિ ? એ પ્રમાણે પૂછતાં જ્યારે બાવડેકર શાસ્ત્રી-એ કંઇપણ ઉત્તર આપ્યો નહિ, તેમ વિદ્યા પણ માગી નહિ. તે જોઇ તુરત સ્વામી મહારાજ પોતે અંતર્ધ્યાન થઇ ગયા.

સ્વામી મહારાજ ગુપ્ત થતાં બાવડેકર શાસ્ત્રી શુદ્ધિમાં આ વતાં પોતે અફસોસ કરતાં કહેવા લાગ્યા કે, હાય ! હાય ! ! આ વખતે શ્રીસદ્ગુરૂ મહારાજે પોતાનું સત્યસ્વરૂપ બતાવવા છતાં મારૂં પાપરૂપી પ્રારબ્ધ વચમાં આડું આવવાથી મારાથી શ્રીગુરૂ મહારાજ પાસે કંઇપણ માગી શકાયું નહિ. એ પ્રમાણે બાવડેકર શાસ્ત્રીને સ્વામીમહારાજે પોતાનું સત્યસ્વરૂપ બતાવ્યું હતું.

એક વખત બહારગામથી વરસ વીશેકની ઉમ્મરના બે બ્રાહ્મણ પુત્રો લગ્ન કરેલા અક્કલકોટના સ્વામીનાં દર્શન કરવા આવ્યા હતા. તેમાં એકને ઝાલંધરનો રોગ થએલો હતો અને એક વૈરાગ્યવાન હોવાથી એ સ્વામી મહારાજની સેવામાં રહેવા માટે આવ્યો હતો.

રસ્તામાં અક્કલકોટ નજીક આવતાં રાત પડવાથી એક વડના ઝાડ નીચે એ બન્ને બ્રાહ્મણના પુત્રો એક બીજાને મળવાથી એ ઝાડ નીચે મુકામ કરી એક બીજાને પૂછતાં સ્વામી મહારાજનાં દર્શનનુ કારણ માલમ પડતાં બન્ને બહુ ખુશી થઇને સૂતા. રાત્રે ઝાલંધરના રોગવાળાના સ્વપ્નામાં અક્કલકોટના સ્વામીએ આવી પેટપર ત્રણવાર હાથ ફેરવી કહ્યુ કે, તારો રોગ મટી ગયો છે, માટે તું ઉઠ. એ પ્રમાણે સાંભળી તે તુરત જાગૃત થઇ ગયો અને પીશાબ કરવાનો થવાથી પીશાબ કરવા બેઠો. તે વખતે એવો ભારી પીશાબ થયો કે, પેટમાંનુ તમામ જળ નીકળી જઇ ઝાલંધર સારૂં થઇ ગયુ. એ પ્રમાણે રોગ સારો થઇ ગયેલો જોઇ તે બ્રાહ્મણે પેલા બીજા બ્રાહ્મણને ઉઠાડી પોતાની હકીકત કહેતાં બન્ને બહુ ખુશી થયા.

સવાર થતાં સ્વામી મહારાજ પાસે જઇ એ હકીકત કહી.

કેટલાક દિવસ જતાં એ બન્નેની પત્નીને ઋતુકાળ પ્રાપ્ત થતાં સ્વામી મહારાજે એ બન્નેને કહ્યુ કે, તમે તમારે ઘેર જાઓ અને તમારી સ્રીને પુત્ર થયા પછી આવીને અહીંયા મારી પાસે રહો. એ પ્રમાણે ગુરૂ મહારાજનાં વચન સાંભળી બન્ને પોતપોતાને ઘેર ગયા.

બાર મહીને બન્નેની સ્રીને પુત્ર થયા, પછી બન્ને જણ પાછા અક્કલકોટ આવવા નીકળ્યા. રસ્તામાં તેજ ઝાડ નીચે બન્ને જણ ભેગા થતાં પોતપોતાની હકીકત કહી બન્ને ખુશી થયા.

સવારમાં ઉઠતાં ત્યાં આવનાર જનારના મુખથી એવી રીતે સાંભળ્યું કે, સ્વામી મહારાજે શરીર છોડી દીધુ. તે ઉપરથી બન્નેને બહુજ ખોટું લાગ્યુ. છેવટ સ્વામી મહારાજની સમાધિ પાસે આવી તેમાંથી જે વૈરાગ્યવાન હતો તેણે દર્શન માટે હઠ કરી, ખાવા પીવાનું છોડી ઉપવાસ કરવા માંડયા. પાંચ ઉપવાસ

થતાં સ્વામી મહારાજે પોતાનું મૂળ સ્વરૂપ બતાવી કહ્યું કે, હવે હું તને દર્શન આપીશ નહિ, માટે તમે બન્ને ચિપલુન ( ફરસરામક્ષેત્ર ) કહેવાય છે, તેની નજીક બે ગાઉ ઉપર રાવતળા કરીને ગામ છે. ત્યાં આંબાની ઝાડી છે, તેમાં એક મારૂતિની મૂર્તિ છે. તે જગ્યામાં રહી ભિક્ષા માગી પોતપોતાનું નિત્ય નૈમિત્તિક કર્મ કરો, છેવટ તમારી સદ્ગતિ થશે. એ પ્રમાણે કહી અંતર્ધ્યાન થઇ ગયા અને એ બન્ને ત્યાં જઈને રહ્યા.

એ બાવડેકર શાસ્ત્રીના ઉપર એ સ્વામી મહારાજનો બહુ પ્રીતિ હતી. અક્કલકોટ સ્વામીએ શરીર છોડતી વખતે એ શાસ્ત્રી વખતપર તોફાન કરશે એમ જાણી એમને બીજે ગામ મોકલી દીધા હતા. સ્વામી મહારાજે શરીર છોડતી વખતે નજીકનાને પોતાનાં ખેલવાનાં રમકડાં આપી કહ્યું કે, આ બાવડેકરને આવે ત્યારે આપજો, એમ કહી શરીર છોડી દીધું. પાછળથી બાવડેકર શાસ્ત્રી આવતાં તેમને સ્વામી મહારાજનાં રમકડાં આપ્યાં. તે હાલ બારસોમાં એ શાસ્ત્રીના ઘરમાં પૂજાની ઓરડીમાં રાખેલાં છે. એવી રીતના એ અક્કલકોટ સ્વામી મહા સમર્થ હતા, તેથી વાડીમાં શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજે યજ્ઞ માટે તેમની આજ્ઞા માગવાને કહ્યુ હતું. એ બાબત બાવડેકર શાસ્ત્રીને ઠીક નહિ લાગવાથી કેટલાક હઠ કરી મનમાં દુઃખ કરવા લાગ્યા. તે જોઈ ગાંડાબુવા શ્રીગુરૂ મહાહાજને પૂછવા લાગ્યાઃ—

ગુરૂજી ! બાવડેકર શાસ્ત્રી અક્કલકોટ સ્વામીના શિષ્ય છતાં આવી રીતનો ખોટો આગ્રહ કેમ કરે છે? આપ તો કહો છો કે, એનાપર અક્કલકોટ સ્વામીની બહુ પ્રીતિ હતી.

સ્વામી મહારાજ—અરે ભાઈ ! અત્યારે એ પૂર્વનું પ્રારબ્ધ ભોગવે છે, તેથી એવા સમર્થ પાસે રહેતા છતાં પૂર્વ પ્રારબ્ધે એ પ્રમાણે કરે છે. એમણે સત્પુરૂષની સેવા કરી છે, તે કોઇ દિવસ નકામી જવાની નથી, એનું ફળ આગળના જન્મમાં એકાએક મળશે. જે પ્રમાણે સાવંતવાડીના સોયરોબાને એકાએક પૂર્વના કર્મનું ફળ મળવાને વખત આવતાં ગેબીનાથ આવી ત્રણ રાત્ર દિવસની સમાધિ સિદ્ધ કરાવી ગયા તે પ્રમાણે આગળ બાવડેકરને પણ ફળ મળશે. એ પ્રમાણે ગુરૂ મહારાજનાં વચન

સાંભળી ગાંડાબુવા વગેરે બહુ ખુશી થયા. એ સોયરોબાની વાત પાછળ આવી ગઇ છે.

ચૈત્ર માસમાં નારાયણસ્વામીની સમારાધનાનો ઉત્સવ ઘણોજ સારો થયો હતો. તે ઉત્સવમાંથી દરરોજ સ્વામી મહારાજ મધુકરી ભિક્ષા લાવતા હતા. એ પ્રસંગમાં સ્વામી મહારાજને ધ્યાનમાં માલમ પડ્યુ કે, વાડીમાં મહામારી શરૂ થશે. તે બાબત માટે સ્વામી મહારાજે શ્રીદત્ત ભગવાને કહ્યુ કે, તમો પુજારી પાસે પાદુકાપર જળધારારૂપ અતિરૂદ્ર કરાવો એટલે મહામારી શાન્ત થશે.

બીજે દિવસે ગામમાં અધ–ઓક શરૂ થતાં સ્વામી મહારાજે પૂજારીઓને બોલાવી મહામારીની શાન્તિ માટે અતિરૂદ્ર કરવાને કહ્યું. તે પ્રમાણે પૂજારીઓએ કરતાં મહામારી બધ થઇ ગઇ. વૈશાખ શુદ પૂર્ણિમાને દિવસે સ્વામી મહારાજે ક્ષૌર કરાવી સ્નાન કર્યા પછી શ્રીદત્ત ભગવાન બોલ્યાઃ—હવે તમારે વાડીમાં ક્યાં સુધી રહેવું છે ?

સ્વામી મહારાજ—મારે રહેવાની ઇચ્છા નથી, માટે તમો આજ્ઞા કરો ત્યાં જાઉ.

એ બાબતનો ઉત્તર નહિ મળતાં સ્વામી મહારાજ અટકી પડ્યા. વદ દ્વિતિયાને દિવસે શ્રીદત્ત ભગવાને કહ્યુ કે, તમો અહીંઆંથી નીકળી શૃગેરીમઠમાં જાઓ.

એ પ્રમાણે આજ્ઞા સાંભળી સ્વામી મહારાજે પુસ્તકાદિક ગાંડાને આપી એકદમ દંડ કમંડલુ લઇ મઠમાંથી નીકળી શ્રીદત્ત ભગવાનની પાદુકાને વંદન કરી પંચગંગા ઉતરી સાત મૈલપર જઇ મુકામ કર્યો. એકાએક સ્વામી મહારાજને નીકળી ગયેલા જોઇ ઘણા લોકો ગભરાઇ પાછળ દોડી ગયા. તે જગ્યાપર પાછળથી શ્રીનૃસિંહ સરસ્વતી સ્વામી પણ વદન નહિ થવાથી જઇને મળ્યા. એ જગ્યાપર જઇ સર્વે રૂદન કરી સ્વામી મહારાજની પ્રાર્થના કરે છે.

श्रीसच्चित्सुखमूर्तयेऽस्तुचनमोधीसाक्षिणेश्रीगुरो ॥
मायाधीश्वरतेनमोऽस्तुचपुनर्भूयःसदातेनमः ॥

अज्ञार्थधृतकर्ममार्गवपुषमार्तनमःपाहिमाम् ॥
मंत्रार्थप्रकटीकृतंचभवताचोपास्तियुक्तंवपुः ॥ ॥ १ ॥
लीलाविग्रहधारिणंश्रुतिशिरोरत्नंचदातुंप्रभो ॥
संमार्गाश्चिरताःपदेचतवनेसक्तास्तदर्थंनमः ॥
नोजानंतिसुराःस्वरुपमृषयोब्रह्मास्वयश्रीहरिः ॥
साक्षाच्छंभुरपीहवेत्तिनगुरोमेऽज्ञस्यकावागतिः ॥ २ ॥
बालस्यैवपितुर्वचोऽस्तुममवाङ्मातश्चतेतुष्टये ॥
पक्षीगच्छतिखेयथाबलमहंस्तोतुंवच शुद्धये ॥
दृश्यंत्वहिवद्वपुमृगजलंदृश्मीषुनद्धद्गुरो ॥
भात्येवास्तुहिसत्कवित्वमपितंदीनप्रभोमेह्यादि ॥ ॥ ३ ॥
प्रार्थनाचसततंममभातःश्रेष्टभक्तियुताचसदाऽस्तुधीः ॥
सततंभवतुमेतवदास्यंत्रिविधंतापहरंत्रिविधंतत् ॥ ४ ॥
दिव्यंतेवसुभिश्चिद्भिर्वसुदेवइतीर्यते ॥
सएवानंदएतस्यनिधिर्यस्मिंश्चविद्यते ॥
वासुदेवानंदसरस्वतीब्राह्मीतनुःस्वयम ॥
सएवायंदत्तगुरुस्तस्मैश्रीगुरुवेनम ॥ ॥ ५ ॥

એ પ્રમાણે પ્રાર્થનાપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરી અપરાધની ક્ષમા માગી કહ્યું કે, અમો લોકો આપ વાડી ચાતુર્માસ કરશો એવી આશા રાખતા હતા.

સ્વામી મહારાજ—શ્રીદત્ત ભગવાનની આજ્ઞા થવાથી હું નીકળ્યો છું. તમો તમારા દુર્ગુણો છોડી શ્રીદત્ત ભગવાનની સેવા કરશો તો થોડા વખતમાં પાછો મને વાડી મોકલશે. મને બોલાવવો એ તમારે હાથ છે. એ પ્રમાણે કહી બીજે દિવસે સર્વને વાડી જવાની રજા આપી સ્વામી મહારાજ બેલગાવ થઇ ગુર્લાહુસોર આવ્યા. ત્યાં કૈવલ્યાનંદસ્વામીના આગ્રહથી જ્યેષ્ટ માસના ગંગા ઉત્સવની સમાપ્તિ પર્યંત મલપ્રભા કિનારે ચિદંબરનાથના દેવળમાં ગાંડાબુવા સહિત રહ્યા. એ જગ્યાએ વાડીની મંડળી સ્વામી મહારાજનાં દર્શન માટે આવી હતી. તેમણે સ્વામી મહારાજ પાસે રોગાદિ સર્વ ઉપદ્રવની શાંતિ માટે જપા-

દિક માગતાં તેમને સ્વામી મહારાજે શ્રીદત્ત મહારાજનો સ્તોત્ર કરી આપી કહ્યું કે, આ સ્તોત્રનો તમો નિત્ય શુચિર્ભૂત થઇ ત્રિકાળ પાઠ કરશો તો તમોને કોઇપણ ઉપદ્રવ નડશે નહિ. તે શાન્તિ સ્તોત્ર નીચે પ્રમાણે–

भूतप्रेतपिशाचाद्यायस्यस्मरणमात्रतः ॥
दूरादेवपलायंतेदत्तात्रेयनमामितं ॥ ॥ १ ॥
यन्नामस्मरणाद्दैन्यंपापंतापंचनश्यति ॥
भीतिगृहार्तिदुःस्वप्नंदत्तात्रेयनमामितं ॥ ॥ २ ॥
दद्रुस्फोटककुष्ठादिमाहामारीविषूचिका ॥
नश्यन्त्यन्येपिरोगाश्चदत्तात्रेयनमामितं ॥ ॥ ३ ॥
संगजादेशकालोत्थाअपिसांक्रमिकागदाः ॥
शाम्यंतियत्स्मरणतोदत्तात्रेयनमामितं ॥ ॥ ४ ॥
सर्पवृश्चिकदंष्टानांविषार्तानांशरीरिणां ॥
यन्नामशांतिदंशीघ्रंदत्तात्रेयनमामितं ॥ ॥ ५ ॥
त्रिविधोत्पातशमनंविविधारिष्टनाशनं ॥
यन्नामक्रूरभीतिघ्नंदत्तात्रेयनमामितं ॥ ॥ ६ ॥
वैर्यादिकृतमंत्रादिप्रयोगायस्यकीर्तनात् ॥
नश्यंतिदेवबाधाश्चदत्तात्रेयनमामितं ॥ ॥ ७ ॥
यच्छिष्यस्मरणात्सद्योगतनष्टादिलभ्यते ॥
यईशसर्वतःस्त्रातादत्तात्रेयनमामितं ॥ ॥ ८ ॥
जयलाभयशःकामदातुर्दत्तस्ययंस्तवः ॥
भोगमोक्षप्रदस्येमंपठेद्दत्तप्रियोभवेत् ॥ ॥ ९ ॥

એ સ્તોત્ર આપી નિત્ય પાઠ કરવાને કહ્યું. સ્વામી મહારાજ ગુર્લહોસોરથી નીકળી ધારવાડ આવ્યા. ધારવાડ આવી ગાંડાબુવાને કહ્યું કે, બાર મહિના થયા માણસોની એક સરખી ઉપાધિ પાછળ પડી છે, અને જ્યાંસુધી તું મારી સાથે રહેશે, ત્યાંસુધી એ ઉપાધિ મટવાની નથી, તેમ તને અને મને એ લોકો નિવૃત્તિથી ચાતુર્માસ કરવા દેશે નહિ, તેથી તારાથી શ્રીદત્ત ભગવાને કહેલા

ગાયત્રીના લક્ષજપ થશે નહિ, માટે હાલ તું ભરૂચ જઇ ત્યાં નિવૃત્તિથી એ જપની સમાપ્તિ કરી બ્રાહ્મણ ભોજન કર. હું શ્રીશૃંગેરીમઠમાં પહોંચ્યા પછી તારાપર પત્ર લખીશ, તે વારે તારે શૃંગેરીમઠમાં આવી મને મળવું. એ પ્રમાણે શ્રીસદ્ગુરૂ મહારાજની આજ્ઞા થતાં ગાંડાબુવા જ્યેષ્ટ માસની પૂર્ણીમાને દિવસે સ્વામી મહારાજને ભિક્ષા કરાવી ધારવાડથી પાછા ફરી ભરૂચ આવી ચાતુર્માસમાં જપની સમાપ્તિ કરી, બ્રાહ્મણ ભોજન કર્યું. સીતારામબુવા વાડીથીજ સ્વામી મહારાજની આજ્ઞાથી જુદા પડી ગયા. શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજે તુંગભદ્રા નદી કિનારે ધારવાડ જીલ્લાના હાવનૂર ગામે જઇ શાકે ૧૮૩૨ નું ચાતુર્માસ કર્યું.

એ ગામની નિશાળના માસ્તર અને તેમની પત્ની બહુજ શ્રદ્ધાવાન હતાં, તેમ પોતપોતાનું નિત્ય નૈમિત્તિક કર્મ કરી ઇશ્વર ભજન કરતાં હતાં. પ્રારબ્ધયોગે એ માસ્તરને ગલતકુષ્ટનો આજાર થયો હતો. એ પતિ પત્નીએ સ્વામી મહારાજ પાસે આવનાર જનારની બહુજ સેવા કરવાથી તેને એ રોગ માટે અનુષ્ટાન બતાવી નિમિત્તિમાત્ર દવા બતાવતાં તે માસ્તરનો રોગ સારો થઇ ગયો. એ ગામમાં આત્મારામ કરીને કોકણુસ્થ બ્રાહ્મણ હતા, તેમણે પણ આવનાર જનારને માટે સારો બદોબસ્ત રાખ્યો હતો.

એ ગામે હિંગોળીના મારવાડી શેઠ હેમરાજ કરીને પોતાની માતાને લઇને સ્વામી મહારાજનાં દર્શન માટે આવ્યા હતા. જે વખતે સ્વામી મહારાજ હિંગોળી થઇ આવ્યા હતા તે વખતે એ બાઇની એવી રીતની સ્થિતિ હતી કે, તેને વસ્ત્ર સુદ્ધાંનું ભાન નહોતુ. તે જોઇ સ્વામી મહારાજે કહ્યું કે, એને પિશાચનો સંબંધ છે, માટે યંત્ર આપું તે બાંધી મારા કહેવા પ્રમાણે એ પિશાચની મુકિત માટે કરાવશો તો એ બાઇને સારૂં થઇ જશે. તે પ્રમાણે કરાવતાં એ બાઇને સારૂં થવાથી એ લોકો એ જગ્યાએ આવ્યા હતા.

એ ગામમાં એક મદ્વ સંપ્રદાઇ વૈષ્ણવની બાઇને એવી રીતનો રોગ થયો હતો કે; કેટલાંક વરસ થયાં એનાથી પથારીપરથી ઉઠી પણ શકાતું નહોતું. એ બાઇને સ્વામી મહારાજની

પાસે લઇ આવતાં સ્વામી મહારાજે કહ્યું કે, એને રોગ નથી; પરન્તુ પિશાચ બાધા છે, એમ કહી તે બાઇના ઉપર અભિમંત્રણ કરી જળ છાંટતાં તુરત તે પિશાચે બોલવા માંડયું, અને કહ્યું કે, પૂર્વજન્મે એણે મને દુઃખ આપેલુ છે; પરન્તુ મહારાજજી ! આજ આપનાં દર્શન થતાં હું હવે એ બાઇને છોડી દઉં છું, એમ કહી તે પિશાચ નીકળી જતાં તે બાઇ ત્યાંથી ચાલીને પોતાને ઘેર ગઇ. તે દિવસથી ત્યાંના વૈષ્ણવ લોકો સ્વામી મહારાજને ઇશ્વર પ્રમાણે માનવા લાગ્યા.

ચાતુર્માસ પુરૂ થતાં સ્વામી મહારાજ ત્યાંથી નીકળી શૃંગેરી-મઠમાં શ્રીશંકરાચાર્ય મહારાજનાં દર્શન માટે ગયા. તે વખતે આચાર્ય ત્યાં હતા નહિ. એ જગ્યાએ શૃંગિઋષિનો આશ્રમ તથા તેમની મૂર્તિ છે. એ જગ્યાએ પાછળથી ભાષ્યકાર ભગવાન શ્રી-શંકરાચાર્ય મહારાજે મઠની સ્થાપના કરી છે. તેમની સ્વામી મહારાજે નીચે પ્રમાણે પ્રાર્થના કરી વંદન કર્યું.

॥ पद ॥

श्रीमद्भगवत्पूज्यपदेश्वर । वैदिकमार्गस्थापकशंकर ॥
शिवावतारश्रीमच्छंकर । किंकरदरहरत्राहियतीश्वर ॥
श्रीम० ॥ १ ॥

शिवगुरुसद्गृहावतीर्णमोहां । तकजनशिक्षकतारकदांत ॥
खंडितपंडितसंहतिमंडित । मंडनपंडितदुर्मतशांत ॥
श्रीम० ॥ २ ॥

विजितासंगतशास्त्रासंमत । सौगतबौद्धादिकराद्धांत ॥
प्रस्थानत्रयभाष्यकृदद्वय । मतसंस्थापकदृढसिद्धांत ॥
श्रीम० ॥ ३ ॥

वृषभूकमठान्योदिक्षुमठान् । कृत्वाचतुरस्तत्रचतुरः ॥
सुरेश्वरार्यप्रमुखान्चतुरा । न्नयांजयद्योशिष्यांश्चतुरः ॥
श्रीम० ॥ ४ ॥

श्रीमत्परहंसपरिव्राजक । श्रीमच्छंकराचार्यमशोकं ॥
वासुदेवयतिर्भक्तयानमति । स्तुत्वायथामतिपावितलोकं ॥
श्रीम० ॥ ५ ॥

એ સ્થાનમાં ભાષ્યકાર શ્રીશંકરાચાર્ય ભગવાને એક બ્રહ્મરાક્ષસના સ્થાનની સ્થાપના કરી છે, તેની દરરોજ પૂજા થાય છે. એ બ્રહ્મરાક્ષસે જે વખતે આચાર્ય ભગવાન કાશી ગયા હતા, તે વખતે કાશીની તમામ ગુહ્ય બાબત આચાર્ય ભગવાનને બતાવવાથી શ્રી વ્યાસજી મહારાજે ગુસ્સે થઇ એ બ્રહ્મરાક્ષસને કાશી છોડી જવાને આજ્ઞા કરી, જેથી એ રાક્ષસે આચાર્ય ભગવાનને એ વાત કહેવાથી તેમણે કહ્યું કે, તું મારી સાથે ચાલ, હું તને સ્થાન આપીશ, એમ કહી એ રાક્ષસને સાથે બોલાવી લાવી એ શૃંગેરીમઠમાં એમને માટે એક સ્થાન કરી આપી પૂજા નૈવેદ્યનો બંદોબસ્ત કર્યો.

એ બ્રહ્મરાક્ષસ કોઇપણ માણસ એ જગ્યામાં પ્રપંચ કરે કે, તેને પકડી લાવી મઠાધિપતિ આચાર્યને સોંપી દેતો હતો. એ પ્રમાણે આજસુધી તેમણે એ મઠનો બદોબસ્ત રાખ્યો હતો; પરન્તુ હાલ થોડો વખત થયાં કોઇ પ્રપચીએ પોતાનો સ્વાર્થ સાધવા માટે એ બ્રહ્મરાક્ષસને મત્રવડે બધન કરેલા જણાય છે, તેથી હાલ એ મઠમાં પ્રપંચીઓએ અધાધુંધી ચલાવી મૂકી છે. જ્યારે એ બ્રહ્મરાક્ષસ મુદત પૂરી થતાં બધનમાંથી છુટશે, તે વખતે એ બંધન કરાવનારની કેવી બુરી દશા કરશે તે કહી શકાતું નથી.

સ્વામી મહારાજે શૃગેરીમઠ તથા તુગભદ્રા કિનારો છોડી જંગલને રસ્તે બનવાસી ક્ષેત્રમાં આવી દત્તજયતિ કરી. એ જગ્યાએ સ્વામી મહારાજે અધિકારી શિષ્યોને માટે વેદાંતના સારરૂપે સ્તોત્ર કરી આપ્યું. તે સ્તોત્ર આ નીચે લખેલું છે.

આત્માસચ્ચિત્સુખોદન્તો, રકતોષ્ણાકાશદીપવત્ ;
માયાબ્ધિનોર્દ્રઢાડસંગા, તર્દુંકિતર્નતથાપ્લવઃ.　　૧
ભવાબ્ધતાપશ્રાંતસ્ય, સીતારામઃસમાશ્રયઃ;
યથાધ્વતાપશ્રાંતસ્ય, શીતારામઃસમાશ્રયઃ.　　૨
ભવાંબુધિનિમગ્નસ્ય, તારિણીભગવત્કથા;
યથાંબુધિનિમગ્નસ્ય, તરણિર્વિધિચોદિતા.　　૩
ભવતાપાભિતપ્તસ્ય, શરણનગુરોઃપર;

દવતાપાભિતપ્તસ્ય, શરણુ નઘનાપ્તરં. ૪
રોચતેસુવિરક્તસ્ય, નસાંસારિકપુ કથા;
યથાપિત્તજ્વરાર્તસ્ય, સુરસાંનાદિસત્કથા. ૫
શ્રૃણોતિસર્વસન્યસ્ય, શ્રૃતિવાર્તાસઆદરાત્;
પરવ્યસનિનીનારી, જારવાર્તાયથાદરાત્. ૬
કથ ચનત્યજેનૈવ, વિવેકીશાતિગેહિનીં;
યથાકામાગ્નિસ તપ્તો, વિવેકીકાતગેહિનીં. ૭
મુક્તિર્નસુલભાધ્યાસ, ભાતનાનાત્વદર્શિનઃ;
આદર્શબિ બિતાનેક, દ્વારદર્શિશિશોરિવ. ૮
ધીમાગ છમાદિસ પન્નઃ, સદ્ગુરુત્કયાલભેસદ;
ચોરેસ્ત્યકતોવનેયદ્વ, ત્તદભિજ્ઞગિરાનરઃ. ૯
ભવાન્ભૂમેત્યકર્તાત્મ, ત્વ વ્રજેત્સદ્ગુરોર્ગિરા;
ભિલ્લપાલિતરાટ્પુત્ર; આપ્તોકત્યારાજતામિવ. ૧૦
કૂટસ્થસચ્ચિદાન દ, તનોર્બ ધવિમોચને;
પુત્રસ્યજાતિવ ધ્યાયા, ઇવિજન્મોત્સવાત્યયો. ૧૧
વાચારભણુમાત્રંચિ, ત્તનોવિશ્વ નચાપરં;
વસ્ત્વંતરંયથાઽઽધ્વાતે, રજ્જ્વાંસર્પવિસર્પણું. ૧૨
વિષયગ્રહણેચ્છાતુ, સ્વાત્મવિજ્ઞાનતઃપુરા;
અજ્ઞસ્યશૂક્તિવિજ્ઞાના, પ્તુરેવરજતસ્પૃહા. ૧૩
ભ્રમમાત્રમસદ્વિશ્વં, જ્ઞાત ચે-તેનકઃસૂખી;
કોનામશૂકિતરૌપ્યેણુ, જાતોધનસમૃદ્ધિમાન્. ૧૪
જગદસ્તિત્વવાદોન, સ્વાત્મજ્ઞાનેપ્રકાશિતે;
ધ્વાંતેસ્થાણુાપિશાચાદિ, ભ્રાંતિર્દીપઇવાહૃતે. ૧૫
આશ્ચર્યમેતદ્વિશ્વંન, પુરાઘોર્ધ્વ ચભાતિચેત્;
ભાતુનામેદ્રજાલાભ, ચિદાત્મનિતુમાયયા. ૧૬
અસચ્ચેજ્જ્ઞસ્યતેનાપિ, વ્યવહારઃક્ષણંકુતઃ;
નાય દોષોપિજાનન્સ, ન્નિંદ્રજાલ હ્વિીક્ષતે. ૧૭
એકોપિસન્નય ભૂમા, માયયાભાત્યનેકવત્;
પુંસોયથાક્ષિદોષેણુ, ચ દ્રએકોદ્વિતીયવત્. ૧૮

આત્મોપાધિવશાદ્ભાતિ, નિશ્ચલોપીહચચલઃ;
વિકારીનિર્વિકારોપિ, જલોપાધિગતાર્કવત્. ૧૯
નિત્યંભ્રમદિવાભાતિ, માયાભ્રમવિજૃંભિતં;
જગચ્ચક્રંયથાલાત, ચક્રભ્રાંતદૃશોરિહ ૨૦
વિદ્યાતતેનાત્મવિદ્યા, યાવત્તાવચ્ચિદંબરે;
વિવિધંભાતિવિશ્વખે, ગંધર્વનગરંયથા. ૨૧
આરોપિતજગદ્બાધ, આત્મૈકઃપરિશિષ્યતે;
શત્રૂન્હત્વાખિલાન્યુદ્ધે, મહાવીરોયથૈકકઃ ૨૨
વિક્ષેપઃશિષ્યતેમાયા, વરણંપિવિદ્યાનિતે;
ઉપાદાનેવિનષ્ટેપિ, કાર્યંતિષ્ઠતિહિક્ષણં. ૨૩
સમેપ્રારબ્ધભોગેપિ, જ્ઞાનિક્લિશ્યતિનાજ્ઞવત્,
સમેપ્યધ્વશ્રમેધ્વજ્ઞો, દૈન્યનૈતિયથાજ્ઞવત્. ૨૪
પતત્વદ્યયુગાંતેવા, વપુર્મુક્તસ્યચિત્તનોઃ;
કુંભેભગ્નેસ્થિતેવાદ્યા, હાનિલાભૌકુતસ્તત. ૨૫
સંકલ્પમાત્રંવિશ્વંસ, ભ્રાંતિમંદમતેર્યથા;
સંકલ્પમાત્રભાતાસ્ત્રીઃ, સત્યાવિરહિણોભ્રમાત્. ૨૬
સ્વસ્વરુપસ્થિતૌસત્યાં, દુઃખનૈવસૂખાત્મનિ;
યથાવાસ્યાદિકૈત્યકતે, કષ્ટત્વષ્ટરિનૈવતત્. ૨૭
નાધ્યાત્મિકાદિછિંનોપિ, જાત્વેકરસતાંવિભુઃ;
ત્યજત્યાત્માયથાલોકે, પટતાંચિત્રિતઃપટઃ. ૨૮
કામંસૃજતુકૂટસ્થે, માયાવિશ્વંચિદંબરે;
નાસ્યાલાભોનવાહાનિ, વર્ષત્યબ્દેયથાદિવઃ. ૨૯
કરણવ્યવહારૈસ્તુ, કૂટસ્થાત્માનલિપ્યતે;
નલિપ્યતેયથાકૂટો, લોહાનામપિતાડનૈઃ. ૩૦
તત્તન્મયઇવાભાતો, પ્યાત્માકોશેભ્યઉત્તરઃ;
તેભ્યોવિવેચિતઃશુદ્ધઃ, સ્ફટિકોરંગતોયથા. ૩૧
મુક્તાત્માવ્યવહારેપિ, સ્થિતસ્તેનનલિપ્યતે;
અસંગત્વાત્તતોન્યત્વા, ત્પદ્મપત્રમિવાંભસા. ૩૨

દેહાદ્દતાપતપ્તોહ, મિતિધીરવિવેકિનઃ;
પુત્રદારેષુતપ્યત્સુ, તપામિતિમતિર્યથા. ૩૩
સચ્ચિદાનંદરુપોહ. મેવંનિશ્ચયવાનપિ;
મર્ત્યોસ્મીતિકદાચિદ્ધિ, ભ્રમવન્મનુતેક્ષણં. ૩૪
નિરાકૃત્યત્યજેદ્ધિશ્વં, સારમાસ્વાદ્યનીરસં;
યથાત્યજતિનિઃસારં, ફલંસ્વાદુરસંપિબન્. ૩૫
નાત્યતાસંનમાત્માનં, મૂઢઃપશ્યતિદુષ્ટદૃક્;
યથાદ્દિવાંધઉદિત, મર્કં લોકપ્રકાશકં. ૩૬
વિભાવ્યાજ્ઞોન્યંપ્રપચં, સુખચાપિબિભેત્યતઃ;
દીપાદ્દિતોદૃશ્યમાનાં, સ્વચ્છાયામિવબાલકઃ. ૩૭
માયાખાદ્દિવિકારૈર્ન, બ્રહ્માન્યથયિતુંક્ષમા;
વિમલંખ યથાધ્યસ્ત, ધર્મામલિનતાદયઃ. ૩૮
વ્યભિચારિસુષુપ્ત્યાદ્દિ, દશાબુદ્ધિગુણોદિતાઃ;
બુધેસ્વીયાનનિર્મોકા, યથાસર્પંગુણોદ્દિતાઃ ૩૯
વ્યવહારોંગસાપેક્ષઃ, સ્વપ્નોજાગ્રદ્દિતીક્ષિતુઃ;
ગૃહિણોગેહસાપેક્ષ, બાહ્યાદ્દિવ્યવહારવત્. ૪૦
જ્ઞસ્યનિદ્રાસમાધિર્વા, સુખાસર્વોપસંહૃતિઃ;
વ્યાપારાકુલિતસ્યેવ, સુખાસર્વોપસંહૃતિઃ. ૪૧
કામંકરોતુવિધિતો, મુકતઃકર્તાસ્યતેનકિં;
સ્તોકાભ્રચ્છાદ્દિતોર્કોયો, રાહુગ્રસ્તોભવેત્સકિં. ૪૨
મિથ્યાજગત્સમુલ્લાસા, ત્પ્રબુદ્ધસ્યકથંભયં;
વ્યાઘ્રાદીન્પશ્યતઃસ્વપ્ના, ત્પ્રબુદ્ધસ્યકથભયં. ૪૩
આદેયાત્મનિરીક્ષાર્થં, મનાત્મધિયમુજ્જવલાં;
યથાસ્યહીનમુકરો, મુખસૌંદર્યવીક્ષણે. ૪૪
ક્રમેણવર્ધમાનેંત, બોંધેહાર્દંતમઃક્ષયઃ;
કલાભિર્વર્ધમાનેબ્જે, યથાનૈશતમઃક્ષયઃ. ૪૫
પ્રાજ્ઞોપિબોધિતોંતર્દં, જ્ઞાનાત્યન્યન્નકિંચન;
આસેઆસેબોધિતોપિ, નિદ્રાણુઇવબાલકઃ. ૪૬

સ્વાનુભૂતિરસાસ્વાદે, વિષયાવિરસાવિદૂઃ;
યથારનાલવિરસં, પરમામૃતપાયિનઃ. ૪૭
પૂર્વાભ્યસ્તસમાધિજ્ઞા, વાંછત્યાસાખિલાત્મતઃ,
કાલાત્યયાયરાજેવ, સુસમૃદ્ધ્યાપિદેવન. ૪૮
નાનંદયતિવિધ્યાધિ, નિસ્રંગુણ્યાધ્વચારિણું;
નિર્વ્યાપારાલસનર, દેશિકાદેશનંયથા. ૪૯
ચિંતયાનોપિતત્વંસ્વં, સ્વચ્છ હોનનિયમ્યતે;
સામ્રાજ્યગંસ્વતત્રંચ, પ્રજાભિરિવરાટ્સુતઃ. ૫૦
પરમાર્થદૃશઃક્વાપિ, નેષ્ટાનિષ્ટે શુભાશુભે;
વૃષ્ટયાઽવૃષ્ટયાપ્યૂષરસ્ય, સસ્યવૃદ્ધિક્ષયાવિવ. ૫૧
ચિત્રપ્રાપચિકૈશ્વર્ય, તત્વજ્ઞરજયેત્કથં;
હાવૈઃસ્રીર્વિષધૃકસ્વજ્ઞ, હૃદુન્મથયતોહકિં. ૫૨
જ્ઞાનીક્ષીણાન્યકર્માપિ, પ્રારબ્ધ સહતેઽવશી;
વ્યાલગ્રાહિગૃહીતાહિ, યંથાતત્કૃતપીડનં. ૫૩
પ્રાપ્તકામંસ્થિતપ્રજ્ઞ, સ્વયંકામાવિશંતિતૈઃ;
શાંતોનોત્સર્પતિયથા, પૂર્ણાબ્ધિરચલોંબુભિઃ. ૫૪
શ્રુત્યાદ્યાવૃત્તિયોગાગ્ન્યુ, જ્વલિતઃપૂર્વરુપભાક ;
જીવઆત્મૈવચાગંતુ, મલદાહેસુવર્ણવત્. ૫૫
કીટભ્રમરદૃષ્ટયાન, ચિત્રંસ્વધ્યાનતઃસ્વતા;
નામરુપોપાધ્યપાયે, સત્યૈકયંસરિદબ્ધિવત્, ૫૬
યાષટ્પંચાશિકાવાસુ, દેવાનંદીયમુદ્ગતા;
વાનવાસીપુરિતયા, પ્રીયતોમત્રિનદનઃ ૫૭

એ બનવાસીમાં એજ સહ્યાદ્રિ ઘાટના એક બ્રાહ્મણે આવી રૂદન કરી સ્વામી મહારાજને કહ્યું કે, મારૂં ઘર તૈયાર થાય કે, એક પિશાચ મને ચેતાવી તે ઘરને બાળી મૂકે છે. તે વખતે અગ્નિ એકાએક પ્રગટ થાય છે. એ પ્રમાણે દશ વખત થવાથી હવે હું અતિ દુઃખિત થઇ ગયો છું, માટે મારાપર કૃપા કરી મારા દુઃખને દૂર કરો.

તે સાંભળી સ્વામી મહારાજે તે પિશાચને બોલાવી પૂછ્યું, તું આનું ઘર કેમ બાળી મૂકે છે ? તારે શું જોઇએ છીએ ?

પિશાચ—મહારાજજી ! પૂર્વજન્મમાં એણે મને બહુજ દુઃખ આપેલુ છે, છતાં આપની આજ્ઞા છે તો મારી મુકિતને માટે નારાયણબળી આદિ કરાવવાથી હું એને ઉપાધિ કરીશ નહિ.

તે પ્રમાણે એ બ્રાહ્મણ પાસે કરાવી તેને સ્વામી મહારાજે ઘર બાંધવાની રજા આપતાં તે બ્રાહ્મણે ઘર બાંધ્યું, ત્યારપછી હવે કંઇપણ ઉપાધિ થતો નથી.

એ સહ્યાદ્રિનું જંગલ બહુજ રળિયામણું છે. એની અંદર કેળ, સોપારી, નાળિએરી, પપનસ, નારંગી, સંતરાં, જમરૂખી, એલાયચી, મરી, શેરડી, ફણુસ, આંબા, જાંબુડા, કાજુ તથા સાગ, સીસમ, આદિ અનેક ઝાડો, વનસ્પતિ અને મોટા મોટા ડુંગરોનાં શિખરો તથા જ્યાંને ત્યાં પાણીના ઝરાઓથી તથા મેનાં, પોપટ, ચાસ, સારસ, મોર, આદિક પક્ષીઓ અને વાઘ, વરૂ, રીંછ તથા હાથીનાં ટોળેટોળાં જ્યાંને ત્યાં જોવામાં આવતાં હતાં, તેથી એ વન જાણે ઇન્દ્રરાજાના વિહારની જગ્યા નંદનવન હોય એવી રીતનું શોભાયુકત હતું. તે જંગલને જોતા જોતા સ્વામી મહારાજે પશ્ચિમ સમુદ્ર કિનારે ગોકર્ણ મહાબળેશ્વર પધારી શ્રીમહાબળેશ્વર મહાદેવની પ્રાર્થના કરી વંદન કર્યું.

॥ प्रार्थना ॥

महाबलेश्वरत्राहि । हालाहलसमाद्भवात् ॥
बंधमोचनकृत्त्वतो । लेखाद्ध्येष्वपिकःपरः ॥ ॥ १ ॥
श्वपाकाप्युध्धृतेन्त्येवं । रविछप्रिक्षणश्रृतं ॥
त्रातारत्वांप्रपन्नास्मी । हितकृत्परिपाहिमां ॥ ॥ २ ॥

ત્યારપછી અહલ્યાબાઇની ધર્મશાળામાં બળવંતરાવ કારકુનના આગ્રહથી મુકામ કર્યો.

એ ગોકર્ણેશ્વર મહાદેવ ભૂકૈલાસ કહેવાયછે. એ મહાદેવનું આત્મલિંગ રાવણના નિમિ-તે અહીંઆં સ્થાપન થયું છે. એક

વખતે રાવણ પોતાની માતાને મૃતિકાના મહાદેવનું બાણ બનાવી પૂજા કરતી જોઇ કહેવા લાગ્યાઃ—

હે માતા ! હું તમારો પુત્ર રાવણ ત્રણ ભુવનમાં પ્રખ્યાત અને સર્વનો રાજા છતાં તમો મૃતિકાનું બાણ બનાવી પૂજા કરો છો એ મને શોભતું નથી, માટે હું તમારે માટે પ્રત્યક્ષ અહીંઆં શંકરને લઇ આવું, એમ કહી પોતે માનસરોવર નજીક કૈલાસ પર્વત પાસે આવી શ્રીશંકરની તપશ્ચર્યા કરવા લાગ્યા. પ્રાણ જીતી તપશ્ચર્યા કરતાં કરતાં બહુ કાળે શ્રીશંકર પ્રસન્ન થયા, તે વખતે રાવણ શ્રીમહાદેવની પ્રાર્થના કરી કહેવા લાગ્યાઃ—

હે ભગવાન ! મારી માંતા આપનું નિત્ય પૂજન કરે છે, માટે તમારે લંકામાં આવી રહેવું જોઇએ.

શ્રીશંકર—હે રાવણ ! હું તને આ મારૂ આત્મલિંગ આપું છું, તેને લંકામાં લઇ જઇ તારી માતાને પૂજા માટે આપ. એ લિંગ જે જગ્યાએ રહેશે તે જગ્યાએ મારો નિત્ય વાસ સમજવો. તેજગ્યામાં અને કૈલાસમાં જરા પણ અતર સમજવો નહિ, એ પ્રમાણે કહી પાર્વતિપતિ શ્રીશકરે પોતાનું આત્મલિંગ આપી રાવણને કહ્યું, હે રાવણ ! એ બાણ તારે પવિત્રપણે લંકામાં લઇ જવું અને અડચણની વખતે પવિત્ર બ્રાહ્મણના હાથમાં આપવું. કદાચ ભૂલથી તું કોઇ જગ્યાએ મૂકશે તો એ બાણ તે જગ્યા છોડી લંકામાં તારી સાથે આવશે નહિ, એમ કહી શ્રીશંકર અંતર્ધ્યાન થઇ ગયા અને રાવણ શ્રીમહાદેવનું આત્મલિંગ લઇને લકામાં આવવાને નીકળ્યા.

તેવખતે સર્વ દેવો ચિંતામાં પડી કહેવા લાગ્યા કે, હે ભાઇઓ ! રાવણ આત્મલિગ લઇ લંકામાં જશે તો કોઇ દિવસ એ કોઇનાથી મરશે નહિ, અને આપણી તાબેદારી કોઇ દિવસ જશે નહિ, માટે હવે શો ઇલાજ કરવો ? એ પ્રમાણે વિચાર કરતાં કરતાં સર્વે દેવો કહેવા લાગ્યા કે, આપણામાં સિદ્ધિ બુદ્ધિના દાતા ગણપતિ છે, માટે એમને મોકલી કોઇપણ પ્રકારથી એ બાણને લંકામાં નહિ જવા દેતાં આર્યાવર્ત દેશમાં એ આત્મલિંગની સ્થાપના થવી જોઇએ.

એ પ્રમાણે નિશ્ચય કરી સર્વેએ મળી ગણપતિને રાવણ પાસે જવાને પ્રાર્થના કરી. તે ઉપરથી ગણપતિ બ્રહ્મચારીનું સ્વ-

રૂપ ધારણ કરી જંગલમાં ગાયોને લઇને આવી રાવણને મળ્યા. તે વખતે સાયંકાળ થવા આવેલો હોવાથી સાયંસંધ્યાનો વખત થએલો હતો. તે પ્રસંગમાં રાવણે બ્રહ્મચારીને બોલાવી કહ્યુ કે, હું પીશાબ કરી સંધ્યાના અર્ઘ્ય આપું ત્યાસુધી તું આ બાણુને હાથમાં ધારણ કરીને રહે.

બ્રહ્મચારી—મારી ગાયો ઘણી તોફાની છે અને વખતપર ગમે ત્યાં નીકળી જવાથી મારા શ્રીગુરૂ મહારાજ મને ઠપકો આપે, માટે મારાથી એ કામ બનશે નહિ.

રાવણ—હું તુરત મારૂં કામ આટોપી લઉં છું. તું આ બાણુને હાથમાં લે.

ગણુપતિ—જો મારી ગાયો નાસી જશે અને તમોને વાર લાગશે તો હુ એ બાણુને મૂકી ચાલ્યો જઇશ.

રાવણ—હું તુરત કામ આટોપી આવુ છું, મને આવતાં વાર લાગે તો તારે એ પ્રમાણે કરવું, એમ કહી રાવણ આત્મલિંગ આપી પીશાબ કરવાને ગયા.

ગણુપતિએ પોતાની સત્તાવડે રાવણનો પીશાબ ઉતરવા નહિ દેતાં તેનું સ્થંભન કરવાથી વાર લાગવા માંડી. તે વખતે ગાયોએ જ્યાં ત્યાં નાસવા માંડયું.

બ્રહ્મચારી—મારી ગાયો નાસી જાય છે, માટે જલદી ઉઠી આ તમારૂં બાણુ લ્યો, નહિતો હું નીચે મૂકી ચાલ્યો જાઉં છું.

તે વખતે રાવણ પીશાબ કરવા બેઠેલા હોવાથી બોલાતું નથી, તેમ પીશાબ ઉતરતો નથી. તે જોઇ બ્રહ્મચારીએ ત્રણ વખત તેમને ઉપર પ્રમાણે કહી તે બાણુ મૂકીને ત્યાંથી ગાયોની પાસે ચાલ્યા ગયા. ત્યાર પછી રાવણ ઉઠી હાથ પગ ધોઇ કોગળા તથા આચમન કરી અર્ઘ્ય આપી તે જગ્યાએ આવી જુએ છે તો બાણુ જમીન સાથે લાગી ગએલું માલમ પડયું. તેને પકડી ખેંચતાં તે બાણુનો ઉપરનો ભાગ ગાયના કાન જેવો થઈ ગયો; પરન્તુ બાણુ ઉખડયુ નહિ, તેથી રાવણને ગુસ્સો આવતાં બ્રહ્મચારીને પકડવા જતાં બ્રહ્મચારી અંતર્ધ્યાન થઇ ગયા. તે જોઇ ધ્યાન કરીને જોતાં માલમ પડયું કે, એ બ્રહ્મચારી નહિ; પરન્તુ ગણુપતિ હતા

અને એમણે દેવોની માગણીથી એ કામ કર્યું છે, એવો વિચાર કરી રાવણ લંકામાં ગયા. એ પ્રમાણે એ ભૂકૈલાસની ઉત્પત્તિ છે.

ગોકર્ણ નજીક એક સુબા કરીને બ્રાહ્મણ રહે છે. તેને પિશાચનો સંબંધ છે. તે પિશાચની ભાષામાં ગોકર્ણના શંકરાચાર્યના મઠના શાસ્ત્રી સિવાય બીજા કોઇને સમજ પડતી નથી, તેથી એ પિશાચની શાસ્ત્રીના ઉપર બહુજ કૃપા થઇ જવાથી જે કોઇ માણુસને પિશાચાદિ કંઇ ઉપદ્રવ હોય તેવા માણુસને એ સુબા નજીક લાવતાં તેની અંદરનો પિશાચ કહે છે કે, હું દેવનો ગણુ છું અને જો તારી ઉપાધિને દૂર કરવી હોય તો તું મઠના શાસ્ત્રીબુવાને અમુક આપ. તે વસ્તુ લાવી આપતાં તેની ઉપાધિને દૂર કરે છે. તેની પાસે એવા દુઃખિત પુષ્કળ માણુસો આવે છે, તેમાં ઘણાનાં દુઃખો દૂર થાય છે. એ પ્રમાણે પિશાચ સુદ્ધાં પણ પૂર્વ જન્મના દેવાદાર નીકળવાથી પોતાનું ઋણુ એ પ્રમાણે વસુલ આપે છે.

એ ગોકર્ણક્ષેત્રમાં સ્વામી મહારાજે મકરસક્રાંતિ કરી ત્યાંથી નીકળી જંગલને રસ્તે થઇ ગુર્લાહુસોર આવી ત્યાંથી કૃષ્ણા કિનારે ગાલવક્ષેત્રમાં આવી નિવાસ કર્યો. એ વખતે ગાંડાબુવા રસ્તો ચુકવાથી મુધોળ નજીક લોકાપુર ગામે ગયા.

એ જગ્યાએ બસો વરસપર એક ભૂજંગસ્વામી કરીને મોટા સિદ્ધ થઇ ગયા હતા. તેમની ત્યાં જીવંત સમાધિ છે. એ સ્વામી પૂર્વે બ્રહ્મચર્યાવસ્થામાં કાશી ગયા હતા, ત્યાં તેમને પુરૂષોત્તમસ્વામીની ભેટ થઇ હતી. એ સ્વામી મોટા સિદ્ધપુરૂષ હતા. તેમની સેવા કરવાથી પ્રસન્ન થઇ એ સ્વામી મહારાજે બ્રહ્મચારીને કહ્યું કે, તમે કૃષ્ણા કિનારે જઇ તપ કરો. હું પાછળથી મુસલમાન ફકીરનું સ્વરૂપ ધારણુ કરી તમોને ઉપદેશ કરીશ. તે વખતે તમને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થશે. એ પ્રમાણે શ્રીસદ્ગુરૂની આજ્ઞા થતાં તે બ્રહ્મચારીએ કૃષ્ણા કિનારે આવી કેટલાંક વરસ તપશ્ચર્યા કર્યા પછી એ સ્વામી ફકીરનું સ્વરૂપ ધારણુ કરી અજમેરખાં નામથી આવી એ બ્રહ્મચારીને ઉપદેશ કરતાં તુરત એ બ્રહ્મચારી મોટા સિદ્ધ થઇ ગયા. ત્યાર પછી એ બ્રહ્મચારી ભૂજંગસ્વામી નામે ઓળખાવા લાગ્યા. એ ભૂજંગસ્વામીએ લોકાપુર આવી જીવંત સમાધિ લીધી હતી. ત્યાર પછી તેમના વંશના એ સમાધિની પૂજા કરતા હતા.

એ સ્વામીની ચોથી પેઢીના પુરૂષે એ સમાધિની બહુ સેવા કરવાથી તેમણે પ્રસન્ન થઇ તે પુરૂષને દૃષ્ટાંત આપી કહ્યુ કે, હું તારે ત્યાં અવતાર લઇશ. મારૂં નામ જ્ઞાનદેવ રાખવું. હું ભૂજગસ્વામીજ છુ. એની ઓળખ માટે મારા મુખમાં ચોસઠ દાંત તમારા જોવામાં આવશે એ પ્રમાણે દૃષ્ટાંત આપી પોતે ઉત્પન્ન થયા.

એ જ્ઞાનદેવ મહારાજને બેવડા ચોસઠ દાંત હતા. એમણે શરીર છોડતી વખતે કહ્યુ કે, હવેથી હું આ જગ્યાએ પીપળો અને બિલિના વૃક્ષરૂપે રહીશ. એ વૃક્ષરૂપે હુંજ છું, એની નિશાનીમાં એ વૃક્ષો પુરૂષપુર ઉચાં થશે અને એનું થડ મુઠી જેવડું જાડું રહેશે. એ વૃક્ષો એથી વધારે વધશે નહિ એ પ્રમાણે કહી એ જ્ઞાનદેવે શરીર છોડયું હતુ.

એ જ્ઞાનદેવને શરીર છોડયાને લગભગ સાઠ વરસ થયાં, તે વખતથી તુલસી કયારામાં એક પીપળો અને એક બિલિનું વૃક્ષ ઉત્પન્ન થઇ પુરૂષપુર વધ્યાં પછીથી તે વૃક્ષો વધતાં નથી. એ વૃક્ષો ઘણાંજ સુશોભિત છે. એ જગ્યાએ કામનાવાળા મનુષ્યોની કામના સેવા કરવાથી પૂર્ણ થાય છે. ત્યાંથી નીકળી ગાંડાબુવા શ્રીસદ્ગુરૂ મહારાજને ગાલવક્ષેત્રમાં જઇને મળ્યા.

એ ક્ષેત્રમાં સ્વામી મહારાજની આજ્ઞા લઇ ત્યાંના તથા બહારગામથી આવેલા બ્રાહ્મણોએ સંહિતા, રુદ્ર અને પૈમાનના સ્વાહાકાર પોતાના કલ્યાણ માટે કરાવ્યા.

એ જગ્યાએ ગાંડાબુવાને શ્રીસદ્ગુરૂ મહારાજે કહ્યું કે, તારી માતાને પુત્ર નહિ હોવાથી શિવરાત્રીનું વ્રત કરી મહાદેવની ઉપાસના કરતાં તેમની કૃપાથી તારો જન્મ થયો અને તેજ કારણથી તારામાં સત્વગુણ ઉત્પન્ન થઇ તને આજ આ લાભ મળ્યો એ કેવળ તારી માતાનાં કરેલાં વ્રત–ઉપાસનાનું ફળ છે, માટે તારે એ વ્રતનું ઉદ્યાપન કરી તારી માતાને મુકિત આપાવવી જોઇએ; કારણ તેમનાથી એ વ્રતનું ઉદ્યાપન થયુ નથી.

એ પ્રમાણે શ્રીસદ્ગુરૂ મહારાજની આજ્ઞાને શિરસા વદન કરી ગાંડાબુવા બોલ્યા:—

હે ભગવાન ! મારી પાસે અમુક રૂપીઆની રકમ છે અને એટલો ખરચ કરવાનો વિચાર છે. તે ઉપરથી શ્રીસદ્ગુરૂ મહારાજે

દ્વાદશી અને ત્રયોદશીને દિવસે યથાવિધિ ઋગ્વેદ અને યજુર્વેદ-ના નિયમ પ્રમાણે લઘુરુદ્રના સ્વાહાકાર કરાવી મહા શિવરાત્રીને દિવસે ઉદ્યાપન અને બીજે દિવસે બ્રાહ્મણ ભોજન કરાવી ગાંડાબુવાને પોતાની માતાના ઋણથી મુકત કર્યા. એનું નામજ ગુરૂ કૃપા કહેવાય છે. જે પુત્ર માતાપિતાના ઋણથી મુકત થતો નથી, તેમ માતાપિતાને સદ્ગતિ આપવા માટે શાસ્ત્રે કહેલાં કર્મ કરતો નથી, તે પુત્ર કહેવાય નહિ; પરન્તુ તેની માતાના ઉદરથી પત્થર-રૂપ જન્મેલો કહેવાય છે. એણે એની માતાને નવ માસ વિના કારણ ભારે મારો. એ ક્ષેત્રમાં દરરોજ સમારાધના નિમિત્તે સેંકડો બ્રાહ્મણો જમતા હતા.

એ જગ્યાપર એક જમખંડીની નિશાળના એસિસ્ટંટ માસ્તરે પોતાની માતાને લઈ આવી સ્વામી મહારાજને કહ્યું કે, આ મારી માતાને એકાએક કંઇ રોગ થવાથી પગના સાંધા સજડ થવાથી બીલકુલ ઉઠાતું પણ નથી, એને માટે વૈદ્ય તથા ડાકટરોની દવા પુષ્કળ કરાવી, છેવટ લાચાર થઇ આપને શરણે આવ્યો છું.

સ્વામી મહારાજ—એને રોગ નથી; પરન્તુ પિશાચની બાધા છે, એમ કહી એકદમ મંત્રવડે જળ અભિમંત્રણ કરી છાંટતાં તે બાઇની અંદરના પિશાચે બોલવા માંડયું, હું જે ઝાડની અંદર રહું છું, તેની નીચે બેસી એ બાઇએ પીશાબ કરવાથી હું દુઃખ આપું છું; પરન્તુ આજ આપનાં દર્શનનો મને લાભ થયો, તેથી હું નીકળી જાઉં છું, એમ કહી તે પિશાચ તે બાઇના શરીરમાંથી નીકળી જતાં તુરત તેણે ચાલવા માંડયું અને તેનો રોગ મટી ગયો.

સ્વામી મહારાજ ગાંડાબુવા સહિત ગલગલી છોડી નીકળતાં વાડી વગેરે બહારગામથી આવેલી મંડળીએ રૂદન કરી સ્વામી મહારાજની નીચે પ્રમાણે પ્રાર્થના કરી.

तुजलामीशरणश्रीपादराज ।
बुडतोंभवसिंधूमाजीतारींतारींराखीलाज ॥ तुज० ॥ १ ॥
भोगीयेलेसुखदुःखपापपुण्यकरुनियां ।
नानायोनीफिरोनियांशरणआलोंतूजआज॥ तुज० ॥ २ ॥

दीपपतंगाचेपरीसंसाराचीप्रीतभारी ।
तवभक्तीसोडुनियांविषयांचेकरीकाज ॥ तुज० ॥ ३ ॥
तापत्रयवडवाग्नीनेपोळलोंमीनरहरी ।
कृष्णदासदीनावरीकृपाकरीमहाराज ॥ तुज० ॥ ४ ॥

ઉપર પ્રમાણે પ્રાર્થના કરી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. એ લોકોને શાંત કરી ત્યાંથી જેનાપુર કરીને કૃષ્ણા કિનારે ગામ છે, ત્યાં આવી મુકામ કર્યો. એ ગામે એક લિંગાયતનની સ્ત્રી દરેક પક્ષમાં ચાૈદશથી પ્રતિપદા પર્યંત ત્રણ દિવસ બેભાન થઇ કાષ્ટવત્ પડી રહેતી હતી. એ રોગ મટાડવાને અનેક ઉપાય કરવા છતાં નહિ મટવાથી તેને સ્વામી મહારાજ પાસે લાવતાં કહ્યું કે, એ બાઇની પાસે આ શ્રીદત્ત મંદિરની પ્રદક્ષિણા કરાવો એટલે મટી જશે.

સ્વામી મહારાજની આજ્ઞા થતાં તે બાઇએ શ્રીદત્ત મંદિરની દરરોજ યથાવિધિ પ્રદક્ષિણા કરતાં તેનો રોગ મટી ગયો. તે જોઇ ત્યાંના તમામ લોકો વિસ્મય પામી ગયા. એ ગામમાં દરરોજ સમારાધના ચાલતી હતી. ત્યાંથી નીકળી કિનારે કિનારે ઘટપ્રભાના સંગમપર ચૈત્રી અમાવાસ્યાને દિવસે નારાયણસ્વામીનો ઉત્સવ કરી ત્યાંથી મલપ્રભાના સંગમનું સ્નાન કરી છાયા ભગવતીનાં દર્શન માટે સ્વામી મહારાજ ગાંડાણુવા સાથે આવ્યા.

એ જગ્યાએ વિશ્વામિત્ર મહારાજે લોહપિષ્ટ ખાઇ સાઠ હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી હતી. એ જંગલમાં બોડા ડુંગરો છે. ઝાડનું નામ પણ મળે નહિ. આખા જંગલમાં ગોખરૂના કાંટા એટલા બધા છે કે, એ સિવાય પગ મૂકવાની જગ્યાજ મળે નહિ. એ જંગલમાં માણસની વસ્તી પણ નથી. એ છાયા ભગવતીની પૂજા ફક્ત અક્ષયતૃતિયાએ ત્યાં મેળો ભરાય છે તે વખતે થાય છે; તે સિવાય ત્યાં કોઇપણ માણસ જતું નથી. એ જગ્યામાં એ મેળો વીતી ગયા પછી સ્વામી મહારાજનું ગાંડાણુવા સાથે જવું થયું હતું, તેથી બહુજ અડચણ પડી હતી.

છાયા ભગવતીનાં દર્શન કરી આગળ ચાલતાં સ્વામી મહારાજને દષ્ટાંત થયું કે, તમો બિમાર પડશો, તે પ્રમાણે એકાએક તાવ આવતાં કોપરગાઉ નૃસિંહનું સ્થાન છે, ત્યાં આવી બે ત્રણ દિવસ રહ્યા; પરન્તુ તાવ નરમ નહિ પડવાથી આગળ ચાલ્યા.

સ્વામી મહારાજનો એવી રીતનો નિયમ છે કે, શરીરપર ઉપાધિ આવતાં તે એક બે દિવસમાં નહિ મટી જાય તો નહિ ખાતાં પીતાં ખુબ ચાલવું અને દિવસમાં બે ચારવાર ખુબ ઠંડા જળથી સ્નાન કરવું. જ્યારે શરીરની ઉપાધિ મટે તેવારે ભિક્ષા કરવી. તે સિવાય કરવી નહિ. કદાચ કોઇ એવો વખતમાં ખાવાનો બહુજ આગ્રહ કરે તો ફક્ત છાશ પીવી. તે પ્રમાણે આ વખતે પણ સ્વામી મહારાજે કર્યું. પ્રારબ્ધયોગે એ બાજુ પૈસા ખરચવા છતાં દુધ, દહીં કે છાશ નહિ મળવાથી ગાંડાબુવા બહુજ ગભરાયા. એ બાજુના લોકો ઘણાજ જંગલી અને દયા વિનાના છે. તેમ બ્રાહ્મણો બહુ કરીને મધ્વ સંપ્રદાયના વૈષ્ણવો છે. તે લોકો ભસ્મ લગાડવાવાળાની સાથે બહુજ દ્વેષ રાખે છે. એવી રીતની અડચણ હોવાથી સ્વામી મહારાજને માટે ચાર દિવસ છાશ નહિ મળવાથી કૃષ્ણા અને ભીમાના સંગમ નજીક કાડલુર કરીને ગામ છે, તેનાથી પશ્ચિમ દિશામાં દોઢ કોસ ઉપર એક ગામમાં બ્રાહ્મણનાં ત્રણ ઘર હતાં. ત્યાં ગાંડાબુવા છાશ લેવાને ગયા. ત્યાં તે ગામના જોશીના ઘરમાં છાશ તૈયાર થતી હતી, ત્યાં જઇ ગાંડાબુવાએ કહ્યું.

બાઇ ! મારી સાથે એક સ્વામી મહારાજ છે અને તેમની તબીઅત બગડવાથી આજ ચાર પાંચ દિવસ થયાં બીલકુલ ખાધું નથી. તેમને માટે હું છાશ લેવાને આવ્યો છું, માટે કૃપા કરી તમો મને છાશ આપો. કદાચ તમારે છાશના પૈસા જોઇતા હોય તો એક લોટી છાશના તમો જેટલા પૈસા માગશો તેટલા પૈસા હું તમોને અત્યારે આપું છું.

તે ઘરનો જોશી બોલ્યો, ચાર પાંચ દિવસનો ભૂખ્યો સ્વામી મરી નહિ ગયો, એમ બોલી છાશ નહિ આપવાથી ગાંડાબુવા સ્વામી મહારાજ પાસે આવી ત્યાંથી કાડલુર ગામે આવ્યા.

એ ગામમાં કૃષ્ણાસ્ટેશન ગામના પૂજારીની કન્યા પરણેલી હતી, તેણે સ્વામી મહારાજ માટે છાશની તપાસ કરતાં ત્યાં એક બાઇએ આવી કહ્યું કે, હજુ હું છાશ કરવાની છું, માટે થોડો વખત ગયા પછી આ નજીક મારૂં ઘર છે, ત્યાં આવી તમો છાશ લઇ જજો. ત્યારપછી ગાંડાબુવા કૃષ્ણાપર સ્નાન કરવાને ગયા.

તે સમયમાં સ્વામી મહારાજને તૃષા લાગવાથી તે બાઇને ત્યાં છાશ લેવાને ગયા. સ્વામી મહારાજને જોઇ તે ઘરનો બ્રાહ્મણ બોલ્યો.

તું અહીંયાં કેમ આવ્યો ?

સ્વામી મહારાજ—તમારા ઘરમાંથી બાઇએ છાશ આપવાને કહ્યું છે, તેથી હું છાશ લેવાને આવ્યો છું.

બ્રાહ્મણ—જા, જા. છાશ નહિ મળે, મારે ત્યાં ફરાથી આવીશ નહિ.

તે સાંભળી સ્વામી મહારાજ મુકામપર આવ્યા. એટલામાં ગાંડાબુવા કૃષ્ણાપરથી આવતાં સ્વામી મહારાજે કહ્યું કે, હવે તું છાશ લેવા માટે જઇશ નહિ, ત્યાંથી આવો જવાબ મળ્યો છે. તે સાંભળી ગાંડાબુવા આશ્ચર્યચકિત થઇ ગયા.

અરે ! જેમનાં દર્શન કરવા માટે મોટા મોટા રાજા લોકો પણ પૂરે છે, દેવ લોકો સુદ્ધાં પણ જેમની સેવા કરવાની ઇચ્છા રાખે છે, તેવા પુરૂષને છાશ માટે આવો જવાબ મળ્યો. અરે ! આ તો કૃષ્ણ પરમાત્માને ધોબી પાસે વસ્ત્ર માગવા જેવું થયુ ! એ બ્રાહ્મણનું કેટલું હીન પ્રારબ્ધ હશે તેને માટે વિચાર કરવો.

એ ગામેથી નીકળી કુરવરપુર હાલ જેને કુરૂમગડ્ડા કરીને કહે છે, તે રાયચુર સ્ટેશનથી અને કૃષ્ણા સ્ટેશનથી પદર મૈલ થાય છે. ત્યાં શ્રીપાદવલ્લભ મહારાજનાં દર્શન માટે વૈશાખ વદ છઠને દિવસે આવ્યા, એ જગ્યાએ શાકે ૧૮૩૩ નું ચાતુર્માસ કર્યું. એ સ્થાન ઘણુંજ ચમત્કારિક અને સુશોભિત છે. જેની આઠે દિશાએ કૃષ્ણાનો પ્રવાહ ચાલી રહ્યો છે. એ સ્થાન જેવું સ્થાન ત્રિભુવનમાં મળવું દુર્લભ છે. એ ગામમાં ફૂકત બે બ્રાહ્મણનાં ઘર છે, તેમાં એક પૂજારીનું અને એક ત્યાંના કુલકરણીનું. એ ગામથી અર્ધો માઇલ દૂર શ્રીપાદવલ્લભનું સ્થાન છે, ત્યાં પૂજારી રહે છે. એ ત્રણ ભાઇઓ છે અને ગામમાં કુલકરણી રહે છે, તે બે ભાઇઓ છે, એ પાંચેનાં લગ્ન થયાં નથી.

એ સ્થાનના દેવે બ્રહ્મચારી અને બ્રાહ્મણે બ્રહ્મચારી. તે બ્રાહ્મણનો આચાર બરાબર નહિ જોવાથી સ્વામી મહારાજે એ સ્થાન છોડી આગળ જવાનો વિચાર કરતાં દેવે સ્વામી મહારાજને કહ્યું.

શ્રીપાદવલ્લભ મહારાજ—તમારે અહીંઆંજ ચાતુર્માસ કરવું અને દરરોજ પૂજારીને ત્યાંથી ભિક્ષા લેવી; કારણ એ ત્રણે ભાઇઓ જુદા રહેલા છે. એમના આચાર તરફ તમારે જોવું નહિ; કારણ આચાર કરતાં દ્રવ્યશુદ્ધિ વિશેષ છે અને તેના કરતાં મનશુદ્ધિ શ્રેષ્ઠ છે, એમ કહી કહ્યુ કે, આજથી તમારે ચરણનું તીર્થ લેવા દેવું નહિ, તેમ મંત્ર પણ આપવો નહિ, અહીંઆં આવનારાઓએ જે પ્રમાણે નરસોબાવાડી અને ગાણ-ગાપુર વર્ત્યા હોય તે પ્રમાણે વર્તવું. પૂજારીનું જોઈ કોઇએ ચાલવું નહિ.

એ પ્રમાણે આજ્ઞા થતાં સ્વામી મહારાજે એ બાબત તમામને કહી અને કહ્યું કે, અહીંઆં તમારે બરાબર પવિત્ર રીતે રહી દેવની સેવા કરવી અને વાડી આદિ સ્થાનમાં જેવી રીતે વર્તતા હોય તેવી રીતે વર્તવું, એમ કહી પૂજારીને ત્યાંની ભિક્ષા લેવા માંડી; કારણ એ સ્થાન જંગલમાં છે તેથી ત્યાં કોઇ પણ આવતું નથી, એટલે પૂજારીને ખોટી રીતના પ્રતિગ્રહ લેવાનો વખત આવતો નથી. વળી દેવની પૂજા નિમિ-તે નિઝામ સરકાર તરફથી એને જમીન મળેલી છે, તેની અંદરથી એ લોકો પોતાનો નિર્વાહ ચલાવે છે, તેથી એની દ્રવ્યશુદ્ધિ છે, એમ સમજી મહારાજજીએ ભિક્ષા લેવા માંડી. એ જગ્યાએ મહારાજજીએ નીચેના સ્તોત્રવડે સર્વેને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો.

हादेहदृश्यजडअन्नविकारमाता ।
ताताम्रवीर्यजअमंगळजीवजाता ॥
प्रेतानपाहतिनहाममरुपभूत ।
कूटस्थमीतारसिदोदितसाक्षिभूत ॥ ॥ १ ॥
त्वङ्मांसलोहितशिरास्थिसमूहदेह ।
ज्याआंतश्लेष्ममलमूत्रचिमोहगेह ॥
देहोयनष्टजडबुद्बुदसेअनंत ॥ कूटस्थ० ॥ २ ॥
मायाविनिर्मितपदार्थसमानदेह ।
जोबिंदुमात्रअसताहिविमोहगेह ॥
पाढेक्षणोक्षणिविलक्षणनिश्चितांत ॥ कूटस्थ० ॥ ३ ॥

पाण्यावरीलहरियेतिजशातशाह्या ।
देहावरीसततयेतिदशाअशाह्या ॥
बाल्यादिशोखिकमिविङ्भासितांतकांत॥कूटस्थ० ॥४॥
यद्रक्षणार्थकरितातकुकृत्यदुष्ट ।
जोसङ्साम्नपरिपोषितहाइपुष्ट ॥
येथेंचितोपडतसेउघडअनत ॥ कूटस्थ० ॥ ५ ॥
वर्णाश्रमादिकसुखादिकयान्निमित्त ।
संबंधरूपभयकर्महियान्निमित्त ॥
तोहाचिअन्नमयकोशजयाम्नअंत ॥ कूटस्थ० ॥ ६ ॥
हाप्राणत्यामधिसदोदितखेळतोहे ।
जोइंद्रियकवळुनीममरुपनोहे ॥
हेहींअचेतनचिचेतनमीप्रशांत ॥ कूटस्थ० ॥ ७ ॥
जेचंचलक्षणभरीनवेसोविकारी ।
तेहोयहेंमननमिकधिहीविकारी ॥
खद्योततुल्यमतितीहिनमीप्रदिप्त ॥ कूटस्थ० ॥ ८ ॥
हाजातयेतअसतोजागींलिंगदेह ।
अज्ञानकारणतनूनचतीनदेह ॥
माझेंस्वरुपअजअक्रियहेअनंत ॥ कूटस्थ० ॥ ९ ॥
कर्तानमीप्रत्यगभिन्नआत्मा ।
भोक्तानमीअद्वयसच्चिदात्मा ॥
हंज्ञानव्हायानवरत्नमाला ।
हेकंठिघालाहरिहेहिकाला ॥ कूटस्थ० ॥ १० ॥
जोकर्मफलदेवारी । स्मरतांकष्टउद्धरी ॥
भजतांह्यादत्तदेवा । पदिहंअर्पिलीनवा ॥ ॥ ११ ॥

એ જગ્યા ઉપર એક ઇચલકરંજી ગામનો ગણુપતિ નામનો બ્રહ્મચારી આવેલો હતો. તે એકાએક બિમાર પડી શરીર છોડવાની વખત આવતાં સ્વામી મહારાજને વિચાર થયો કે, એ બ્રહ્મચારી છે. હજુ એનું સમાવર્તન થયું નથી, માટે

એનો સંસ્કાર કેવી રીતે કરવો; કારણ અગ્નિસંસ્કાર કરવો પડે તો યથાવિધિ પ્રાયશ્ચિત કરી અર્કવિવાહાદિ કરવા માટે એ વિધિ જાણનાર બ્રાહ્મણ જોઇએ, તેવો બ્રાહ્મણ નહિ હોવાથી અગ્નિસસ્કાર પણ થાય નહિ, તેમ જળ પ્રવાહ અથવા ભૂમિદાહ પણ થાય નહિ. એવી રીતની અગવડ હોવાથી સ્વામી મહારાજે દેવની પ્રાર્થના કરી કહ્યુ કે, હે શ્રીદત્ત ભગવાન ! આ બ્રહ્મચારી મરે તેને માટે મને દુઃખ નથી; પરન્તુ તેનો મૃતસસ્કાર કેવી રીતે કરવો, તે બતાવો અથવા તેવા સસ્કાર કરાવનાર બ્રાહ્મણને મોકલો, નહિતો એને ઘેર પહોંચતો કરો.

સ્વામી મહારાજે એ પ્રમાણે પ્રાર્થના કરતાં એ બ્રહ્મચારીને સારૂં થઈ ગયું, અને તેને ઘેર પહોંચતો કર્યા પછી એ પોતાને ગામે ગુજરી ગયો.

એ જગ્યાએ સોરાપુરના કારકુન સખારામ ગોપાળની પત્ની બિમાર પડવાથી સ્વામી મહારાજે તેને માટે યંત્ર કરી આપી અનુષ્ટાન કરવાને બતાવ્યું. તેણે એ અનુષ્ટાનની વચમાં ડાકટરની દવા કરવાથી રાત્રે તે બાઇને સ્વામી મહારાજે સ્વપ્નામાં દર્શન આપી કહ્યુંકે, તારો મારાપર વિશ્વાસ નથી, માટે મારો યંત્ર પાછો આપ, એમ કહી તે યંત્ર હાથેથી છોડતાં તે બાઇ ગભરાઇને જાગૃત થઇ જુએ છે તો યંત્ર મળે નહિ. તપાસ કરતાં બોછાનામાંથી તે યંત્ર મળ્યો; પરન્તુ તે વખતથી તે બાઇને બિમારી વધી ગઇ, તેથી તેમનાં માણસે આવી સ્વામી મહારાજની પ્રાર્થના કરી અપરાધની ક્ષમા માગતા સ્વામી મહારાજે કહ્યું કે, મને એ બાબતની ખબર નથી, માટે દેવ પાસે ક્ષમા માગો. તે પ્રમાણે કરતાં તે બાઇને દુઃખ નરમ પડયું.

એ જગ્યાએ વરાડ પ્રાંતના હટાગામનો એક વામનરાવ નામનો ગૃહસ્થ સ્વામી મહારાજનું ચાતુર્માસ પુરૂં થયા પછી પોતાને ત્યાં બોલાવી જઇ મહારૂદ્રનો સ્વાહાકાર કરવો એવા વિચારથી ત્યાં સ્વામી મહારાજજી પાસે હઠ કરીને બેઠો હતો. તેની એવી રીતની હઠ હતી કે, તમો આવવાને કબુલ કરોતોજ હું ઘેર જાઉં, નહિતો ઘેર જઇશ નહિ. તેના ઉપર એકાએક ત્રણ મણની આમલીની ગુણ પડવાથી તે બેભાન થઇને પડયો. એ માણસ બહુજ વૃદ્ધ હોવાથી સર્વેએ બચવાની આશા છોડી હતી; પરન્તુ

સ્વામી મહારાજની કૃપાથી તેને સારૂં થયું અને તેની શ્રદ્ધા ભક્તિ જોઇ સ્વામી મહારાજ તેને ગામ જવાને કબુલ થયા, ત્યારપછી એ માણુસ પોતાને ગામ ગયો.

એ કુરવરપુર જંગલમાં હોવાથી તથા તેની આજુબાજુ કૃષ્ણા નદી હોવાથી ચોમાસામાં તે મહા શોભાયમાન દેખાતું હતું. વળી એ સ્થાનમાં શ્રીદત્ત ભગવાને તપશ્ચર્યા કરી હતી અને તેમાં પાછા શ્રીદત્ત ભગવાન પધાર્યા એટલે શોભાને માટે તો પૂછવુંજ શુ ! અહીંઆં દરરોજ સમારાધના ચાલતી હતી. એ કૃષ્ણા નદી ઉતરવા માટે તુબડાં સિવાય બીજું સાધન નહોતું. એ જગ્યાએ નાવડી ફેરવવાની, કાદવનો ચુલો તૈયાર કરી માંડવાની તથા કુંભારને વાસણુ પકવવાની શ્રીપાદવલ્લભ ભગવાનની મના છે. કદાચ કોઇ પનઇ લઇ આવી ફેરવવા જાય તો તેને એકદમ નુકશાન થાય છે, તેથી ત્યાં કોઇ હોડી ફેરવતું નથી. એ જગ્યાએ પરવલ્લી (ગરોળી) રહેવા છતાં બોલતી નથી. એ જગ્યાએ ચોમાસામાં આજુબાજુ એક એક માઇલમાં પાણી રહે છે, તેમાં તુંબડાં ઉપર બેસીને આવવું અને જંગલમાં સામાન નહિ મળવાથી દરેક વસ્તુ તુબડા ઉપરજ લાવવી પડતી હતી. એવી રીતનું વિકટ સ્થાન છતાં ત્યાં સ્વામી મહારાજનાં દર્શન માટે દેશે દેશના હજારો લોકો આવતા હતા. એ આવનાર જનારને ત્યાં ખાવા પીવાની અડચણુ જોઇ સ્વામી મહારાજ ગાંડાબુવાને પૂછવા લાગ્યા કે, અહીંયા આ લોકો માટે કેવી રીતે વ્યવસ્થા કરવી; કારણુ રહેવાને ઘર નહિ, રસોઇ કરવાને વાસણુ નહિ અને જંગલમાં દુકાન નહિ હોવાથી કોઇપણુ વસ્તુ ખાવાને માટે મળે નહિ, એટલુંજ નહિ; પરન્તુ એ બેટ હોવાથી રસોઇ કરવાને લાકડાં પણુ મળે નહિ, માટે શું કરવું ?

ગાંડાબુવા—હે ભગવાન ! આપની મારાપર કૃપા હશે તથા મારી આપના પ્રત્યે શ્રદ્ધા હશે તો એ બાબતની વ્યવસ્થામાં ખામી આવશે નહિ.

સ્વામી મહારાજ—તારી બુદ્ધિ પ્રમાણે તું વ્યવસ્થા કર.

એ પ્રમાણે આજ્ઞા થતાં બધાઓને માટે એકજ રસોઇ કરવી એટલે કોઇને ખાવા પીવાને અડચણુ પડશે નહિ, એવો

વિચાર કરી એકજ જગ્યાએ રસોઇ કરાવવાને શરૂ કર્યું.

એવા પ્રસંગમાં રાયચુરના વ્યાપારી તુલજારામ પતંગે, પેસ્કાર સાહેબ અને બીજી કારકુન મંડળી સ્વામી મહારાજનાં દર્શન માટે આવી હતી. તેમણે એ વ્યવસ્થા માટે ઘણીજ સારી મદદ કરવાથી ત્યાં રહેવાને જગ્યા તથા વાસણકુસણ અને લાકડાંનો બંદોબસ્ત એકદમ થઇ ગયો. એ તુલજારામ આષાઢી પૂર્ણિમાથી આરંભી દિવાળી પર્યંત જે કાંઇ સામાન ત્યાં જોઇએ તે રાયચુરાદિ જગ્યાએથી લઇ આવતા. એ કામમાં એમણે બહુજ પરિશ્રમ લીધોહતો; કારણ આજ માલ લઇને આવેકે, બીજે દિવસે ગમે તેટલો માલ આણ્યો હોય તોપણ કમી પડયા વિના રહે નહિ, તેથી તેમને દરરોજ રાયપુર જવું પડતુ હતું. એ જગ્યાએ એટલો બધો માલ આવતો હતો કે; રાયચુરનો બજાર તેજ થઇ ગયો. દરરોજ પ્રસાદ માટે બે ગુણ તો ફકત નાળીએર જોઇતાં હતાં. એ જગ્યાએ વડોદરેથી રા. ફરસરામ કુબેરરામ ભટ્ટસાહેબ ત્યાં આવ્યા હતા. તેમણે ત્યાં અડચણ જોઇ મુંબઇથી દીવા માટે કંદીલો મંગાવ્યાં હતાં તથા શાક–ભાજી માટે સુરણ, કંદ તથા ફરાળ માટે ફળ-ફળાદિનો બંદોબસ્ત દિવાળી સુધીનો રાખ્યો હતો, તેથી દરરોજ એમનાં પારસલો તથા બીજા કેટલાક ગૃહસ્થોનાં શાક–ભાજીનાં પારસલો આવતાં હતાં. એ પ્રમાણે દેશોદેશથી અનેક વસ્તુ આવતી હતી. એ કુરવરપુર ચાતુર્માસમાં ઇન્દ્રભુવન જેવી શોભા આપતું હતું. એ જગ્યાએ યાત્રાળુઓને માટે હાલ ધર્મશાળા બાંધવાનુ કામ સ્વામીમહારાજની આજ્ઞા લઇ રાયચુરની મંડળીએ શરૂ કર્યું છે. એ કામમાં શંકરરાવ કરીને એક ગૃહસ્થ આગેવાન છે. એ જગ્યાએ આષાઢી પૂર્ણિમાથી દિવાળી પર્યંત દરરોજ દૂધપાક અને એ સિવાય અન્ય પકવાનની વારાફરતી રસોઇ થતી હતી. એવી રીતે આનંદમાં ને આનંદમાં દિવાળી આવતાં સ્વામી મહારાજ દેવની આજ્ઞા થતાં ગુરૂદ્વાદશી કરી ત્યાંથી ત્રયોદશીને દિવસે નીકળી કૃષ્ણા કિનારે નરસોબાવાડી તરફ આવવા લાગ્યા. તે વખતે સર્વે લોકોએ નીચે પ્રમાણે પ્રાર્થના કરી.

आतांगुरुरायापरिसाविज्ञापना । दासाचीकरुणायेउद्यावी ॥
नेणेनियासोयफिरलोदेशावरी । झालेदुःखदेहीबहुकाळ ॥
तुमचाश्रीनरहरीपतितपावन । किर्तिहिपेनशरणआलो ॥
माझामायबापगणगोतबंधु । तुचीकृपासिंधुगुरुराया ॥
आतांकांहींनेणेतुमचापायाविणे । संसारीचेभेणेदूरिकरा ॥
जोडुनिया....रपायावरी । ठेविलेनिर्धारोंजनार्दन ॥
तुजमिआनंताकायसांगआतां । माझीसर्वचिंताअसोद्यापि ॥
नेणेभक्तिज्ञानकर्मउपासना । तुजमीनारायणाध्यातआहे ॥
पतितमीपापीदुर्गुणीआगळा । परिआलोगोपाळाशरणतुज ॥
पतिततारिलेपशुउद्धरिले । पक्षितेचिनेलेमोक्षालागी ॥
सिद्धेश्वरम्हणेऐशीहीख्याति । माधवाश्रीपतितारीआतां ॥

સર્વેએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા. સ્વામી મહારાજે તે સર્વેને શાંત કરી મલપ્રભાના સંગમપર આવતાં શ્રીદત્ત ભગવાનની આજ્ઞા ગોદાવરી કિનારે જવાને થતાં કૃષ્ણા છોડી ખેડગામે ભીમા નદીનું સ્નાન કરી સોલાપુર થઇ તુલજાપુર આવ્યા. ત્યાં જગતઅંબાનાં દર્શન કરી ત્યાંથી વાંદરા નદીપર દત્ત જયંતિ કરી. ગોદાવરી અને વાન નદીનો સંગમ છે ત્યાં આવી ગોદાવરીનું સ્નાન કર્યું.

એ વખતે જોગાઇ માતાના સ્થાનનો બાપુ ગોસાવી કરીને બ્રાહ્મણ દાસોપંથના વંશનો દાસોપંથનો ઉત્સવ છોડી સ્વામી મહારાજનાં દર્શન કરવાને રસ્તામાં આવતાં તેમને દર્શન નહિ થતાં એકાએક તે બ્રાહ્મણને ભમાચો મારી કહ્યું કે, શું તું મારામાં અને દાસોપંથમાં ભેદભાવ માને છે ? આજ તું ઉત્સવ છોડીને અહીંયાં કેમ આવ્યો ? તને મારાં દર્શન થશે નહિ. એ પ્રમાણેના શબ્દો સાંભળી એ માણસ ગભરાઇ ગયો અને પોતાના અપરાધની ક્ષમા માગી. પોતાને ગામે જઇ દાસોપથની સમાધિને નમસ્કાર કરી પોતાની તમામ હકીકત પોતાના ઘરના માણસોને કહી.

એ દાસોપંથ એકનાથ મહારાજના ગુરૂબંધુ થાય છે. જ્યારે આજ દેવ પોતાના ભકતોનું અભિમાન રાખે છે, ત્યારે તે ભકતો પ્રત્યક્ષ હશે. તે વખતે દેવને એમને માટે કેટલું અભિમાન હશે તેને માટે દરેકે પોતાની બુદ્ધિ પ્રમાણે વિચાર કરી લેવો. આ

ઉપરથી પ્રત્યક્ષ માલુમ પડે છે કે, સ્વામી મહારાજ પોતેજ શ્રી દત્ત ભગવાન છે, એમાં જરા પણ સંશય કરવા જેવું નથી.

જે વખતે સ્વામી મહારાજ કુસ્વરપુરમાં હતા, તે વખતે કાગડા પક્ષીએ આવી સ્વામી મહારાજના મસ્તકમાં એકદમ બે–ત્રણવાર ચાંચ મારી હતી. એનું ફળ એવી રીતનું છે કે, જે મનુષ્યપર કાળાં માંસાહારી પક્ષી ચાંચ મારે કે, તેનું શરીર બહુ કરીને છ માસમાં પડે છે, તેથી કોઇ કોઇવાર સ્વામી મહારાજ કહેતા હતા કે, આ શરીર હવે છ મહિના રહેશે કે નહિ, માટે એનાપર પ્રીતિ રાખવી નહિ; પરન્તુ એ બોલવું શા ઉપરથી થાય છે. તેની સમજ ગાંડાબુવાને પણ પડતી નહોતી.

એ અરિષ્ટના પરિહાર માટે શ્રીદત્ત ભગવાને સ્વામી મહારાજને આજ્ઞા કરી હતી કે, તમો પરળી નજીક વાન સંગમ આગળ ગોદાવરીનું સ્નાન કરો, એટલે એ અરિષ્ટની શાંતિ થશે.

સ્વામી મહારાજ એ સંગમપર આવી સ્નાન કરી ત્યાં ત્રણ રાત્રિ રહ્યા. ત્યાર પછી ગાંડાબુવા સાથે પરળીવૈજનાથ મહાદેવનાં દર્શન માટે આવ્યા. ત્યાં જ્યોતિર્લિંગનાં દર્શન કરી પાંચ દિવસ રહ્યા. તે પ્રસંગમાં ત્યાંના સદ્‌ગૃહસ્થ રા. નાનાસાહેબે મહારુદ્રનો સ્વાહાકાર કરાવ્યો. એ જગ્યાએ શિવરાત્રિના ઉત્સવ કરતાં પણ વધારે માણસો ભેગાં થયાં હતાં અને સર્વેને બહુજ આનંદ થયો હતો. ત્યાંથી પાથરી ગામે રા. શામરાવ ચોધરીના આગ્રહથી જવુ થયું હતું. તેમણે પણ અભિષેકાત્મક મહારુદ્ર કરાવી બીજે દિવસે લઘુરુદ્રનો સ્વાહાકાર કરાવ્યો. એમણે પણ પાછળથી સ્વામી મહારાજની આજ્ઞા લઇ પોતાના ગામમાં શ્રીદત્ત ભગવાનની પાદુકા પધરાવી છે.

ગોદાવરી કિનારે રાજોર ગામે સીતારામ મહારાજે સંહિતાનો સ્વાહાકાર કરવાથી ત્યાં ગાંડાબુવા સહિત સ્વામી મહારાજ પધાર્યા હતા. એ જગ્યાએ ઓછામાં ઓછાં લાખ માણસ ભેગાં થયાં હતાં. ત્યાં નરસોબાવાડીથી શ્રીનૃસિંહ સરસ્વતી મહારાજ તથા હંપીમઠના શંકરાચાર્ય મહારાજ પધાર્યા હતા. એ સમારંભમાં પરળીના રા. નાનાસાહેબે બહુજ સારી મદદ કરી હતી. તેમ ત્યાંના તાલુકદાર સાહેબ વગેરે મુસલમાન છતાં

પોતાની કચેરીમાં તથા તમામ તાબાની કચેરીમાં ચાર દિવસ રજા પડાવી બંદોબસ્ત માટે આવ્યા હતા. એ ઉપરથી પ્રત્યક્ષ જોવામા આવે છે કે, નિજામ સરકારના રાજ્યમાં હિંદુ મુસલમાનો એક બીજા સાથે બહુજ સારી પ્રીતિ રાખે છે અને એજ રાજ્યની શોભા છે.

રાજોરથી નીકળી ઓંડાનાગનાથ જયોતિર્લિંગનાં દર્શન કરી નરસી ગામે ત્યાંના લોકોના આગ્રહથી જે જગ્યાએ સ્વામી મહારાજે પૂર્વે ચાતુર્માસ કર્યું હતુ, તે જગ્યામાં શ્રીદત્ત ભગવાનની પાદુકા સ્વામી મહારાજની આજ્ઞા લઇ ત્યાંના લોકોએ પધરાવી. ત્યાંથી રા. વામનરાવને કુરવરપુરમા સ્વાહાકાર માટે આવવાને હા કહેવાથી સ્વામી મહારાજ ગાડાબુવા સહિત ઉટી ગામે પધાર્યા. એ જગ્યાએ અગસ્ત્ય ઋષિનો આશ્રમ છે, અને એ વામનરાવના ગુરૂનુ સ્થાન હોવાથી એમણે એ જગ્યાએ સ્વામી મહારાજની આજ્ઞા લઇ મહારૂદ્રનો સ્વાહાકાર કરાવ્યો. એ માણસ ઘણોજ શ્રદ્ધાવાન હોવાથી ત્યા એવી રીતનો સર્વેને આનંદ થયો કે, જ્યાં ત્યાં લોકો એ વામનરાવની કીર્તિ ગાવા લાગ્યા. એ જગ્યાએ બ્રાહ્મણોને દક્ષિણા તથા બાળગોપાળ વગેરે તમામને માટે ખાવા પીવાનો ઘણો સારો બંદોબસ્ત જોઇ સ્વામી મહારાજ બહુજ ખુશી થયા. એ વામનરાવના નિમિત્તે કૃષ્ણા છોડી એ બાજુ સ્વામી મહારાજનું આવવું થયું હતુ. એ નિમિત્તે એ મુલકના લોકોએ સ્વામી મહારાજનાં દર્શન કર્યાં અને ગામોગામ મળી વીશ સ્વાહાકાર, બે અગ્નિહોત્રીનાં ચાતુર્માસ અને બે જગ્યાએ શ્રીદત્ત ભગવાનની પાદુકા સ્થાપન થઇ. એ સર્વ સમારભમાં આ વામનરાવનો સમારભ શ્રેષ્ઠ થયો. એ કેવળ એમની શ્રદ્ધાનું ફળ છે. ત્યાંથી હિંગોળી આદિ ગામે થઇ પાછા ફરતા ફરતા ગોદાવરી કિનારે ગોંડગાંવ રેણુકા માતાનુ સ્થાન છે ત્યાં એક કાયર ગામના ગૃહસ્થ અંબાદાસ મહારૂદ્રનો સ્વાહાકાર કરવાને માટે પોતાની પત્ની સહિત આવ્યા હતા, તેથી ત્યાં આવવું થયું. એ સ્વાહાકારમાં પાથરી ગામના રા. શામરાવ ચોધરી સાહેબે ઘણોજ સારો બંદોબસ્ત રાખ્યો હતો. એ સ્વાહાકાર વખતે પણ ઘણોજ સારો સમારંભ થયો હતો. ત્યાંથી નીકળી મંજીરથ ગોદાવરીનું હૃદયસ્થાન છે તેમનાં દર્શન કરી જેષ્ઠ માસમાં ગંગા-

જીનો ઉત્સવ આવવાથી ગોદાવરી કિનારે ઉકડગામે તે ઉત્સવ કર્યો હતો, ત્યાં પણ શામરાવ ચોધરીએ પોતાથી બને તે પ્રમાણે દેખરેખ રાખી હતી. એ દશહારનો ઉત્સવ સમાપ્ત થતાં ત્યાંથી નીકળી રાક્ષસ ભુવન નજીક પાંચાળેશ્વર શ્રીદત્ત ભગવાનનું સ્થાન છે, તેમનાં દર્શન કરી પૈઠણ ક્ષેત્રમાં ગાંડાબુવા સાથે સ્વામી મહારાજનું પધારવું થયું. ત્યાં એકનાથ મહારાજના આશ્રમમાં એક દિવસ સ્વામી મહારાજે ભિક્ષાની સમાપ્તિ કરી.

એ સ્થાનમાં એકનાથ મહારાજે મંદિર બનાવી દેવની પ્રતિષ્ઠા કરી હતી. તે પ્રતિષ્ઠાના સ્થાનને હાલમાં એમની પાછળનાં એ ફેરફાર કરવાથી તે મૂર્તિને તે જગ્યાએ પધરાવવા જતાં એકદમ મોટું વિઘ્ન આવવાથી આજ બાર વરસ થયાં દેવને પધરાવી શકતા નથી તેથી સર્વેએ મળી એ વાત સ્વામી મહારાજને કહેતાં તેમણે તે જગ્યા જોઇને કહ્યું કે, એમની મૂળ જગ્યાએ દેવને બેસાડશો તોજ વિઘ્ન આવશે નહિ; કારણ સિદ્ધ પુરૂષને હાથે કાયમ થએલી જગ્યાને ફેરવવા જાય છે, તેમના કાર્યની સિદ્ધિ દેવલોકો થવા દેતા નથી, માટે મૂળ જગ્યામાં તમો દેવને બેસાડો. એ જગ્યામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ શિખંડિઆ નામથી રહી જે ટાંકામાં પાણી ભરેલું છે, તે ટાંકું હજી છે અને હાલ પણ એ પરમાત્મા આવી ઉત્સવ વખતે પાણી ભરી જાય છે. ઉત્સવમાં જે દિવસે એમની કાવડ ટાંકામાં પડે છે, તે દિવસે એકદમ તે ટાંકુ ઉભરાઇ જઇ આખો ચોક ભરાઇ જાય છે. તે વખતે તે ટાંકાની પૂજા કરી પછીથી ઉત્સવનો આરંભ થાય છે. જ્યાંસુધી પરમાત્માની કાવડ પડી ટાંકુ ઉભરાઇ પાણી બહાર આવે નહિ ત્યાંસુધી ઉત્સવનો આરંભ થઇ શકતો નથી. એ પ્રમાણે આજ સુધી ચાલે છે. વળી જે જગ્યામાં રહી શ્રીદત્ત ભગવાને પઠાણના વેશે પેહેરો ભર્યો છે, તે જગ્યામાં ઉત્સવ વખતે શ્રીદત્ત ભગવાનનું ચિત્ર કાઢે છે. તેને નમસ્કાર કર્યા વિના જે કોઇ દેવનાં દર્શન માટે અંદર વાડામાં જાય છે, તેના ઉપર એકદમ ઉપાધિ આવી પડે છે. એ પ્રમાણે આજ પ્રત્યક્ષ જોવામાં આવે છે. એ ઉપરથી દેવને પોતાના ભકતો માટે અભિમાન છે કે નહિ, તેનો વિચાર કરવો. એ એકનાથ મહારાજનું ચરિત્ર શ્રીધર્મ નિરૂપણમાં છે, માટે ત્યાં જોવું.

રસ્તે ચાલતાં એક વખતે ગાંડાબુવાએ શ્રીગુરૂ મહારાજજીને પૂછયું, માણગાવમાં દ-તોબા ગુજરી ગયા પછી પાછળથી તેમના પુત્રનો પણ નાશ થયો, એટલી બધી આપના ઘરપર દેવની અવકૃપા થવાનું કારણ શું ?

સ્વામી મહારાજ—મારા માતામહનાં બે વખત લગ્ન થયાં હતાં. તેમાં પ્રથમ વખતની પ્રજામાં માતુશ્રી હતાં અને બીજી વખતે પ્રજા નહિ થતાં પોતે અપુત્રવાન ગુજરી ગયા. તેમણે શરીર છોડતી વખતે કહ્યું હતું કે, જે મારી મીલકત લેશે તેનુ સત્યાનાશ જશે, એ પ્રમાણે બોલી પ્રાણ છોડયો હતો. એ બાબત મારા જાણવામાં આવવાથી મે માતુશ્રીને કહ્યું કે, તમારે તમારા પિતાજીની મીલકતમાં હાથ ઘાલવો નહિ. ઘાલવાથી ખોટું પરિણામ આવશે, માટે એમના વંશનાનેજ તે મીલકત ખાવા દેવી. એ પ્રમાણે મારૂં કહેવું થવાથી જ્યાંસુધી હું માણ-ગાવમાં હતો ત્યાંસુધી એ મીલકતમાં કોઇએ હાથ ઘાલ્યો નહિ; પરન્તુ જે વારે હું માણગાવ છોડી નીકળ્યા પછી કેટલાક અજ્ઞા-નીઓના સમજાવવાથી માતુશ્રીએ પિતાજીની મીલકત લેવાનો વિચાર કરી દાવો કરવાથી તે લોકોએ માતુશ્રીને મીલકત સોંપી દીધી. ત્યાર પછી માતુશ્રી ગુજરી ગયા પછી દ-તોબા મને બ્રહ્માવર્તમાં મળવા આવ્યો. તે વખતે મેં કહ્યું, તમે પિતામહની મીલકત લીધી એ ઠીક કર્યું નહિ. જો તમારે તમારૂ સારૂં ઇચ્છવું હોય અને વંશની વૃદ્ધિ કરવી હોય તો એ મીલકત તેમના વંશનાને સોંપી દો. તે બાબત દ-તોબાને ઠીક નહિ લાગી, તેમ તે મીલકત નહિ આપવાથી પિતામહના શાપનાં કારણથી તે અને તેમના પુત્ર ગુજરી ગયા. એને માટે હું શુ કરૂં. એ મીલ-કત જે લેશે તેમના એવાજ હાલ થશે. હાલ તે મીલકત દ-તોબાના વડીલ જમાઇએ લેવાથી તેમનાં પત્ની પણ ગુજરી ગયાં છે. અરે ! આવી રીતનો શાપ જ્યારે સ્વામી મહારાજ જેવાના બંધુને નડયો ત્યારે બીજાને નડે એમાં તો નવાઇજ શી, માટે એવા રીતની કોઇપણ વસ્તુ લેવાને કોઇએ પણ વિચાર રાખવો નહિ. એવા અપુત્રવાન પોતાની મીલકત ખુશીથી આપેલોજ લેવી.

પઠણથી નીકળી ગાંડાબુવા સાથે સ્વામી મહારાજ દોલતા-બાદના કિલ્લાપર શ્રીજનાર્દન મહારાજની સમાધિ છે તેનાં દર્શન માટે આવ્યા હતા. એ જગ્યાપર શ્રીજનાર્દન મહારાજ અને શ્રી

દત્ત મહારાજ સોગઠાબાજીએ રમતા હતા. તેમનાં દર્શન કરી, વેરૂળ આવી ધૃષ્ણેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. એ જ્યોતિર્લિંગ-પર ઔરંગજેબ બાદશાહ ઘા કરવા જતાં તેમનો હાથ જડ થઇ ઉભો ને ઉભો રહ્યા પછી બીજે દિવસે બાદશાહે શરીર છોડી દીધું હતું. એ બાદશાહને એ ગામની બહાર દાટેલો છે. વેરૂળ ગામે પ્રાચીન ગુફાઓ ઘણી જોવા જેવી છે. તેની મૂર્તિઓને મુસલમાનોએ ખંડિત કરેલી છે. ત્યાંથી આગળ ઘાટ ઉતરી ખાન-દેશમાં સ્વામી મહારાજ પધાર્યા. આજ સુધી ગામેગામ સ્વામી મહારાજના નિમિત્તે સમારાધના ચાલતી હતી, અને સેંકડો બ્રાહ્મણ અને બીજા લોકો જમતા હતા. સ્વામી મહારાજનાં દર્શન માટે ચાંડાળ પર્યંત આવનારાને પ્રસાદ મળતો હતો, તેથી માણસોની બહુજ ભીડ રહેતી હતી. એ પ્રમાણે દરરોજ કામનાવાળા લોકોની ઉપાધિથી કંટાળી ચાલીશગાવ નજીક આવી ગાંડાબુવાને સ્વામી મહારાજે કહ્યું કે, આવી રીતના ધિંગાણામાં બ્રહ્મદેવ જેવાનું આયુર્દા પુરૂ થાય છે, તો આપણાં આયુર્દાનો તો હિસાબજ શો ! માટે હવે તું અહીંયાંથી નર્મદા કિનારે ભરૂચ જઇ અભ્યાસ કરી વૃત્તિને શાંત કર. આ વખત તુ મારી સાથે ઘણા દિવસ રહ્યા છે અને તારૂં મારૂં જયાંસુધી સાથે રહેવું થશે ત્યાંસુધી ઉપાધિ કમી થશે નહિ, માટે આ ચાતુર્માસમાં મારી પાસે આવવાનો વિચાર રાખીશ નહિ. હું પણ નર્મદા કિનારે જાઉં છું. ત્યાં નિવૃત્તિનું સ્થાન મળશે તો હું ચાતુર્માસ કરીશ, નહિતો આગળ નીકળી જઇશ, એમ કહી શાકે ૧૮૩૪ના જેષ્ટ વદિ ચૌદ-શને દિવસે ગાંડાબુવા અને સ્વામી મહારાજ જુદા પડયા તે વખતે ગાંડાબુવાએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

આ સાલનું ચાતુર્માસ સ્વામી મહારાજે નર્મદા કિનારે ચીખલદા ગામે કર્યું. ત્યા બડવાણીના ઠાકોર સાહેબ તરફથી બે કારકુનો રહી બંદોબસ્ત રાખતા હતા અને પોતે ઠાકોર સાહેબ તથા દીવાનસાહેબ પણ આવી જતા હતા. એ ગામમાં સંહિતા, રૂદ્ર, પૌમાનાદિ સ્વાહાકાર થયા હતા તથા દરરોજ સમારાધના ચાલતી હતી. સ્વામી મહારાજ માઘ વદિ સપ્તમીને દિવસે ચીખલદા છોડી સુરપાણની ઝાડીમાં ઉતરી પડયા.

જગતજનની શ્રીરમાબાઇ માતુશ્રીનુ ચરિત્ર સહસ્રમુખી સરસ્વતી અને શેષનાગથી પણ લખાં શકાય તેમ નથી, ત્યારે મારા જેવા અલ્પજ્ઞથી તો લખી શકાયજ ક્યાથી ! છતાં મને મારાં વૃદ્ધ માતુશ્રીના ગુણાનુવાદ ગાવાનો હર્ષ થવાથી શ્રીસદ્ગુરૂ મહારાજની અનન્યભાવે પ્રાર્થના કરતાં મારી મતિમાં શ્રી સદ્ગુરૂ મહારાજે નિવાસ કરી પોતાના અજ્ઞાની બાળક પાસે જે કંઇ બોબડા બેબોલ બોલાવ્યા, તે યથામતિ લખ્યા છે. એ શ્રી રમાબાઇ માતુશ્રીના ચરિત્રની અંદર પાછળથી જાણવામાં આવેલો નવીન વિસ્તાર ઘણોજ છે. તે સિવાય સ્ત્રીધર્મ નિરૂપણમાં જે કથા આવી ગઇ છે, તેનો સાર આ જગ્યાએ લખ્યો છે, માટે તેનો વિસ્તાર મૂળ ગ્રંથમાં જોવો.

આ જગતજનની પતિવ્રતા રમાબાઇના ચરિત્રનો જે કોઇ સ્ત્રીપુરૂષ શ્રદ્ધા ભકિતથી નિત્ય પાઠ કરશે અથવા શ્રવણ કરશે અને એમના ગુણાનુવાદ ગાશે તેમના ઉપર શ્રીદત્ત ભગવાનની કૃપા થવાથી અનાયાસે આ સંસારનાં સર્વ સુખની પ્રાપ્તિ કરી અંતકાળે સદ્ગતિની પ્રાપ્તિ કરશે. ૮૯

હવે જે સ્ત્રી પુરૂષાદિને સ્ત્રીધર્મ નિરૂપણનુ અનુષ્ઠાન કરવું હોય તેમણે ચંદ્રબળ જોઇ આરંભ કરવો તે વખતે પ્રથમ મૃતિકા લગાડી સ્નાન કરવું. સ્ત્રીઓએ ધોએલાં શ્વેત વસ્ત્રને હલદી લગાડી પહેરવાં, અને સૌભાગ્ય ધારણ કરી પતિ આદિ વડિલોને નમસ્કાર કરવો, અને તેની આજ્ઞા માગી પુણ્યાહવાચન કરાવી કામનાનો સંકલ્પ કરી એ ગ્રંથપર દેવહુતિ, અનસૂયાદિ દશ માતૃકા સાંગાય સપરિવારાય નમઃ બોલી ષોડશોપચારે પૂજા કરવી. તેમાં ધ્યાન વખતે ॥ नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः । नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्मृताम् ॥ બોલવું, અને દેવહુતિ, અનસૂયા, અનુભવિ, સત્યવતી, રેણુકા, મદાલસા, સુમતા, અંબાભવાનિ, રેણુબાઇ અને રમાબાઇ એ દશ માતાનું આવાહન કરી એ માતાઓ સાક્ષાત્ જગદંબા છે, એ પ્રમાણે ધ્યાન કરી પૂજા કરવી અને ગ્રંથ વાચવાનો આરંભ કરી એની એકવીશમે દિવસે સમાપ્તિ કરવી. તે વખતે દરરોજ બ્રાહ્મણની સ્ત્રીએ ગ્રંથપર પોતાને હાથે પૂજા કરવી અને અન્યવર્ણે બ્રાહ્મણને બોલાવી પૂજા કરવી જેને વાંચતાં ન આવડતું હોય

તેમણે બ્રાહ્મણદ્વારા અથવા પોતાના પતિ પાસેથી શ્રવણ કરવું. એ પ્રસંગમાં સુતક અને ઋતુ આદિ પ્રાપ્ત થાય તો પારાયણ બંધ રાખવું અને શુદ્ધિને દિવસે પંચગવ્ય પ્રાશન કરી આરંભ કરવો. એ વખતે સ્ત્રીએ પતિની આજ્ઞા હોય તો બ્રહ્મચર્ય પાળવું, જમીનપર સુવું, હવિષ્યાન્ન ભક્ષણ કરવું. કોઇ જયંતિ આદિ પ્રસંગ આવે તો જયતિને દિવસે એકવીશ દિવસના પારાયણની સમાપ્તિ થાય એ પ્રમાણે આરંભ કરવો. એ પ્રમાણે કરવાથી બ્રહ્મહત્યાદિ તમામ પાપોનો નાશ થાય છે. નાના પ્રકારના રોગો પણ મટી જાય છે. જેના ઉપર બહુ ઋણ થયું હોય તેનો પણ પરિહાર થાય છે. ગ્રહપીડા, પિશાચાદિ બાધા અને સંસારના ત્રિવિધ તાપ દૂર થાય છે. પુત્ર કામનાવાળાને પુત્રની પ્રાપ્તિ થાય છે. દરરોજ પારાયણમાંથી ઉઠતી વખતે ઉત્તરપૂજા કરી આચમનાદિ કરી ઉઠવું અને नमो देव्यै० મંત્ર બોલી પુસ્તકની એકસો આઠ પ્રદક્ષિણા કરવી અને નમસ્કાર કરી અપરાધની ક્ષમા માગવી. પારાયણ વખતે વડિલાદિ બોલાવે તો બોલવું અને તેમના કાર્ય માટે ઉઠાડે તો ઉઠવું; વિના કારણ બોલવું કે ઉઠવું નહિ. પતિ આદિની સેવા કરવી. વિધવાએ મુકિતની પ્રાપ્તિ માટે શ્વેત વસ્ત્ર પહેરી એ ગ્રંથનું પારાયણ કરવુ. પુરૂષોએ પોતાની કામના માટે અનુષ્ટાન કરવુ હોય તો બ્રહ્મચર્ય પાળી પોતાની વર્ણના અધિકાર પ્રમાણે પૂજા કરી વાંચવું.

હવે જેને પુરૂષધર્મ નિરૂપણનું પારાયણ કરવું હોય તેમણે “ પુરૂષધર્મ નિરૂપણ ” તથા “ માતુશ્રી રમાબાઇના સંપૂર્ણ જીવન ચરિત્ર સહિત લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ ” એ બે ગ્રંથોનું પારાયણ એકવીશ દિવસે પૂરૂં થાય એ પ્રમાણે કરવું. ( આ પારાયણ ફકત બ્રાહ્મણ પુરૂષો માટે છે, સ્ત્રીઓ તથા અન્ય જાતિ માટે નથી ).

માતુશ્રી રમાબાઇના સંપૂર્ણ જીવનચરિત્ર સહિત લઘુ સ્ત્રી ધર્મ નિરૂપણનું પારાયણ કરનાર સ્ત્રી પુરૂષોએ એ ગ્રંથની સાતમે દિવસે સમાપ્તિ કરવી.

એ દરેક પારાયણની વિધિ ઉપર પ્રમાણે જાણવી. પારાયણની સમાપ્તિ કરી બ્રાહ્મણ, સુવાસણી તથા બટુકની પૂજા કરવી અને તેમને પાયસની રસોઇ જમાડી દક્ષિણા આપવી અને સંકલ્પપૂર્વકના નિયમો છોડી પારણાં કરવાં. પોતાની શકિત હોય તો

દશ સૌભાગ્યવતી પુત્રવાન બ્રાહ્મણની સ્ત્રીઓને બોલાવી દશ માતાની જગ્યાએ તે તે નામવડે પૂજા કરી સાડી અને ચોળી માટે ખંડ આપવા. ગરીબે શ્વેત વસ્ત્રને હળદિવડે રંગી તેમને પહેરાવવાં અને ચોળી માટે ખડ આપવા. અનુષ્ટાન પુરૂં થયા પછી પણ એ ગ્રંથો દરરોજ થોડા થોડા વાંચવાનો અભ્યાસ રાખવો. વાંચ્યા સિવાય રહેવું નહિ.

આ ગ્રંથ લખવાનું એટલું પ્રયોજન છે કે, મૂળ સ્ત્રીધર્મ નિરૂપણનો ગ્રંથ ઘણો વિસ્તારવાળો હોવાથી આળસુ અને મંદબુદ્ધિની સ્ત્રીઓ તથા નાની કન્યાઓથી પોતાનુ નિત્યકર્મ જાણી નહિ શકાય તે સેહેલથી જાણી પવિત્ર રહી પતિ આદિ વડિલોની સેવા અને ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરવા સુગમ પડે એટલા માટે આ લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ નામનો સુબોધ ગ્રંથ લખ્યો છે. કદાચ કોઇ જગ્યાપર આ ગ્રંથના અને મૂળ સ્ત્રીધર્મના લેખમાં મતભેદ પડે તો તે જગ્યાપર લઘુ સ્ત્રીધર્મ નિરૂપણના પ્રમાણે મૂળ ગ્રંથમાં સુધારી લેવું. આ ગ્રંથમાં જે જે જગ્યાપર અંક આવે તે જગ્યાએ મૂળ સ્ત્રીધર્મ નિરૂપણના તે તે અધ્યાયની સમાપ્તિ જાણવી.

આ રમાબાઇના ચરિત્ર સહિત લઘુ સ્ત્રીધર્મ નિરૂપણનો ગ્રથ મેં શ્રી સદ્ગુરૂ મહારાજની આજ્ઞાથી લખ્યો છે. તેનાવડે ભકત વત્સલ શ્રીદત્તાત્રેય મહારાજ સંતુષ્ટ થાઓ. આ ગ્રંથની સમાપ્તિ ભૃગુક્ષેત્રમાં શાકે ૧૮૩૪ ના માહા વદિ ૧૪ ને ગુરૂવારે શ્રીસદ્ગુરૂ મહારાજની કૃપાથી થઇ છે.

**॥ इति श्रीमत् परमहंस परिव्राजकाचार्य श्रीमत् वासुदेवानंद सरस्वती भगवद् पाद पूज्य शिष्य गांडाबुवा विरचित लघु स्त्रीधर्म निरुपण तथा रमाबाइनुं चरित्र समाप्त ॥**



## ॥ अनसूयानी आरती. ॥

जयजयभगवतिभास्वतिमतिमतिवंद्यसति ॥
अनसूयेंमद्गतयेंनस्तुनमांमहति ॥ जयदेवीजय० ॥ १ ॥
यादेवहूतिर्दुहिताकर्दममुनिजाता ॥
अत्रिमहर्षेर्दयितात्रिभुवनविख्याता ॥
श्रीदत्तदेवमाताकांताश्रुतिगीता ॥
पातिव्रत्यनिरतातिथ्येप्यासक्ता ॥ जयदेवीजय० ॥ २ ॥
धर्मानुभावतायास्त्यामृतकांतं ॥
कौशिकभर्जावयस्त्वयमपिलोकाकांतं ॥
कृत्वालंभनंतंचसुतंखलुकांतं ॥
कुर्यादनसूयासाभजतांनाकांतं ॥ जयदेवीजय० ॥ ३ ॥
अनुजस्तनुजश्चाभूद्यस्याहरिरेषा ॥
साक्षाच्चैतन्यकलाजगतिश्रीवेषा ॥
दोषानाशुस्मरतांहरतुशुभाशेषा ॥
ननसूयागतरोषावतुनोहरिपोषा ॥ जयदेवीजय० ॥ ४ ॥

---

## ॥ रेणुकानी आरती. ॥

जयजयरेणुकाईश्वरिजमदग्नेर्दयिते ॥
भयतेजस्विनिकरुणांशोभूयाद्दयिते ॥ जयदेवीजय० ॥ १ ॥
शंकररूपस्यमुनेर्यासाध्वीकांता ॥
गौरीसाक्षाज्जातारेणार्यादुहिता ॥
पातिव्रत्यप्रथितारामस्यचमाता ॥
माताजगतांनोऽव्यात्त्रिभुवनविख्याता॥जयदेवीजय० ॥ २ ॥
भूभारभूतदुष्टक्षत्रियकुलनाशे ॥
कृत्याभूद्याहेतुर्विश्वोद्भवनाशे ॥
नीराजयामितांत्वांपूरितसुजनाशे ॥
तारयमृत्युमुखान्मांशिक्षितकीनाशे॥ जयदेवीजय० ॥ ३ ॥
दत्तात्रेयंकृत्वाऽऽचार्यसह्यतटे ॥
पत्यनुगमनंचक्रेमाहुरपुरनिकटे ॥
याऽद्यापितत्रमाताजागर्तिप्रकटे ॥
तद्रूपेऽस्तुसदामेचित्तंसन्निकटे ॥ जयदेवीजय० ॥ ४ ॥

## ॥ सरस्वतीनी आरती. ॥

जयजयभगवतिभास्वतिभारतिसन्मतिदे ॥
नीराजयेम्सरस्वतिमतिमतितेप्रपदे ॥
जयजयवरवरदे । जयदेवीजयदेवी ॥ १ ॥

विधिहरिहरमुखलेखर्पभगीतेमहिते ॥
वाणीश्वरिवदनुतोश्रितेजनकल्पलते ॥
उत्तमशीलेविमलेकांतिसर्वमते ॥
परिपालयनोभीतेरानिशंदिव्यगते ॥
जयजयवरवरदे । जयदेवीजयदेवी ॥ २ ॥

वाग्जाडयबुद्धिमांद्यप्रभृतिकुदोषहरे ॥
विद्यामेधासन्मतिधृतिदेपापहरे ॥
बुद्धिप्रकाशकेसतिसदूगतिदेकहरे ॥
कृपयापरयालोकयभजकान्नोऽघहरे ॥
जयजयवरवरदे । जयदेवीजयदेवी ॥ ३ ॥

याशारदाब्जकांतामालांबुजहस्ता ॥
याशुकपुस्तकसाहिताब्राम्हीहंसगता ॥
यानरमुनिसुरविनुतात्रैलोक्यपाथिता ॥
सावासुदेवगीतावतुनःश्रुतिमाता ॥
जयजयवरवरदे । जयदेवीजयदेवी ॥ ४ ॥

---

आरतिओवाळुं । शारदे । सुरवरवंदितपादे ॥
आरति० ॥ १ ॥

शुद्धस्फटिकमयी। वरमाला। पुस्तकशुकशितकमला॥
वाग्जाड्याहरुनी। शुभमतिदे । देविसरस्वतिवरदे ॥
आरति० ॥ २ ॥

हंसावरीबसुनी । सत्वरये । श्रीमतिभारतिअभये ॥
मन्मुखिचामकरि । श्रुतिगेये । विजयेनिहिनापाये ॥
वारितानिजखेदे । पारदे । भास्वतिपरमामोदे ॥
आरति० ॥ ३ ॥
होतीमूकहिते । वाचाळ । नलगेक्षणभरिकाळ ॥
तूंजरिकरुणेने । केवळ । पाहनांएकवेळ ॥
म्हणुनीवासुदेव । शारदे । प्रार्थीतपरमानंदे ॥
आरति० ॥ ४ ॥

---

## ॥ नर्मदानी आरती. ॥

जयजयनर्मदईश्वरिमेकलसंजाते ॥
नीराजयामिनाशितनापत्रयजाते ॥ जयजय० ॥ १ ॥
वारितसंसृतिभीतिसुरवरमुनिगीते ॥
सुखदेपावनकीर्तेशंकरतनुजाते ॥
देवापगाधितीर्थेदत्ताख्यपुमर्थे ॥
वाचामगम्यकीर्तेजलमयसन्मूर्ते ॥ जयजय० ॥ २ ॥
नंदनवनसमतीरेस्वादुसुधानीरे ॥
दर्शितभवपरतीरेदमितांतकसारे ॥
सकलक्षेमाधारेधृतपारावारे ॥
रक्षास्मानतिघोरेमग्नान्संसारे ॥ जयजय० ॥ ३ ॥
स्वयशःपावितजीवेमामुद्धररेवे ॥
तीरंतेखलुसेवेत्वयीनिश्चितभावे ॥
कृतदुष्कृतदवदावेत्वत्पदराजीवे ॥
तारकइहमेतिजवेभक्त्यातेसेवे ॥ जयजय० ॥ ४ ॥

---

## ॥ प्रार्थना ॥

नमोस्तुतेमहादेवि । शिवेकल्याणिशांभवि ॥
प्रसीदवेदविनुते । जगदंबनमोस्तुते ॥ ॥ १ ॥
जगतामादिभूतात्वं । जगत्वंजगदाश्रया ॥
एकाप्यनेकरूपासि । जगदंबनमोस्तुते ॥ ॥ २ ॥
सृष्टिस्थितिविनाशानां । हेतुभूतेमुनिस्तुते ॥
प्रसीदवेदविनुते । जगदंबनमोस्तुते ॥ ॥ ३ ॥
सर्वेश्वरिनमस्तुभ्यं । सर्वसौभाग्यदायिनि ॥
सर्वशक्तियुतेनंते । जगदंबनमोस्तुते ॥ ॥ ४ ॥
विविधारिष्टशमनि । त्रिविधोत्पातनाशिनि ॥
प्रसिददेविललिते । जगदंबनमोस्तुते ॥ ॥ ५ ॥
प्रसीदकरूणासिंधो । त्वतःकारुणिकापरा ॥
यतोनास्तिमहादेवी । जगदंबनमोस्तुते ॥ ॥ ६ ॥
शत्रुन्जहिजयंदेहि । सर्वान्कामांश्चदेहिमे ॥
भयनाशयरोगांश्च । जगदंबनमोस्तुते ॥ ॥ ७ ॥
जगदंबनमोस्तुतेहिते । जयशंभोर्दयितेमहामते ॥
कुलदेविनमोस्तुतेसदा । हृदिमेतिष्टयतोसिसर्वदा ॥ ८ ॥
नावाहनंनार्चनपद्धतिंते । जानेनभक्तिस्त्वयिमेभवानि ॥
अथापिमांत्वंकुलदेविभक्तं । कुलोद्भवंपाह्यपिचार्थसक्तं ॥९ ॥



## શ્રીપરમપૂજ્ય ગાંડામહારાજ વિરચિત પુસ્તકો.

### સ્ત્રીધર્મ નિરૂપણ.

એમાં સ્ત્રીપુરૂષોના ધર્મ, અર્થ કામ અને મોક્ષના શાસ્ત્ર વિહિત માર્ગો દશ માતૃકાઓના આખ્યાન સાથે વર્ણવેલા છે. કીંમત રૂા. ૨–૮–૦

### પુરૂષધર્મ નિરૂપણ.

એમાં સંન્યાસી, વાનપ્રસ્થ, ગૃહસ્થ અને બ્રહ્મચર્ય એ ચારે આશ્રમના નિયમો શાસ્ત્ર પદ્ધતિએ વર્ણવેલા છે, ઉપરાંત વિદ્વત્સંન્યાસ, મનન, મનને ઉપદેશ, સ્પર્શાસ્પર્શ વગેરે વિષયો વર્ણવી જ્ઞાન મેળવવાનો સરળ માર્ગ બતાવ્યો છે. કીંમત રૂા. ૧–૧૨–૦

### લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ,

આ પુસ્તક મોટા સ્ત્રીધર્મ નિરૂપણના સારરૂપ છે. કીંમત રૂા. ૦—૩—૦

### લઘુ સ્ત્રીધર્મ નિરૂપણ
અને
### રમાબાઇનું ચરિત્ર.

આ પુસ્તક સ્ત્રીધર્મ નિરૂપણના મોટા પુસ્તકના સારરૂપ કેવું હોઇ તેમાં આધુનિક અવતારી પુરૂષનું જીવન હોય છે, તે આબેહુબ બતાવ્યું છે, જે વાંચવાથી ધર્મ ઉપર શ્રદ્ધા ચોંટે છે. કીંમત રૂા. ૧–૦–૦

પ્રસિદ્ધ કર્તા.

**કલ્યાણજી નીચ્છાભાઈ દેશાઈ.**

ઓફીસ ખડકી—ભરૂચ.